સ્વ. ચંદ્રપ્રસાદ ગોવિંદલાલ ઠાકોર સ્મારક ગ્રંથમાળા અં. ૪

# નિબન્ધમાલા


સંયોજક

વિશ્વનાથ મગનલાલ ભટ્ટ



ગુજરાત વર્નાક્યુલર સોસાયટી : અમદાવાદ

પ્રકાશક :
**રસિકલાલ છોટાલાલ પરીખ**
આસિ. સેક્રેટરી :
ગુજરાત વર્નાક્યુલર સોસાયટી
ભદ્ર—**અમદાવાદ**

આવૃત્તિ ૧ લી
પ્રત ૧૫૦૦
ઈ. સ. ૧૯૩૯
વિ. સં. ૧૯૯૬
**કીમત ૧ રૂપિયો**

મુદ્રક :
**શાહ કેશવલાલ સાંકળચંદ**
વીરવિજય પ્રિન્ટિંગ પ્રેસ, રતનપોળ
સાગરની ખડકી—**અમદાવાદ**

## સ્વ. ચંદ્રપ્રસાદ ગોવિંદલાલ સ્મારક ગ્રંથમાળાનો

# પરિચય

સ્વ. ચંદ્રપ્રસાદ વિદ્યાર્થી-અવસ્થામાં અકાળે અવસાન પામતાં તેમના આત્માના શ્રેયાર્થે તેમના પિતાશ્રી રા. ગોવિંદલાલ નરભેરામ ઠાકોરે રૂા. ૧૫૦૦)ના બોમ્બે સ્ટીમ નેવિગેશન કું. ના ૭ પ્રેફરન્સ શેરો સોસાયટીને તે ફંડના વ્યાજમાંથી ધર્મ, નીતિ, ચરિત્ર, કેળવણી અગર જનસુખાકારી સંબંધી, સામાન્ય લોકોને ઉપયોગી તેમ જ બોધદાયક થઈ પડે તેવાં પુસ્તકો બનતાં સુધી લખાવવાને સોંપ્યા છે. તદનુસાર તે ફંડના વ્યાજમાંથી પારિતોષિક આપી સોસાયટી તરફથી નીચેનાં પુસ્તકો છપાવવામાં આવ્યાં છેઃ—

૧. સિંહાસન બત્રીસી ભા. ૧
૨. ,, ,, ભા. ૨
૩. ટસ્કેજી અને તેનાં માણસો
૪. નિબન્ધમાલા

ગુ. વ. સોસાયટી
**અમદાવાદ**
તા. ૯-૧૦-૧૯૩૯

**રસિકલાલ છો. પરીખ**
આસિ. સેક્રેટરી

## વિશ્વનાથ મગનલાલ ભટ્ટનાં

## અન્ય પ્રકાશનો

| | | |
|---|---|---|
| ૧. | ગદ્યનવનીત | સં. ૧૯૮૨ |
| ૨. | 'આવું કેમ સૂઝ્યું?' | ,, ૧૯૮૪ |
| ૩. | પારિભાષિક શબ્દકોશ | ,, ૧૯૮૬ |
| ૪. | પ્રેમનો દંભ | ,, ૧૯૮૭ |
| ૫. | સ્ત્રી અને પુરુષ | ,, ૧૯૮૭ |
| ૬—૭. | કથાવલિ ૧–૨ | ,, ૧૯૮૮, ૯૧ |
| ૮–૧૦. | નવો અવતાર ૧, ૨, ૩ | ,, ૧૯૮૮, ૮૯, ૯૦, |
| ૧૧. | વીર નર્મદ | ,, ૧૯૮૯ |
| ૧૨—૩. | નર્મદનું મંદિર ૧–૧ | ,, ૧૯૯૧, ૯૪ |
| ૧૪. | લગ્નસુખ | ,, ૧૯૯૨ |
| ૧૫. | સાહિત્યસમીક્ષા | ,, ૧૯૯૪ |
| ૧૬. | પતન ને પ્રાયશ્ચિત્ત | ,, ૧૯૯૫ |

# નિવેદન

આજથી બારેક વરસ પર ગુજરાતી શિષ્ટ ગદ્યસાહિત્યનો એક સંગ્રહ 'ગદ્યનવનીત' નામે પ્રકટ કરેલો. એ સંગ્રહમાં લગભગ છસો જેટલાં પાનાં આપેલાં છતાં સ્થળસંકોચ ખૂબ નડેલો, અને તેથી ગદ્યસંગ્રહ જો એક જ ગ્રંથમાં કરવો હોય તો તેમાં ગદ્યલેખનના સઘળા પ્રકારો એકી સાથે લેવાનો લોભ ન રાખતાં નિબન્ધ, નિબન્ધિકા, નવલિકા, સંવાદ આદિ વિવિધ લેખનપ્રકારોને માટે દરેક દીઠ એક એક સ્વતન્ત્ર સંગ્રહ યોજવાની આવશ્યકતા સમજાએલી. સદ્‌ભાગ્યે 'ગદ્યનવનીત' પ્રકટ થયા પછી આપણી જાણીતી સાહિત્યસંસ્થા ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ ઉપર ગણાવેલા લેખનપ્રકારો પૈકી એક જે નિબન્ધ તેનો સંગ્રહ તૈયાર કરવાનું સોંપેલું, એટલે એ યોજના અનુસાર આપણા ગુજરાતી સાહિત્યમાંથી શુદ્ધ શિષ્ટ નિબન્ધોની ચૂંટણી કરી આંહીં રજૂ કરેલ છે.

આ સંગ્રહમાં સ્વતન્ત્ર, સ્વપર્યાપ્ત, સુશ્લિષ્ટ નિબન્ધો જ—કોઈ મોટા લખાણમાંથી અનુકૂળતા પ્રમાણે કાપી કાઢેલા ટુકડા નહિ, પણ અખંડ આત્મપર્યાપ્ત ગદ્યકૃતિઓ જ—લેવાનું, અને જે લેખકોએ એવા નિબન્ધો ધ્યાન ખેંચે એવી કે ગણનાપાત્ર સંખ્યામાં રચેલા હોય તેમ એ સાહિત્યપ્રકારના ઈતિહાસમાં સ્થાન પામે એવું રચના-કૌશલ કે વિશિષ્ટ શક્તિ દાખવેલ હોય એવા જ લેખકોના કૃતિ-સંગ્રહમાંથી તે પસંદ કરવાનું ઠરાવ્યું છે. એટલે જેઓ બીજી રીતે સમર્થ ગદ્યકારો હોય, નિબન્ધેતર ગદ્યપ્રકારોમાં જેમણે સારી પેઠે સામર્થ્ય બતાવેલ હોય, છતાં એમણે જો આવી સ્વપર્યાપ્ત રચનાઓ પૃથક રૂપે અને બહોળા પ્રમાણમાં ન કરેલ હોય, નિબન્ધક્ષેત્રનું મોટા પ્રમાણમાં કે લાંબા વખત સુધી ખેડાણ ન કરેલ હોય, એમને આ સંગ્રહમાં સ્થાન આપ્યું નથી. નંદશંકર અને ગોવર્ધનરામ જેવા ગદ્ય-સ્વામીઓનો આમાં સમાવેશ નથી થયો તે આ કારણે. એ બન્ને

સમર્થ ગદ્યકારો હતા, ઉપરાંત એક રીતે કહીએ તો પ્રચ્છન્ન નિબન્ધ-કારો પણ હતા, પણ એમણે જે નિબન્ધો લખ્યા છે તે પૃથક રૂપે નહિ પણ નવલકથાના દેહમાં વણીને લખ્યા છે. એટલે આપણા સાહિત્યમાં એમનું જે સ્થાન છે તે શુદ્ધ નિબન્ધલેખકરૂપે નહિ પણ નવલકથાલેખકરૂપે છે, અને તેથી આવા સંગ્રહમાં એમની કૃતિ ન જ આવી શકે એ દેખીતું છે. મણિશંકર રત્નજી ભટ્ટ અને કેશવ-લાલ હર્ષદરાય ધ્રુવ જેવા કેટલાક વિશિષ્ટ શક્તિવાળા ગદ્યલેખકોનું આમાં કંઈ નહિ જોવામાં આવે એનો ખુલાસો પણ તેઓ પ્રધાન-પણે નિબન્ધલેખકો નહોતા એ વસ્તુ લક્ષમાં લેવાથી તરત જ થઈ જશે.

આ સંગ્રહમાં જે સ્વતન્ત્ર, સ્વપર્યાપ્ત રચનાઓ જ લેવાની ઉપર વાત કરી તેના પણ પાછા બે ભાગ પડે છે: (૧) એક જ વિષયને વળગી રહીને તેનું ગંભીર દૃષ્ટિએ નિરૂપણ કરતો નિબન્ધ અને (૨) કોઈ પણ વિષયની મર્યાદામાં બંધાયા વગર વિનોદી રસ-ળતી ઠેકંઠેકા કરતી શૈલીમાં લખાએલી નિબન્ધિકા. આ બન્ને સાહિત્ય-પ્રકારો જોકે એકબીજા સાથે જોડાએલા છે, અને તેથી કેટલીક રચનાઓ એવી પણ થાય છે કે જે બન્નેના સીમાપ્રાન્ત પર આવી રહેલી હોવાથી બેમાંથી ગમે તે વર્ગમાં મૂકી શકાય એવી હોય છે, છતાં તત્ત્વતઃ એ બન્નેનું સ્વરૂપ એટલું સ્પષ્ટ રીતે ભિન્ન છે કે સંગ્રહ કરતી વખતે એ બન્ને જાતિઓને જુદી જ રાખવાની જરૂર છે. એટલે આ ગ્રંથમાં એકાગ્ર શૈલીના ગંભીર નિબન્ધોનો જ સંગ્રહ કર્યો છે, અને વિનોદાત્મક રસળતી શૈલીની નિબન્ધિકાઓને ભવિષ્યના કોઈ સંગ્રહ માટે અલગ રાખેલ છે. આથી જ રા. જયેન્દ્રરાવ દૂરકાળ આદિ લેખકોની રચનાઓ આ સંગ્રહમાં નજરે નહિ પડે.

નિબન્ધપસંદગીની બાબતમાં જે નિયમો દૃષ્ટિ સમક્ષ રાખ્યા છે તેમાં પહેલો તો એ કે, સંગ્રહ એક જ ગ્રંથમાં કરવાનો હોવાથી અને એ ગ્રંથમાં પણ પ્રકાશક સંસ્થાના ધોરણ પ્રમાણે એક રૂપિયાની

કિંમતમાં પોસાય એટલી મર્યાદિત જ પૃષ્ઠસંખ્યા રાખવાની હોવાથી, ટૂંકા નિબન્ધને પહેલી પસંદગી આપવી; એટલે કે લેખકની શક્તિને અન્યાય ન થાય એવી રીતે એની પાસેથી સારા છતાં ટૂંકા નિબન્ધ મળતા હોય તો એથી જરા વધારે સારા હોય છતાં તે જો લાંબા હોય તો લાંબા છોડીને ટૂંકાની જ પસંદગી કરવી, અને કોઈ પણ સંજોગમાં સોળ પાનાંથી લાંબો નિબન્ધ તો ભાગ્યેજ અપવાદરૂપે જ લેવો. બીજો નિયમ એ કે આ સંગ્રહ એકદેશી પંડિતોને અર્થે નહિ પણ સાહિત્યરસિક સામાન્ય વાચકોને અર્થે યોજાએલો હોવાથી એમાં અતિશાસ્ત્રીય, પારિભાષિક, કે વિવાદપ્રધાન બની જતા હોય એવા નિબન્ધો ન લેવા. ત્રીજો નિયમ એ કે જેમાં કોઈ પ્રવર્તમાન ધર્મ પંથ કે કોઈ જીવંત વ્યક્તિની સ્તુતિ કે નિંદા જેવું કંઈ હોય અથવા બીજી રીતે ચર્ચાસ્પદ બને એવો વિષય હોય એવા નિબન્ધો છોડી દેવા. ચોથો નિયમ એ કે નિબન્ધના વર્ણન, કથન, પર્યેષણ આદિ વિવિધ મુખ્ય તેમ જ ગૌણ પ્રકારોમાંથી આપણે ત્યાં જે જે ખીલ્યા છે તે સઘળાનું બને તેટલું પ્રતિનિધિત્વ સાચવવા પ્રયત્ન કરવો. વળી જે લેખકોએ નિબન્ધો સારી પેઠે મોટી સંખ્યામાં રચેલા છે તેમની કૃતિઓની પસંદગી કરતી વખતે પસંદગીનું ક્ષેત્ર બને તેટલું સાંકડું કરીને પસંદગીનું કાર્ય સરળ બનાવી શકાય એટલા માટે જે રચનાઓ આકારે શુદ્ધ નિબન્ધ જ હોય છતાં મૂળ કોઈ સભામાં જાહેર ભાષણ કે વ્યાખ્યાનરૂપે રજૂ થઈ હોય તેને બનતાં સુધી અલગ રાખેલ છે અને કેવળ લેખિત રૂપમાં જ જે સૌથી પહેલા પ્રકટ થએલા એવા લેખોમાંથી જ ચૂંટણી કરી છે. નિબન્ધો-ની સંખ્યાનો નિર્ણય લેખકની ગુણસંપત્તિ તેમ કૃતિસમૃદ્ધિ પર સરત રાખીને કર્યો છે. અર્થાત્ ગુજરાતી નિબન્ધસાહિત્યમાં કોઈ લેખકનો જેટલો ફાળો, અને એના ઇતિહાસમાં એનું જેટલું મહત્ત્વ તેના પ્રમાણમાં એના નિબન્ધો લીધા છે, અને જે લેખકના એક કરતાં વિશેષ નિબન્ધ લઈ શકાયા છે ત્યાં એ લેખકના એક જ

પ્રકાર, વિષય, કે સમયના ન લેતાં એ ત્રણે બાબતોમાં બને તેટલું વૈવિધ્ય સાધવાનો યત્ન કર્યો છે. અલબત્ત, પસંદગીનું આ ધોરણ આખા સંગ્રહમાં સળંગ રીતે સચવાયું છે અથવા આ બધા નિયમોમાં ક્યાં યે અપવાદ જેવું નથી જ કરવું પડયું એમ તો કહી શકાય એમ નથી, છતાં અમુક નિબન્ધ આમાં શા માટે લીધો કે ન લીધો એ સંબન્ધમાં કદાચ કોઈને પ્રશ્ન થાય તો આ નિયમો ધ્યાનમાં લેવાથી તેનું તરત સમાધાન થઈ જશે એવી આશા છે.

નિબન્ધોની ગોઠવણી કાળાનુક્રમે કરી છે અને એમાં પણ પ્રથમ લેખકોની અને પછી એ લેખકના પેટામાં એના નિબન્ધોની એમ બેવડી કાલાનુપૂર્વી રાખી છે. લેખકોના સંબન્ધમાં કેવળ જન્મતિથિ પર જ આધાર નથી રાખ્યો પણ એ ઉપરાંત એની સાહિત્યપ્રવૃત્તિના પ્રારંભની તિથિ પર પણ નજર રાખી છે. કેટલાક નિબન્ધકારો સમયદૃષ્ટિએ અગ્રજ હોવા છતાં એમનું સ્થાન એમના અનુજોની પછી રખાયું છે તેનું કારણ આ છે. જોડણી પ્રત્યેક લેખકની પોતાની જ અસલ પ્રમાણે રાખવાનું ઠરાવ્યું છે, એટલે આ સંગ્રહમાંથી આપણી જોડણીપદ્ધતિના ક્રમિક રૂપાંતરનો પણ ખ્યાલ અનાયાસે આવી શકશે.

ગુજરાતમાં પુસ્તકપ્રકાશનનું કાર્ય કેટલું બધું મુશ્કેલીભર્યું છે એ આપણે જાણીએ છીએ. એ મુશ્કેલીને લીધે આપણું ઘણું નિબન્ધ-સાહિત્ય હજુ ગ્રંથસ્થ રૂપમાં સુલભ બન્યું નથી, અને જૂનાં અ-પ્રાપ્ય સામયિકોના અંકોમાં વેરાએલું ને દટાએલું પડ્યું છે. એવી પરિસ્થિતિમાં ગુજરાતી નિબન્ધોનો પ્રતિનિધિરૂપ સંગ્રહ તૈયાર કરવો એ કેટલું કપરું કામ છે તે સાહિત્યરસિકો સહેલાઈથી સમજી શકશે. એમાં યે આ સંગ્રહની તૈયારી તો જ્યાં ગુજરાતી પત્રોની ફાઈલો બિલકુલ ન મળી શકે એવા ગુજરાતથી દૂર દૂરના સ્થળે કરાંચીમાં રહીને કરવી પડેલી, એટલે એની પસંદગીમાં કંઈ ઊનતા જેવું લાગે તો તે આ કારણે ક્ષમ્ય ગણાશે એવી આશા છે.

અંધેરી
ગાંધીજયંતી
૨–૧૦–૩૯

**વિશ્વનાથ મગનલાલ ભટ્ટ**

# અનુક્રમણિકા

# ઉપોદ્‌ઘાત

નિબન્ધ એટલે શું ? વ્યુત્પત્તિ વિચારીએ તો આ શબ્દ સંસ્કૃત ભાષાનો છે, પણ અત્યારે જે અર્થમાં એ શબ્દ આપણે વાપરીએ છીએ તે અર્થમાં એનો પ્રયોગ સંસ્કૃત ભાષામાં બહુ થયો હોય એવું લાગતું નથી. अमरकोशમાં એ શબ્દ છે, પણ એનો અર્થ એક પ્રકારના વ્યાધિ સિવાય બીજો કોઈ ત્યાં આપ્યો નથી. આપ્ટેના સંસ્કૃત અંગ્રેજી કોશમાં એ શબ્દના જુદા જુદા અર્થોમાં literary composition or treatise એવો પણ એક અર્થ આપેલો છે ખરો, પણ જે વિશિષ્ટ સાહિત્યજાતિને આપણે અત્યારે એ શબ્દથી ઓળખાવીએ છીએ તેનો એમાં નિર્દેશ નથી. એ સાહિત્યજાતિ સંસ્કૃત ભાષામાં ખીલેલી પણ જોવામાં આવતી નથી, એટલે એના વાઙ્‌મય નમૂનાઓ ઉપરથી પણ એનું સ્વરૂપ કે લક્ષણો નક્કી કરવામાં આપણ-ને કશી મદદ મળી શકે એમ નથી. વસ્તુતઃ નિબન્ધ શબ્દ સંસ્કૃત ભાષાનો હોવા છતાં જે વસ્તુ દર્શાવવાને માટે આપણે ત્યાં એ યોજાયો છે તે પશ્ચિમની જ છે. અંગ્રેજીમાં જેને Essay કહે છે એ સાહિત્યપ્રકારને ઓળખાવવા માટે જ આપણે ત્યાં નિબન્ધ શબ્દનો પ્રયોગ દાખલ થયો છે, તેથી એનું સ્વરૂપ સમજવા માટે આપણે એ અંગ્રેજી શબ્દ તથા સાહિત્યજાતિનો જ આશ્રય લેવો પડે એમ છે.

પણ દુર્ભાગ્યે અંગ્રેજીમાં પણ આ વસ્તુ બહુ સ્પષ્ટ નથી. એ ભાષાના જે કેટલાક શબ્દોએ ત્યાંના વિવેચકો અને વ્યાખ્યાકારોને ખૂબ મૂંઝવ્યા છે તેમાંનો એક આ Essay શબ્દ છે. એ શબ્દ એમને ત્યાં એવા પરસ્પરભિન્ન લેખનપ્રકારો માટે વપરાયો છે કે એનું ચોક્કસ શાસ્ત્રીય લક્ષણ શી રીતે બાંધવું એ જ એમને સમજાતું નથી. એમની ભાષામાં મોન્ટેન જેવાનાં યદૃચ્છાવિહારી લખાણો essay કહેવાય છે, બેકન જેવાએ થોડાં પાનાંમાં સંક્ષિપ્ત સૂત્રાત્મક શૈલીમાં રજૂ કરેલો ગંભીર અનુભવભંડાર પણ essay કહેવાય છે,

પોપ જેવાએ રચેલા પદ્યગ્રંથો (Essay on Man, Essay on Criticism) તેમ લોક જેવાએ રચેલા ગદ્યગ્રંથો (Essay Concerning Human Understanding) પણ essay કહેવાય છે, એડિસન જેવાએ રૂપકગ્રંથિ, પાત્રાલેખન તેમ બોધપરાયણ કે રમૂજી ટૂચકારૂપે કરેલાં લખાણ પણ essay કહેવાય છે, અને મેકોલે, કાર્લાઇલ આદિ જેવાની ઐતિહાસિક, ચરિત્રાત્મક, કે સાહિત્યવિષયક ગ્રંથિકાઓ પણ essay કહેવાય છે. આ સ્થિતિમાં ત્યાંના વિવેચકો essay શબ્દની વ્યાખ્યા આપતાં મૂંઝાઈ જાય અને જે. સી. સ્કવાયર જેવા તો ખુલ્લેખુલ્લો એકરાર કરી દે કે If the whole field of literature, old and new, be regarded, the term essay seems incapable of satisfactory definition[1] એમાં નવાઈ નથી.

આમ થવાનું કારણ એ છે કે ખરી રીતે ભિન્ન ગણાવી જોઇએ અને જુદે જુદે નામે ઓળખવી ઘટે એવી પૃથક પૃથક પ્રકાર-

---

૧ J. C. Squire: Essays of the year (1929–1930) માંના ઉપોદ્‌ઘાતરૂપ 'An Essay on Essays' આવા બીજા બે એકરારો પણ નોંધવા જેવા છે:—

(૧) Manifestly, then, the word essay is very loosely used, and any attempt to fix rigorously its forms and features must perforce end in failure.–W. H. Hudson : Introduction to the Study of Literature, p. 443.

(૨) It is impossible to define the essay in terms of either subject or length, for essays exist on all manner of subjects and vary in length from a page or so to several volumes.–J. B. Priestly: Essayists Past and Present, p. 7.

ની રચનાઓને એક જ નામે ઓળખવાનો ત્યાં પહેલેથી કઢંગો ચાલ પડી ગયો છે. અંગ્રેજી ભાષામાં essay નામે પ્રચલિત લખાણો-નું આપણે જો બરાબર અવલોકન કરીશું તો તરત જણાશે કે એમાં મુખ્ય બે પ્રકારો જોવામાં આવે છે : (૧) ગંભીર, વિદ્વત્તાભરી, વ્યવસ્થિત, એકનિષ્ઠ રચનાઓ અને (૨) હળવી, વિનોદી, રસળતી, શિથિલ બંધવાળી રચનાઓ. આ બન્ને વચ્ચેનો ભેદ ત્યાં સમજાયો પણ છે અને તેથી એને માટે essay શબ્દ સાથે જુદાં જુદાં વ્યાવ-ર્તક વિશેષણો લગાડીને એ ભેદ સૂચવવાનો ત્યાં પ્રયત્ન પણ થાય છે. પહેલા પ્રકારને ત્યાં serious, કે polite essay એવું નામ આપે છે, તો બીજા પ્રકારને light, familiar, કે personal essay એવું નામ આપે છે. મેકોલે, મેથ્યુ આર્નોલ્ડ, કાર્લાઈલ, ઈમર્સન વગેરે પ્રથમ પ્રકારના નિબન્ધકારો છે, ત્યારે મોન્ટેન, એડિસન, સ્ટીલ, લૅમ્બ, સ્ટીવન્સન વગેરે મુખ્યત્વે બીજા પ્રકારના નિબન્ધકારો છે. અંગ્રેજીમાં પહેલેથી પરંપરા જ એવી બંધાઈ ગઈ છે કે એ બન્ને ભિન્ન ભિન્ન પ્રકારોને માટે એક જ essay શબ્દ રૂઢ થઈ ગયો છે, અને તેથી વિવેચકોને મૂંઝવે એવો ગોટાળો ત્યાં ચાલ્યા કરે છે. પણ આપણે ત્યાં એ સાહિત્યપ્રકારો થોડા વખત પર જ દાખલ થયા છે, તેથી આપણે જો પહેલેથી જ ચેતીને એ બન્નેને અલગ અલગ જ ગણીએ અને જુદા જુદા નામે જ ઓળ-ખીએ તો અંગ્રેજ વિવેચકોને અનુભવવી પડતી મુશ્કેલીમાંથી આપણે બચી જઈએ. અને એવાં બે જુદાં જુદાં નામો આપણે ત્યા યોજાયાં પણ છે. પ્રથમ એટલે કે ગંભીર પ્રકારના લખાણને આપણે નિબન્ધ કહીએ છીએ, ત્યારે બીજા એટલે કે રસળતા લેખનપ્રકારને આપણે નિબન્ધિકા એવું નામ આપીએ છીએ. નર્મદ, નવલરામ, મણિલાલ, આનન્દશંકર, બલવંતરાય એ બધાના લેખો નિબન્ધના વર્ગમાં આવે છે, ત્યારે જયેન્દ્રરાવ દૂરકાળ, જ્યોતીન્દ્ર દવે, વિજયરાય વૈદ્ય એ સૌની બધી નહિ તો કેટલીક રચનાઓ નિબન્ધિકાના વર્ગમાં મુકાય એવી હોય છે.

નિવેદનમાં જણાવ્યા પ્રમાણે આ સંગ્રહ શુદ્ધ ગંભીર નિબન્ધોનો જ છે. એટલે નિબન્ધિકાને અલગ રાખીને એનો જ હવે વિચાર કરીએ.

નવલરામે એમની 'નિબન્ધરીતિ' નામે નાનકડી ચોપડીના પ્રારંભમાં આ સાહિત્યપ્રકારની વ્યાખ્યા આવા શબ્દોમાં આપી છેઃ– 'કોઈપણ બાબત ઉપર પોતાના જે વિચારો હોય તે બીજાને બરાબર લખી જણાવવા એને નિબન્ધ કહે છે.' આ વ્યાખ્યા બહુ શિથિલ હોવાથી એમાં અતિવ્યાપ્તિનો દોષ સહેજે આવી જાય છે. એટલે આપણે જો આ વ્યાખ્યા બીજરૂપે સ્વીકારવી હોય તો તેમાં બેત્રણ મર્યાદાઓ ઉમેરવી પડશે. એમાં પહેલી તો એ કે આપણે ઉપર જોઈ ગયા તેમ નિબન્ધિકાને અલગ રાખવા માટે ગંભીર સુશ્લિષ્ટ રચના તે નિબન્ધ એ વાત સૂચવવી પડશે. બીજી એ કે નિબન્ધ અને પ્રબન્ધ ( treatise ) વચ્ચેનો ભેદ સ્પષ્ટ કરવા માટે નિબન્ધમાં વિસ્તારનો આપણે નિષેધ કરવો પડશે. અને ત્રીજી એ કે નવલરામની વ્યાખ્યા નિશાળિયાઓના લખાણને માટે યોજાએલી છે, ત્યારે આપણે સાહિત્યમાં સ્થાન પામી શકે એવી રચનાઓની વાત કરીએ છીએ. એટલે નવલરામની વ્યાખ્યા સુધારીને જો આપણે એમ કહીએ કે 'કોઈ પણ બાબત પર પોતાના જે વિચારો હોય તે વિષયાન્તર કે વિસ્તાર કર્યા વિના સાહિત્યોચિત શૈલીમાં અને ગંભીર મનોવૃત્તિથી જેમાં રજૂ કરેલા હોય તેનું નામ નિબન્ધ,' તો આપણું કામ ચાલશે.

## ૨

અર્વાચીન ગુજરાતી ગદ્યનો પિતા કોને ગણવો એ બાબત આપણા વિદ્વાનોએ જુદા જુદા મત દર્શાવ્યા છે. રણછોડભાઈ ગિરધરભાઈ, કવિ દલપતરામ, દુર્ગારામ મહેતાજી, અને નર્મદ એમ જુદાં જુદાં ચાર નામો આ સંબંધમાં જુદા જુદા વિવેચકો તરફથી સૂચવવામાં આવ્યાં છે. પરન્તુ વસ્તુતઃ નર્મદ જ એ માનનો સાચો અધિકારી છે; કેમકે અર્વાચીન ગુજરાતી ગદ્યસાહિત્ય— કેવળ ગદ્યલખાણ નહિ પણ શિષ્ટ ગદ્યસાહિત્ય—સૌથી પહેલું જનમ્યું તે નર્મદની જ કલમ-

દ્વારા, પણ એ બાબત વીગતવાર ચર્ચા કરવાનો આંહીં અવસર કે અવકાશ નથી. એટલે આંહીં તો એટલું જ કહેવાનું કે ગુજરાતી ગદ્યના પિતા તરીકે નર્મદને સ્વીકારો કે ન સ્વીકારો, પણ ગુજરાતી નિબન્ધના પિતા તરીકે તો એને સ્વીકાર્યા વિના ચાલે એમ જ નથી. કેમકે ગુજરાતી ગદ્યના પિતા તરીકે ઉપર જે એના સિવાયનાં ત્રણ નામો ગણાવાયાં તેમાંથી કોઈએ શુદ્ધ નિબન્ધો લખ્યા નથી. રણછોડભાઈએ લખેલું ગદ્ય ઇતિહાસવિષયક અને પર ભાષામાંથી ઉતારેલું હતું અને દુર્ગારામે લખેલું તે માનવધર્મસભાની ચર્ચાઓના અહેવાલરૂપે તેમ પત્રો અને રોજનીશી જેવા આકારમાં હતું, એટલે એ બેમાંથી એકેનો તો નિબન્ધકાર તરીકે દાવો જ થઈ શકે એમ નથી. કવિ દલપતરામે જોકે નર્મદની પહેલાં એટલે ૧૮૪૯ અને ૧૮૫૦ માં 'ભૂત નિબન્ધ' અને 'જ્ઞાતિ નિબન્ધ' એ નામના બે 'નિબન્ધો' પ્રકટ કરેલા, છતાં એ બેમાંથી એકે આપણે ઉપર વ્યાખ્યા આપી તેવો શુદ્ધ નિબન્ધ નથી, પણ બન્ને અત્યારે આપણે જેને પ્રબન્ધ કહીએ એવાં સળંગ લાંબાં પુસ્તકો છે. ગુજરાતી ભાષાનો સૌથી પહેલો સંક્ષિપ્ત નિબન્ધ તે દલપતરામનો 'ભૂત નિબન્ધ' નહિ પણ નર્મદનો 'મંડળી મળવાથી થતા લાભ' એ ૧૮૫૧ માં પ્રકટ કરેલો નિબન્ધ. અને નર્મદે સૌથી પહેલો સંક્ષિપ્ત નિબન્ધ લખેલો એટલું જ નહિ, પણ જીવનભર અખંડ રીતે એવા અનેક સંક્ષિપ્ત નિબન્ધો લખીને એ સાહિત્યપ્રકારને આપણે ત્યાં સદાને માટે રૂઢ કર્યો તે પણ એણે જ, માટે નર્મદ જ ગુજરાતી નિબન્ધનો પિતા ગણાય એમાં શંકા નથી.

નર્મદે જોકે ગદ્યમાં ચરિત્ર, ઇતિહાસ, વિવેચન, પત્ર, સંવાદ, નાટક એમ એક વાર્તા સિવાયના લગભગ સઘળા પ્રકારો ખેડ્યા છે, અને 'ડાંડિયા'ના કેટલાક લેખોમાં એણે રસળતી શૈલીની રસાળ નિબન્ધિકાની પણ આછી આછી શરૂઆત કરી છે, છતાં એ મુખ્યત્વે હતો તો નિબન્ધકાર જ. એણે પ્રારંભ પણ નિબન્ધથી જ કરેલો, અને છેક 'ધર્મવિચાર' પર્યંતની અંતિમ સાહિત્યપ્રવૃત્તિ સુધી નિબન્ધ

જ એનું મુખ્ય ને માનીતું વિચારવાહન રહેલું. આ સંગ્રહમાં લીધેલા 'સ્વદેશાભિમાન' જેવા એના પ્રારંભદિનના નિબન્ધ ઉપરથી પણ જોઈ શકાય છે કે નિબન્ધનું સ્વરૂપ એ પહેલેથી જ બરાબર સમજેલો, અને પ્રથમ વિષયપ્રવેશ, પછી વ્યાખ્યા કે સમજૂતી, ને પછી દાખલા દલીલો સાથે એની સવિસ્તર ચર્ચા, અને છેવટે ઉપસંહાર, એમ નિબન્ધનાં બધાં મુખ્ય મુખ્ય અંગો લક્ષમાં રાખીને એણે એ પ્રમાણે જ પોતાના નિબન્ધોની રચના કરેલી. 'નિબન્ધરીતિ'માં નવલરામે નિબન્ધના મુખ્ય ત્રણ પ્રકાર ગણાવ્યા છે: કથન, વર્ણન ને વિવેચન. આપણે વર્ગીકરણ એનું એ રાખીને નામોમાં જરા સુધારો કરીએ તો વર્ણનપરાયણ, કથનપરાયણ, અને વિચારપરાયણ એ ત્રણ નિબન્ધના મુખ્ય પ્રકારો. આ ત્રણમાંથી નર્મદે વર્ણનપરાયણ નિબન્ધો બહુ લખ્યા નથી, પણ કથનપરાયણ તેમ વિચારપરાયણ એ બન્ને પ્રકારના નિબન્ધો એણે પુષ્કળ લખ્યા છે. કથનપરાયણ નિબન્ધોની તો એણે બે રીતસર માળાઓ જ ગૂંથી છે: એક 'કવિચરિત્ર' અને બીજી 'મહાપુરુષોનાં ચરિત્ર.' આ ઉભય લેખસમૂહની અંદરના છૂટાછૂટા લેખો તે કથનપરાયણ કે ચરિત્રાત્મક નિબન્ધો જ છે. એના વિચારપરાયણ નિબન્ધોમાં મુખ્યત્વે બે પ્રકારની શૈલી માલૂમ પડે છે: (૧) જુસ્સાદાર, પ્રેરક ઉદ્‌બોધનની અને (૨) શાન્ત, ઠરેલ વિચારણાની. આંહીં આપેલા નિબન્ધોમાં 'સ્વદેશાભિમાન' અને 'રણમાં પાછાં પગલાં ન કરવા વિષે' એ બે પ્રથમ પ્રકારના નિબન્ધો છે અને 'સુખ' એ દ્વિતીય પ્રકારનો નિબન્ધ છે. પ્રથમ પ્રકારના નિબન્ધો ઘણાખરા સંબોધનાત્મક એટલે કે વાચકોને શ્રોતારૂપે ગણીને સીધું સંબોધન કરનારા અને ભાષણના આકારના છે. એમાંના કેટલાક તો જગતમાં પ્રથમ અવતરેલા પણ ભાષણો રૂપે જ. એમાં નર્મદ જાણે ઊભો ઊભો અને હાથ વીંઝતો વીંઝતો બહેરા પણ સાંભળે એવા બુલંદ અવાજે ભાષણ કરી લોકોને ઉચ્ચતર જીવન તરફ પ્રેરી રહ્યો છે. હૃદયદ્રવ્યનો ઉકળાટ એ તેના આ વર્ગના

નિબન્ધોનું મુખ્ય લક્ષણ છે. સુધારાનો તનમનાટ અને દેશોદયની બળતી લાગણી એને પાને પાને ઝળકી ઊઠે છે. આવી મનોદશામાં જે ભાષા યોજાય તે સીધી, સાદી, ઘરગથુ હોય એ સ્વાભાવિક જ છે. શૈલી પણ વેગવતી, ધસારાબંધ વહેતી, ઉછાળા ને ઠેકડા મારતી અને જોમદાર છે. જે કોઈ એના માર્ગમાં આવે છે તેને એ બળપૂર્વક પોતાના પ્રવાહમાં ઘસડી જાય છે. ઉદ્બોધન, વાતચીત, ને જાતે જ સવાલો ઊભા કરી તેના જવાબ આપવા એવા પ્રશ્નોત્તર, એ એની મુખ્ય વિચારપ્રદર્શનરીતિ છે. કેટલીક વાર એ વાંચકો પર ઠોક પાડે છે, કેટલીકવાર વાતચીત અને પ્રશ્નોત્તરદ્વારા પોતાનો મુદ્દો એમને સમજાવીને એમને પોતાના વિશ્વાસમાં લે છે, તો કેટલીક વાર રમૂજમાં લાડતી અને ગેલ કરતી હોય એમ રમતી રમતી એમને આશ્વાસન કે ઉપદેશ આપે છે. પણ સર્વત્ર જોમ, તાદૃશતા, અને સચોટતા એ એના આ પ્રથમ પ્રકારના નિબન્ધોના મુખ્ય ગુણો છે. બીજા પ્રકારના નિબન્ધોની શૈલી સૌમ્ય, ઠરેલ, ને ઠાવકી છે. એમાં આવેશ કે ઉકળાટ નથી, પણ આદિથી અન્ત સુધી એમાં શાન્ત શાસ્ત્રીય વિચારણા નજરે પડે છે. નર્મદનું મુખ્ય બળ લાગણી અને જુસ્સામાં હતું, છતાં આ શાન્ત ઠરેલ વિચારણા પ્રસંગે પણ એના નિબન્ધો કોઈ રીતે મોળા કે ફીકા પડતા હોય એમ લાગતું નથી. આંહીં આપેલા 'સુખ' ઉપરાંત 'ગુજરાતીઓની સ્થિતિ', 'કેળવણી વિષે', 'કુળમોટપ', 'ઉદ્યોગ તથા વૃદ્ધિ' અને 'આપણી દેશજનતા'[૨] વગેરે નિબન્ધોમાં એણે જે ઠરેલ, વ્યવસ્થિત ચિન્તનની

---

૨. આ નિબન્ધ નર્મદના કોઈ પણ ગ્રંથમાં હજુ સ્થાન પામ્યો નથી, 'બુદ્ધિવર્ધક ગ્રંથ'ના અંકમાં જ દટાએલો પડ્યો છે. એનું એક કારણ એ હશે કે એને છેડે નર્મદનું નામ આપેલું નથી. પણ ભાષાશૈલી, વિચાર, અને ઉલ્લેખો એ બધું જોતાં એ નિબન્ધ નર્મદનો જ છે એમાં તલભાર શંકાને સ્થાન નથી. જિજ્ઞાસુને માટે એ 'નર્મદનું મન્દિર—ગદ્યવિભાગ'માં આપેલો છે, ત્યાં જોવાથી આ બાબતની ખાતરી થશે.

શક્તિ બતાવેલી છે તે ખરેખર આશ્ચર્ય પમાડે એવી છે. એના આ સઘળા નિબન્ધો નર્મદને ગુજરાતી નિબન્ધસાહિત્યમાં ચિરંજીવ રાખવા પૂરતા છે.

એ જમાનાના બીજા સમર્થ નિબન્ધકાર તે **નવલરામ**. એમણે પણ ચરિત્ર, ઇતિહાસ, નાટક આદિ વિવિધ લેખનપ્રકારો ખેડ્યા છે, અને એમાંના એકેમાં એમનું લખાણ છેક કાઢી નાખવા જેવું નથી, છતાં ગુજરાતી સાહિત્યમાં એ પ્રખ્યાત થયા અને રહેશે તે તો વિવેચક તરીકે જ, અને એ વિવેચનનું કાર્ય એમણે નાના નાના સુશ્લિષ્ટ નિબન્ધો મારફતે જ કરેલું, એટલે નિબન્ધલેખન એ એમની પ્રધાન સાહિત્યપ્રવૃત્તિ ગણવાની છે. **નર્મદ** મુખ્યત્વે સુધારક હતો, એટલે એના નિબન્ધોમાં મોટે ભાગે એ પ્રેરક પ્રચારકરૂપે દેખાય છે, ત્યારે **નવલરામ** મુખ્યત્વે શિક્ષક અને વિવેચક હતા, એટલે એમના નિબન્ધોમાં મોટે ભાગે એ શાન્ત ગંભીર પર્યેષક અને ઠરેલ માર્ગદર્શક રૂપે દેખાય છે. જોમ, આવેશ, સચોટતા, એ જો **નર્મદ**ના નિબન્ધોના ગુણો છે, તો સુસ્થતા, સમતોલતા, મધુરતા એ **નવલરામ**ના નિબન્ધોના ગુણો છે. **નવલરામ** શિક્ષક તેમ વિવેચક બન્ને હતા, તેથી એમણે ભાષાશૈલીનો સૂક્ષ્મ અભ્યાસ અને સતત મનન કરેલ હોય એમ એમના 'સંસ્કૃતમય ભાષા' જેવા નિબન્ધો ઉપરથી સ્પષ્ટ રીતે દેખાઈ આવે છે. પોતાની ભાષાશૈલી પણ એમણે બહુ જ વિચાર અને પ્રયાસપૂર્વક કેળવેલી. આથી એમના નિબન્ધો સર્વત્ર પરિપકવતા અને પુખ્ત પાકટ વિચારની છાપ પાડે છે. અંગ્રેજીમાં કાર્ડિનલ ન્યૂમેન વિશે કહેવાય છે કે એ લખાણને ફરી ફરીથી સુધાર્યા અને મઠાર્યા કરતો. **નવલરામ** વિશે પણ એમના અન્તેવાસી મિત્ર સ્વ. ડાહ્યાભાઈએ કહ્યું છે કે પોતાના લખાણમાંના શબ્દો એ તોળી તોળીને વાપરતા અને યથાર્થતાની બાબતમાં પોતાને સંતોષ ન થાય ત્યાં સુધી લખાણમાંના શબ્દોને ચાર ચાર પાંચ પાંચ વાર ફેરવીને લખાણના હસ્તલેખને ચીતરી મૂકતા.[3] એમની

---

૩. 'સાઠીનું સાહિત્ય', પૃ. ૧૬૫

શૈલી આટલી સરળ અને છતાં આટલી સમતોલ ને યથાર્થ બની છે તે એમની આ ચીવટને જ પરિણામે. તળપદા રૂઢ શબ્દો ઉપરનું એમનું પ્રભુત્વ તો અજબ છે. જ્યાં આપણને સામાન્ય રીતે સંસ્કૃત શબ્દ જ સૂઝે ત્યાં એ એવી ચતુરાઈથી બરાબર એ જ અર્થ બતાવે એવો સૂચક અને સાથે સુંદર શુદ્ધ ગુજરાતી તળપદો શબ્દ શોધી લાવે છે કે આપણને એથી આશ્ચર્ય થયા વિના રહેતું નથી. ખરેખર, એમના જેવી સરળ છતાં રસાળ, સાદી છતાં મનોહર, ઘરગથુ છતાં લાલિત્યમય શૈલી આખા ગુજરાતી ગદ્યમાં બીજે ક્યાં યે નહિ મળે. વિવેચક તરીકે એમણે જે અસાધારણ પ્રતિષ્ઠા મેળવી છે એમાં પણ એમની આ મનોરમ શૈલીનો હિસ્સો જેવો તેવો ગણવાનો નથી. વિવેચનમાં એમને જે કહેવાનું હોય છે તે એટલા રસપૂર્વક અને એવા ઉલ્લાસથી કહે છે કે એમના વિવેચનનિબન્ધોમાં વાચકને ઘણીવાર સર્જનના જેવો આનન્દ મળે છે. વિવેચન શુષ્ક શાસ્ત્ર નહિ પણ રસમય કલા છે એનાં ઉદાહરણો જોઈતાં હોય તો આ સંગ્રહમાં આપેલા નવલરામના 'પ્રેમાનંદ' અને 'મામેરું' એ બે નિબન્ધો જ જોવા. એટલી મિતાક્ષરતામાં એટલું તલસ્પર્શી અને છતાં એટલું રસાળ વિવેચન આખા ગુજરાતી સાહિત્યમાં બીજે જવલ્લે જ મળશે. આ સિવાય આંહીં નહિ આપેલા છતાં એમના ઉત્કૃષ્ટ નિબન્ધોમાં ગણવા ઘટે એવા નિબન્ધો પણ થોડા નથી. 'નાટકશાળા', 'નર્મકવિતાની પ્રસ્તાવના', 'સંસ્કૃતમય ભાષા', 'દેશી કારીગરીને ઉત્તેજન', 'સ્વભાષાના અભ્યાસનું અગત્ય' આદિ એમના અનેક નિબન્ધો કેવળ એમના જ નહિ પણ સમસ્ત ગુજરાતી ગદ્યસાહિત્યના શણગારરૂપ છે.

**નર્મદ નવલરામ** ઉપરાંત બીજા પણ **કરસનદાસ, મહીપતરામ, હરગોવિંદદાસ કાંટાવાળા** વગેરે કેટલાક લેખકોએ એ જમાનામાં નિબન્ધલેખન કરેલું અને જગાની છૂટ હોય તો એ બાકીના બધા લેખકોમાંથી ઝાઝા તો નહિ પણ ચાર પાંચ ઠીક ઠીક સારા નિબન્ધો

આપી પણ શકાય, પણ ગમે તેટલી જગાની તાણ છતાં જેમને લીધા વિના ચાલે જ નહિ એવા મોટા સમર્થ નિબન્ધલેખકો તો એ જમાનામાં નર્મદ અને નવલ બે જ, અને એ બે સિવાય બીજા કોઈના નિબન્ધો લેવાનો આંહીં અવકાશ મળ્યો નથી તેથી આ ઉપોદ્‌ઘાતમાં પણ બીજા કોઈ વિશે ચર્ચા કરવાને નહિ રોકાઇએ.

૩

મનઃસુખરામ ત્રિપાઠીથી માંડીને ચન્દ્રશંકર પંડ્યા સુધીનો લેખકવર્ગ ( પૃ. ૪૯-૨૪૦ ) એટલે ગુજરાતી ગદ્ય અને નિબન્ધ-લેખનનો બીજો યુગ. આગલો યુગ જેમ સુધારકયુગ કહેવાય છે, તેમ આ બીજો યુગ સંરક્ષકયુગ કહેવાય છે. આગલા યુગના લેખકો પશ્ચિમની સંસ્કૃતિથી મુગ્ધ બનીને એના અનુકરણમાં જ પ્રજાનો ઉદ્ધાર જોતા, પણ આ બીજા યુગમાં ઉચ્ચ શિક્ષણનો પ્રચાર વધ્યો, લોકોની જ્ઞાનમર્યાદા વિસ્તૃત બની, યુનિવર્સિટીની સ્થાપના સાથે આપણા સંસ્કૃતસાહિત્યનો પરિચય થયો, એટલે આપણી અસલ સંસ્કૃતિને એના યથાર્થ વિશુદ્ધ સ્વરૂપમાં જોવાની અનુકૂળતા મળતાં આપણામાં સ્વમાન, આત્મનિષ્ઠા, અને સંરક્ષણવૃત્તિ પ્રગટી. આ સંરક્ષણવૃત્તિ એ દ્વિતીયયુગના મુખ્ય મુખ્ય નિબન્ધકારોનું પ્રથમ લક્ષણ. બીજું લક્ષણ તે એમનું પાંડિત્ય. યુનિવર્સિટીનું ઉચ્ચ શિક્ષણ ફેલાતાં એનો લાભ પામેલો આપણો લેખકવર્ગ અંગ્રેજી અને સંસ્કૃત એ બન્ને ભાષાના ઉત્તમ સાહિત્યના સમાગમમાં આવ્યો, અને એ સાહિત્યના પરિશીલનથી એનામાં અનેકદેશી વિદ્વત્તા, ગંભીર વિચારશીલતા, અને તીક્ષ્ણ જ્ઞાનદષ્ટિનો પ્રાદુર્ભાવ થયો. આ યુગના નિબન્ધકારોમાં વિચારના વિષયમાં જે સંગીનતા, ઊંડાણ, અભ્યાસ, ને વ્યાપકતા જોવામાં આવે છે, તથા શૈલીના વિષયમાં જે શિષ્ટતા, ગૌરવ, વ્યવસ્થિતતા, ને સંસ્કૃતમયતા જોવામાં આવે છે તે એના આ પાંડિત્ય, કે વિદ્વત્તાનું જ પરિણામ. વળી આ યુગના બધા નહિ તો ઘણાખરા નિબન્ધકારોમાં પરભાષામાંથી અવતરણો આપવાનો જે શોખ જોવામાં

આવે છે એમાં પણ એના પાંડિત્યની જ અસર. અને પાંડિત્યને માટે સૌથી અનુકૂળ થઈ પડે એવો કોઈ સાહિત્યપ્રકાર હોય તો તે નિબન્ધ જ છે, એટલે આ પંડિતયુગમાં આપણું નિબન્ધસાહિત્ય સારી પેઠે વિકસ્યું એમાં નવાઈ નથી.

આ પંડિતયુગનો પ્રથમ નિબન્ધકાર તે **મનઃસુખરામ ત્રિપાઠી.** એમનું જીવન જોકે સુધારકયુગની છાયા નીચે શરૂ થએલું, અને એ યુગના કેટલાક સુધારકો તેમ આગેવાનોના જોકે એ સહચારી પણ હતા, છતાં એ કેટલેક અંશે એ યુગની અસરથી પર કે અલિપ્ત રહ્યા જણાય છે. એટલે સુધારાનાં પાણી ઓસરીને સંરક્ષકયુગ શરૂ થયો ત્યારે સામર્થ્યને લીધે તો નહિ પણ વયોવૃદ્ધતાને કારણે એ નવા યુગના અગ્રયાયી બની ગયા. એ સંરક્ષકયુગના બે મુખ્ય સાક્ષરો ગોવર્ધનરામ અને મણિલાલ એ બન્નેના ઓછેવત્તે અંશે એ મુરબ્બી જેવા હતા, એટલે એ બન્નેની સાક્ષરપ્રવૃત્તિ પર પણ એમની ઓછી-વત્તી અસર પડ્યા વિના રહેલી નહિ. નવા યુગના નિબન્ધોનાં કેટલાંક લક્ષણો—સંસ્કૃતમય ભાષા, શિષ્ટ ગૌરવાન્વિત શૈલી, વિશાળ વાચન, અને એ વાચનમાંથી લીધેલાં અવતરણો ટાંકવાનો શોખ વગેરે લક્ષણો--એમનાથી જ શરૂ થયાં. એમના સઘળા નિબન્ધો હજુ ગ્રંથસ્થ થયા નથી, પણ જૂના 'બુદ્ધિવર્ધક ગ્રંથ'ની ફાઇલો તપાસીએ તો એમાંથી, પોતાને ગુજરાતના બેકન તરીકે ઓળખાવતા[૪] આ આ નિબન્ધકારની કૃતિઓ ઠીક ઠીક સંખ્યામાં નીકળે છે. એ જમાનાની પ્રથા પ્રમાણે એ બધી નીચે એમનું નામ છપાએલું નજરે નહિ પડે, પણ એમની શૈલી ગુજરાતી સાહિત્યમાં સહુથી એવી નિરાળી અને વિલક્ષણ છે કે એ બધીના લેખક તે આપણે ત્યાં સંસ્કૃતમય ભાષાના આદ્ય પુરસ્કર્તા મનઃસુખરામ સૂર્યરામ

---

૪. 'સાહિત્યમાં પણ ગુજરાતના બેકન મનસુખરામભાઇ અને શેક્સ-પિયર રણછોડભાઈ હેવી માન્યતા એ જુગલ જોડીની હતી અને બ્હાર પ્રસરાવી હતી એમ પણ કહેવાય છે.'—નરસિંહરાવ : સ્મરણમુકુર, પૃ. ૧૧૭

ત્રિપાઠી જ એમ તરત જ ખાતરી થયા વગર રહેશે નહિ. આ સંગ્રહમાં લીધેલો 'કાળચક્ર' નામનો નિબન્ધ એના ઉદાહરણરૂપ છે. એ પણ 'બુદ્ધિવર્ધક ગ્રંથ'માંથી જ સીધો લીધો છે, અને ત્યાં મનઃસુખરામનું નામ આપેલું નથી, છતાં એ વાંચ્યા પછી એ મનઃસુખરામનો જ છે એમાં તલભાર પણ શંકા કોઈને રહેશે ખરી?

મનઃસુખરામનું સ્થાન આ યુગમાં સુધારકયુગ અને સંરક્ષકયુગ વચ્ચેની સંયોગી કડી જેવું, એટલે એમને કાળાનુક્રમે પ્રથમ મૂકવા જોઈએ તે ભલે, બાકી આ સંરક્ષકયુગના નિબન્ધસાહિત્યના સાચા અધિષ્ઠાતા તે તો **મણિલાલ નભુભાઈ** જ. ગુજરાતમાં જેની રચનાઓને આપણે આદર્શ નિબન્ધો તરીકે રજૂ કરી શકીએ એવો કોઈ સર્વોત્તમ નિબન્ધકાર હોય તો તે મણિલાલ નભુભાઈ જ છે. નિબન્ધલેખનની કળાના જેવા ને જેટલા પૂર્ણ નમૂના એમની પાસેથી મળે છે તેવા અને તેટલા બીજા બહુ થોડા પાસેથી મળશે. એમનો 'બાલવિલાસ' એ નિબન્ધસાહિત્યની–પઠન તેમ લેખન ઉભય દૃષ્ટિએ–ઉત્તમ પ્રવેશપોથી છે. સંક્ષિપ્ત છતાં સંપૂર્ણ એવી છાપ એ નાના નાના નિબન્ધો સૌના પર પાડે છે. એના જેટલી શિષ્ટતા, સુઘડતા, અને સફાઈ બહુ થોડા નિબન્ધસંગ્રહમાં મળશે. પણ ગુજરાતી સાહિત્યમાં મણિલાલનું નામ સુપ્રતિષ્ઠિત બન્યું છે તે તો 'બાલવિલાસ'ના નહિ પણ 'સુદર્શનગદ્યાવલિ' માંના નિબન્ધોને લીધે. એમાં તે સંરક્ષકયુગના સેનાધ્યક્ષ રૂપે પૂર બહારમાં ઝળકી ઉઠે છે. નર્મદ જેમ સુધારાદિસનો સેનાની હતો, તેમ મણિલાલ સદોદિત સનાતન આર્યધર્મના સેનાની હતા. નર્મદ કુધારાના અજ્ઞાન સામે ઝૂઝેલો, તો મણિલાલ સુધારાના અજ્ઞાન સામે જીવનભર ઝૂઝેલા. 'સુદર્શનગદ્યાવલિ'માંના એમના નિબન્ધો એટલે એક બાજૂથી જડવાદી સુધારકો સામે તો બીજી બાજૂથી આર્ય ધર્મના અસલ વિશુદ્ધ સ્વરૂપને વીસરી ગએલા ને જડ બની ગએલા જૂના દંભી લોકો સામે એમણે સતત રીતે ચલાવેલી બાણવૃષ્ટિ જ. મણિલાલના નિબ-

-ધોમાં કટાક્ષ ઠેર ઠેર જોવામાં આવે છે તે આ એમની મુમુત્સાનું જ પરિણામ. એ કટાક્ષો એમણે નવા જડવાદી સુધારકો તેમ જૂના જડ દંભી લોકો એમ બન્ને વર્ગો પ્રત્યે એક સરખી રીતે ચલાવ્યા છે, અને તેથી મણિલાલ કેવળ સંરક્ષક નહિ પણ એની રીતે સુધારક પણ હતા એ દેખાઈ આવે છે. આ દૃષ્ટિએ જોતાં એમની ‘સુદર્શનગદ્યાવલિ’ને આપણી પ્રાચીન આર્ય સંસ્કૃતિને એના યથાર્થ સ્વરૂપમાં સમજાવવા માટે યોજાએલી પાઠમાળા પણ કહી શકાય. ઉપર નર્મદ અને મણિલાલને આપણે પોતપોતાના યુગના સેનાનીરૂપે વર્ણવ્યા, પણ એ બન્ને વચ્ચેનું સામ્ય એથી પણ વિશેષ મૂળગત અને તાત્ત્વિક હતું. પ્રકૃતિ પરત્વે પણ એ બન્ને વચ્ચે કેટલાક સમાન અંશો દેખાયા વિના નહિ રહે. બન્ને સાહિત્યકારોનું ઊર્મિતંત્ર અનેક રીતે મળતું આવે એવું હતું. ઉદાહરણ તરીકે સત્યપ્રીતિ, નિખાલસતા, ઉદ્ધતાઈ, બંડખોરી, લડાયક વૃત્તિ, પ્રેમપરવશતા વગેરે કેટલાક હૃદયગુણો મણિલાલમાં પણ નર્મદના જેવા જ હતા. પણ નર્મદમાં મણિલાલના જેટલો ઉચ્ચ બુદ્ધિપ્રભાવ નહોતો તેમ એને મણિલાલના જેવી વ્યવસ્થિત ઉચ્ચ કેળવણીનો પણ લાભ મળ્યો નહોતો. એટલે મણિલાલના નિબન્ધો વિદ્વત્તા અને વ્યવસ્થિતતાની બાબતમાં નર્મદ કરતાં ખૂબ ચડિયાતા માલૂમ પડે છે. વસ્તુતઃ ‘સુદર્શન’કારની શૈલીમાં બે પરસ્પર વિરુદ્ધ લાગે એવા ગુણસમૂહો નજરે પડે છે: એમાં એક બાજૂથી નર્મદના જેવી હૃદયોર્મિમાંથી પ્રકટતાં જોમ, આવેગ, પ્રવાહિતા, સચોટતા વગેરે ગુણો જોવામાં આવે છે, તો બીજી બાજૂથી ઉચ્ચ બુદ્ધિતંત્ર ને વ્યવસ્થિત વિદ્યાપીઠશિક્ષણમાંથી પ્રકટતા વિશદતા, શાસ્ત્રીયતા, વિદ્વત્તા, પ્રૌઢતા, અને સંસ્કારિતા વગેરે ગુણો પણ જોવામાં આવે છે. આ પ્રમાણે બુદ્ધિ અને હૃદય, વિચાર અને ઊર્મિ, શાસ્ત્ર અને સાહિત્ય એ પરસ્પર વિરોધી ગણાતાં જોડકાંઓનું સુભગ સંયોજન જેવું મણિલાલની નિબન્ધશૈલીમાં મળે છે તેવું ગુજરાતી ભાષામાં બીજે જવલ્લે જ મળશે. આનું સર્વોત્તમ દૃષ્ટાંત જોઈતું હોય તો એમનો ‘પૂર્વ અને પશ્ચિમ’

એ દીર્ઘ નિબન્ધ વાંચવો. પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિઓના અણુ-ધાર્યા સંપર્ક અને સંઘર્ષણથી આપણે ત્યાં જે વિચિત્ર અને શોચનીય પરિસ્થિતિ ઊભી થઈ છે તેનું એમાં મણિલાલે સમર્થ તત્ત્વદર્શીની પ્રતિભાથી સૂક્ષ્મ શાસ્ત્રીય પૃથક્કરણ કર્યું છે અને એ પૃથક્કરણ પાછું હૃદયભાવોથી રંગાએલી જોમદાર આવેશમય શૈલીમાં સચોટ રીતે રજૂ કર્યું છે. 'સુદર્શનગદ્યાવલિ'ના નિબન્ધોની બીજી વિશેષતા એ છે કે એમાં આયાસ, મહેનત, તૈયારી, કે સજાવટનાં ચિહ્નો કયાં યે જોવામાં આવતાં નથી, પણ સર્વાંગે સુનિશ્ચિત જીવનદર્શનવાળા, સંસારના વિવિધ પ્રશ્નોનું અહોનિશ ચિંતન કર્યા કરનારા, અને લખવાના વિષય ઉપર તેમ ભાષા અને નિરૂપણપદ્ધતિ ઉપર પૂર્ણ પ્રભુત્વ ધરાવનાર કોઇ પ્રખર બુદ્ધિશાળી વિચારકના સ્વાભાવિક નિઃશ્વસિત જેવા જ એ સઘળા નિબન્ધો લાગે છે. આ બાબતમાં એ ગાંધીજી અને કાલેલકરના પુરોગામી જેવા છે. સાધારણ લેખકો નિબન્ધ લખવો હોય ત્યારે વાંચી વિચારીને તૈયાર થાય છે, ત્યારે આ ત્રણે લેખકો તો પહેલેથી વાંચી વિચારીને તૈયાર થએલા છે માટે નિબન્ધ લખવા પ્રવૃત્ત થાય છે. એ ત્રણે સાહિત્યવિલાસી નહિ પણ જીવનલક્ષી આ-ચારપરાયણ લેખકો છે. અર્થાત્ તેઓ કંઈક લખવા ખાતર લખવા બેસતા નથી, પણ પોતાને જે જીવનદર્શન લાધેલું છે તેનો જનસ-માજમાં પ્રચાર કરીને એને ઉચ્ચતર જીવન ભણી દોરવાની અદમ્ય ઇચ્છાથી એ પોતાના નિબન્ધો લખે છે. મણિલાલના નિબન્ધના બીજા બે ગુણો તે એનું ઓજસ ( animation ) અને વાક્છટા ( eloquence ) છે. ખરેખર, એમના જેવું મિતાક્ષર છતાં સ્પષ્ટ, વિદ્વત્તાભર્યું છતાં સરળ, શિષ્ટ છતાં છટાદાર, પ્રૌઢ અસ્ખલિત ગદ્ય ગુજરાતના બીજા કોઇ પણ નિબન્ધકારમાં નહિ મળે. એટલે આ બધી અસાધારણ ગુણસંપત્તિને કારણે એમની ' સુદર્શનગદ્યાવલિ 'ને ગુજરાતી સાહિત્યનો સર્વોત્તમ નિબન્ધભંડાર ગણીએ તો એમાં જરા યે અતિશયોક્તિનો દોષ નહિ આવે.

એ પછીના લેખક **નરસિંહરાવે** ગદ્ય તો પુષ્કળ લખ્યું છે, અને ' સ્મરણમુકુર 'માંના ચિત્રાત્મક ચરિત્રનિરૂપણ દ્વારા તેમાં 'વિવર્ત-

લીલા 'માંની રસમય ચિન્તનાત્મક નિબન્ધિકા દ્વારા આપણા ગદ્ય-સાહિત્યમાં એમણે બે અભિનવ લેખનપ્રકારો પણ ઉમેર્યા છે, છતાં એમની શૈલી સંસ્કૃત ભાષ્યોની પેઠે પૂર્વપક્ષ ઉત્તરપક્ષમાં રાચતી, ખંડનમંડનપરાયણ, અને પ્રમાણભાન ( sense of proportion ) વગર ઝીણું ઝીણું કાંત્યા કરે એવી હોવાથી સુગ્રથિત નિબન્ધના નમૂના એમના ગદ્યસમૂહમાંથી બહુ નીકળતા નથી. એમનો પદવિન્યાસ અને વાક્યરચના પણ અતિશય ચોકસાઇને માટે મથતા અને તેથી બહુ ચીપી ચીપીને બોલતા માણસના જેવી વિલક્ષણ, કઢંગી, અને કૃત્રિમ પણ લાગ્યા કરે છે. કશું ય બાકી ન રહે એવી અશેષ રીતે વિષયનિરૂપણ કરવાના આદર્શને લીધે એમને બહુ લંબાણ કરવાની ટેવ હોવાથી એમનું વક્તવ્ય સચોટ ઘન કેન્દ્રિત આકારમાં રજૂ થવાને બદલે ઘણીવાર વિસ્તારમાં રેળાઈ જાય છે, એટલે સુશ્લિષ્ટ કલાન્વિત નિબન્ધના જેવી છાપ એ કવચિત જ પાડી શકે છે. છતાં એમનામાં સારા નિબન્ધો છેક જ નથી એમ તો નહિ કહી શકાય. ખાસ કરીને એમને સૂક્ષ્મ તત્ત્વાન્વેષણામાં ખૂબ મજા પડે છે, અને તેથી ' દૂરથી ગીતધ્વનિ ' કે ' સ્નેહીઓનાં સહજીવન ' જેવા વિષયને પ્રસંગે એમની શૈલી રુચિર રૂપ ધારણ કરે છે એટલું જ નહિ પણ એમની પ્રકૃતિમાં કવિતા અને ફિલસૂફી બન્નેનો જે વિરલ રસમય યોગ મૂળથી થયો હતો તે વ્યક્ત કરીને વિલક્ષણ પ્રકારની ચારુતા-વાળા નિબન્ધો નીપજાવે છે. એટલે ગુજરાતી નિબન્ધસાહિત્યના ઇતિહાસમાં **નરસિંહરાવને** સર્વથા ઉવેખી શકાય એવું તો છે જ નહિ.

નિબન્ધકાર તરીકે **નરસિંહરાવ** કરતાં **રમણભાઈ** નિઃશંક ચડિયાતા માલૂમ પડશે. એમના લેખસમૂહ ઉપરથી જોઇ શકાય છે કે પોતાના વિચારો નિબન્ધના કળામય આકારમાં રજૂ કરવાને માટે એ ખૂબ કાળજી રાખતા હતા. પ્રથમ લેખની સમુચિત શરૂઆત તરીકે વિષયપ્રવેશને માટે આવશ્યક હોય એવાં દૃષ્ટાંતો, ટુચકા, કે અવ-તરણો, પછી ક્રમે ક્રમે વિષયનાં અંગો એક પછી એક લઈને તેનું નિરૂપણ, અને છેવટ ચર્ચાનાં સૂત્રો સમેટી લઇને સર્વથા સ્વાભાવિક

અને અપેક્ષિત માગે એવો ઉપસંહાર,—આમ નિબન્ધની કળામાં જે સુયોગ્ય આરોહ અવરોહ જોઈએ તે એમના ઘણાખરા લેખોમાં જોઈ શકાય છે. આ સંગ્રહમાં આપેલા ત્રણે નિબન્ધો એ વાતની સાક્ષી પૂરશે. એટલે એમને વિશે આપણા એક પ્રસિદ્ધ વિવેચકે જે ટીકા કરેલી કે રમણભાઈમાં શૈલી જ નથી એ કંઈક અંતિમ કોટિની લાગે છે. વિચારસામર્થ્ય, શબ્દપ્રભુત્વ, નિરૂપણપદ્ધતિ, કથનપ્રવાહ અને એ સઘળાને પરિણામે રમણીય પટ રચીને પોતાના વક્તવ્યની સચોટ છાપ પાડવાની શક્તિ એને જો આપણે શૈલી કહીએ તો એવી શૈલી રમણભાઇના 'કવિતા અને સાહિત્ય' તેમ 'ધર્મ અને સમાજ'માંના સઘળા નહિ તો ઘણાખરા લેખોમાં તો અવશ્ય માલૂમ પડશે. પોતાને જે વિષય નિરૂપવાનો હોય તે વિષયની એમની વિચાર-સમૃદ્ધિ બાબત તો એમનો કટ્ટામાં કટ્ટો વિરોધી પણ ભાગ્યે જ શંકા ઉઠાવી શકશે. વસ્તુતઃ 'કૌમુદી'માં 'લેખકો કેમ લખે?'[૫] એ પ્રશ્નના ઉત્તરરૂપે કરેલા નિવેદનમાં એમણે જણાવેલું તે પ્રમાણે અમુક વિષય ઉપરના વિચારોથી એમનું ચિત્ત ઊભરાઈ જતું ત્યારે જ એમનું નિબન્ધલેખન આગળ ચાલતું. અને શબ્દપ્રભુત્વ તેમ વાણીપ્રવાહના વિષયમાં તો રમણભાઈની એમના કરતાં મોટા નિબ-ન્ધલેખકોને પણ અદેખાઇ આવે એવું છે. પોતાના વિચારો દર્શાવવાને માટે સમુચિત શબ્દ એમને પદે પદે સ્વયમેવ સ્ફુરી આવે છે એટલું જ નહિ પણ એવા અભિનવ શબ્દસમાસો યોજવાનું એમનું કૌશલ જોઈને તો આપણને ઘણી વાર સાનંદાશ્ચાર્ય થાય છે. અને એમની વાણીની પ્રવાહિતા પણ અજબ છે. નરસિંહરાવ કે બલવંતરાય ઠાકોરની વાણીમાં વેગ તો નથી જ, પણ પ્રવાહ જેવું પણ જવલ્લે જ જોવા મળે છે. ઘણી વાર તો એમનાં વાક્યો એક બીજા સાથે નામ માત્રનો સંબંધ હોય એમ ઠોકરાતાં ઠોકરાતાં ચાલતાં દેખાય છે. દરેક વાક્ય આગલા વાક્યમાંથી અનિવાર્ય અને જીવંત સંબંધથી ફૂટતું આવે અને એમ સળંગ વાક્યધારા અખંડ રીતે

૫. 'કૌમુદી' ૧૯૮૧, ચૈત્ર, પૃ. ૧૩૮-૯

ચાલી જાય એવા પરિચ્છેદો મણિલાલ અને રમણભાઈ જેટલા બીજા બહુ થોડામાંથી મળશે. એક ઉપમા આપીને આ વિચાર દર્શાવીએ તો કહી શકાય કે નરસિંહરાવ બલવંતરાય જેવા લેખકોની શૈલી મોનોટાઇપના જેવી છે, ત્યારે રમણભાઈની શૈલી લીનોટાઈપના જેવી છે. જ્યાં નરસિંહરાવ બળવંતરાય જેવા લેખકો એક એક શબ્દનું બીજું તપાસી તપાસીને ગોઠવે છે ત્યાં રમણભાઈની શૈલી આખાં વાકયોનાં વાકયો તેમ પંક્તિઓની પંક્તિઓ ક્ષણમાત્રમાં યોજતી સરસરાટ ચાલી જાય છે. અલબત્ત, રમણભાઈની શૈલીમાં એક મોટો દોષ છે ખરો, અને તે નરસિંહરાવના જેવું દીર્ઘસૂત્રીપણું. એમના ગદ્યનું પોત ઘટ્ટ નથી, તેમ એમના લેખનપટમાં દઢતા અને સુશ્લિષ્ટતા નથી. જ્યાં બીજા લેખકો પોતાના વિચાર ટૂંકાણમાં અને સચોટતાથી રજૂ કરે ત્યાં રમણભાઈ ઘણીવાર બહુ લંબાણ કરે છે. આના મૂળમાં એમનો સ્પષ્ટતાનો આગ્રહ રહેલો લાગે છે. પોતાનું સઘળું લખાણ એકેએક વર્ગના વાચકને સુગમ થઈ પડે એવી સરળતા તેમાં લાવવાના આશયથી એ પોતાનું વક્તવ્ય વિસ્તારી વિસ્તારીને સ્ફુટ કરે છે અને તેથી એ દીર્ઘસૂત્રી બની જાય છે. પણ એ ખામી બાદ કરીએ તો રમણભાઈના લેખસંગ્રહમાંથી ગુજરાતી ભાષાના કેટલાક સુંદર નિબંધો નીકળશે, અને આંહીં આપેલા 'સ્વ. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી, એમનો ઉચ્ચ વાક્પ્રભાવ,'[૬] 'પાપજન્તુઓ', અને 'કર્તવ્યની પદવી' ઉપરાંત 'સાહિ-

૬. રમણભાઈના વિવેચનનિબન્ધોમાં અનેક દૃષ્ટિએ ઉત્તમ પ્રકારનો ગણાય એવો આ નિબન્ધ છે. વિવેચન કલાનું મનોરમ રૂપ ધારણ કરી શકે તેનું નવલરામના 'પ્રેમાનંદ' અને 'મામેરૂં' વગેરે નિબન્ધોની પેઠે રમણભાઈનો આ નિબન્ધ પણ સુન્દર ઉદાહરણ છે. ગોવર્ધનરામના ઉચ્ચ વાક્પ્રભાવની સાથે એ રમણભાઈનો પોતાનો પણ ઉચ્ચ વાક્પ્રભાવ સબળ રીતે દર્શાવે છે. છતાં આવો ઉત્તમ કોટિનો નિબન્ધ 'કવિતા અને સાહિત્ય'ની નવી આવૃત્તિમાં ક્યાં યે લેવાયો નથી એ આપણું સંપાદનશૈથિલ્ય સૂચવે છે. ભવિષ્યમાં એ ગ્રંથની ત્રીજી આવૃત્તિ થાય ત્યારે એ યોગ્ય સ્થાને ગ્રંથસ્થ કરાય એટલા માટે આંહીં આટલી નોંધ કરી રાખી છે.

ત્યની અભિવૃદ્ધિ ' ' મધ્યમતા ' ' આચરણની યોગ્યતા ' ' કારભારનો શિકાર ' વગેરે એમના વિવિધ નિબન્ધો એમને ગુજરાતી ભાષાના અગ્રગણ્ય નિબન્ધકારોમાં સ્થાન અપાવશે એ ચોક્કસ છે.

ગુજરાતી ભાષાનો સમર્થ સાક્ષર છતાં કેવળ નિબન્ધકાર એવો કોઈ લેખક હોય તો તે ડૉ. **આનંદશંકર ધ્રુવ** છે. વર્ષોથી એ ગુજરાતી સાહિત્યની સેવા કરે છે, પણ નિબન્ધ સિવાય બીજો સાહિત્યપ્રકાર એમણે અજમાવ્યો જાણ્યો નથી. એમણે પરંપરાપ્રાપ્ત સ્વરૂપના ઘણા નિબન્ધો લખ્યા છે એ ઉપરાંત વિષય તેમ શૈલી પરત્વે એક બે નવા ગણાય એવા પ્રકારો પણ ખેડયા છે. વિષયની બાબતમાં પ્રજાજીવનના જુદા જુદા પ્રશ્નો અને તેમાં યે ખાસ કરીને પ્રવતમાન રાજકીય પ્રશ્નો તેમ પ્રસંગોને લગતી નોંધોરૂપે લખેલા એમના નિબન્ધો ગણાવી શકાય. આવી નોંધો આપણે ત્યાં દૈનિક સાપ્તાહિક પત્રોના તંત્રીઓ તો ઘણા લાંબા વખતથી લખે છે, પણ એ બધી મોટે ભાગે ક્ષણજીવી જ હોય છે, તેમ એમાં શૈલીની શિષ્ટતા કે સાહિત્યનું ગૌરવ પણ હોતું નથી. એવી શિષ્ટતા અને ગૌરવવાળા રાજકીય વિષયના નિબન્ધો નિયમિત રીતે અને મોટા પ્રમાણમાં લખવા માંડયા તે ' વસન્ત 'ના આ આદ્યતંત્રીએ જ. એમના આ રાજકીય નિબન્ધોમાંથી આ સંગ્રહમાં એક પણ નમૂનો આપી શકાયો નથી તેનું કારણ એ છે કે અંગત કારણે એમને ઘણાં વરસ સુધી આવા નિબન્ધો ગમે તો તંત્રી એવા મોઘમ નામે અથવા તો કોઈ કલ્પિત સંજ્ઞા ધારણ કરીને લખવા પડેલા, એટલે જ્યાં સુધી એ બધા નિબન્ધો તેઓ પોતાને નામે ગ્રથસ્થ ન કરે ત્યાં સુધી તે આવા સંગ્રહમાં દાખલ કરવાનું ઉચિત ગણ્યું નથી. શૈલી પરત્વે એમણે જે નવો પ્રકાર રમણભાઈની સાથે મળીને આપણી ભાષામાં ઉમેર્યો ને વિકસાવ્યો તે **અંગ્રેજી** sermonના જેવો પ્રવચન શૈલિનો નિબન્ધ. લેખક એને વ્યાખ્યાન[૭] કહે છે. આપણે એને પ્રવચન–

૭. જુઓ 'આપણો ધર્મ'માંનો 'પ્રેમઘટા' નામનો નિબન્ધ (પૃ ૧૮૪–૫)

નિબન્ધ એવું નામ આપી શકીએ. અંગ્રેજીમાં ધર્મોપદેશકો જેમ બાઈબલ જેવા ધર્મગ્રંથનું એકાદું વાક્ય કે સૂત્ર લઈને તેના પર ભાષ્ય રૂપે પોતાનું સ્વતંત્ર વક્તવ્ય રજૂ કરે છે તેમ ડૉ. આનંદશંકર ધ્રુવે પણ સંસ્કૃત શ્લોક, પ્રાચીન ગુજરાતી પદ, હિન્દી સંતવાણી કે અંગ્રેજી કાવ્યપંક્તિઓ પ્રારંભમાં મૂકીને તેનું વિવરણ કરતા હોય એવી રીતના ઘણા નિબન્ધો લખ્યા છે. આ સંગ્રહમાંના 'કવિતા' 'મુક્તિનાં સાધન' 'ખાંડાની ધાર' એ આ પ્રવચનશૈલીના નિબન્ધો છે. ડૉ. આનન્દશંકર સૌથી વધારે ખીલી શકે છે તે આવા નિબન્ધોમાં. એમાં વિચાર તો અલબત્ત એમના પોતાના સ્વતંત્ર હોય છે, પણ એનો આકાર કોઈ પદ કે વાક્ય પરના ભાષ્ય જેવો હોય છે. ગુજરાતી નિબન્ધકારોમાં ડૉ. આનન્દશંકર ધ્રુવ એમની શાસ્ત્રવ્યુત્પન્ન કુશાગ્ર બુદ્ધિ, અનેકદેશીય વિશાળ વિદ્વત્તા, અને અભ્યાસજડ નહિ એવું રસાર્દ્ર હૃદય એ ત્રિપુટીના વિરલ સંયોજનને લીધે બહુ ઊંચું સ્થાન ધરાવે છે. એમની શૈલીમાં સૂર્યપ્રકાશના જેવી અપૂર્વતા, પ્રખરતા, કે ભભક તો અલબત્ત નથી જ, પણ ચંદ્રપ્રકાશના જેવી સૌમ્યતા, મધુરતા, મોહકતા અને કાવ્યમયતા પુષ્કળ છે. દીર્ઘચિંતન, પુખ્ત વિચાર, અને વિશાળ વાચનનાં ચિહ્નો પદે પદે પ્રકટ કરતા અને મિતાક્ષરી મનોરમ શૈલીમાં લખાએલા એમના નિબન્ધો ગુજરાતના જ્ઞાનરસિક સંસ્કારી વાચકવર્ગને લાંબા વખત સુધી આકર્ષ્યા કરશે.

ઉંમરે નાના અને કાળાનુક્રમ પ્રમાણે જરા પાછળ આવે એમ હોવા છતાં **ઉત્તમલાલ ત્રિવેદીને** ડૉ. આનંદશંકર ધ્રુવ પછી તરત લીધા તે એક રીતે એ 'વસંત'કારના સાથી જેવા જ હતા તેમ વિચાર શૈલી આદિ દૃષ્ટિએ પણ 'વસંત' સંપ્રદાય સાથે એને નિકટનો સંબંધ હતો તેથી. ડૉ. આનંદશંકરની સાથે રાજકીય આર્થિક આદિ જાહેર પ્રજાહિતના પ્રશ્નો શિષ્ટ નિબન્ધો રૂપે નિરૂપનાર બીજા સમર્થ લેખક તે આ ઉત્તમલાલ ત્રિવેદી છે. પંડિતયુગનો નિઃશેષતા (thoroughness)નો શોખ એમનામાં કંઈક વિશેષ હોવાથી એમના નિબન્ધો મોટે ભાગે બહુ લાંબા હોય છે. ઘણી વાર એ નાના નિબન્ધની

મર્યાદામાં ન રહેતાં દીર્ઘ પ્રબન્ધ જેવા બની જાય છે. 'લૉર્ડ' સેલ્સબરી અને હિંદુસ્તાન', 'પશ્ચિમના સુધારાનો હલો", 'યુગાન્તરનો ઉષઃકાલ", "સરસ્વતીચંદ્ર અને આપણો ગૃહસંસાર' વગેરે 'વસંત"-માંના એમના લેખો આનાં ઉદાહરણો છે. એમના નિબન્ધોની આવી લંબાઈને લીધે એમનો આંહીં એક જ નિબન્ધ લઈ શકાયો છે, પણ એ એક પણ એમની શૈલીની સુંદરતા, એમની વાણીનો પ્રભાવ, અને એમની ભાવનાઓની ઉદાત્તતાનો ખ્યાલ આપી નિબન્ધકાર તરીકેના એમના સામર્થ્યનું સૂચન કરવાને પૂરતો છે. આ નિબન્ધ વાંચ્યા પછી એમના સઘળા નિબન્ધો સત્વર ગ્રંથાકારે પ્રકટ થાય એમ સૌ કોઈ ઈચ્છશે.

રા. બલવંતરાય ઠાકોર એટલે ગુજરાતનો પરમ પ્રયોગ-રસિક સાહિત્યકાર. કાવ્ય, નાટક, નિબન્ધ એમ વિવિધ સાહિત્યક્ષેત્રોમાં એ ઘૂમી વળેલ છે, પણ એકે ક્ષેત્રની અંદરનું એનું અર્પણ શિષ્ટ-સંપ્રદાયાનુસારી કે પરંપરાપ્રાપ્ત સ્વરૂપનું નહિ. એમનું સઘળું નવ-નવા પ્રયોગના રૂપનું અને તેથી કોઈ નહિ ને કોઈ પ્રકારની વિલક્ષણ-તાવાળું. એમના વિષયો લ્યો, એમના વિચારો કે અભિપ્રાયો લ્યો, અને એમની શૈલી લ્યો, તો એ સઘળું સૌથી નિરાળી જાતનું, લેખકની સ્વતંત્ર મુદ્રાથી અંકિત, વિલક્ષણ. વિષયની વિલક્ષણતાનો કંઈક ખ્યાલ તો આંહીં આપેલા એમના ત્રણ નિબન્ધો પરથી પણ આવશે. ઉદાહરણ જોઈતું હોય તો એમાંથી 'વીમો' એ નિબન્ધ લેવો. વીમા જેવા સામાન્ય સાહિત્યદૃષ્ટિને શુષ્ક લાગતા વિષય ઉપર નિબન્ધ લખવાનું ગુજરાતમાં રા. ઠાકોરને જ સૂઝે, અને એવા શુષ્ક લાગતા વિષયની આપણી વર્તમાન સામાજિક પરિસ્થિતિ તેમ જીવન-પદ્ધતિ પરત્વે નવો પ્રકાશ ને વિચારબોધ આપે એવા પર્યેષક અને રસિક ચર્ચા કરી એમાંથી સુંદર નિબન્ધ નીપજાવી શકે તે પણ રા. ઠાકોર જ. અને વિચારની વિલક્ષણતા એ તો એમના ગદ્યનું ખાસ લક્ષણ. એમના નિબન્ધોનો સૌથી મોટો ગુણ તે એમની સ્વતંત્ર દૃષ્ટિ અને વિચારપ્રેરકતા જ. રા. ઠાકોરનું કંઈ પણ નવું લખાણ

હાથમાં લેતાં એમના લેખોથી પરિચિત વાચકને એક વાતની તો પૂરેપૂરી ખાતરી જ હોય છે કે એમાંથી કંઈ નહિ ને કંઈ નવું વિચારવાનું તો મળશે જ. એ નવું યથાર્થ હોય, ટકી શકે એવું હોય, સ્વીકાર્ય બને એવું હોય કે નહિ એ જુદો પ્રશ્ન, પણ વાચકને વિચારમાં નાખી દે એવું નવું એમાંથી કંઇક નીકળવાનું એ તો ચોક્કસ જ. છેવટ, એમની શૈલીની વિલક્ષણતા તો એટલી બધી સુવિદિત છે કે એ વિશે આંહીં બહુ વિસ્તારથી સમજાવવાની જરૂર નહિ રહે. એ શૈલીનું પહેલું લક્ષણ તે એની સંકુલતા. સામાન્ય વાચકને એમનું ગદ્ય ઘણીવાર દુર્બોધ લાગે છે તે આ એમની નિઃશેષતાના આગ્રહમાંથી જન્મતી અને લોકગમ્ય બનવાની કશીયે પરવા વગર પાંડિત્યના ઊંચે આસને બેસીને જ પોતાના વિષયનું નિરૂપણ કરતી અટપટી લખાવટને જ કારણે. એમની શૈલીનું બીજું લક્ષણ તે એની અર્થઘનતા. એક બાજૂથી રા. ઠાકોરને જે કંઈ લખવું તે બને તેટલું મિતાક્ષર લખવાની ચીવટ હોય છે, તો બીજી બાજૂથી કોઈ પણ વિષય હાથમાં લેવો તો એનું બને તેટલું સર્વદેશીય અને સાંગોપાંગ દર્શન કરવા કરાવવાનો એમને મોહ હોય છે, એટલે પરિણામ એ આવે છે કે એમને થોડી જગામાં ઘણું કહેવું પડે છે, અને તેથી એમના નિબન્ધોમાં વિચારો જાણે ઠાંસી ઠાંસીને ભર્યા હોય એવું ઘણી વાર લાગે છે. પણ સંકુલતા અને અર્થઘનતાથી તોલદાર ભારેખમ બનેલા હોવા છતાં એમના નિબન્ધો અધિકારી વાચકોને આકર્ષે છે તે એમની શૈલીના ત્રીજા ગુણને લીધે. આ ગુણ તે એમની ઓજસ્વી બલિષ્ઠ ઇબારતના પડની પાછળ છુપાઈ રહેલી એક પ્રકારની હૃદયંગમ રુચિરતા. એમના નિબન્ધો જટિલ છે છતાં વાચક એક વાર એનાથી ટેવાઈ જાય અને દુર્બોધતાના કોચલાને ભેદીને અંદરના વિચારગર્ભ સુધી પહોંચી શકે એટલે એને ત્યાંથી મિષ્ટ માવાદાર સત્ત્વપૂર્ણ ખાદ્ય મળ્યા વિના રહેવાનું નહિ. રા. ઠાકોરના નિબન્ધો ગુજરાતી સાહિત્યમાં ચિરંજીવ રહેશે તે આ એમની સંકુલતા અને ઘનિષ્ઠતાના સખત કોચલાની પાછળ રહેલી વિલક્ષણ

પ્રકારની રુચિરતાને જ લીધે. આવા વિશિષ્ટ ગુણોપેત નિબન્ધો આટલાં બધાં વર્ષોથી હજુ સામયિકોની ફાઈલોમાં જ દટાઈ રહે એ આપણી પ્રજાની વાચનરુચિ તેમ પ્રકાશનવ્યવસ્થા બન્નેનું મોટામાં મોટું કલંક ગણાવું જોઈએ. ઇચ્છીએ કે હવે એ સત્વર ગ્રંથાકારે સુલભ બને.

'કેટલાંક કાવ્યો' અને 'વસંતોત્સવ' જેવા કાવ્યગ્રંથોના લેખક રા. ન્હાનાલાલ 'સાહિત્યમંથન' અને 'સંસારમંથન' જેવા નિબન્ધ-ગ્રન્થોના પણ લેખક છે, એટલે એમની એક કૃતિ આ સંગ્રહમાં લીધેલી દેખીને તો કોઈને આશ્ચર્ય નહિ થાય, પણ એ કૃતિ એમના 'ચિત્રદર્શનો'માંથી લીધી એથી ઘણાખરાને આશ્ચર્ય થયા વિના નહિ રહે. અને છતાં એ કૃતિ આ નિબન્ધસંગ્રહમાં કેવી સ્વાભાવિક રીતે સૌની સાથે ભળી ગઈ એ જોનારને એમાં પ્રગલ્ભતા કે વિચિત્રતા જેવું નહિ લાગે. વસ્તુતઃ 'ચિત્રદર્શનો'માં મુકાએલી હોવા છતાં અને એમાં કલ્પના અને ચિત્રાત્મકતા જેવા કાવ્યગુણો પણ હોવા છતાં આ તેમ 'મહર્ષિ દયાનંદ સરસ્વતી' એ 'ચિત્રદર્શનો'માંની બન્ને રચનાઓ ઉત્તમ પ્રકારના શુદ્ધ ચરિત્રાત્મક નિબન્ધો જ છે. એ નિબન્ધોને આજ સુધી કોઈએ ઓછેવત્તે અંશે પણ કાવ્યગુણયુક્ત માનેલ હોય તો એ ઉપરથી તો વિવેચનનું એક જૂનું તથ્ય તાજું થશે કે આપણે જેને નિબન્ધો કહીએ છીએ તે પણ એના વર્ગની ઉત્તમ કોટિની રચના હોય તો એમાં પણ ઓછાંવત્તાં કવિત્વબિંદુઓ કેટલીક વાર હોવાનાં. કાવ્યગુણો સદા યે પદ્યદેહમાં જ પુરાએલા હોય કે સર્જન કેવળ વાર્તાનાટકમાં જ સંભવે એ મતની ભ્રામકતા જ 'ચિત્રદર્શનો'માંથી લઈને આંહીં બેસાડેલો આ ઉત્તમ નિબન્ધ પ્રકટ કરશે. રા. ન્હાનાલાલને માટે નિબન્ધ એ મુખ્ય વિચારવાહન ન હોવા છતાં 'મીરાંબાઈ' 'પ્રજાજીવનનો ધસારો ને નવપલ્લવતા' 'ગુજરાતનો કળાભંડાર' વગેરે પંડિતયુગના વિદ્વત્તા, સંગીનતા, શિષ્ટતા, ગૌરવ આદિ શૈલીગુણોથી શોભતા એમના નિબન્ધો આપણને ચેતાવે છે કે ન્હાનાલાલ કવિમાં ન્હાનાલાલ નિબન્ધ-કારને આપણે વીસરવાના નથી.

નિબન્ધકાર ગણાયા છતાં શુદ્ધ નિબન્ધકાર તરીકે પૂરતો સંતોષ નથી આપી શકતા એવા જે બેત્રણ લેખકો આ સંગ્રહમાં અમુક દૃષ્ટિથી અનિવાર્ય લાગતાં લેવા પડ્યા છે તેમાં એક તો **રણજીતરામ વાવાભાઈ** છે. એમના મિત્ર અને પ્રશંસકે નિખાલસ રીતે કબૂલ કર્યું છે તેમ રણજીતરામમાં નિબન્ધની સઘળી સામગ્રી છે, પણ એ સામગ્રીને સજીવ બનાવે એવો આત્મા કે પ્રાણ એમાં નથી. એમની પાસે માહિતી અને વિચારની કદી ખોટ હોતી નથી, એમનું વાચન પણ વિશાળ છે, ગુજરાતની એકતા અને મહત્તાને માટે એમને તીવ્ર ધગશ છે, ગ્રંથવિવેચનમાં એમની સ્વતંત્ર દૃષ્ટિ પણ છે, અને એમનો શબ્દભંડોળ પણ કંઇ દરિદ્ર નથી, છતાં એમનાં લખાણો શુદ્ધ નિબન્ધની કક્ષાએ જવલ્લે જ પહોંચી શકે છે. અને એનું કારણ એ કે એમની પાસે શૈલી જ નથી. પોતાની વિચાર-સામગ્રીને એ ઘટમાં ઘૂંટીને કદી આત્મસાત્ કરી શકતા નથી, તેથી એમનું લખાણ ઘણીવાર તો તૂટક નોંધ કે ટાંચણ જેવું જ બની જાય છે અને નિબન્ધ નામને લાયક એવી સુઘટિતતા એમાં જવલ્લે જ નજરે પડે છે. એમના એક પુસ્તકને ‘ રણજીતરામના નિબન્ધો ’ એવું નામ આપવામાં આવ્યું છે, છતાં એ બધા ખરી રીતે નિબન્ધો નહિ પણ લેખો જ છે. આ સંગ્રહમાં લીધેલો ‘ ચાણકયનંદિની ’ પણ એ જ વર્ગનો છે. છતાં એ આંહીં આપ્યો છે તે આપણે સૌએ અનુકરણ કરવા યોગ્ય એમાંના બે વિવેચનગુણોને લીધે. એમાંનો એક ગુણ તે નિર્ભયતા. અળખામણા બનીને પણ પોતાને જે ખરેખર લાગતું હોય તે કહેવાની જે હિમત વિવેચકમાં જોઈએ તે આ નાનકડા લેખમાં રણજીતરામે સદા સ્મરણીય બની જાય એવી સબળ રીતે બતાવી છે. અને બીજો ગુણ તે વિવેચકની ફરજ અને જવાબ-દારીનું ભાન અને તેનું પાલન કરવાની તત્પરતા. આપણા સમાજમાં જે અશ્લીલ વાર્તાઓ દેખાયા કરે છે તેની બરાબર ખબર લઈ તેને દાબી દેવી એ વિવેચકનું એક પવિત્ર કર્તવ્ય છે. એ કર્તવ્ય તરફ આજ સુધીમાં બહુ ઓછા વિવેચકોનું લક્ષ ગયું છે અને એ કર્તવ્ય

આટલી નીડર રીતે તો રણજીતરામ સિવાય બીજા બહુ ઓછાએ બજાવ્યું છે. એટલે શૈલીની દૃષ્ટિએ એ લેખ આ આખા સંગ્રહમાં નબળામાં નબળો હોવા છતાં વિવેચનના વિષયમાં કેટલુંક મહત્ત્વનું કર્તવ્ય સૂચન કરતો હોવાથી તે ઉપયોગી લાગ્યા વિના નહિ રહે.

પંડિતયુગનો આંહીં લીધેલો છેલ્લો નિબન્ધકાર તે સ્વ. **ચંદ્રશંકર પંડ્યા.** વિદ્યાવિભૂષિત વિચારસમૃદ્ધિ, મધુર સંસ્કારી વાણી, અને સૌષ્ઠવ-લક્ષી ચોટદાર શૈલીથી શોભતા એમના સુઘટિત આકૃતિવાળા નિબન્ધો ગુજરાતી નિબન્ધસાહિત્યમાં એમને ઊંચું પદ અપાવે એવા છે. એમના નિબન્ધોની એક વિશિષ્ટતા તે એમાંની વક્તૃત્વની છટા છે. કેમકે ચંદ્રશંકર પંડ્યા કેવળ સબલ ગદ્યકાર જ નહિ પણ પ્રભાવશાળી વક્તા પણ હતા. ગુજરાતના વક્તૃત્વ વિશે એમનો નિબન્ધ આંહીં લીધો છે તે આ જ દૃષ્ટિએ કે જાતે વક્તા હોવાથી આ વિષયનું નિરૂપણ વિવેચન કરવાની યોગ્યતા અને અધિકાર એમના જેટલાં બીજા કોઈનાં નહિ. એમના નિબન્ધોમાં પણ એમનું વક્તૃત્વ અછતું નથી રહેતું. નર્મદના પૂર્વકાલના નિબન્ધો વાંચતાં જેમ આપણને એ ઊભો ઊભો હાથ વીંઝતો વીંઝતો બુલંદ અવાજથી સભા ગજાવી શ્રોતાઓને ઉશ્કેરતો દેખાય છે, તેમ ચંદ્રશંકરના નિબન્ધો વાંચતાં પણ વિદ્વત્તાભર્યા મધુર શિષ્ટ વાણીપ્રવાહથી સભા-જનને મુગ્ધ કરતા ભાષણકર્તાનું સ્મરણ થયા વિના રહેતું નથી. ચંદ્રશંકરના વક્તૃત્વે એમના નિબન્ધોને લાભ તેમ ગેરલાભ બન્ને કરેલાં. ગુણપક્ષે એથી એમના નિબન્ધોમાં જોમ અને છટા આવ્યાં, તો દોષપક્ષે પ્રાસાનુપ્રાસ કે વર્ણસગાઈના મોહમાં શબ્દચોકઠાંઓને સામસામાં ગોઠવવામાં રાચતી સભારંજની કૃત્રિમતા પણ એમાં આવી. આ કૃત્રિમતા એમની ઉત્તરાવસ્થાના દિવસોમાં ક્રમે ક્રમે વધતી પણ ગએલી છતાં 'સમાલોચક'ના તંત્રી તેમ અગ્રિમ લેખક તરીકે આપણા જાહેર જીવનના વિવિધ પ્રશ્નોનું શિષ્ટ કલાન્વિત નિબંધો દ્વારા નિરૂપણ કરી એમણે આનંદશંકર ઉત્તમલાલ વગેરેને જે સાથ આપેલો તે સદાએ સ્મરણીય રહશે.

ગાંધીજીથી આપણા નિબન્ધસાહિત્યમાં અત્યારે પ્રવર્તી રહેલો નવો યુગ શરૂ થાય છે. તેથી જ ડૉ. આનંદશંકર ધ્રુવ અને રા. બળવંતરાય ઠાકોરના સમવયસ્ક હોવા છતાં એમનું સ્થાન પંડિત-યુગના સબળા નિબન્ધકારો આવી ગયા પછી આ નવા યુગને અગ્રે રાખ્યું છે. મોટે ભાગે દરેક નવો યુગ પોતાના પુરોગામી યુગ સામેના પ્રત્યાઘાત કે બંડમાંથી જ શરૂ થાય છે અને એ પ્રત્યાઘાત કે બંડમાંથી જ એનાં વ્યાવર્તક લક્ષણો ઉદ્ભવે છે. ગુજરાતના નિબન્ધસાહિત્યમાં પ્રવર્તમાન યુગનો જે લક્ષણદેહ બંધાયો છે તે પણ એ જ રીતે. આજનો યુગ મુખ્ય મુખ્ય બાબતોમાં આગલા પંડિતયુગનો વિરોધી જ છે. આ યુગે પુરોગામી યુગ સામે જે સૌથી પહેલો વિરોધ ઉઠાવ્યો તે એના પાંડિત્યની સામે. પાંડિત્ય એ આગલા યુગના નિબન્ધકારોનું પ્રધાન લક્ષણ હતું. એમાં જ એ રાચતા, ગર્વ લેતા, અને એની આગળ બીજી બધી વસ્તુઓને ગૌણ ને તુચ્છ ગણતા. આજે એ પાંડિત્યનો કોઈને મોહ નથી એટલું જ નહિ પણ રસનો પટ આપ્યા વગરનું કોરું પાંડિત્ય આજે કોઈને રુચતું પણ નથી. આજના નિબન્ધકારોનું મુખ્ય ધ્યેય વિદ્વત્તા નહિ પણ રસવત્તા કે રંજકતા અને ઝગઝગાટ છે. ઑગસ્ટાઈન બિરેલ કહે છે કે રસ આપવો, આનંદાનુભવ કરાવવો એ સાહિત્યનો પરમ ધર્મ છે. આજનો નિબન્ધકાર આ બિરેલપંથી લેખક છે. એ લખે છે તે આગલા યુગના લેખકની પેઠે જ્ઞાનવિતરણ કે જીવન-સંસ્કરણના ઉદ્દેશથી નહિ, પણ રસતર્પણ અને મનોરંજનના ઉદ્દેશથી. આનો અર્થ એમ નહિ કે આજના સબળા નિબન્ધકારો જ્ઞાનવિમુખ કે સંસ્કારશત્રુ બની ગયા છે. જ્ઞાન તો એમને પણ જોઇએ છે અને એમના નિબન્ધોમાં પણ છે, પણ જ્ઞાનના અનર્ગલ મહિમા અને નિરતિશય પ્રેમને લીધે આગલા યુગના લેખકો જે હદ બહારની ગંભીરતા ધારણ કરીને બેસતા હતા તે હવે કોઈને સ્વીકાર્ય નથી રહી. ભારેખમ બન્યા વગર નિબન્ધ લખાય જ નહિ એમ આગલા

જમાનાની પેઠે આજે કોઈ માનતું નથી. આજનું સૂત્ર તો એ છે કે જ્ઞાન ખરું પણ ગંભીરતા બને તેટલી ઓછી. પુરોગામી યુગના નિબન્ધલેખકો જાણે અંગરખું, ખેસ, ને પાઘડી એમ પૂર્ણ પોશાક ધારણ કરીને સભાગૃહમાં ઠાવકા ને ગંભીર બનીને પોતાના વિચારો સભ્ય શિષ્ટ રીતે દર્શાવતા હોય એવા એ વખતના નિબન્ધો લાગે છે, ત્યારે પ્રવર્તમાન યુગના ઘણાખરા નિબન્ધોમાં લેખકો જાણે અંગરખું, ખેસ, ને પાઘડી ઉતારી નાખી ઘરના આંગણામાં બેસી નિરાંતે લહેરથી વાતો કરતા હોય એવા લાગે છે. વિષયો એવા ને એવા હોય, જ્ઞાનની દૃષ્ટિ અને વિચારનો પ્રેમ પણ એનો એ હોય, પણ એ રજૂ કરવાની પદ્ધતિ ફરે ને જે પરિણામ આવે તે આજના નિબન્ધોમાં જોઈ શકાય છે. એટલે કે આજના યુગમાં ગંભીર નિબન્ધ ગંભીર રહીને પણ અગંભીર નિબન્ધિકાની બને તેટલો નિકટ આવવા લાગ્યો છે. આજે સૌની દૃષ્ટિ લખાણ બને તેટલું હળવું અને રસાળ બનાવવા તરફ વળી છે. આથી આગલા યુગના નિબન્ધોમાં જે શૈલીની સંકુલતા હતી, જે કેશવિચ્છેદની હદ સુધીની અમર્યાદિત ઝીણવટ હતી, અને નિઃશેષતા અને સંપૂર્ણતાના આગ્રહને લીધે જે દીર્ઘસૂત્રીપણું હતું તે બધું ચાલ્યું ગયું છે. પરિણામે પ્રવર્તમાન યુગના નિબન્ધોમાં સંગીનતા અને ઊંડાણ ઘટેલ છે, પણ સાથે સરળતા અને રસાળતા વધેલ છે. નિબન્ધના માપમાં પહેલાં વક્તવ્યને શિથિલ કરી નાખતો જે પથરાટ હતો તેને સ્થાને હવે સંક્ષિપ્તતા અને સચોટતા આવી છે. એટલે પ્રવર્તમાન યુગનું સાહિત્ય જોશો તો એના નિબન્ધો જ નહિ પણ નિબન્ધના ઘટક અવયવરૂપ વાક્યો પણ ટૂંકાં ને અણિયાળાં બનેલાં જણાશે. આ યુગના નિબન્ધોની સંક્ષિપ્ત-તાનો સ્થૂલ પુરાવો જોઇતો હોય તો થોડું ગણિતજ્ઞાન અજમાવવા જેવું છે. જુઓ, આ સંગ્રહમાં પંડિતયુગના એકંદર સત્તાવીસ નિબન્ધો ( ૮–૩૪ )એ એકસો નેવુ પાનાં લીધાં છે, ત્યારે પ્રવર્તમાન યુગના અઠ્ઠાવીસ નિબન્ધો ( ૩૫–૬૨ )એ એકસો ને તેત્રીસ જ પાનાં લીધાં છે. લેખકોની સંખ્યા બન્ને યુગમાં એકસરખી એટલે કે

દસની છે, અને નિબન્ધોની સંખ્યા પંડિતયુગ કરતાં પ્રવર્તમાન યુગમાં એક વિશેષ છે, છતાં આટલાં ઓછાં પાનાંમાં એ સમાઈ ગયો એનું કારણ એના નિબન્ધોની સંક્ષિપ્તતા છે. પંડિતયુગમાં મણિલાલ દ્વિવેદીને બાદ કરો તો પાંચ છ પાનાંના નાના નિબન્ધો જવલ્લે જ મળે છે, ત્યારે પ્રવર્તમાન યુગમાં પાંચ છ પાનાંથી લાંબા નિબન્ધો વિરલ બનવા લાગ્યા છે. પ્રવર્તમાન યુગના નિબન્ધોમાં બીજું જે પરિવર્તન થયું તે ભાષાની બાબતમાં. પંડિતયુગના લેખકો તાજા જ સંસ્કૃત સાહિત્યના સંપર્કમાં આવેલા તેથી તેમ વળી આપણી ભાષા એ જમા-નામાં પૂર્ણાર્થવાચક ચોક્કસ શબ્દોની બાબતમાં કંઈક દરિદ્ર પણ હતી તેથી એ જમાનાના લેખકોને સંસ્કૃત શબ્દો વાપરવાનો ખૂબ મોહ હતો. એ મોહે આગળ જતાં એવું વિકૃત રૂપ લીધેલું કે અમુક વિચાર દર્શાવવાને જોઇએ તેવા સૂચક શબ્દ તળપદી ભાષામાં હોય તોપણ તેનો તિરસ્કાર કરીને શિષ્ટતાના મોહમાં લેખકો સંસ્કૃત શબ્દો ભણી વળતા. આવી સંસ્કૃતમયતાનો મોહ નવા યુગમાં હવે ચાલ્યો ગયો છે. ભાષા એ આખરે તો વિચારનું સાધન માત્ર છે, અને તળપદી ઘરગથુ ભાષામાં પણ વિચારવહનનું સામર્થ્ય સંસ્કૃતના જેટલું જ હોઈ શકે એટલું જ નહિ પણ કેટલીક વાર તો તળપદી લોકભાષાની તોલે એ આવી પણ ન શકે એ વાત આ યુગના નિબન્ધલેખકો હવે બરાબર સમજી ગયા છે, અને તેથી એમના નિબન્ધોમાં હવે લોકભાષાના પણ શબ્દો, રૂઢિપ્રયોગો, ને ઉક્તિપ્રકારો આદરપૂર્વક સ્થાન મેળવી શકે છે. અલબત્ત, આનો અર્થ એવો નથી કે આજના નિબન્ધલેખકો સંસ્કૃત ભાષાના શબ્દોથી ભડકીને ભાગે છે. સંસ્કૃતની પણ એમને કોઈ રીતે સૂગ નથી. જરૂર પડે ત્યારે એની પાસેથી પણ એ જોઈએ તેટલા શબ્દો છૂટથી લે છે, પણ સાહિત્યની ભાષા તે તો સંસ્કૃત જ, લખાણને શિષ્ટતાની છાપ આપવી હોય અને એમાં ગૌરવ આણવું હોય તો તે સંસ્કૃત શબ્દોના વિશેષ વપરાશથી જ આવે, એવી ભૂલભરેલી દૃષ્ટિ આજે કોઈની નથી.

આટલું આ પ્રવર્તમાન યુગનાં સર્વસામાન્ય લક્ષણો વિશે. પણ આજના સઘળા નિબન્ધલેખકોને એક જ સર્વસામાન્ય વ્યાપ્તિના સૂત્રમાં પરોવી શકાય એમ નથી. કારણ કે અત્યારે આપણે ત્યાં સઘળા લેખકો કોઈ એક જ દૃષ્ટિ કે ભાવનાથી પ્રેરાઈને કામ કરતા નથી, પણ પરસ્પર સર્વથા ભિન્ન ગણાય એવા ઓછામાં ઓછા બે વિચાર-પ્રવાહો, જીવનભાવનાઓ, અને સાહિત્યદૃષ્ટિઓ આપણે ત્યાં અત્યારે પ્રવર્તી રહેલ છે. એટલે આજના નિબન્ધકારોને કોઈ એક જ વર્ગમાં સમાવી નહિ શકાય, પણ તેમને ઓછામાં ઓછા બે સંપ્રદાયો કે મંડળોમાં વહેંચી નાખવા પડશે. આમાંથી એક સંપ્રદાય તે ગાંધી-જીનો તો બીજો મુનશીનો. આ બન્ને સંપ્રદાયોને સામસામા રાખીને એમનાં લક્ષણો વિચારીએ તો ગાંધીસંપ્રદાયનું પ્રથમ લક્ષણ પૂર્વપૂજા છે, તો મુનશીસંપ્રદાયનું પશ્ચિમપૂજા છે. એક રીતે કહીએ તો ગાંધી-સંપ્રદાય કેટલેક અંશે આગલા સંરક્ષકયુગની નવી સુધારેલી આવૃત્તિ જેવો છે. તો મુનશીસંપ્રદાય કેટલેક અંશે નર્મદયુગની નવી સુધારેલી આવૃત્તિ જેવો છે. જીવનના એકેએક ક્ષેત્રમાં પ્રાચીનતા, રાષ્ટ્રીયતા, સ્વકીયતા એ ગાંધીસંપ્રદાયનું ધ્યેય છે, તો જીવનના એકેએક ક્ષેત્રમાં નવીનતા, અર્વાચીનતા, અદ્યતનતા એ મુનશીસંપ્રદાયનું ધ્યેય છે. ગાંધીસંપ્રદાયની પ્રેરણાનું ઉદ્‌ગમસ્થાન મુખ્યત્વે પ્રાચીન આર્યસંસ્કૃતિ છે, તો મુનશીસંપ્રદાયની પ્રેરણાનું ઉદ્‌ગમસ્થાન મુખ્યત્વે અર્વાચીન પાશ્ચાત્ય સંસ્કૃતિ છે. ગાંધીસંપ્રદાયના રા. કાલેલકર ને રા. પાઠક જેવા લેખકોનું આધારસ્થાન મોટે ભાગે સંસ્કૃત સાહિત્ય છે, ત્યારે મુનશીસંપ્રદાયના રા. મુનશી ને રા. વિજયરાય જેવાનું આધારસ્થાન મોટે ભાગે અંગ્રેજી સાહિત્ય છે. તે એટલે સુધી કે રા. કાલેલકરના કેટલાક નિબન્ધો જોશો તો સંસ્કૃત સાહિત્યના સંસ્કારથી એનું વાતા-વરણ પરિપ્લુત દેખાશે, તો સામા પક્ષમાં રા. મુનશી અને રા. વિજયરાયના નિબન્ધોમાં શબ્દો, રૂઢિપ્રયોગો, ઉક્તિપ્રકારો, ને વાક્ય-રચના સુધીનાં સઘળાં અંગોમાં અંગ્રેજી ભાષાશૈલીનું આક્રમણ પૂર જોરથી થએલું જોઈ શકાશે. અને બન્ને સંપ્રદાયો વચ્ચેનું બીજું

વ્યાવર્તક તત્ત્વ લઈએ તો સંયમ એ ગાંધીસંપ્રદાયનું લક્ષણ છે, ત્યારે ઉલ્લાસ એ મુનશીસંપ્રદાયનું લક્ષણ છે. ગાંધીસંપ્રદાય આધ્યાત્મિક વિકાસને જ જીવનનું સર્વસ્વ માને છે, ત્યારે મુનશીસંપ્રદાય ઐહિક વિલાસને જ જીવનનું સર્વસ્વ માને છે. આથી પાપભીરુતા, નીતિપરાયણતા, વિશુદ્ધિપ્રેમ એ ગાંધીસંપ્રદાયના નિબન્ધોની વિશિષ્ટતા છે, તો અંકુશભીરુતા, સુખપરાયણતા ને વિલાસપ્રેમ એ મુનશીસંપ્રદાયની વિશિષ્ટતા છે. એક જ શબ્દમાં કહીએ તો ગાંધીસંપ્રદાય સત્ત્વગુણપ્રધાન છે, તો મુનશીસંપ્રદાય રજોગુણપ્રધાન છે. અને એમાંથી જ ઉભય સંપ્રદાયનું ત્રીજું વ્યાવર્તક તત્ત્વ નીકળે છે અને તે શૈલીના વિષયમાં. ગાંધીસંપ્રદાયની શૈલી એટલે મુખ્યત્વે સાદાઈ, તો મુનશીસંપ્રદાયની શૈલી એટલે મુખ્યત્વે ભભક. ગાંધીસંપ્રદાયના લેખકો સાહિત્યમાં પણ યતિઓ છે, એટલે ભાષાશૈલીમાં પણ ખૂબ આત્મનિગ્રહ રાખી વાણીની સાદાઈ અને કરકસરને માટે મથ્યા કરે છે, ત્યારે મુનશીસંપ્રદાયના લેખકો સાહિત્યના સોહાગીઓ છે, એટલે પોતાની વાઙ્મય શક્તિઓને પૂર બહારમાં મહાલવા દઈ લખાણને બને તેટલું ચમકદાર, ધમકભર્યું, ને મોહક બનાવવા ઉપર એનું સઘળું ધ્યાન લાગેલું હોય છે. પરિણામે ગાંધીશૈલીનો અતિરેક થાય છે ત્યારે એ કેવળ વિચાર કે તર્કની શુષ્કતામાં સરી પડે છે, ત્યારે મુનશીશૈલીનો અતિરેક થાય છે ત્યારે એ અંતસ્તત્ત્વની કશી સસારતા વગરની કેવળ બાહ્યાંગની ચમકમાં સરી પડે છે. એટલે ગાંધીશૈલી એના નબળામાં નબળા સ્વરૂપમાં મરીમસાલા વગરના બાફેલા અનાજ જેવી હોય છે, ત્યારે મુનશીશૈલી એના નબળામાં નબળા સ્વરૂપમાં કશા યે ખાદ્ય વગરના એકલા મરીમસાલાના સંભાર જેવી હોય છે.

આટલા સ્વરૂપનિર્દેશ પછી પ્રત્યેક નિબન્ધકારના બહુ લાંબા વિવેચનની જરૂર નહિ રહે, એટલે આ યુગના લેખકોનું હવે બને તેટલી ત્વરાથી અવલોકન કરી જઈએ.

નવો યુગ પ્રવર્તાવનારો લેખક પણ પ્રારંભ તો મોટે ભાગે જૂના યુગની પરંપરાના અનુસરણથી જ કરે છે એ ગાંધીજીના

'ગોખલેજીનો જીવનસંદેશ' એ નિબન્ધ ઉપરથી જોઈ શકાશે. એનાં શરૂઆતનાં અવતરણો જ કહી આપશે કે આ શૈલી આગલા પંડિત-યુગની છે. એ નિબન્ધ એક બીજી રીતે પણ મહત્ત્વનો છે. આપણે ત્યાં એક વર્ગ એમ માનનારો છે કે ગાંધીજીમાં કલાદૃષ્ટિ કે સાહિત્ય-ગુણ જ નથી. આ નિબન્ધ એ વર્ગને સચોટ જવાબ આપે એવો છે. અલ્પ પૃષ્ઠોની આછી રેખાઓથી જ આટલું સબળ ચિત્ર દોર્યું હોય એવાં ઉદાહરણો ગુજરાતી સાહિત્યમાં ગણ્યાંગાંઠયાં જ મળશે. અને આ ચિત્રણશક્તિ ગાંધીજીમાં વિરલ પ્રસંગે જ પ્રગટ થઈ છે એવું પણ નથી. 'દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ' અને 'આત્મકથા' એ બન્ને પુસ્તકોનું લક્ષપૂર્વક અવલોકન કરનાર તરત જ જોઈ શકશે કે જીવંત રેખાચિત્રો દોરવાનું કૌશલ ગાંધીજીમાં જન્મસિદ્ધ છે, એટલે ગાંધીજી કલાકાર કે સાહિત્યકાર નથી એ વિધાન એમનો લેખસમૂહ સૂક્ષ્મ રીતે તપાસનાર આગળ પળવાર પણ ટકી શકે એમ નથી. હકીકત એ છે કે એમના ગુરુ ટૉલ્સ્ટૉયે જેમ પોતાને નવી જીવનદૃષ્ટિ પ્રાપ્ત થયા પછી કલાનો દુરુપયોગ થતો જોઈને નવલકથાલેખન તિરસ્કારપૂર્વક તજી દીધેલું અને એ રીતે પોતાની કલાદૃષ્ટિ અને સર્જનશક્તિને એમણે ડામીને દાબી દીધેલી, તેમ ગાંધીજીની અંદર રહેલા યતિએ પણ એમની અંદર રહેલા કલાકારને ડામીને દાબી દીધો છે. પરિણામે એમના 'નવ-જીવન' તેમ 'હરિજનબંધુ'માંના નિબન્ધોમાં પૂરતી રસાળતા કે કલા-મયતા સર્વત્ર જોવામાં નથી આવતી. છતાં એમના આ યતિસ્વરૂપે એમના લખાણને સર્વથા હાનિ જ કરી છે એમ તો ભાગ્યે જ કહી શકાશે. એને લીધે એમના નિબન્ધોમાં સાંપ્રદાયિક પ્રકારની સાહિત્ય-શોભા જોવામાં નહિ આવે, અને તેથી એમના કેટલાક નિબન્ધો સાવ લૂખા નીરસ જ લાગશે, છતાં સામી બાજૂએ એમના આ યતિસ્વરૂપે એમની માનવતાનો જે અસાધારણ વિકાસ કર્યો છે અને જીવનદૃષ્ટિએ વર્તમાન જગતનો પુરુષોત્તમ ગણાય એવી જે ચારિત્ર્ય-સમૃદ્ધિ એમનામાં જમા કરી છે તેનું એમના નિબન્ધોમાં સ્પષ્ટ

સુરેખ પ્રતિબિંબ પડતું હોવાથી એમાં ઘણીવાર નરી સરળતા સિવાય બીજું કશું જ નહિ હોવા છતાં આપણને એ હૃદયંગમ લાગ્યા વિના રહેતા નથી. આ રીતે સાહિત્યસૌન્દર્ય આણવાનો જરાયે પ્રયત્ન ન હોય તોપણ લેખકના શીલમાં જો ઉદાત્તતા હોય તો એના લખાણમાં પણ એ આવ્યા વિના રહેતી નથી એનું ગાંધીજીના નિબન્ધો સ્મરણીય ઉદાહરણ છે. એનો પ્રત્યક્ષ પુરાવો જોઈતો હોય તો આંહીં આપેલો 'પરીક્ષા' નામે નિબન્ધ વાંચો. બારડોલી સત્યાગ્રહના દિવસોમાં પ્રજાને અહિંસાયુદ્ધને માટે પ્રેરવાના ઉદ્દેશથી એ લખાએલો, એટલે ખરી રીતે એ કેવળ પ્રાસંગિક કહેવાય. છતાં એમાં ગાંધીજીના અહિંસા, સત્ય, નિર્ભયતા આદિ ચારિત્ર્યગુણોએ સાદી છતાં કેવી બળવાન, ઉપરથી પ્રાસાનુપ્રાસમાં રાચતી લાગે એવી રમતિયાળ છતાં વસ્તુતઃ કેવી ધીરગંભીર, પ્રાણવાન, ને પ્રેરક વાણી સરજી છે તેનું એ આપણા નિબન્ધસાહિત્યમાં સદાને માટે સંઘરી રાખવા જેવું દૃષ્ટાંત છે. એમની ભાષા અત્યંત સંક્ષિપ્ત છે. ફક્ત બબ્બે ત્રણ ત્રણ શબ્દોનાં બનેલાં હોય એવાં વાક્યો ગુજરાતી સાહિત્યમાં થોકબંધ મળે એવું કોઈ ઠેકાણું હોય તો તે ગાંધીજીના નિબન્ધો ને ગ્રન્થો જ છે. શૈલી પણ એટલી જ સાદી છે. પણ એ સાદાઈની પાછળ સદાયે એક મહાન હૃદયના પ્રબળ ભાવો ધબકી રહેલા હોય છે, અને તેથી વાંચનારના હૃદયને એ સોંસરું વીંધી નાખે છે. ગુજરાતી નિબન્ધસાહિત્યમાં ગાંધીજીનું સ્થાન સુનિશ્ચિત છે તે પણ એમની આ ઉદાત્ત હૃદયભાવોને મૂર્ત કરતી સાદી છતાં સચોટ શૈલીને જ લીધે.

ગાંધીજીને આપણે વર્તમાન યુગના મુખ્ય પ્રવર્તક ગણ્યા તે એમણે જીવનમાં અને જીવનના પ્રતિબિંબરૂપે સમગ્ર સાહિત્યમાં જે દૃષ્ટિપરિવર્તન કર્યું છે તેને લીધે, પણ એકલું નિબન્ધસાહિત્ય લઈએ તો એમાં શૈલીપરિવર્તન કરનાર લેખક તે **રા. અતિસુખશંકર ત્રિવેદી.** એ દૃષ્ટિએ એમની 'નિવૃત્તિવિનોદ' નામની નાનકડી

ચોપડી આપણા નિબન્ધસાહિત્યમાં અત્યંત મૂલ્યવાન ગણવાની છે. પંડિતયુગના નિબન્ધસાહિત્યમાં જે સ્થાન 'બાલવિલાસ'નું છે એ જ સ્થાન પ્રવર્તમાન યુગના નિબન્ધસાહિત્યમાં આ 'નિવૃત્તિવિનોદ'નું છે. ગંભીર નિબન્ધમાં ઊર્મિએ રસેલી રસાળ પ્રવાહી શૈલી ગુજરાતીમાં સૌથી પહેલી દાખલ કરી તે 'નિવૃત્તિવિનોદે' જ. ગુજરાતી નિબન્ધને સભાગૃહની શિષ્ટતાભરી ભારેખમ ઠાવકાઈમાંથી દીવાનખાના કે ઘરઆંગણાની નિખાલસતા ને નૈસર્ગિકતા ભણી દોર્યો તે એણે જ. એ પુસ્તકમાંની રચનાઓને પ્રથમ દૃષ્ટિએ કેટલાક નિબન્ધિકાના વર્ગમાં મૂકવા લલચાશે, અને એમાં કેટલીક તો નિબન્ધિકા ગણાય એવી છે પણ ખરી, છતાં એમાં 'સાહિત્યમાં રસ' 'સદાચારનું બંધારણ' વગેરે કેટલાક શુદ્ધ ગંભીર નિબન્ધો પણ છે, તેમ યદૃચ્છાવિહારી નિબન્ધિકાનાં રસળાટ, ઠેકઠેકા, વિનોદ, કટાક્ષ, અવળવાણી વગેરે કેટલાંક મુખ્ય તત્ત્વોનો એમાં અભાવ છે અને એને સ્થાને સઘળી રચનાઓમાં વિષયની ગંભીરતા ને નિરૂપણની વ્યવસ્થિતતા અને એકનિષ્ઠતા જેવાં ગંભીર નિબન્ધનાં લક્ષણો જોવામાં આવે છે, એટલે એને રીતસરની નિબાન્ધકા કરતાં ઊર્મિપ્રધાન નિબન્ધના વર્ગમાં મૂકવી એ જ ઉચિત લાગે છે. આંહીં એમાંથી ત્રણ નિબન્ધો લીધા છે તે આ દૃષ્ટિએ જ. પુસ્તક ભલેને નાનું હોય, છતાં જો અભિનવ શૈલીથી અંકિત હોય તો એ એક જ એના રચનારને સાહિત્યમાં સ્થાયી પદ અપાવવાને પૂરતું છે એ નિયમનું આ 'નિવૃત્તિવિનોદ' સદા યાદગાર રહે એવું દૃષ્ટાંત છે.

ઉપર આપણે વર્તમાન યુગના મુખ્ય બે સંપ્રદાયો ગણાવ્યાઃ એક સત્ત્વગુણી અને બીજો રજોગુણી. આ બીજા રજોગુણી સંપ્રદાયના અગ્રણી તે **રા. કનૈયાલાલ મુનશી.** એ સંપ્રદાયનું સ્વરૂપ આપણે એ સ્થળે વીગતવાર જોઈ ગયા છીએ, એટલે એના અગ્રણીના સાહિત્યસ્વરૂપ વિશે બહુ વિસ્તાર કરવાની જરૂર નહિ રહે. રા. મુનશી મુખ્યત્વે નવલકથાકાર છે, છતાં નિબન્ધસાહિત્યમાં એમણે આપેલો ફાળો છેક અલ્પ નથી. એમના નિબન્ધગ્રંથો મુખ્ય

બે: (૧) 'કેટલાક લેખો' અને (૨) 'આદિવચનો'. આમાંથી 'કેટલાક લેખો'માં તો શુદ્ધ નિબન્ધો જ છે, અને 'આદિવચનો'ના લેખો દેખાવે જોકે વ્યાખ્યાનો છે, છતાં એમાંનો પ્રાસંગિક પ્રારંભભાગ છોડી દઈએ તો એ પણ તત્ત્વતઃ શુદ્ધ દીર્ઘ નિબન્ધો જ છે. વિચારોની યથાર્થતા કે વક્તવ્યની વિશ્વસનીયતા બાજૂ પર રાખી કેવલ નિરૂપણકૌશલ અને શૈલીસામર્થ્યનો જ વિચાર કરીએ તો 'કેટલાક લેખો' કરતાં 'આદિવચનો' માંના એમના નિબન્ધો ચડિયાતા માલૂમ પડશે. 'કેટલાક લેખો'માંના કેટલાક લેખો તો એમના સાહિત્યજીવનના છેક પ્રારંભકાળના—અંગ્રેજી છોડીને ગુજરાતી નવું નવું લખવા માંડયા એ સમયના-છે, અને તેથી એ અવસ્થાની અનિવાર્ય કચાશને લીધે એ નિર્બળ કે સત્ત્વહીન લાગે છે. છતાં એમાંનો એક નિબન્ધપ્રકાર એમને ગુજરાતી નિબન્ધસાહિત્યમાં ઉચ્ચાસને બેસાડે એવો છે ખરોઃ આ પ્રકાર તે ચરિત્રાત્મક નિબન્ધનો. 'કેટલાક લેખો' માંના કેટલાક ચરિત્રનિબન્ધો ગુજરાતી સાહિત્યના એ પ્રકારના પ્રથમ પંક્તિના નિબન્ધોની સાથે બેસી શકે એવા છે, એટલે આંહીં એમના નિબન્ધો લીધા છે તેમાં ચરિત્રાત્મક નિબન્ધોનું જાણી જોઈને પ્રાધાન્ય રાખ્યું છે. રા. મુનશીની શલી ભૂષણ તેમ દૂષણ બન્ને બાબતોમાં કેટલેક અંશે મૅકોલેશૈલીનું સ્મરણ કરાવે એવી છે. અલબત્ત એમાં મૅકોલેના જેવી પ્રૌઢ કે દીર્ઘ વાકયાવલિ નથી, પણ એમાં જે તેજસ્વિતા છે, જે જોમ છે, જે છટા છે, જે સચોટતા છે, અને જે ભભક છે એ મૅકોલેના જેવાં જ છે. અને બીજી બાજૂથી દોષ પક્ષે એમાં જે પક્ષિલતા છે, પૂરતા અન્વેષણ વગર નિર્ણયો બાંધી લેવાની ઉતાવળ છે, એકપક્ષી દાખલા દલાલોથી પોતાનાં મંતવ્યોનું સમર્થન કરવાનો જે આગ્રહ અને ચાલાકી છે, એ બધામાં પણ મૅકોલેનું સ્મરણ થયા વિના નહિ રહે.

સામાન્ય વાચકોમાંથી આજે કોઈક જ મટુભાઇ કાંટાવાળાને નિબન્ધકાર તરીકે પિછાનતું હશે, છતાં જેમણે એમનું 'સાહિત્ય'

માસિક નિયમિત વાંચેલ હશે એમને સ્મરણ હશે કે એના દરેક અંકમાં એક એક તંત્રીલેખ મૂકવાનો એમનો સામાન્ય રિવાજ હતો, અને એવી રીતે લખાએલા લેખોમાંથી સારા ગણાય એવા નિબન્ધોની સંખ્યા છેક નાની નથી. સાદી ઘરગથુ ભાષામાં પણ લેખકમાં વ્યક્તિત્વ, કૌશલ, કલાદૃષ્ટિ, કે ઊર્મિ હોય તો સારા નિ-બન્ધો રચી શકાય છે એ સિદ્ધાન્તનું એમના 'બા' જેવા કેટલાક નિબન્ધો સારૂં દૃષ્ટાન્ત પૂરૂં પાડે છે.

પ્રવર્તમાન યુગનો સર્વોત્તમ અને આખા ગુજરાતી નિબન્ધસાહિત્યના ઉત્તમ લેખકોમાંનો એક નિબન્ધકાર તે **રા. કાલેલકર.** નિબન્ધોની સંખ્યા લ્યો, એના વિષયો અને પ્રકારોની વિવિધતા લ્યો, એની શૈલીની સુન્દરતા લ્યો, એના વિચારોની સમૃદ્ધિ લ્યો, કે એની પાછળની જીવનદૃષ્ટિ અથવા ભાવનાની ઉદાત્તતા લ્યો-નિબન્ધનાં આ સર્વ અંગો છૂટાં લ્યો કે સામટા સમુદાયમાં લ્યો, પણ એ બધી બાબતોમાં રા. કાલેલકર આ યુગના તો ઉત્તમ નિબન્ધકાર છે જ, પણ એક **મણિલાલ નભુભાઈને** બાદ કરીએ તો આપણા સમસ્ત નિબન્ધસાહિત્યમાં પણ એમની તોલે આવે એવો બીજો કોઈ નિ-બન્ધકાર નહિ મળે. એમણે વર્ણન, કથન વિચારણા એમ સર્વ પ્રકારના નિબન્ધો લખ્યા છે, અને એ સર્વ પ્રકારમાં એમની શક્તિઓ પૂર બહારમાં ખીલી નીકળી છે. વર્ણનાત્મક નિબન્ધો એમના જેટલી સંખ્યામાં અને એમના જેટલી રસજમાવટ કરીને આપણે ત્યાં બીજા કોઈએ લખ્યા નથી. કથાનાત્મક નિબન્ધોમાં પણ એમના ચરિત્રકીર્તન વિભાગના નિબન્ધો આપણા ઉત્તમ ચરિત્રનિબન્ધોના વર્ગમાં દીપી ઊઠે એવા છે. અને એમના વિચારપરાયણ નિબન્ધોએ તો એમને ગુજરાતના અગ્રગણ્ય ચિન્તકોમાં સ્થાન અપાવ્યું છે. એમની આ અસાધારણ સિદ્ધિની પાછળ અનેક તત્ત્વો રહેલાં છે. એમાંનું પ્રથમ તત્ત્વ તે એમની અનેક વિદ્યાવિશારદતા અથવા વિશારદતા સઘળે પ્રસંગે યથાર્થ શબ્દ ન લાગે તો રસિકતા. કુદરત અને કલા, ધર્મ અને તત્ત્વજ્ઞાન, ઇતિહાસ અને પુરાણ, સાહિત્ય અને શાસ્ત્ર, ભૂગોળ

અને ખગોળ એમ અનેક વિષયોમાં એમને જીવંત રસ છે, અને એમાંના ઘણા વિષયોનું જ્ઞાન એમને તેના પારંગત ગણીએ એવું તો નહિ છતાં ખરેખર વિશાળ છે. એટલે વિષયની વિવિધતામાં આખા ગુજરાતી નિબન્ધસાહિત્યમાં કોઈ એમને પહોંચી શકે એમ નથી. બીજું તત્ત્વ તે એમની સાહિત્યરસિકતા અને વિશેષે કરીને સંસ્કૃત સાહિત્યનું એમનું પરિશીલન. એમના નિબન્ધો વાંચો એટલે તમને કેવળ શબ્દોમાં જ નહિ પણ અલંકારો, ઉદાહરણો, વિચારો, અવતરણો એ સઘળામાં સંસ્કૃત સાહિત્ય સાથેનો એમનો સદા ય તાજો લાગે એવો ગાઢ સંપર્ક ડગલે ડગલે દેખાયા વગર નહિ રહે. એમને કોઈ પણ વિષય ચર્ચવો હોય તો તરત જ હાજર હોય એવી સદ્યોપલબ્ધ વિચારસામગ્રી આપી તે જેમ એમની અનેકવિદ્યાવિશારદતાએ, તેમ એમને લાલિત્યભરી પ્રસન્ન મધુર શૈલી આપી તે એમની આ સંસ્કૃત સાહિત્યની નિપુણતાએ. એમના નિબન્ધોને આકર્ષક બનાવનારૂં ત્રીજું તત્ત્વ તે એમની અનુભવસમૃદ્ધિ. રા. કાલેલકર કેવળ પુસ્તકપંડિત નથી, પણ હિન્દના અનેક ભાગોમાં સારી પેઠે રખડેલા જબરા પ્રવાસી છે, અને એમના એ બહોળા પ્રવાસે એમને અનુભવપંડિત બનાવી એમની દૃષ્ટિને ખૂબ વિશાળ કરી છે. એમના નિબન્ધો આપણને આકર્ષે છે તે જેમ એમની વિદ્વત્તાને લીધે તેમ સાથે સાથે એમના આ પ્રવાસસંચિત વિશિષ્ટ અનુભવભંડારને પણ લીધે. એમના નિબન્ધોનું ચોથું આકર્ષક તત્ત્વ તે એમની ચિન્તનશીલતા. દરેક યુગને પોતપોતાના નવા નવા પ્રશ્નોનાં નિરાકરણ કરવાનાં હોય છે, એટલે દરેક યુગને પોતપોતાનો સ્મૃતિકાર જોઇએ છે. રા. કાલેલકર એને 'જીવનકલાધર', 'જીવનશાસ્ત્રી', 'જીવનઋષિ' વગેરે નામો આપે છે,[૯] અને એવા જીવનકલાધર બનવું એ જ સાહિત્યકારનું મુખ્ય કર્તવ્ય છે એમ માને છે. સાહિત્યકારના કર્તવ્યની એમણે બાંધેલી આ મર્યાદા બરાબર છે

---

૯. જુઓ અમદાવાદની બારમી સાહિત્ય પરિષદના કલાવિભાગના અધ્યક્ષસ્થાનેથી એમણે આપેલું ભાષણ.

કે કેમ એ જુદી વાત, પણ સાહિત્યસેવામાં એમનો આદર્શ તો એ જ રહેલો છે એ ચોક્કસ છે. એટલે એ વર્તમાન જીવનના વિવિધ પ્રશ્નોનું ચિન્તન કરી એના પર પોતાની વિચારણાનો પ્રકાશ સતત રીતે ફેંક્યા કરે છે, અને તેથી જ એમના નિબન્ધો આપણા વાચક વર્ગમાં આટલા બધા આદરપાત્ર બન્યા છે. આપણે ત્યાં વર્તમાન જીવનનાં મુખ્ય મુખ્ય સર્વ અંગોનો અભિનિવેશપૂર્વક વિચાર કરનાર અને તેનો સાષ્ઠવપૂર્ણ નિબન્ધો દ્વારા પ્રચાર કરનાર આવો બીજો કોઈ લેખક મણિલાલ નભુભાઈ પછી થયા નથી.

એ પછી આવે છે ગુજરાતના બે પ્રતિષ્ઠિત વિવેચકો. એમાં રા. **વિજયરાય** વયે નાના છતાં એમને રામનારાયણ પાઠકની પૂર્વે મૂકયા છે તે સકારણ અને વિચારપૂર્વક. કેમકે વરસમાં પાછળ છતાં રા. વિજયરાય પ્રવૃત્તિમાં રા. રામનારાયણ કરતાં દરેક રીતે આગળ છે. એમનું લેખકજીવન, તંત્રીજીવન, અને વિવેચનકાર્ય એ સઘળું રા. રામનારાયણ કરતાં ચોક્કસ પહેલું શરૂ થએલું. એટલે ગુજરાતી વિવેચનનો કોઈ ઇતિહાસ લખે તો તેમાં કાલક્રમે પહેલા રા. વિજયરાય આવે અને પછી રા. પાઠક. અને રા. વિજયરાયને પડતા મૂકીને કોઈ રા. પાઠકને એકલાને જ એ ઇતિહાસમાં સ્થાન આપે તો તે ખુલ્લેખુલ્લા પક્ષપાતનું જ પરિણામ ગણાય. રા. વિજયરાય એટલે એમનો જ શબ્દ વાપરીએ તો મુખ્યત્વે સાક્ષરી પત્રકાર ( Literary journalist ).[૧૦] એટલે એમના નિબન્ધોમાં બે વસ્તુઓ નજરે પડશે : (૧) સાક્ષરોચિત વિદ્વત્તા, અભ્યાસ, અને શિષ્ટતા, ને (૨) પત્રકારોચિત યુયુત્સા, પ્રહારશક્તિ, તીખાશ, અને ચમક. એમણે ‘ કૌમુદી ’ ત્રૈમાસિક શરૂ કર્યું ત્યારે એમનાં લખાણોમાં કેટલીક વાર પત્રકારત્વનું પાસું પ્રાધાન્ય ભોગવતું. એને પરિણામે એનાં એ જ લખાણોમાં વિદ્વત્તા અને અભ્યાસ પુષ્કળ રહેલો હોવા છતાં એણે પૂરતું ધ્યાન ખેંચેલું નહિ. પણ પહેલેથી એમનાં લખાણોમાં ઊંચા પ્રકારનું પાંડિત્ય અને ઊંડા અન્વેષણયુક્ત અભ્યાસ

---

૧૦. જુઓ એમનું ‘ સાહિત્ય દર્શન ’ પૃ. ૧૫૨-૩.

પુષ્કળ છે અને એમાં યે ખાસ કરીને પશ્ચિમના સાહિત્ય તેમ પત્ર-
કારત્વની પ્રણાલિકાઓનું જ્ઞાન તો ગુજરાતમાં એમના જેટલું બીજા
કોઈ જ લેખકમાં જોઈ શકાતું નથી. યુરોપના અર્વાચીન સાહિત્યના
એમના નિકટ પરિચયને બળે જ આપણે ત્યાં રા. વિજયરાય
આધુનિક વિવેચનકલાના આદ્યદ્રષ્ટા બન્યા છે. ગુજરાતના વિવેચનમાં
કેવળ શુષ્ક શાસ્ત્રીયતા, લૂખા ગ્રંથપરીક્ષણ, કે નીરસ મતદર્શનને
સ્થાને સંગીન વિદ્વત્તા છતાં રસાળ ને મોહક શૈલીનું તત્ત્વ ઉમેરી
એને લલિત વાઙ્મયના જેવું મનોરમ બનાવ્યું તે સૌથી પહેલું રા.
વિજયરાયે જ. એમની શૈલીમાં પાંડિત્યોચિત શિષ્ટતા ને ગૌરવ છે
તે સાથે એ પાંડિત્યને શુષ્કતામાં સરી પડતું અટકાવે એવાં ચેતન
ને દીપ્તિ પણ છે. એમના જેટલી શિષ્ટ છતાં મિષ્ટ, ગૌરવભરી છતાં
જીવંત, ને રસાળ છતાં તેજસ્વી શૈલી આપણા યુવાન નિબન્ધ-
લેખકોમાંથી બીજા કોઈમાં નહિ મળે. કંઈક પત્રકારસહજ ચાપલ્યને
લીધે તેમ કંઈક ઉદ્દંડ પ્રયોગશીલતાને લીધે દુર્ભાગ્યે એમના સઘળા
લેખો ગુણની એકસરખી ઉચ્ચ કક્ષા જાળવી શકતા નથી, અને
'પાંચસોક શબ્દોમાં' 'હજારેક શબ્દોમાં' 'અરૂઢ શૈલીનાં અવ-
લોકન' વગેરે જેવા અખતરાઓની ધૂનમાં એ સુશ્લિષ્ટ નિબન્ધનું સ્વરૂપ
સંપૂર્ણ અંશમાં બતાવી શકતા નથી. આથી એમની શક્તિના પ્રમાણ-
માં ઉત્તમ નિબન્ધોની સંખ્યા એમના લેખોમાંથી મળતી નથી.
પણ જ્યાં જ્યાં એ પૂરતી ગંભીરતા જાળવીને સ્વાસ્થ્યપૂર્વક લખી
શકે છે ત્યાં ત્યાં એ સુંદર નિબન્ધો સરજી શકે છે એ તો એમનું
'જૂઈ અને કેતકી' અને તેથી પણ વિશેષ 'સાહિત્યદર્શન'
વાંચનાર કોઇ પણ સાહિત્યરસિક તરત જ જોઈ શકશે.

રા. વિજયરાય જેમ આપણા નવી ઢબના વિવેચક, તેમ રા.
રામનારાયણ જૂની ઢબના વિવેચક. વળી રા. વિજયરાય જેમ પ્રથમ
પત્રકાર ને પછી વિવેચક, તેમ રા. રામનારાયણ પ્રથમ પ્રમાણશાસ્ત્રી
તથા તત્ત્વચિંતક અને પછી વિવેચક. એટલે એમના વિવેચનલેખોમાં

પ્રમાણશાસ્ત્રીનું તર્કકૌશલ અને તત્ત્વચિંતકની શાસ્ત્રીય ચોકસાઈ, માર્મિકતા, ને પૃથક્કરણશક્તિ પુષ્કળ છે, પણ એમાં શૈલીની રુચિરતા જેવું બહુ થોડું છે. પહેલેથી એમનું લક્ષ એક જ વસ્તુ ઉપર, અને તે પોતાના વિચારો યથાર્થ રીતે અને સ્પષ્ટ રીતે દર્શાવવા. આમ એમના લેખોમાં જેમ તેમ કરીને પોતાના વિચારો વ્યક્ત કરવાની જ દૃષ્ટિ હોવાથી કલાત્મક સુઘટિત નિબન્ધના ગુણો એમાંથી બહુ થોડામાં જોવામાં આવે છે. એમના શૈલીગુણોમાં મુખ્ય સુસ્થતા, સમતોલતા, યથાર્થતા, ને વિશદતા, બાકી લેખોમાં નિબન્ધને આવશ્યક એવું આકારસૌષ્ઠવ કે શૈલીસૌંદર્ય જેવું બહુ થોડું. એટલે એમના લેખો જ્યારે જ્યારે ધ્યાન ખેંચે છે ત્યારે ત્યારે એ એમની શૈલીની મોહકતાને લીધે નહિ પણ એમના વિચારની વિશિષ્ટતાને લીધે. પરિણામે નરસિંહરાવની પેઠે રા. રામનારાયણ પણ આપણા સમર્થ વિવેચક છતાં ઉત્તમ નિબન્ધલેખક નહિ.

થોડા જ વખત પર એક જાણીતા અવલોકનકારે કહેલું કે ધૂમકેતુ આપણા સાહિત્યમાં જીવશે તે એમની નવલિકાઓ કરતાં પણ એમના નિબન્ધોને લીધે વિશેષ. પણ આ અભિપ્રાય સર્વાંશે સ્વીકારી શકાય એવો નથી. કેમકે ધૂમકેતુ એટલે સૌથી પહેલાં નવલિકાકાર અને પછી બીજું બધું, અને ગુજરાતી સાહિત્યમાં એનું આયુષ્ય જે કંઈ હોય તે પણ પ્રથમ તો એની નવલિકાઓને જ લીધે. પણ આ અભિપ્રાયમાં એક તથ્યાંશ છે ખરો, અને તે એ કે નવલિકા સિવાય બીજા જે સાહિત્યપ્રકારોમાં ધૂમકેતુને સફળતા મળેલ છે તેમાં નિબન્ધ સૌથી પ્રથમ આવે. કેમકે ધૂમકેતુ એટલે જીવનનો મર્મગામી ચિન્તક અને સબળ શૈલીકાર, અને વિશિષ્ટ ચિંતન ને સમર્થ શૈલી એ બે જ નિબન્ધનાં મુખ્ય આવશ્યક તત્ત્વો, તેથી એ નિબન્ધલેખનમાં સફળતા મેળવી શકે એમાં નવાઈ નથી. ધૂમકેતુની પ્રવૃત્તિનું પ્રથમ અંગ તે એની ઊર્મિ. એના સકળ સર્જનમાં જે કંઈ ગુણ દોષો જોવામાં આવે છે તે સઘળાનું પ્રેરક તત્ત્વ

એની ઊર્મિ જ. એટલે એના નિબન્ધોમાં જે ચિન્તન વ્યક્ત થાય છે તે પણ મુખ્યત્વે બુદ્ધિપ્રેરિત નહિ પણ ઊર્મિપ્રેરિત. પરિણામે ધૂમકેતુના નિબન્ધો સૌથી વિશેષ દીપી ઉઠે છે તે જેમાં સમતોલ મગજ, શાન્ત વિચાર, કે ઠરેલ દૃષ્ટિની જરૂર હોય એવા વિષયોમાં નહિ, પણ જેમાં હૃદયનો જુસ્સો, ઊર્મિનો આવેગ, કે દૃષ્ટિની વિલક્ષણતાને અવકાશ હોય એવા વિષયોમાં. એટલે આપણા નિબન્ધ-સાહિત્યમાં ધૂમકેતુનું જે સ્થાન છે તે મુખ્યત્વે વાચકને પોતાના હૃદયવેગમાં ઘસડી જાય એવા એમના ઊર્મિપ્રધાન નિબન્ધોને જ લીધે.

અર્વાચીન ગુજરાતી સાહિત્યમાં જો કોઈ પણ સ્ત્રીલેખક પોતાના સ્ત્રીત્વને બળે-સ્ત્રી છે માટે જેવું લખ્યું તેવું પણ વધાવી લેવું જોઈએ એવી દાક્ષિણ્યની દૃષ્ટિએ-નહિ પણ સાચા સત્ત્વ કે તાત્ત્વિક વિત્તને બળે લેખકવર્ગમાં પોતાને માટે હક્કપૂર્વક સ્થાન કરી શકે એમ હોય તો તે શ્રીમતી **લીલાવતી મુનશી**. ગુજરાતી સાહિત્યમાં એમણે પ્રવેશ કર્યો અને છાપ પાડી તે એમનાં રેખાચિત્રોને લીધે. એ રેખાચિત્રોમાં કેટલાક તો શુદ્ધ ચરિત્રાત્મક નિબન્ધો જ છે, એટલે આંહીં એ વર્ગના બે નમૂના લીધા છે. વિષયની દૃષ્ટિએ અભિનવ સ્ત્રીસ્વાતંત્ર્યવાદ અને શૈલીની દૃષ્ટિએ ચબરાકી, ચાતુર્ય, અને ચમક એ એમના નિબન્ધોની મુખ્ય વિશિષ્ટતા ગણી શકાય.

આંહીં સુધીના નિબન્ધોનું સમગ્રાવલોકન કરતાં એક વાત તરત જ છતી થશે, અને તે એ કે એમાંના ઘણાખરા પોતપોતાના જમાનાનાં સામયિક પત્રોને માટે લખાએલા અને એમાં જ સૌથી પહેલા પ્રકટ થએલા. આ સંગ્રહનો સૌથી પહેલો નિબન્ધ 'સ્વદેશાભિમાન' એ જમાનાના એક આગળ પડતા માસિક 'બુદ્ધિવર્ધક ગ્રંથ' ના પહેલા જ અંકમા પ્રકટ થએલો, અને ત્યારથી માંડીને રા. વિજયરાયના 'કલાવિવેચનની એક ગૂંચ' સુધીના સઘળા નહિ તો ઘણાખરા નિબન્ધો માસિકાદિ પત્રો દ્વારા જ પ્રસિદ્ધ થએલા. વળી આપણા

સાહિત્યના સમર્થ નિબન્ધકારોમાં પણ ઘણાખરા પત્રકારો જ માલુમ પડશે. નર્મદના ઘણાખરા નિબન્ધો 'બુદ્ધિવર્ધક ગ્રંથ'માં આવેલા, નવલરામના વિવેચનનિબન્ધો 'ગુજરાત શાળાપત્ર' માટે જ લખાએલા, મણિલાલ નભુભાઈના 'પ્રિયંવદા' અને 'સુદર્શન' માટે, આનંદશંકર ધ્રુવના 'વસન્ત' માટે, ચંદ્રશંકર પંડયાના 'સમાલોચક' દ્વારા, તો રા. વિજયરાયના 'કૌમુદી' કે 'માનસી'દ્વારા પ્રકટ થએલા. આમાંના કેટલાકની તો સમસ્ત સાહિત્યપ્રવૃત્તિ જ કોઈ એકાદ પત્રના તંત્રી તરીકે જ આરંભાએલી તેમ પૂરી થએલી. આ રીતે આપણું નિબન્ધસાહિત્ય મુખ્યત્વે આપણા પત્રકારત્વનું સંતાન ગણાય એવું છે અને એના વિકાસનો ઇતિહાસ કેટલેક અંશે આપણા પત્રકારત્વના ઇતિહાસ સાથે સંકળાએલો છે. ગુજરાતનું પ્રારંભનું પત્રકારલેખન સ્વાભાવિક રીતે જ અણઘડ હતું, એટલે ઉત્તમ કોટિના નિબન્ધો એનાં માસિકોમાંથી જ મોટે ભાગે મળે છે. પણ ક્રમે ક્રમે આપણું પત્રકારલેખન પણ સુઘડ અને સંસ્કારી બનતું ગયું છે, અને અગાઉ ચિરંજીવ નિબન્ધો કેવળ માસિક ત્રૈમાસિકોના અંકમાંથી જ મળતા, તેને બદલે હવે સાપ્તાહિકોના અંકોમાંથી પણ એવી સામગ્રી કવચિત કવચિત મળવા લાગી છે. આપણે ત્યાં પ્રગતિનું આ પગલું સૌથી પહેલું ભર્યું તે ગાંધીજીના 'નવજીવને'. 'નવજીવન' મુખ્યત્વે વૃત્તપત્ર નહિ પણ વિચારપત્ર હતું, અને એનું લેખકમંડળ પણ વિચાર, ભાષા, શૈલી બધી બાબતમાં ઉચ્ચ દૃષ્ટિ ધરાવનારૂં હતું, એટલે એના લેખોમાંથી શુદ્ધ નિબન્ધ ગણાય એવું સાહિત્ય મોટા પ્રમાણમાં મળી આવે છે. ગાંધીજી અને રા. કાલેલકરના ઘણાખરા સારા નિબન્ધો એ સાપ્તાહિક મારફતે જ આપણને પ્રાપ્ત થયા છે. આ રીતે માસિકો ત્રૈમાસિકોની પેઠે આપણાં સાપ્તાહિકોએ પણ નિબન્ધસાહિત્યમાં જે ફાળો આપેલો છે તેના દૃષ્ટાંત અને સંભારણા તરીકે આ સંગ્રહના છેલ્લા ત્રણ નિબન્ધો આપણા એક સાપ્તાહિકમાં આવેલા તેમાંથી લીધા છે. એ નિબન્ધોને માટે

સાપ્તાહિકોમાંથી 'સૌરાષ્ટ્ર'ને પસંદ કર્યું છે તે બે કારણે: એક તો એ કે 'નવજીવન' ને અલગ રાખીએ (એમાંના નિબન્ધોનો પરિચય ગાંધીજી દ્વારા મળી જાય છે.) તો આપણાં સઘળાં સાપ્તાહિકોમાંથી ભાષાની બાબતમાં તળપદી લોકસાહિત્યની વાણીનો તેમ કાઠિયાવાડી લોકભાષાના પ્રચલિત પ્રયોગોનો પોતાના લખાણમાં છૂટથી ઉપયોગ કરી આપણા ગદ્યમાં નવીન તત્ત્વ ઉમેર્યું તે જેમ 'સૌરાષ્ટ્રે' તેમ વિશિષ્ટ પ્રકારની શૈલીનો ગુણ સૌથી પહેલો, સૌથી મોટા પ્રમાણમાં, અને સૌથી સળંગ રીતે વ્યક્ત કર્યો તે પણ એણે જ, અને બીજું કારણ એ કે કોઈ પણ સાપ્તાહિકે પોતાના થોડાઘણા પણ નિબન્ધો પાછળથી વીણીને પુસ્તકાકારે સુલભ કર્યા હોય તો તે પણ 'સૌરાષ્ટ્રે'જ. બાકી આંહીં આપેલા એના ત્રણે નિબન્ધો ઉત્તમ પ્રકારના છે એમ તો કોઈ જ નહિ કહી શકે. છતાં આપણાં ધંધાદારી વૃત્તપત્રો નિબન્ધના વિષયમાં ગુણવત્તાની કક્ષાએ ઊંચામાં ઊંચી કેટલી હદે પહોંચી શકે છે તેનો જેમ એક બાજૂથી એ ખ્યાલ આપે છે, તેમ માસિક-ત્રૈમાસિકેતર આપણા પત્રવર્ગે આ દિશામાં વિકાસનાં કેટલાં વિશેષ પગથિયાં ચડવાની હજુ જરૂર છે તેનો પણ બીજી બાજૂથી સારો ખ્યાલ આપે છે. 'સૌરાષ્ટ્ર'ની શૈલી આપણે ત્યાં સારી પેઠે વખણાઈ પણ છે તેમ વખોડાઈ પણ છે, અને એ બન્નેને માટે એમાં પૂરતો અવકાશ છે. ગુજરાતી ગદ્યને એણે કરેલી મોટામાં મોટી સેવા તો ઉપર ઈશારો કર્યો તેમ આપણી લોકવાણીમાં જે મૂલ્યવાન શબ્દો, પ્રયોગો, અને ઉક્તિપ્રકારો પડ્યા છે તેનો સૌથી પહેલો ને સૌથી સુંદર રીતે ઉપયોગ કરીને આપણા સૌનું એણે એના તરફ જે લક્ષ ખેંચ્યું તે જ છે. એની શૈલીના ગુણ-પક્ષે બોલીએ તો આપણાં સાપ્તાહિકોમાં એના જેવી જોમ, ધમક, અને રંગભરી શૈલી બીજા કોઈની નથી. પણ દોષપક્ષે પાછું એટલું સ્વીકારવું જોઈએ કે એમાં યથાર્થતા, સમતોલતા, પ્રમાણભાન, કે ઔચિત્યવિચાર બહુ ઓછાં જોવામાં આવે છે. પત્રકારને સહજ

એવું અતિરેક અને ચમકનું વલણ એનામાં ખૂબ છે. એટલે કોઈપણ વાત કહેવી હોય ત્યારે એ જાણે કે અંતિમતાવાચક પદો (superlative degree)માં જ બોલે છે, કંઈ ચે એને સાદી મરીમસાલા વગરની વાણીમાં બોલતાં જ જાણે આવડતું નથી. એટલે વિષય અને પ્રસંગ પરત્વે શૈલીમાં જે ફેરફાર થવા જોઈએ, જેમ, ધમક, ને રંગની માત્રામાં જે ચડઊતર થવી જોઈએ તે એમાં જવલ્લે જ જોવામાં આવે છે. એ જાણે જીવનમાં સર્વત્ર પડકાર કરવામાં જ સમજે છે, અને ધીમા સૌમ્ય અવાજે બોલવાનું એને કયાં યે સૂઝતું જ નથી. એટલે એની શૈલી જ્યારે માઝા મૂકે છે ત્યારે જાણે ભીમસેન ગાંડો થઈને પોતાની ગદા ઘુમાવી રહ્યો હોય એવો ભાસ ઘણી વાર થાય છે.

ત્યારે આ આપણું છેલ્લાં એંશી પંચાશી વરસનું નિબન્ધસાહિત્ય. એ ગાળામાં આપણા આ સાહિત્યપ્રકારે જે સિદ્ધિ દાખવી છે, અને ક્રમે ક્રમે જે પ્રગતિ સાધી છે તે કોઈ રીતે અસંતોષકારક નથી. આ સાહિત્યને ખેડનારાઓમાં મણિલાલ, આનન્દશંકર, કાલેલકર જેવા કેટલાક નિબન્ધકારો તો કેવળ આપણા જ નહિ પણ કોઈ પણ ભાષાના નિબન્ધસાહિત્યમાં પોતાની શક્તિઓથી નવી ભાત પાડીને ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરે એવા છે. અને ભવિષ્યમાં પણ જે સાહિત્ય-પ્રકારો આપણે ત્યાં સૌથી વિશેષ આશાસ્પદ ગણાય એવા છે તેમાં આ નિબન્ધોનો પ્રકાર મોખરે આવે એવો છે. આપણી પાસે ગંભીર વિદ્વત્તાપરાયણ વિચારપ્રવૃત્તિને વ્યક્ત કરવાનું આ એક જ મુખ્ય સાધન છે. એટલે હજુ એ વિશેષ ને વિશેષ વિકાસ પામતો જશે અને વધુ ને વધુ ગુણસમૃદ્ધિ દર્શાવશે એમાં શંકા નથી.

**વિશ્વનાથ મગનલાલ ભટ્ટ**

# મહત્ત્વના મુદ્રણદોષો

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૭ | ૬ | પૂર્વ | પૂર્વે |
| ૨૬ | છેલ્લી | દ્રવ્યની સંબંધમાં | દ્રવ્યના સંબંધમાં |
| ૩૧ | છેલ્લેથી ૪ | શમાપૂજન | શમીપૂજન |
| ૩૩ | ૭ | તામમેલાયું | તામમેલીયું |
| ૩૯ | ૧૦ | વિહ્‌ળ | વિહ્વળ |
| ૪૨ | ૩-૪ | એની એવી | એની યુક્તિ એવી |
| ૪૨ | ૧૦ | રળિકતા | રસિકતા |
| ૪૭ | ૮ | મમન છો | થાઓ છો |
| ૪૭ | ૧૯ | પાપ જે પુણ્ય | પાપ ને પુણ્ય |
| ૪૭ | ૨૧ | સવભાવિક | સ્વાભાવિક |
| ૪૯ | ૧ | કર કરી સત્વર | કરકરીઆવર |
| ૫૩ | ૧૪ | કશે | કરો. |
| ૫૭ | ૧૬ | આણુવા | આણુવી |
| ૫૭ | ૧૬ | વ્યવહારિક | વ્યાવહારિક |
| ૬૧ | ૧૧ | માટે જનું | માટે જ જેનું |
| ૬૩ | છેલ્લેથી ૭ | મંડો | મંડે. |
| ૬૪ | છેલ્લેથી ૪ | અને | અનેક |
| ૭૧ | છેલ્લા | નિર્લેમ | નિર્લેપ |
| ૮૧ | ૮ | એવા | એવી |
| ૮૧ | ૧૭ | નોકરીના | નોકરીની |
| ૮૨ | છેલ્લેથી ૫ | ગય હોયાં | ગયાં હોય |
| ૮૮ | છેલ્લેથી ૫ | મન | મત |
| ૯૧ | ૨ | ભવ્ય | ભાવ |
| ૧૦૦ | ૭ | ચિત | ચિત્ર |

| | | | |
|---|---|---|---|
| ૧૦૧ | ૧૧ | દષ્ટિગોચરતા હોય | દષ્ટિગોચર ના હોય |
| ૧૦૩ | ૧૬ | ને તો | તો |
| ૧૦૫ | ૧૨ | સંલ્મ | સંયમ |
| ૧૧૦ | છેલ્લી | Sunburns | Swinburne |
| ૧૧૨ | છેલ્લેથીજ | આત્મ તત્ત્વ | આત્મતત્ત્વ |
| ૧૨૦ | ૧૦ | સ્મી-કવિએ | સ્રી-કવિએ |
| ૧૫૬ | ૬ | ભાવનાને | ભાવનાનો |
| ૧૫૯ | છેલ્લેથી ૮ | શરીર હું | શરીરી હું |
| ૧૬૨ | ,, ૬ | બાલ્યકાળના | બાલ્યકાળની |
| ૨૦૭ | ,, ૧૦ | યંત્રશાહ | યંત્રશાસ્ત્રી |
| ૨૨૩ | ,, ૨ | મંત્રમંડળમાં | મંત્રીમંડળમાં |
| ૨૨૮ | ૧૩ | અન્વેક્ષણકાર | અન્વેષણકાર |
| ૨૪૧ | છેલ્લેથી ૧૦ | વર્ષની | વર્ષના |
| ૨૫૧ | ,, ૩ | ફેરવાના | ફેરવવાના |
| ૨૭૩ | ૯ | વારસા | વારસામાં |
| ૨૮૦ | છેલ્લેથી ૫ | પાકૃપાટયની | વાક્પાટવની |
| ૩૦૧ | ૧૩ | ઢોળાપ | ઢોળાવ |
| ૩૦૨ | છેલ્લી | ઓળખવાની | ઓળખાવાની |
| ૩૨૯ | ૧૧ | ચૂક્ષ્મ | સૂક્ષ્મ |
| ૩૪૯ | ૧૩ | ઢાઢિયાં | ઢાળિયાં |
| ૩૫૨ | ૩ | ટકી શકે છે | ટકી રહે છે. |



નિબન્ધ લખવાને અર્થે અગાધ અને વિશાલ અનુભવની અપેક્ષા છે. કેવલ વાચનથી કે ઈતિહાસમાત્રના ઉપરઉપરના જ્ઞાનથી નિબન્ધ લખી શકાતો નથી. શાલાઓમાં કથિતપાઠ શીખવે છે અને કોઈ પણ વિષયનો નિબન્ધ લખાવે છે તે વાસ્તવિક 'નિબન્ધ' એ નામને પાત્ર નથી, એ તો બાલકોને અવલોકન અને વિચાર કરી અનુભવ કેમ મેળવવો તેની પદ્ધતિ દર્શાવવાની એક સરણિ છે. અર્થાત્ વિષયનો અર્થ બાંધી તેનું સ્વરૂપ આપવું અને તેનું સમર્થન બેચાર દષ્ટાંતોથી અને બેચાર શ્લોકથી કરવું એટલામાં નિબન્ધનું નિબન્ધત્વ નથી. નિબન્ધ તે છે કે જેનું વચને વચન અનુભવનો ગ્રંથિ છે, જેની વાકયરચના સૂત્રરૂપ છે, અને જેનો ઉપદેશ હૃદયના મર્મને તુરત જ આઘાત કરી ક્ષણવાર તદ્દાકારતા ઉપજાવે છે.

—મણિલાલ નભુભાઈ

# નર્મદાશંકર લાલશંકર
## ( ૧૮૩૩–૧૮૮૬ )

## સ્વદેશાભિમાન

પોતાનાં છોકરાંનું—કુટુંબનું કલ્યાણ ઇચ્છવું ને કરવું એ જેમ ઘરડાં વડીલોને સ્વાભાવિક છે, તેમ અમારા દેશમાં રૂડું કરનાર બહુ હોજો, અમને સારો રાજા મળજો, અમારા દેશનો વ્યાપાર વધજો, અમારા દેશમાં ભણેલા ઘણા થજો, અમારા દેશનો સુધારો થજો, અમારો દેશ પૃથ્વીમાં એક જ કહેવાજો, અમારા દેશમાં પુણ્યાત્મા અવતરજો, વગેરે પોકારો દેશદેશના માણસોને સ્વાભાવિક છે. પણ જે પ્રમાણે કુટુંબ અને નાતની વાતમાં એ અભિમાન જણાઈ પડે છે તે રીતે દેશની બાબતમાં દેખાતું નથી. જ્યારે સભા મધ્યે ચાલતા પ્રકરણમાં કોઈની વિદ્યા, કોઈનું ઔદાર્ય, કોઈનું આચરણ, કોઈના પૈસા, કોઈનાં ભુંડાં કર્મો આદિકનું વર્ણન થતું હોય, તે વેળા જે કુળના ને જે નાતના પુરુષ વિષે બોલાય તે કુળના અને તે નાતનાં સભામાં બેઠેલાં માણસોનાં દિલમાં ખુશીનો અથવા દિલગીરીનો જોસ્સો એકાએક પેદા થઈ આવે છે.—હાશ! આપણામાં પણ મોટા મોટા થઈ ગયા છે. ધન્ય છે તેઓને! અથવા હાયરે! આપણી નાતનું નામ ફલાણાએ બોળ્યું છે જો! મુઓ એ; એમ અભિમાન અથવા ધિક્કાર ઉત્પન્ન થાય છે. કોઈ અજાણ્યો પુરુષ બ્રાહ્મણ, વાણિયા એઓની સભામાં આવી પૂછે, નાનાફડનવીસ કોણ હતા? તો બ્રાહ્મણના મનમાં જોસ્સો ઉત્પન્ન થઈ તે પોકારશે કે નાનાફડનવીસ તો બ્રાહ્મણ હતા. કેટલાએક કુટુંબ અને નાતના અભિમાની એવા મમતી હોય છે કે અગર કોઈ ભુંડું બોલે તો તેઓ પોતાનાથી જેમ બને તેમ કુટુંબી અને નાતીલાની આબરૂ બચાવવાને યત્ન કરે

છે. એ રીતે કરવું એ સ્વાભાવિક છે. હિંદુસ્તાન દેશમાં નાના પ્રકારના લોકો છે. જાતો ઘણી છે, નાતો અગણિત છે, બ્રાહ્મણો પોતાની મેળે વગર કારણે નીચ કર્મ કરતા જઈ ઉંચા એમ જણાવે છે. પોતપોતાની નાત શ્રેષ્ઠ એમ સર્વ નાતના લોક જાણે છે. નાતના દોર ઘણા છે. જેમ માર ખાધાથી ચામડું બહેર મારી જાય તેમ મુસલમાનના વારંવારના આવ્યાથી લોકો બહેર ખાઈ ગએલાં છે. ઇર્ષાએ નહિ પણ મત્સરે સજડ મૂળ ઘાલ્યું છે; અને અદેખાઈથી કલહ, કંકાસ, નીચ, ઉંચ, વગેરે કુસંપો થવા માંડ્યા છે. હવે સંપ નહિ તેણે કરીને દેશનું સાધારણ શુભ ક્યાંથી જોવામાં આવે? એકે એક કામ આરંભ્યું તો બીજો તોડી પાડે છે એટલે તે પાર પડતું નથી ને પાર ન પડ્યું એટલે તેની દેશમાં ખામી એમ થયું; અને એ રીતે સર્વની અછત થાય ત્યારે દેશાભિમાન કેમ જણાઈ આવે?

ઇર્ષા અને ખંત રાખી સર્વ નાતના ગૃહસ્થોએ પોતપોતાનાં કુળનું, નાતનું, તથા શહેરનું ભલું કરવું અને તેની સાથે સર્વ શહેરોનાં માણસોને સુખપ્રાપ્તિ થાય અને છેવટે દેશમાં તવંગર ને ગરીબ યશસુખ ભોગવે, મોટમોટાં કારખાનાં નીકળે, ઉપજ ઘણી અને સુંદર થાય, દેશની ઉત્તમ જણસો પરદેશમાં જ્યાં અછત હોય ત્યાં વેચાય, વિદ્યા બહોળા લોકમાં પાણીમાં નાંખેલા કાંકરાથી જેમ કુંડાળાં મોટાં થયાં જાય તેમ ફેલાય,—એવી એવી વાતોનાં સાધન કરવાની ઉલટ લાવવી અને તેમ કરવા મંડી પડવું એનું નામ દેશાભિમાન. સ્વદેશહિતેચ્છુ કહેવડાવનારા તો ઘણા જ છે, પરંતુ કરવાની વેળા તેઓ ખૂણા શોધે છે. માત્ર એ નામ મેળવવાને ઘણાઓ મહેનત કરે છે. પણ તેઓ કંઈ દેશહિતકર્તા નથી કહેવાતા. માણસ પોતાને નામ મેળે તેને સારૂ વિદ્યાભ્યાસ, ધંધા, ધર્મજ્ઞાન, વગેરે સાધ્ય કરે છે, તે તેના કુટુંબમાં, નાતમાં, શહેરમાં અને દેશમાં સારો કહેવાશે, પણ દેશનું સારૂં કરનાર એમ લગાર પણ કહેવાશે નહિ—જ્યાંસુધી તે કુટુંબ નીતિ વગેરેનું ભરણપોષણ ને શહેરી ને પછી દેશી લોકોને હમેશના હિતના ઉપદેશો વગેરે કર્મો કરતો નથી

ત્યાંસુધી; તેમ દેશને પરદેશીઓના હુમલામાંથી સંરક્ષવાને રાજા અને શૂરા માણસો રણસંગ્રામમાં પડે છે તેઓ જ માત્ર ખરા દેશાભિમાની છે એમ ન સમજવું. જે ગરીબ વિદ્વાન અરણ્યમધ્યે ઝુંપડામાંના ખૂણામાં બેસી લોકનું સારૂં થાય એવી વાતો અને તેનાં સાધનો ઝાડનાં પાંદડાં ઉપર લખી લોકમાં આપી જાય છે તે પણ ખરેખરો ને મોટો સ્વદેશાભિમાની છે એમ જાણો. માણસ સ્વાર્થ વિના કંઇ જ કરતું નથી ખરૂં, પણ તેણે સ્વાર્થી છતાં લોકહિતાર્થી થવું એ દેશાભિમાનીનું કર્મ અને તેનો ધર્મ છે. માખીઓ સાધારણ એટલે સર્વને કામ લાગે તેવો મધપૂડો કરે છે તેમ માણસ માણસની બુદ્ધિ અને તેનો શ્રમ એણે કરીને જુદાં જુદાં પરિણામો નીપજે છે તે દેશની પુંજી થાય છે. એ પુંજી બચાવવાને તથા એ પુંજીની મદદથી સુધારાને યોગે સહસ્રગણી અચળ ઉપયોગી અને શોભાયમાન એવી દોલત કરવાને લોકો પોતા પાંતીનું દેણ યથાશક્તિ ઉમંગથી આપી દેશીઓનું રૂડું આચરે છે, તે સર્વ દેશાભિમાની માનવા. હિંદુસ્તાનમાં સર્વ વિદ્યાનાં બીજ તથા અંકુરો હતાં ને એ ઉપર યુરોપીઅને ઘણો સુધારો કીધો છે. એ પ્રાચીનપણાનો ગર્વ સર્વ હિંદુઓને છે, પણ એ, તે ગર્વ રાખી કામ કરતા નથી. તે હર્ષયુક્ત ગર્વ ઉપજે છે કે તરત જ સમાઇ જાય છે. પરદેશીઓ આગળ પોતાનામાં પરાક્રમી થઇ ગએલાઓની વાત ગર્વથી કહાડે છે, પણ તેઓની પોતાની વાત બીજા લોકો ગર્વથી કરે એવું તેઓનું કર્મ લેશ જોવામાં આવતું નથી. અંગ્રેજ, ફ્રેંચ, જર્મન, અને યુનાઇટેડ સ્ટેટ્સના લોક એઓમાં આજકાલ સ્વદેશાભિમાન ઝળઝળ પ્રકાશી રહ્યું છે. પણ પારકી બાત આ પ્રસંગે આઘી મૂકી આપણામાં પ્રાચીને કેવું અને કેટલું હતું ને આજ તેના લક્ષ વસાએ ઓછું છે, તે નીચે લખેલી લીટીઓથી જાણ્યામાં આવશે. હમણાંનું જાણવાથી હું દિલગીર છું ને તમે દિલગીર થશો.

અસલ રાજા કોણ હતા? હિંદુ રાજાઓ જ. તે વેળા દેશની સ્થિતિ કેવી હતી? દેશ તાજો હતો, લોક સુખી હતા, ક્ષત્રી શૂરા હતા, બ્રાહ્મણો ધર્મોપદેશ અને ગ્રંથો કરતા, વૈશ્યો વ્યાપાર મોટા ચલાવતા,

અને શૂદ્રો મન દઈ સેવા કરતા. પ્રથમ નવું કામ કરવાને સર્વ ઉમંગ દેખાડાવે તેમ જ્યારે બ્રાહ્મણ વગેરે લોકોએ પશ્ચિમથી આવી હિંદુસ્તાનમાં રાજ્ય આરંભ્યું ત્યારે એકેકું કામ પોતપોતાને માથે લઈ હોંશથી તેઓ દેશનો ઉત્કર્ષ કરવા લાગ્યા હતા. તેઓ દેશાટન કરતા. નવા દેશની નવી વસ્તુઓ, નવા રિવાજ, વિલક્ષણ વિચારો લઈ આવી એઓથી સ્વદેશને શણગારતા. રાજા રાજનીતિમાં કુશળ થઈ રૈયતના હકમાં સુખ કરતા. ટુંકમાં લખું છું કે રાજા પ્રજા પરસ્પર એક બીજાનો ધર્મ જાણી વર્ત્તતાં. વિદ્વાનો પોષાતા, લોકમાં સદાચાર હતા. છોકરાંની મા ભણેલી હતી. જાતિપ્રતિબંધ થોડા હતા. વિદ્વાનો, હુનરીઓ, રાજાઓ, પુરુષ, સ્ત્રી અને બાળકો, તવંગર અને ગરીબો પોતાના કામમાં યશ મેળવવાને ઉપરાઉપરી મચ્યા રહેતાં. એ સર્વ હસણાં કયાં બળી ગયું છે? રાજા મનુને હજુ સંભારો; મહાઋષિઓના ચિરંજીવ ગ્રંથોનાં અવલોકન કરો. વેદાંતશાસ્ત્ર અને કર્મમાર્ગમાં વ્યાસ અને જૈમિનિ એઓએ અતુળ બુદ્ધિ ચલાવી છે. ન્યાયશાસ્ત્રીઓએ અને વૈયાકરણોએ ઘણા શ્રમ લઈ ગ્રંથો રચ્યા છે. શ્રુતિ અને તે ઉપર સાયનાચાર્યાદિકોનાં ભાષ્યો અને સ્મૃતિઓ તથા પુરાણો, હિંદુધર્મ, હિંદુભાષા, હિંદુજ્ઞાન, એઓને દિપાવે છે. સૂર્યવંશી અને ચંદ્રવંશી રાજાઓ થઈ ગયા તેઓના વારામાં દેશની સ્થિતિ આહા કેવી દીપતી હતી! વાલ્મીક અને વ્યાસના કરેલા રામાયણ અને મહાભારત પશ્ચિમના લોકો આતુરતાથી ભણે છે. ઉજ્જન નગરીના વિક્રમ, ધારા નગરીના ભોજ અને પ્રતિષ્ઠાનના શાલિવાહન એઓનાં પરદુઃખભંજન રાજ્યો કહેવાયાં. એઓની વખતમાં વિદ્યા અને હુન્નરોએ સારાં રૂપો લીધાં. ભવ્ય દેવળો વગેરે ઇમારતોની ઉમદા બાંધણીમાં અને તેમાં નકશી કરવામાં સલાટોએ થોડો કિસબ જણાવ્યો નથી, જે કિસબ જોવાને યુરોપના વિદ્વાનો તડકા સહન કરી ગુફાઓમાં ભમે છે ને તહીંના શિલાલેખો શ્રમે ઉકેલે છે. કાવ્ય, અલંકાર, શબ્દશાસ્ત્રમાં, કાલિદાસ, ધન્વંતરિ, ક્ષપણક, અમર, શંકુ, વેતાલભટ્ટ, ઘટકર્પર, વરાહમિહિર અને વરરુચિ, એઓએ નવરત્ન એ ઉપનામે,

રાજા ભોજની કચેરી શોભાવી છે. પરશુરામ, રામ, અર્જુન, ચંદ્રગુપ્ત, પોરસ, પૃથ્વીરાજ, શિવાજી, વગેરે લડાઈમાં શૂરા કહેવડાવી ગયા છે. નાનાફડનવીસ, સિંધિયા, હોલકર એઓએ રાજખટપટમાં હોશિયારી બતાવી છે. આ વિષય બંધ કરવાને મારું મન થતું નથી, પણ એટલી સૂચનાથી આપણી હમણાંની અવસ્થામાં કેટલી ન્યૂનતા છે તે સહજ માલમ પડશે.

શૂરપણું તો બિલકુલ નથી; લાહોરના જયપાલનું અપ્રમાણિકપણું અને દોલતાબાદના રાજાનું બીકણપણું એથી, ઉત્તર અને દક્ષિણ હિંદુસ્તાન, સમર્થ, વિકરાળ સુલતાન મહમદ અને ખિલજીવંશજ અલ્લાઉદ્દીન એઓને નજરે પડ્યાં ત્યારથી આપણા રાજા ધાસ્તી ખાઈ ગયા છે. બેચાર સિવાય કયા રાજા મુસલમાનોની સામે રણક્ષેત્રે મજબુત પગલે ઉભા રહ્યા છે? રાજાઓએ ક્ષત્રી નામ ધરાવી જનાનાના જ ખૂણાઓ ધરી અફીણ કસુંબાના તોરમાં નામર્દાઈ કરી એ શરમની વાત થઈ છે. એક કુળ લડવા જાય તો તેનું સગું કુળ તેની જ વિરુદ્ધમાં મુસલમાનને મળીને લડે, પણ એમ ન વિચારે કે આખરે પરદેશી છે તે માટે તેનાથી બીતું હતું ને સગાને જ મદદ કરવી યોગ્ય હતી. એકેકા પ્રાંતનો એકેકો રાજા એ રીતે ઘણાં રાજ્યો કરી માંહેમાંહે સંપ ન રાખી દેશને તોડી નાખ્યો.

અરે ઓ ભાટ ચારણો! તમારી કળા ક્યાં ગુમાવી નાખી છે? રાજાઓને અયોગ્ય રીતે શા વાસ્તે યશના તાડ ઉપર ચડાવી દો છો? નેકીદારો! તમે રાજાઓના દુર્વિકારો એ નેકી જાણી પોકારો છો? નીતિમાન લોકના પ્રતિનિધિ થઈ, રાજાઓને ચેતવો કે રાજા! અમે તમારા નેકીદાર કહેવાયા ને તમારી નેકી તો કંઈ જ નથી, માટે બદી છોડી દો ને અમને તમારી નેકીને જ પોકારવા દો. નહિ તો થોડે દહાડે તમારે કંગાલ થવું પડશે. કવિઓ અને કારભારીઓ, તમારા મજવાને ન જુઓ; દેશનો ખજાનો જાય છે એમ વિચારો. રાજાઓની સુસ્તી, તેઓની નામર્દાઈ, તેઓની અવિદ્વત્તા એ ઉપર નિંદાયુક્ત

કવિતા રચો જેથી તેઓ દુભાઈને ચાનક રાખી કુળનામ બોળ્યાં છે તેને તારે. રાજાઓ જ પોતાના દ્રવ્યથી શ્રમ લઈ દીર્ઘદૃષ્ટિ દોડાવશે ત્યારે જ હિંદુનું નામ ઉંચું આવશે. મહેનત કરતાં મરવાથી કેમ બીઓ છો? ઓ રજપૂતો! 'શૂરસ્ય મરણં તૃણમ્' કમ્મર બાંધી દેશાટન કરો ને ત્યાંથી નવી યુક્તિઓ લાવી તમારાં રાજ્યને સુધારો. તમને મુસલમાનોએ, પીંડારાએ, બળવાન લોકોએ હેરાન હેરાન કર્યા છે. ઓ હિંદુઓ! તમે કોઈ દિવસ મંડળીમાં મળી, એકમત થવાનો વિચાર નથી કીધો. તમે સુધારાવધારાના કામમાં આગળ નથી પડ્યા. તમે દેશને, રોજગારે કારખાનાંઓએ પ્રખ્યાત કરવાને સ્વપ્નામાં પણ ધાર્યું નથી. તમે અટકે કેમ અટકી રહ્યા છો; દેશમાં ભાજી રોટલા મળે તે સારૂં પણ પરદેશમાં લાખ મળે તે ખોટા એમ બોલી સંતોષે કાં રહો છો? પણ તમારો દેશ એ તો તમારૂં ગામ ને તમારૂં કુટુંબ રે એ છોડવાની હિમ્મત ધરી પરદેશ જઈ સન્માર્ગે વિદ્યા, ધન, યશ, મેળવી આવી પછી દેશમાં ઉતરતી વયે ચેનમાં દિવસ ગુજારો. થવાનું તે થશે, દેશમાં ખાઈપીને મોજ કરીએ છીએ એમ કાયરના બોલ બોલીને જ દુશ્મનોને લગાર હઠાવ્યા વિના પાછાં પગલાં તમે કર્યાં છે! તમારો માણસરૂપે શો હક્ક છે? એક બીજા સાથે, સ્ત્રીબાળક સાથે, સગાં નાતીલાં સાથે ચાલવાની શી નીતિ છે? સ્વતંત્રતા તે શું છે? રાજ્ય-કારભાર તે શું? વિદ્યા તે શું? સુધારો તે શું? તમારા ઉપર હાલની સરકારનો શો હક્ક છે ને શી રહેમ છે? દેશનું ભલું તે શું? ને સ્વદેશપ્રીતિ તે શું? એ વાતોમાં તમે કેવળ વિચારશૂન્ય છો. જાથુ લશ્કર પગાર આપી રાખવાનો સંપ્રદાય રાજાઓમાં નહોતો. શિરબંદી ઘોડા સરદારોને સોંપેલા હતા તે સરદારો પોતાના હાથમાં લશ્કર એટલે નિમકહરામી કરવાને ઢીલ નહોતા રાખતા. તમારા રાજાઓને હું પૂછું છું, રૈયત ભાઈઓ! શા હક્કથી તેઓએ સો સો રાણીઓ કરી? અને એમ થવાથી જ દેશ પાયમાલ થશે એ પણ અંધાધુંદીમાં તમને માલમ ન પડ્યું! હવે રાજાઓની વાત છોડી દો; તેઓ આજકાલ નહિ સુધરે

તેવા છે. પરંતુ સર્વ મહાજનો વિદ્યાજ્ઞાનમાં સારા માહિત થાઓ. છોકરા અને છોકરીઓને નિશાળે મૂકી ભણાવો. તેઓને સદા જ્ઞાનનું જ ખાજું આપો. મંડળી અને કંપનીએ વેપાર કરો. તમારી રહેવાની સ્થિતિમાં ફેરફાર કરો. રસ્તા ચોખ્ખા કરાવો. વ્યસનોથી દૂર રહો. ખેડુતો હાલ ઘણા અજ્ઞાન છે તેઓએ વિદ્યા શીખી ભૂમિસંબંધી રસાયન-શાસ્ત્ર જાણી ખેતીના કામમાં સુધારો કરવો જોઈએ. યાંત્રિક બળ હસ્તબળ કરતાં ઘણું જ વધારે છે. અસલ થોડા જ લોકો પુસ્તકો વાંચતા અને હમણા ગરીબ પૈસાદાર સર્વે થોડી કિંમતે ચોપડીઓ ખરીદ કરી વાંચે છે. છાપયંત્ર ઠામઠામ દાખલ કરો. જોતા જાઓ વિદ્યાનાં ફળો વિલાયતમાં કેવાં થાય છે તે. અહીં નામાંઠામાં ને તોલબારદાન અને ચીન વિલાયતની હુંડીઓના હિસાબ જાણ્યા અને રૂા. ૧૫૦) નું વર્ષાણુ લાવતા થયા કે પાર પડ્યા એમ આપણે સમજીએ છીએ. પુરૂં ગુજરાતી પણ જાણતા નથી. યુરોપ અને અમેરિકામાં આપણી દેવભાષા જે સંસ્કૃત તેમાં વેદભાષ્યો તથા કાવ્યો વગેરે ગ્રંથો, ઉલ્લાસ આણી અવલોકન કરવાને તથા શબ્દશાસ્ત્રમાં શોધ કરવાને મોટા મોટા ત્યાંના પંડિતો અહોનિશ શ્રમ લે છે. સંસ્કૃત શીખવાને મોટી મોટી પાઠશાળાઓ છે, પણ હિંદુસ્તાન જ્યાં સંસ્કૃતભાષાએ મોટા જય મેળવ્યા છે, ત્યાં હાલ એક પણ દિવ્ય પાઠશાળા દેખાડશો ? આપણી સર્વ વિદ્યા તો મૂળ સંસ્કૃતમાં તેને પ્રાકૃતમાં કરવાને હજી શૂર પુરુષો કયાં બહાર પડ્યા છે ?

હમણાં જ વાત સાંભળી કે મેકોલે નામના ગ્રંથકારના ઇંગ્લાંડ દેશના ઇતિહાસના બે ગ્રંથની ૨૫૦૦૦ પ્રતો છપાઈ વીસવીસ રૂપિએ વેચાઈ ગઈ છે, ને થોડા દિવસમાં બીજી વીસ હજાર છપાવી છે તે ખપી જશે. એક બીજી ચોપડીની કોઈએ પુષ્કળ પ્રત કઢાડી હતી ને બીજે અઠવાડીએ તેની પ્રત શોધી જડે નહિ એ રીતે તે વેચાઈ ગઈ. એ પ્રમાણે ત્યાં વિદ્યા અને વાંચવાનો શોખ છે. અહીં ત્યારે ચોપડી શું કામ આવવાની છે, એ પૈસા નાંખી દેવાના છે એમ ધારીએ છીએ.

સોનું, રૂપું અને જવાહીર ખરીદ કરી પેટીમાં રાખી મૂકવું આપણને ગમે છે. વિલાયતનાં કારખાનાં વગેરેનો કિંચિત્ છાયો માત્ર મુંબઈમાં દેખીએ છીએ. જુઓ આગબોટ તમારી આગળ! જુઓ આગની ગાડી નજરે! તમે જોઈ ફાઇટિસાહેબની પવનપાવડી! જોઈ તમે અંગ્રેજી લશ્કરની કવાયત? કેવો છે શૂરપણાનો દાખલો કે જોધપુરનો કિલ્લો લેતી વખતે સત્તર વખત પાછું હઠવું પડ્યું, પણ અઢારમી વેળા તેઓ જય પામ્યા. તેવું જ કાબુલ કંધાર લેતી વખત અને તેવું જ સિબાસ્ટેપોલની લડાઈમાં. ધન્ય છે હાલની સરકારને જે રૈયતને સ્વતંત્રતા વધારે આપતી જાય છે! ને ત્યારે તમે ઊંઘમાંથી કેમ નથી ઊઠતા? મુસલમાની રાજ્યમાં તો ચું કે ચાં પણ બોલાતું નહિ અને હમણાં મુંબઈ આસોશિએશન સરકારને લખે છે કે આવો અણઘટતો ઇનસાફ ફલાણે ઠેકાણે થાય છે તે ન થવો જોઈએ. આ સરકારનો જુલમ છે; પેલો રૈયતનો હક્ક ડૂબે છે; ત્યાં ઘણી સુસ્તી ચાલે છે; અહીં સાહેબ લોકો બેપરવા ઘણા છે; વગેરે બૂમો પાડી લોકની તરફથી મોટી સરકારને વિનવે છે. જિલ્લાઓના ખૂણાની વાત એ સભા ક્યાંથી જાણે? માટે એવી હિંમતના દાખલા જોઈ, ઓ રૈયત લોકો! આસોશિએન વગેરે સભાઓને તમારાં દુઃખથી જાણીતી કરો કે જુલમ ખસી, રહેમ ને મહેર તમારી હાલતમાં થાય. અંગ્રેજ લોકો ફાનસમાંના દીવા છે. એ દીવા તમને રોશની આપે છે. પણ તે અજવાળાનો યોગ્ય ઉપયોગ કરવો તમારે હાથ છે. એક છોકરાના ઉપર માખી બેઠી ત્યારે તેને હાથ ઉંચો કરી ઉડાડી મૂકવાને બદલે તેણે માખીને કહ્યું "માંખી ઉડતી હે કે માકું બોલાઉં;" તેમ તમે શરીરે નબળા નથી, બુદ્ધિએ બળવત્તર છો, તમે અસલ પ્રખ્યાત દેશના જન છો, છેક નઠારી અવસ્થામાં નથી; પૈસે, ખાવેપીવે, છેક કંગાળ નથી ને તમે કેમ પોકારો છો કે "નસીબમાં હશે તે થશે?" જ્યારે એકેક માણસ છાતી તોડી કામ કરી, આ સંસાર લડાઈનું ઠેકાણું છે એમ સમજી દેશને સારૂ પોતપોતાની ફરજ બજાવશે ત્યારે દેશનો જયજયકાર થશે. શું

તમારી તબિયત છે લોકો ! કે ફલાણી રસમ નઠારી છે એમ જાણો છો, તે છોડ્યાથી ધર્મબાધ નથી આવતો એવું સમજો છો, તોપણ સંપ કરી તે કાઢી નાખવાને મહેનત નથી લેતા ! મંડળીઓ મધ્યેના નિબંધીઓને હસી કહાડો છો; ને જ્યારે સરકાર કાયદા કરી તે ચાલ કહડાવે છે ત્યારે જખમારીને કબૂલ કરો છો. એમાં આબરૂ આપણી ભાઈઓ ? વિચારો; પુનર્વિવાહ સંબંધી કલકત્તે કાયદો પસાર થયો તે સૌના જાણ્યામાં હશે જ. માટે પરદેશીઓ ન જાણે અને સમાચારપત્રો નિંદા ન કરે એને સારૂ સંપ બાંધી દુષ્ટ પ્રતિબંધને તોડી નાખો. પોતાનાં ઘર ને પોતાની આબરૂ એને વાસ્તે સૌ કાળજી રાખો. પણ દેશના લાભમાં કંઈ ધ્યાન દોડાવવું એવી ઇચ્છા થવી તો થોડાની જ; પણ એ સૌની થાઓ—અસ્તુ. બાળક છોકરાઓનો વિવાહ કરી તેઓને બંધનમાં રાખો છો—૧૫ વર્ષનો થશે કે ગૃહસ્થાશ્રમ લઈ દોડશે. હવે છોકરા શું વિદ્યાભ્યાસ કરે ને પૈસા કમાય ? શું સ્ત્રીને સુખ કરી પોતે પામે ? વિદ્યારહસ્ય તે શું જાણે ? શું શોધ કરે ને શું નામ કરે ? ૨૦ વર્ષની અંદર તો ઓછામાં ઓછાં બે છોકરાંથી વીંટલાયલો જ હોય. શું દેશનું અભિમાન રાખી કયા અનુભવ ઉપરથી તે અર્થે કંઈ પણ કામ કરે ? ઘરની જંજાળમાંથી પતે ત્યારે કે ? નાખુશ છું કે જુવાન સમજેલા તેઓ પણ જાણી જોઈને ખાડામાં પડ્યા છે, પડે છે, ને પડશે, રે ન પડે ! નાત જમાડી વરા, ફુલેકાં, વરઘોડા, બડુવા, સાબેલા, સરઘસ, નાચરંગમાં ફુલાઈ ફુલાઈને પૈસો ઉડાડી દો છો તે તમને ઘડપણે ઘણો સાલશે. એ નાણાનું અર્દ્ધ, ધર્મશાળાઓ, મુસાફરીનાં મકાનો, તરસ્યાને માટે કૂવા, વાવ, તળાવો, થાકયાને માટે ચોતરાઓ, એ સર્વ બંધાવવામાં, આંધળા લૂલા વગેરે ગરીબ નિરાશ્રિતને દાન આપવામાં તથા તેઓને કામે લગાડવામાં, બાળકોને સારૂ નિશાળો તથા લોકોને વાસ્તે કિતાબખાનાંઓ અને દવાખાનાંઓ વગેરે કારખાનાંઓ કાઢવામાં નાખ્યું હોય, તો દેશમાં કેટલું પુણ્ય અને સુખ અને કેવી કીર્તિ સ્થિર રહે ? કહ્યું છે:—

"अस्थिरं जीवितं लोके अस्थिरे धनयौवने ।
अस्थिराः पुत्रदाराश्च धर्मः कीर्तिर्द्वयं स्थिरम् "

પ્રાણીમાત્રના જીવતરનો, પૈસાનો, જુવાનીનો, છોકરાનો, બૈરાનો, કોઈનો ભરોસો નથી. આજ છે ને કાલે નહિ; પણ ધર્મ અને કીર્તિ એ બે તો સ્થિર રહેવાનાં. માણસ મરી જાય છે પણ તેનાં સુકૃતો વીસરાતાં નથી.

નાતના કરો છાંડો મારા ભાઈઓ! ધર્મ કંઈ પરાણે નથી, ત્યારે જે ગરીબનું સગું મરી ગયું ને તેની ઉત્તરક્રિયા કરવાને તથા બારમું તેરમું છમાસી વરસી વગેરે અવસરે નાત જમાડવાને દ્રવ્ય ન છતાં તે ગરીબ પાસે કર્જ કઢાવીને ખર્ચ કરાવી તેને ઘેર જમવા જવું એ તમને દુરસ્ત લાગે છે? એ બાપડો કેમ કર્જ વાળશે? તમે તો ખાવાના ધણી છો. એવા ખાઉકડ ન થઈ દશા તરફ નિઘા કરતા રહો. વરા, ઘરબારી, નાતો, અને વરઘોડા તો જે દિવસે હોય તે જ દિવસોમાં યાદ રહે છે, પણ દેશને અર્થે પરોપકારબુદ્ધિથી કરેલાં કામો નિરંતર અમર રહે છે. જમશેદજી જીજીભાઈને અગાઉ એની નાતિના જ ઓળખતા ને હવે જગ ઓળખે છે, શેઠીઆઓ દ્રવ્યનાં સાર્થક કરો. ઓરડા સામું જોઈ મરવાથી કલ્યાણ નથી; દેશી લોકોનાં વૃંદમાં યશરૂપી ધાણી ઉછાળવી એથી શું અધિક શોભીતું છે? બીજું મારે કહેવું અવશ્ય છે કે મોટામોટા કેટલાએક દ્રવ્યવાન શરમાશરમી અને મોટાઈમાં પારકાને સારૂ મોટી ટીપો ભરે છે, ને પ્રત્યક્ષ જે દેશી ગરીબો તેઓને આપવાનું અને દેશ સુધારવાનું કામ ટાલ્લે મૂકી છાંડે છે. દક્ષણી બ્રાહ્મણો ગરીબ છતાં વિદ્યા પ્રસારવાને ભાષામાં ગ્રંથો કર્યા જાય છે અને ગુજરાતી બ્રાહ્મણો વિદ્યાભ્યાસ કરવાને બદલે યજમાનોને ધૂતી બગાસાં ખાઈ, ફૂવડ અવસ્થામાં પડી રહે છે. ઓ ભગવાન! આળસ, અજ્ઞાન, દુરાચાર, અને ફૂવડાઈ દેશમાંથી ગએલી કિયે દિવસે દેખાડીશ? ગુજરાત વર્નાક્યુલર સોસાયટી પોતાનું કામ બજાવવામાં એની બહેન દક્ષિણ વર્નાક્યુલર સોસાયટીથી નીચે દરજ્જે પડી જાય છે. ગુજરાતીઓ

પૈસે અનુકૂળ છતાં દક્ષણી અને પારસીઓથી સુધારાના કામમાં કેમ પછવાડે રહે છે? રાજ્યકારભારની વાતોમાં તો લગારે મોઢું ઘાલતા નથી. ગુજરાતમાં શુદ્ધ લખતાં વાંચતાં થોડાને જ આવડે છે. રે લખવા વાંચવાના વાંધા તો પછી વિદ્યાપ્રકરણમાં એઓ પાસેથી શી આશા રાખીએ? પણ નહિ, જ્ઞાનનો જુવાળ ચડવા માંડ્યો છે; હવે શ્રમરૂપી વહાણને વહેતું મૂકો કે ધારેલા મુકામે જઈ પહોંચીએ. દક્ષણી અને ગુજરાતી હિંદુઓની સમસંખ્યા સરખાવીએ તો, આગલા, વિદ્યાજ્ઞાનની વાતમાં પચીસગણા સરસ છે એમ નક્કી જાણો. રે તમે સુધારાનું નામ સાંભળી આઘા જાઓ છો! સ્વધર્મ પાળીએ છીએ એમ કહો છો, પણ વાસ્તવિક જોતાં ધર્માભિમાન પણ કોઈનામાં હું જોતો નથી. પ્રથમ માણસે પોતાનું રૂપ ઓળખી પરસ્પર કેમ વર્તવું એ વગેરે બીજી નીતિઓ ભણવી. એક પાસથી જોતાં નીતિ મુખ્ય છે; નીતિમાન થયા વિના ભક્તિમાન થવાય જ નહિ માટે કરો તો (કરવી તો ન જોઈએ) સદ્‌ગુણોની જ બડાઈ કરો, પણ રામજનીને આટલા આપ્યા ને ઉજાણીમાં આટલા ભર્યા, આટલાને વેપારમાં છેતર્યા ને આટલા મેળવ્યા એમ બોલનારાઓની સંગે જરા પણ ઉભા ન રહો. પરોપકારને મોટો ધર્મ જાણો, કહ્યું છે:—

राद्धांतः सर्वशास्त्राणामयं न कलुषं परम् ।
विश्वासघातात्पुण्यं च न परोपकृतेः परम् ॥

સર્વ શાસ્ત્રનો સિદ્ધાંત એવો છે કે વિશ્વાસઘાત સરખું મોટું પાપ નથી અને પરોપકાર જેવું બીજું મોટું પુણ્ય નથી. ગુજરાત અને એની પેલી પાસ વર્તમાનપત્રો અને વિદ્યાજ્ઞાન પ્રસાર કરનારા ગ્રંથો થોડા જ છે. એ ઉપર સર્વે જણે ધ્યાન પહોંચાડવું. પુસ્તકોમાં વધારો કરો. વહેમો, કવિઓના અલંકારો, પુરાણોની પરસ્પર વિરુદ્ધતા અને સર્વ પંથવાળા માંહેના મતીઆઓની જીદ એને સૌ ધર્મ ગણો છો, પણ ખરો ધર્મ તે શું છે તે ઉપર કોઈ ધ્યાન આપતા નથી માટે એ સર્વેને તાવી કાઢી શુદ્ધ મત જે ધર્મતત્ત્વ તેની શોધમાં રહો. વહેમી

અને દુઃખ દેતા ભૂત, પિશાચ, પિતૃ, વગેરેના વિચારો વિષે સાવધ રહેતા જાઓ. નાતના દોર ઓછા કરો, કવિઓના અલંકારને ખરા ન માનો; કવિઓનું લક્ષણ જ છે કે નાની વાતને વિસ્તાર કરી બતાવવી કે તરત મનમાં પેસે—चिरं कुर्वाणः कवयः. ધીમે ધીમે નઠારી ચાલ કાઢી નાખતા જાઓ ને તેને બદલે તમારાં વિદ્યા, જ્ઞાન, અનુભવ, અને બુદ્ધિ જેની સૂચના કરે તે તે વાતો સ્વીકારતા રહો. હિંમત હિંમત હિંમત ધરો. જેની પાસ સાધન ન હોય તેને સઘળી વાતની વાર લાગે, પણ તમારી પાસે રસાળ જમીન છે, અમૂલ્ય ખાણો છે, જે જોઈએ તે તમારી પાસે જ છે, લોકો તમને આપી જાય છે. વિદ્યા અને શ્રમ એ પણ તમારા જ હાથમાં છે, ત્યારે કહો ભાઈ શા માટે ન મંડી પડીએ? દેખતી આંખે, કુમળી ચામડીએ અને નાજુક દિલે, દુઃખના બળાપા કેમ સહન કરીએ? આવો, આપણે રણમાં ઉદ્યમ-બુદ્ધિની તરવાર ઉછાળીએ. ગરમ લોહી વહેતે મરવું બહેતર છે. શરીરને દુઃખ ન ખમવું પડે ને મુક્તિપદ પામીએ! હે પ્રભુ! અમે હિંદુઓ લાચાર થઈ ગયા છીએ તેની તરફ જો, સન્માર્ગે ચાલવાની બુદ્ધિ આપ, તારે વિષે અમારૂં ચિત્ત રહે એમ કર, અને હિંદુસ્તાન દેશમાં દશે દિશાએથી હું મારા દેશને માટે પ્રાણ ખોઈશ, હું મારા સ્વદેશીનું સારૂં કરીશ, એવાં રૂડાં અને શુભ વેણો નીકળે તેવો સમય જલદીથી આણ.

૧૮૫૬

## રણમાં પાછાં પગલાં ન કરવા વિષે

**કડખો**

'આગે પગ તો પત રહે, પીછે પગ પત જાય;
ભાગા ખેડે બ્હાવડે, વાંકુ રંગ ચડાવ.'

અર્થ—શત્રુની સામા પગ વધાર્યો અથવા ટકાવી રાખ્યો ત્યાં સુધી પત રહે છે, પણ પાછું પગલું કીધું કે પત જાય છે, ને એમ

છે માટે હઠ્યા એવા જે જોદ્ધાઓ તે જો પાછા શત્રુ સામા જઈ ઉભા રહે તો તેઓને રંગ ચઢાવો, એટલે તેઓને રંગ છે.

ભાઈઓ, આપણે બહુ પાછા હઠ્યા છ!–ના ન કહેવાય.–ના હઠીએ? જાણી જોઈને ભૂલ કરીએ ત્યારે પસ્તાવો શાનો? રે જાઓ જાઓ, જાણી જોઈને તે કોઈ ભૂલ કરતા હશે?–સ્વારથીઆ સ્વારથને માટે, જાગતો બમણું ઘોરે તેની પેઠે જાણી જોઈ આંધળા થઈ રસ્તો ભૂલી જઈ ખાડામાં ન પડે વારૂ? ખરૂ કહો, ઉભા રહો, ઉભા રહો; 'પંચોપાખ્યાન'માં બ્રાહ્મણ ને ત્રણ ઠગની વાત છે તે અહા કેવી મજેની છે! આપણે દ્રવ્ય માનના લોભથી કેટલી ધામધૂમ કરી મેલી હતી? ને તે ધામધૂમના જોસમાં આપણે કેટલા બધા ફાવ્યા હતા? આહા! વહેમજવન કેટલો નબળો પડ્યો હતો? પણ રે! તેવું ને તેવું ન ચાલ્યું!

શેનું ચાલે? 'ઢમ ઢોલ માંહે પોલ' તે ક્યાં સુધી ચાલે? વહેલું મોડું ભોપાળું નીકળ્યા વિના રહે જ નહિ. 'સોબતે અસર ને તુકમે તાસીર' એ કહેવત ખોટી નથી.—વાણીઆની નજર પૈસા તરફ ને બ્રાહ્મણની નજર ખાવા તરફ;—આપણા વાણીઆ સાથીઓ સુધારો સુધારો પોકારી માન મેળવી આખરે હાલ પૈસો પૈસો ઝંખી રહ્યા છે; અને બ્રાહ્મણ સાથીઓ સુધારો સુધારો પોકારી ધર્માચાર્યો થવાનો ડોળ ઘાલી બેઠા હતા, તે આજકાલ જુદી જુદી ટુકડીઓમાં બેઠા બેઠા રસેંદ્રિયને લડાવ્યાં કરે છે.

એકવાર આપણો વિચાર એકદમ જાતિભેદ તોડી નાખવાનો હતો, ને તેને માટે તૈયારી પર આવી રહ્યા હતા; એકવાર આપણે પુનર્વિવાહનો ચાલ ચલાવવાને આતુર થઈ જઈ તે અર્થે ઉદ્યોગ કરતા હતા; એકવાર આપણે વલ્લભમતને તોડી પાડવાને ખાઈ પીને મંડ્યા હતા; એક વાર આપણે નવું મંદિર કાઢવાની તૈયારી કરતા હતા; એકવાર સર્વોપયોગી વિષયો ઉપર સુંદર ભાષણો કરતા હતા ને વર્તમાનપત્રોમાં લખતા હતા; એકવાર આપણે ખોટે માર્ગે પૈસો મેળવવાને

અહા! કેવા ધિક્કારતા હતા; એકવાર આપણે પરસ્પર મળતા અને લોકોપયોગી વિચારો કરતા હતા; એકવાર આપણે આપણું જોર વધારી વહેમજવન ઉપર મોટો ધસારો કરવાની તજવીજમાં ખંતે રહેતા હતા; પણ તે દહાડા ક્યાં ગયા? હાય હાય! રામ રામ! આજકાલ તો આપણે પૈસાને જ પરમેશ્વર જાણી પૂજ્યા કરીએ છીએ. આજકાલ આપણે કહીએ છ કે ભાઈઓ, જેમ બને તેમ પૈસો પેદા કરો ને પછી નચિંતે મનમાન્યો સુધારો કરીશું.—આજકાલ આપણે કોઈ કોઈને મળતા નથી; આજકાલ આપણામાં કોઈને કોઈની દાઝ નથી; આજકાલ આપણામાં શૌર્ય, ઉદ્યોગ, ને ખંત નથી; (એક માત્ર પૈસો કમાવાની વાતમાં છે ખરાં). ટુંકામાં, આજકાલ આપણે માણસ નથી. 'સુથારનું ચિત્ત બાવળીએ ને ઊંટને મોંઢે ઝાંખરાં' તેમ આપણાં ચિત્ત પૈસા તરફ ને આપણાં મોઢાં પર પણ મૂક્યાની શરમ છે.

પૈસો મેળવ્યા પછી સુધારો કરીશું એ આપણું બહાનું છે. આપણામાં જેઓને પૈસા મળ્યા છે તેઓમાંના ઘણાક કરતા નથી; કરે છે તે આડી રીતના કરે છે; કરશે તે પણ આડી રીતના. જુવાનીના જોસમાં જે કામ થાય તે કામ ઘડપણમાં કરવાની ઉમેદ બાંધવી એનું નામ તે બહાનું કે નહિ? માત્ર પૈસાથી જ સુધારો થયો એવું ઇતિહાસમાં કોઈ ઠેકાણે જોવામાં આવ્યું નથી. નિયમ તો સર્વત્ર આ જ જોવામાં આવે છે કે દેશનો સુધારો કરવામાં પ્રથમ વિદ્યા અને ઉંચી પ્રતિના સદ્ગુણો જોઈએ. પછી દ્રવ્યની સહાયતા હોય તો સુધારો વહેલો પ્રસરે, અર્થાત્, લોકમાં વિદ્યા અને પ્રેમ શૌર્યાદિક સદ્ગુણો હોય તો જ તેઓ સુધરેલા કહેવાય. તેમાં, સુધારાવાળા ઉપદેશકોમાં તો એ ત્રણ વાત પહેલી જોઈએ. જે જે ઉપદેશકો થઈ ગયા છે તેઓ પ્રથમ નિર્ધન હતા. તેમાંના કેટલાકે પોતાના ઉદ્યોગમાં રહીને પૈસો પેદા કર્યો હતો; પણ આપણે તો 'શીરા સારૂ શાવક થવું,' એ કહેવત પ્રમાણે સ્વાર્થનો ને પરમાર્થનો ખરો ઉદ્યોગ છોડી દઈ, દેવ ટળી રાક્ષસ થયા છીએ. રાક્ષસ તો સારા કે શત્રુના ઉપર શૌર્ય વાપરે, પણ આપણે

તો શૌર્ય વિના જનાની થઈ ગયા છ ને વગર આવડતને લીધે ઉત્પન્ન થતી ચીડમાં 'કમ જોર ગુસ્સા બહોત ' તેમ માંહોમાંહે એકેકને પોતાની પાસથી દૂર કરવામાં (રખેને હવે સુધારાવાળો કહેવાઉં ને વહેમી મંડળમાં અળખામણો થાઉં ) અને એકબીજાને ચાવવામાં આપણું બાયલું રાક્ષસપણું વાપરીએ છૈએ. ઉપદેશકોએ દ્રવ્યમાનનો લોભ ન રાખતાં, દેશના કલ્યાણને અર્થે ખંતે પોતાનું કામ કર્યા જવું. પૂર્વ આપણામાં તેમ હતું. બીજા દેશોમાં તેમ હતું ને આજ પણ છે. પેટને સાંસાં પડતાં યુરોપખંડના કેટલાક વિદ્વાનો જેમ તેમ ગુજારો કરી મોટાં પુસ્તકો લખે છે, જે પુસ્તકો તેના મરણ પછી લોકની જાણમાં આવે છે ને પછી કેટલેક વર્ષે તે ગ્રંથકારો પિતૃરૂપે પોતાનાં યશસ્વી કૃત્યોની કીર્તિની વાસના લે છે!–ધન્ય ધન્ય! વારૂ, પૈસો મળ્યો એટલે મદ ને આળસ ઘર ઘાલે જ. જેટલું જોસ્સાનું બોલવું લખવું છે તે દુ:ખના વખતનું જ સારૂં હોય છે. પૈસાથી વિચારવાળું ને મહેનતવાળું કામ કરવાનું મન થાય જ નહિ ને મન થાય તો તે કામ સારૂં પણ થાય નહિ. અર્થાત્ પૈસાથી અને પૈસા મળ્યા પછી સુધારો કરીશું એ કહેવું કેવળ બહાનું છે. પણ એમ કરતાં પૈસા કમાવા પછવાડે રોજ ૧૨ કલાક ગાળવા તો અઠવાડિયામાં ૧ કલાક પણ મિત્રને મળવામાં અને આગળ થવાની મોટી લડાઈને સારૂ કવાયત શીખવામાં ન ગાળવો ?

ભાઈઓ, જેમ આપણું જોર નરમ છે, તેમ વહેમજવનનું જોર પણ નરમ છે. પણ આપણે ઘણા જ પાછા હઠયા છૈએ. ને હજીએ હઠીશું. વહેમજવન પણ હઠે છે ખરો, પણ તે કીડીની ચાલે ( બંનેને હઠાડનાર પૈસાખાન છે ). પણ આપણાંમાંના કેટલાએક, જેઓ વહેમ-જવનને નિંદતા, તેઓ જ તેની પૂજા કરે છે, તેથી જ્યારે પાછી લડાઈ શરૂ થશે, ત્યારે વહેમજવન આપણા પર ખૂબ દોડ કરી આવશે. જે ઉમંગથી આપણે આરંભ કર્યો હતો તે ઉમંગ ને તે શ્રમ રાખી રહ્યા હત તો વહેમજવનને ઘણે દૂર નસાડ્યો હત. પણ રે! તેમ ન કરતાં આપણે આજ પાછે પગે દોડી પૈસાખાનના ગુલામ થઈ રહ્યા છૈએ.

ઓ ભાઈઓ, મારૂં સાંભળો. જેમ રજપૂતના સેનની આગળ કડખા–દોહા–બોલનારા હોય છે ને જેઓને કડખેદ કહે છે તેવો હું સુધારાના સૈન્યનો કડખેદ છઉં. હું તમારા જેવો દીવાનો નથી બન્યો. આપણું ને સામાનું બન્નેનું સેન જોયા કરૂં છ ને તે ઉપર વિચારો ર્ક્યા કરૂં છ. નક્કી નક્કી, ભાઈઓ, વહેમજવનના સેનને દ્રવ્યનો કેફ ઊતરશે ને શુદ્ધિમાં આવી આપણી તરફ નજર કરશે ને જોશે કે સુધારાવાળા તો ઘણા જ પાછા હઠ્યા છે, તો પછી તેઓને આપણા ઉપર ધસી આવવાને, આપણને ગભરાવવાને, આપણને હરાવવાને અને આપણને પસ્તાવવાને શો વિલંબ લાગનાર છે? ભાઈઓ, હું કહું છ તે સાંભળો ને તમારો મૂળ ઉદ્યોગ પાછો આરંભો.

ભાઈઓ, આપણે સુધારાનો ઉપદેશ કરવાને યોગ્ય નથી. નથી ચોખ્ખું આપણી ભાષાનું જ્ઞાન;–સંસ્કૃતનું તો કંઈ જ નહિ;–ગુજરાતી લિપિમાં લખાયલા શ્લોક પણ ન વાંચી જાણીએ તો બાળબોધ લિપિના ક્યાંથી વંચાય? અંગ્રેજી પણ સાધારણ લખી વાંચી સમજી જાણીએ છ; બાકી તે ભાષાનાં કાવ્ય, ઇતિહાસ, ન્યાય, માનસિક-શાસ્ત્ર, ધર્મશાસ્ત્ર સંબંધી થોડું જ જાણીએ છૈએ. આપણે આપણા બીજા હજારો ભાઈઓ કરતાં આપણું ગુજરાતી બોલવું લખવું સારી પેઠે જાણીએ છૈએ, તેઓનાં કરતાં વધારે પૃચ્છક છૈએ (વાદ તો કરી જાણતા જ નથી) અને દેખાદેખીથી સંસારસુધરાવટ વિશે કંઈ વધારે વિચાર કરી શકીએ છૈએ, એટલું જ આપણું જોર છે. આપણને સંસારનો અનુભવ પણ પૂરો નથી. ખરેખર, સુધારાના ઉપદેશકોમાં વિદ્યા, વાચાળપણું, લખવાની છટા, તેમ ઉદ્યોગ, ખંત, નિર્લોભતા, લોકાપવાદભયમુક્તિ, નિઃસ્પૃહતા, સર્વજન સાથે મળતાવડાપણું, ટેકીપણું, સ્વાત્મસુખદુઃખનો સ્વલ્પ વિચાર–એ સહુ સદ્ગુણો જોઈએ, તે તો આપણામાં પ્રથમ થકી જ નહિ, તો હમણાં તે ક્યાંથી હોય? જેમ નાનાં બાળકછોકરાં રમત કરે છે, તેમ આપણે સુધારો કરવાની રમત કરવી શરૂ કીધી પણ હવે ગવાઈ ચૂક્યા, છપાઈ ચૂક્યા, લોકના શત્રુ

થઈ ચૂકયા, ને જે કંઈ નહિ તે મોટું મહાભારત થઈ રહ્યું; હવે આપણાથી નહિ નિભાય એમ સમજી શું આરંભેલું કામ મૂકી દેવું? ના, ના. 'માથે પડી વિશ્વ દેવા.' હવે તો આપણે પાછા ઠેકાણે આવી જઈ, ઉદ્યોગ જારી રાખવો ઘટે છે. પૈસાથી બહારનો સુધારો છે—અંદરનો નથી. અંદરનો સુધારો વિદ્યાથી છે; ને વિદ્યા, દુઃખ ખમ્યા વિના પ્રાપ્ત થતી નથી ને કોઈને અપાતી નથી. સામળે કહ્યું છે કે,

'કહાં ચંદન કહાં મળિયાગરી, કહાં સાયર કહાં નીર;
જ્યમ જ્યમ પડે વિપત્તડી, ત્યમ ત્યમ સહે શરીર.'

દુઃખને અંતે જે જસ તે જ ખરો જસ. ધનબળે દેશનું કલ્યાણ કરનારાઓના કરતાં તનમનબળથી દેશનું કલ્યાણ કરનારાઓનું માન વધારે ઉંચી જાતનું, ઘણી વાર રહે તેવું, અને ખરેખરૂં છે.

હવે ગમે તેવા છૈએ, થોડી પુંજીએ ઘણું દેખાડીએ છૈએ, કાયર છતે શૂરવીરના ડોળ ઘાલનારા થઈ પડયા છૈએ, ગમે તેવા છૈએ, તોપણ હવે જેવું આપણે ડોળ કર્યું છ તેવું મરતાં લગી રહેવું જોઈએ. રે ડોળ રાખી રહેવું એટલું જ નહિ, પણ ઉપદેશની વૃષ્ટિથી મનરૂપી ખેતરોને સદ્બુદ્ધિથી ભરપૂર કરી નાખવાં જોઈએ. મૂળ કુળના ધર્મ કોણ રાખી રહ્યા છે? બ્રાહ્મણોમાં બ્રાહ્મણપણું નથી, ને ક્ષત્રીમાં ક્ષત્રીપણું નથી; રજપૂતે જનોઈ ફેંકી દીધાં, ને બ્રાહ્મણે માત્ર લોકલાજે રાખ્યાં છે. ખરૂં જોતાં, દેશ, રાજ, કુળ, ધર્મ, રૂઢિ, વિદ્યા બધી વાતમાં આપણાં સેંકડો રૂપાંતરો થઈ ગયાં છે.—આપણે બધી વાતે સંકર છૈએ. હિંદુરૂપી વહાણ સેંકડો વરસ થયાં દુર્દશાના દરિયામાં તોફાન ખાઈ ખાઈને ખોખું થઈ રહ્યું છે—એટલું છે કે હજી પૂરૂં ભાંગ્યું નથી—'ભાંગ્યું ભાંગ્યું પણ ભરૂચ છે.' અંગ્રેજી રાજ્ય જેના યોગરૂપી હોકાયંત્રથી કંઈ દિશા માલૂમ પડવા લાગી છે, પણ હવે ખલાસીઓ એકસંપે કામ કરતા નથી. શું કરે બિચારા? રોજના સહવાસે બહેર ખાઈ ગયા છે; ને તેઓને ભરોસો પડતો નથી. ધારો જ છે કે પ્રથમ ગરબડ હોય તો પછી સ્વસ્થતા થાય. ગાજવીજ હોય તો વૃષ્ટિ સારી

થાય ને ધાન્ય પાકે. પ્રથમ ભીલ પિંડારાની પેઠે લઢીએ તો આગળ રાજ્ય મેળવાય. તેમ આપણે આજકાલ સુધારાવાળા ગર્જના કરીએ છૈએ તે એવીની એવી જારી રાખીશું, તો દેશમાંથી વહેમજવનને હાંકી કાઢવા સમર્થ નહિ થઈએ ? રે દિલગીર થવાનું એટલું જ છે કે આપણે એ ઉદ્યોગ જારી રાખતા નથી, તો પછી વહેમને કેમ કાઢીશું. ?

ખરેખર આપણે ઘણું કરવાનું છે. વિદ્યાજ્ઞાનનો પ્રસાર કરવો છે, શુદ્ધ ધર્મ ચલાવવો છે, ઘરસુધરાવટ કરવી છે, દેશી રાજ્યની ઊંઘ ઉરાડવી છે,—ટુંકામાં નાના પ્રકારે દેશનો ઉત્કર્ષ કરવો છે. આપણાથી તે કંઈ સઘળું થવાનું નથી. તોપણ શું આપણા છોકરાઓ પણ નહિ કરે ? જો આપણે અમુક સીમ બાંધી જઈએ, તો આપણા છોકરાઓને તેટલી તો મહેનત ઓછી ? તેઓ પછી ત્યાંથી આગળ વધશે.

રણમાં પડ્યા પછી હવે બીજું શું ? મહેનત કરતાં કરતાં મરવું એ સમાન પુરુષાર્થ બીજું કયું ? મરતાં લગી રિબાયા તોપણ શું ? લીધેલું પણ મૂકવું ? ખરૂં કહું છ, ઘણો વિચાર કરીને કહું છ, કે પાંચ જ વીર નીકળે ને તેઓ સંસારી સુખની તૃષ્ણા મૂકી દે અને રાત-દહાડો સુધારો પ્રસારવાના ઉદ્યોગમાં રહે તો બેશક આપણે ઘણા આગળ વધીએ. રાજ્ય મદદમાં છે—છાપખાનાં મદદમાં છે, શ્રીમંતો પણ ભાવે કભાવે મદદમાં છે અથવા થશે, પણ 'ઓ દિન કહાં કે મિયાંકે પાઉંમેં જુતી'? એ દહાડો ક્યાં કે આપણે પાંચ પણ એકઠા રહીએ ? પાંચ તે પાંચ હજારને ભારે પડીએ, પણ સંસારતૃષ્ણાવાળા અને એકલપેટા સ્વારથિયાઓથી શું થાય ? વિલાયત જવું સહેલ હોય તો વિલાયત જઈ આવનારને કોણ માન આપે ? જાતિભેદ ઝટ તોડાતો હોય ને પુનર્વિવાહ સહેજ થતો હોય તો આટલી બધી ચુંથાચુંથ શેની થાય ? સંસારમાં સર્વ વસ્તુ નાશ પામે છે, એક કીર્તિ માત્ર નાશ પામતી નથી. માટે કીર્તિ મેળવવી—સુધારો કરી નામ કરવું અને આવતી પ્રજાને રૂડો દાખલો આપવો એ આપણી પહેલી ફરજ છે. આપણે પરસ્પર વર્તવાની રીત જુદી છે અને સહુની સાથે વર્તવાની

રીત જુદી છે. અલબત્ત, એકેકના વિચારમાં અંતર તો હોય જ, પણ તેટલા ઉપરથી માંહોમાંહે વેર મત્સર રાખવાં. દ્રવ્યમાનને અર્થે ખુશામત કરી દોસ્તી બાંધવી ને એ બાંધી ન નિભાવવી, એ નીચ કુળનું લક્ષણ છે. પ્રીત કોનું નામ કે આગળથી જોઈ તપાસી બાંધવી, બાંધી કે પછી તેમાં આગળ એકાદું નઠારૂં નીકળ્યું તોપણ તેને નિભાવવું. જેની સાથે પાનું પડ્યું, જેને માટે લોકમાં ગવાયા, જેને આપણે આપણું પોતાનું એકવાર પણ કર્યું, જેની સાથે બેસીને પાન ચાવ્યાં તેને બાંધ ભરવાની લાજ એ બહાને હરગીસ મૂકવું નહિ. પણ અફસોસ, આપણે આજકાલ કોઈ કોઈના નથી. હશે; અગર ઘરમાં ગમે તેમ આપણે ભાઈએ ભાઈ લડીએ તોપણ બહાર તો એક જ છૈએ એમ બતાવવું જોઈએ. લાયબલ કેસમાં ભાઈ કરસનદાસ મૂળજીના કેટલાએક મિત્રો તેનાથી જુદા વિચારના હતા;—જેઓનો વિચાર કોરટમાં શાહેદી પૂરવાનો નહોતો તેઓએ કરસનદાસની શરમે તો થોડું પણ સુધારાની લાજ જશે એટલા માટે બહુ બહુ આગળ પડી પડીને મનમાનતી રીતે શાહેદી પૂરી. એ વેળા જે આપણા સાથીઓએ એક સંપે શૂરવીરપણું બતાવ્યું છે તે નોંધી રાખવા જોગ છે. એવું જ સર્વ પ્રસંગે હોવું. આપણે કંઈ કંઈ લડાઈ જીત્યા છૈએ તે જુઓ:—

૧. લોકો એકઠા મળી મંડળીરૂપે વિચાર નહોતા કરતા તે આપણે શીખવ્યું છે; અને ઠેકાણે ઠેકાણે સોસાઈટીઓ ને કંપનીઓ જોવામાં આવે છે. એકલપેટાપણું ને સ્વાર્થીપણું એ બેનું જોર નરમ પાડી નાખ્યું છે.

૨. હોળીમાં ભુંડા ભુંડા બોલ બોલવાની અને લગનમાં ફટાણાં ગાવાની ચાલ ઘણીખરી જતી રહેલી કરી છે.

૩. વિલાયત જવામાં હરકત નથી એવું બોલી લખી થોડુંક તેવું કરી પણ બતાવ્યું છે. (નૂર સંસતુ થાય અને ભાષા શિખાય તો સહુથી વગર બાધકે સહેજે વિલાયત જવાય.)

૪. પુનર્વિવાહ વિશે સારી પેઠે ગર્જના કરી મૂકી છે. મોટામાં મોટા વહેમીઓની ખાતરીઓ કરી છે. પુનર્વિવાહ શબ્દ સાંભળીને જેઓના કાનમાં કીડા ખદબદતા તેઓ જ આજ કહે છે કે બાળરાંડો માંડેલી થાય તો સારું. એ કામ શું આપણે થોડું કીધું છે? પ્રથમ મનમાં ઉતારવું ને પછી કરાવવું એમાં નાના પ્રકારે આપણે લોકોની ખાતરી કરી છે. લોકો સમજે છે, પણ નથી કરતા તેમાં આપણો વાંક નથી. વાંક તો ન્યાતના જુલમનો છે.

૫. વલ્લભના પંથ અને તેના ગોસાંઈજીઓનાં ચરિત્રથી આખી પૃથ્વીના લોક જાણીતા થયા છે, એ આપણું જ પુરુષાર્થ કેની?

૬. જાતિભેદ તોડવા વિશે જેટલું જોઈએ તેટલું તો નહિ પણ પ્રસંગોપાત બોલવામાં આવ્યું છે; ને તેમ જ,

૭. મૂર્તિપૂજાદિક કર્મો વિશે પણ.

૮. દેશી રાજ્યના સુધારા વિશે પણ છેક નથી બોલ્યા તેમ નથી, અને

૯. ઘરસંસારસુધરાવટ સંબંધી બોલવામાં તો કંઈ જ કસર રાખી નથી.

૧૦. વિદ્યાજ્ઞાનના પ્રસાર ઠેકાણે ઠેકાણે કરીએ છૈએ; અને ગદ્યપદ્ય ભાષાવિદ્યાનો સંસ્કાર રૂડો થતો ચાલ્યો જાય છે.

કોઈ બાબત એવી નથી કે જે ઉપર આપણે કંઈ જ કર્યું નથી. અલબત્ત કહ્યું ઘણું છે, પણ કર્યું થોડું છે. પણ ટુંકી મુદતમાં પૂરા કેળવાએલા નહિ એવા સવા કુંડી છોકરાઓએ નવી નવી વાતો કહી, (પછી સામાવાળાએ બકવા કહી તો શું થયું?) લોકના મન ઉપર થોડીઘણી અસર કરી છે એ કંઈ નાની સૂની વાત સમજો છો? નારે ભાઈઓ, સાબાશ છે! તમે જ જ્યારે ઘરડા થશો અને પુખ્ત વિચારનાં બીજાં માણસો તમને મળશે, ત્યારે તમે શું નહિ કરી શકો? વળી આપણે ઘણું ન ફાવવાનું કારણ એ છે કે આપણે રાજધાનીમાં છૈએ— ધાંધલિયા શહેરમાં છૈએ. આપણાથી બોલાય ઘણું, પણ લખાય થોડું;

ને આપણાથી કરાય તો છેક જ થોડું–ઘણું લખવાનું અને કેમ કરવું તેનો મોટો વિચાર કરવાનું, જુક્તિઓ શોધવાનું અને તેને અમલમાં લાવવાનું કામ જીલ્લાના લોકનું છે, કેમકે તેઓને ત્યાં નિવૃત્તિ હોય છે.

ભાઈઓ, તમે છેક નથી કીધું એમ નથી; પણ હવે તમારો ઉદ્યોગ તમે પડતો મૂક્યો છે એ ખોટું કર્યું છે. એ પડતો મૂક્યો છે તે થાક ખાવાને માટે છે એમ કહેશો તો તે તમારું બહાનું છે. મને નથી લાગતું કે હવે તમે મોટા વિચારનાં અને મોટી મહેનતનાં કામ આગળના ઉમંગથી કરો, માટે આટલું લખવું મારે પ્રાપ્ત થયું છે.

માટે હવે તો આપણે દ્રવ્યનો કેફ કરવો મૂકી દઈ પાછા શુદ્ધિમાં આવી જઈ, એકસંપ થઈ રહી સઘળી વાતે સજ્જ થઈ, વહેમની સામે કૂચ કરવા માંડીએ; અને વહેમને તુચ્છકારથી બોલાવીએ કે આવ, બચ્ચા, આવી જા, ને પછી મોટું રણસંગ્રામ ચલાવી કાત્યારોળ કરી મૂકી વહેમજવનને કેદી બનાવીએ, અને યશસ્વી ગીત ગાતાં ગાતાં આખા દેશમાં સુધારાનો ઝુંડો રોપી દઈએ. ઇશ્વર એમ કરાવે!–અસ્તુ.

૧૮૬૪

## સુખ

સુખના વિષય અનેક છે, પણ ઘણું કરીને આપણા લોક આટલાંને સુખ કહે છે. ખટપટ–શ્રમ–રોગ–બન્ધન–ચિંતા–શોક–ભયથી અલગ હોવું તે સુખ; ઇચ્છા પૂરી પડવી–શ્રમનો બદલો મળવો–વિજોગનો સંજોગ થવો તે સુખ; ઇચ્છા પ્રમાણે વર્તવામાં–જે વાતનો છંદ તેનો ઉપભોગ કરવામાં સુખ; વહાલાંને સારી સ્થિતિમાં જોવા–સાંભળવામાં, નિરાશ્રિતને દયા–ઉપકાર કરવામાં ને વેરીને નુકસાન થાય તેવું ઇચ્છવામાં સુખ; ઘરકુટુંબ, અન્ન, વસ્ત્ર, દ્રવ્ય એથી અનુકૂળ હોવું તે સુખ; લોકમાં સારૂં બોલાય–માન મળે તેમાં સુખ; જીવતાં રહેવામાં–ઈશ્વર

ઉપર ભાવ-આસ્થા રાખવામાં સુખ, ઇત્યાદિ. કહેણીઓ પણ છે-'પહેલું સુખ તે જાતે નર્યા (નીરોગી), બીજું સુખ તે ઘેર દીકરા, ત્રીજું સુખ તે કોઠીએ જાર (જુવાર), ચોથું સુખ તે સુલક્ષણી નાર.' 'સુવા જેવું સુખ નહિ ને મુવા જેવું દુઃખ નહિ.' 'સંતોષ સમાન સુખ નહિ.' 'નિવૃત્તિમાં મોટું સુખ છે.' 'સુખ દુઃખ મનમાં ન આણીએ' 'જ્ઞાનમાં સુખ છે.' 'આશા અમર છે માટે એમાં પણ સુખ છે.' 'જેણે જેમાં માન્યું તેને તેમાં સુખ.' અને સંસારમાં સુખ છે જ નહિ એમ પણ કેટલાક દુઃખિયા કહે છે. પંચદશીના ગ્રંથમાં વિષયાનંદ, આત્માનંદ, વિદ્યાનંદ, યોગાનંદ ને બ્રહ્માનંદ એમ આનંદ-સુખના પાંચ વર્ગ કર્યા છે. વસિષ્ઠઋષિએ નિષ્કામ કર્મ કરવામાં જ સુખ માન્યું છે; રામ તથા જનકે મનમાં કેવળ નિવૃત્તિનું સુખ માની કુળધર્મ પ્રમાણે ન ચાલતાનાં પ્રવૃત્તિકર્મ કર્યાં છે; શુકે કેવળ નિવૃત્તિમાં જ સુખ માન્યું છે; ને કૃષ્ણે મનમાં નિવૃત્તિ છતે પ્રવૃત્તિમાં ઉદ્દેશ સાથે કર્મનો ભોગ કરી એનો પણ આનંદ લીધો છે. મોક્ષ એ નિત્ય-સુખનો બીજો શબ્દ છે.

હવે જુઓ પ્રાણી માત્ર પોતાની સ્વાભાવિક પ્રેરણાથી જ આકરા તડકામાંથી શીળામાં જાય છે, પણ આપણે માણસ સમજીને જઈએ છીએ ને ત્યાં ગયાથી આપણને જે લાગે છે તે સમજીને જઈએ છીએ; હરણ, સાપ, વગેરે ગાયનથી રીઝે છે ને આપણે પણ રીઝીએ છીએ ને આપણે જાણીએ છીએ; ઊગતા ચંદ્રને આપણે જોઈએ છીએ કે આપણને આનંદ થાય છે; કુંજની પાસેથી જતાં સુગંધ આવે છે ને આપણે ખુશ થઈએ છીએ ને ઉકરડાની પાસેથી જતાં કંટાળીએ છીએ; ઇચ્છા પ્રમાણે સુંદર ભોજન મળ્યેથી આપણે રાચીએ છીએ. એ સ્પર્શ, શબ્દ, રૂપ, ગંધ, રસના દાખલાઓથી જણાય છે કે સુખ થવામાં ચિત્તનો અને બીજા વિષયનો પ્રથમ તો સંબંધ થાય છે; એ સંબંધ ચૈતન્યસ્વભાવને અનુકૂળ અથવા ચિત્તને ગમતો થાય છે; (આપણા દેશમાં અતિ તડકો, અતિ વરસાદ, અતિ ટાઢ, અતિ પવન એનો મે

આપણો સંબંધ થાય છે, પણ તે આપણને અનુકૂળ—માફક આવે તેવો—ગમતો—થતો નથી) અને આમ કરીને અનુકૂળ સંબંધ થયો કે તરત જ અંતઃકરણ પ્રફુલ્લ ને સતેજ શોભી રહે છે—પ્રસન્ન થઈ રહે છે—એ જે સ્થિતિ—પ્રસન્નવૃત્તિ—અંતઃકરણની—તે સુખ છે. દ્રવ્યનો ને આપણી ઇચ્છાનો અનુકૂળ સંબંધ થાય છે અથવા નથી થતો, વ્હાલાના વિજોગનો અને આપણા અંતઃકરણનો અનુકૂળ સંબંધ થતો નથી, પણ તેના સંજોગનો અથવા સંજોગના વિચારનો અને આપણા અંતઃકરણનો અનુકૂળ સંબંધ થાય છે; લોકમાં માન મળે એ વિચારનો અને અંતઃકરણનો અનુકૂળ સંબંધ થાય છે; નીતિ પાળવાથી ને પુણ્ય કર્યાથી ઇશ્વરની શિક્ષાનું ભય નથી પણ સ્વર્ગે સુખ છે એ આસ્થાવાળા વિચારનો અને અંતઃકરણનો અનુકૂળ સંબંધ થાય છે;—એ અનુકૂળ સંબંધોથી આત્માની વૃત્તિ આનંદમાં રહે છે. અનુકૂળ સંબંધ સહજ સ્વભાવે પ્રાપ્ત થએલો હોય છે; ઇચ્છા—આશા—શ્રમ—કર્મમાં ગર્ભિત રહેલો કે જયરૂપે રહ્યો છે; બહારની ઇન્દ્રિયદ્વારે થતો—થયો હોય છે અથવા મનથી—વિચારથી—તર્કથી થતો—થયો હોય છે; જે જાતનો, જે પ્રકારનો ને જેટલી વારનો અનુકૂળ સંબંધ હોય છે તે જાતનું તે પ્રકારનું ને તેટલી વારનું સુખ, સુખપાત્ર જે માણસ તેને તેના સ્વભાવ—ગુણ સ્થિતિ પ્રમાણે હોય છે. બીજી રીતે જોઇએ કે સુખ તે શું છે? કોઈ રાગી માણસ સંસાર વૈભવની ઇચ્છાથી—અનુકૂળતાથી પોતે સુખી છે એમ સમજે છે; જાણે એ જ અતિ રોગી થયો, તો પછી તેને સુખ નથી એટલે બહારની અનુકૂળતા છતાં પણ તે તેના ઉપભોગને પાત્ર નથી;—તે માણસ નિશ્વાસ મૂકે છે ને પછી બીજું સુખ શોધે છે—ઇશ્વરનું સ્મરણ કરે છે. એક બીજો રાગી છે તે જ્ઞાનના વિચારથી સંસારી વૈભવને અને પોતાની કાયાને પણ મિથ્યા સમજી વિરાગી ને ત્યાગી થવામાં સુખ માને છે ને તેમ કરી ભગવદ્ભજનમાં સુખ ભોગવે છે. એક ત્રીજો રાગી સંસારમાં દુઃખ પડયાથી સંસારથી કંટાળી વિરાગી થાય છે ને એમાં પણ સુખ પામતો નથી. પહેલાને

સુખ, દુ:ખ ને પરાણે માનેલું સુખ છે; બીજાને સુખ, અધિક સુખ ને અધિક સુખ છે; ત્રીજાને સુખ, દુ:ખ ને અધિક દુ:ખ છે. એ દાખલાઓથી જણાય છે કે જે પ્રમાણે મન કેળવાએલું હોય છે, જેવી મનની સ્થિતિ હોય છે તે પ્રમાણે તે સુખ પામે છે;—બહારની અનુકૂળતા ઉપર કંઈ જ આધાર નથી. અંતઃકરણે જાણ્યું કે આ જ મને સારૂં છે તો એ જાણવાની સાથે જ અંતઃકરણ રંગીલું થઈ રહે છે ને એ જે રંગવૃત્તિ માણસના અંતઃકરણની તે તેનું સુખ છે. ત્રીજી રીતે સુખ શું છે તે જોઈએ. કેટલાએક પુરુષો મુઆ પછી અહીં કીર્તિ થશે ને તહીં સ્વર્ગ મળશે એના વિચારથી નહિ પણ ધર્મવિચારના કેવળ આગ્રહમાં જ બંધન ખમે છે, પ્રાણ આપે છે; કેટલાક દેશાભિમાની બન્દીવાન થવામાં, શિરચ્છેદ થવામાં, તોપને ગોળે ઊડવામાં ભય ને દુ:ખ જાણતા જ નથી. વળી કેટલાક જ્ઞાની સુખદુઃખને, રે કાયા ને મનને મિથ્યા સમજે છે, તોપણ પોતાના એક આનંદમાં હોય છે. એ દાખલાઓથી જણાય છે કે જ્યારે પુરુષોનાં અંતઃકરણ સ્નેહશૌર્યથી વજ્ર જેવાં થયાં હોય છે ત્યારે તે જખમાતાં નથી. એ અંતઃકરણો પોતાના કર્મ-જ્ઞાનને જ અથવા પોતાના સતેજ અમરપણાને જ સપ્રેમ જોય છે ને એ જ તે અંતઃકરણોનો આનંદ છે.

દરેક માણસ પોતાની જીંદગીમાં ઘણાંએક ને એક ઘડીમાં પણ ઘણાં સુખ ભોગવી લે છે, પણ તે બધાં સુખમાં એક સુખ (કોઈ પણ જાતનું ને કોઈ પણ પ્રકારનું) બીજાં બધાં કરતાં ઘણુંખરૂં જાથુ રહેલું થાય છે—હોય છે ને એ સુખ તે તેને મોટું સુખ છે. દ્રવ્યવાનને વિશેષ કરીને સંસારસમૃદ્ધિના ઉપભોગનાં સુખ હોય છે. એમાં પણ એક સૌથી મોટું હોય છે,—પછી તે કુછન્દસંબંધી, કે દ્રવ્યથી મારૂં બળ-મહત્ત્વ છે એ વિચાર સંબંધી, દ્રવ્ય વાપરી લોકમાં માન મેળવવા સંબંધી હોય. વિદ્વાનને વિશેષ કરીને વિદ્યાજ્ઞાનસમૃદ્ધિનાં સુખ હોય છે, પણ તેમાંના એક વિષયનું સુખ તેને નિત્યનું ને મોટું હોય છે.—પછી તે વિશેષે દ્રવ્યની સંબંધમાં કે માનયશના સંબંધમાં કે વ્યસનાનંદના

સંબંધમાં હોય. અંગબળસમૃદ્ધિવાળાનું વિશેષે મોટું સુખ કાં તો પોતાનો બાંધો તથા સુંદર વેશ લોકને દેખાડવામાં, અથવા જ્યાં ત્યાં પોતાનું બળ દેખાડવામાં હોય છે. ગરીબને પોતાનાં અનેક સુખમાં એક સુખ મોટું હોય છે કે દિવસે ઉદ્યમ કરી રળવાનું ને રાત્રિએ કુટુંબ સ્નેહીમાં વાતો કરવાનું. ઘણીવાર રહેતું ને બીજાં બધાંમાં આગળ પડતું અથવા બીજાં બધાંને આઘે ખસેડતું એવું જે સુખ તે મોટું સુખ છે.

હવે ઉત્તમ–ઉંચું સુખ તે કીયું? ઉપર કહ્યું છે કે સુખપાત્ર જે માણસ તેને તેની સ્થિતિ પ્રમાણે સુખ હોય છે તો જેનામાં રજોગુણ બહાર પડતો હોય તે વિશેષે સંસારસમૃદ્ધિના ઉપભોગમાં રાચે છે; સાત્વિકગુણવાળો વિશેષે સદ્‌ગુણના યશમાં ને તમોગુણવાળો ઉદ્ધત બળકર્મમાં રાચે છે. એ ઉપરથી સુખની ત્રણ જાત થઈ શકે છે–ઉપભોગ સમૃદ્ધિ વિષયસંબંધથી થતું સુખ, વિદ્યા–વિચાર–સદ્‌ગુણ વિષયસંબંધથી થતું સુખ અને અવિચાર–દુરાચાર હાનિ વિષયસંબંધથી થતું સુખ. સદ્‌ગુણયશથી સમૃદ્ધિ પ્રાપ્ત થઈ શકે છે. મોટા સદ્‌ગુણની સાથે સમૃદ્ધિ હોય છે જ. પણ કેવળ સમૃદ્ધિ–સુખથી સદ્‌ગુણનું ખરૂં સુખ મળતું નથી. સમૃદ્ધિસુખથી તમોગુણના અવિચારનું સુખ લેવાનું મન થાય છે ને તેથી તે નાશ પામે છે. તમોગુણવાળાને થોડીવારનું જ સુખ હોય છે. ઘણી વાર રહે તેવું ( જીવતા ને મુઆ પછી પણ ), સમૃદ્ધિસુખને પણ સાથે આણે તેવું, સમૃદ્ધિસુખને સાથે ન આણે તોપણ સતેજ રહે તેવું ને સર્વ લોક શ્રેષ્ઠ માને તેવું સુખ તો સદ્‌-ગુણનું છે. ત્રણ જાતના સુખમાં બીજું સુખ ઉત્તમ છે, પહેલું મધ્યમ ને ત્રીજું કનિષ્ઠ. જો સમૃદ્ધિસુખને સદ્‌ગુણસુખમાં ગણીએ તો દૈવી સુખ ને આસુરી સુખ એમ બે જ જાતનાં સુખ છે ને તેમાં દૈવી શ્રેષ્ઠ છે એ તો સૌ જ કહેશે.

વળી પ્રવૃત્તિનિવૃત્તિવિચારે સુખ પ્રાપ્ત થાય છે. પ્રવૃત્તિમાં અહંકાર, ઇચ્છા, આશા, હોંસ, ઉદ્યમ, કર્મ વૃદ્ધિ એ છે, અને નિવૃત્તિમાં નિર-હંકાર, નિરિચ્છા, યોગપ્રબળપણું, ઈશ્વરસત્તા, સંતોષ, શાંતિ એ છે.

એ એમાં વધારે કીયું સારૂં છે ? વૈરાગી, જોગી, કેટલાક તત્ત્વજ્ઞાની અને ઇચ્છા—આશા—ઉદ્યમમાં નિરાશ પામેલા તે, એ લોક નિવૃત્તિ-સુખને વખાણે છે ને મતાભિમાન—અનુભવવિવેકને અનુસરી પ્રવૃત્તિ-સુખને નિંદે છે. પણ પ્રવૃત્તિસુખને નિન્દવા જોગ નથી. સંસાર એટલે પ્રવૃત્તિ જ—હું વડે જ સંસાર છે. સ્વભાવનો ધર્મ, કર્મથી વૃદ્ધિ કરવાનો છે ને એ અનાદિ છે તો એને અસત્ય કેમ કહેવાય ? કર્મ કરનારાઓને ફળ મળે જ છે; અને અજ્ઞાન તથા અશક્તિ તથા અવિવેક એને લીધે કેટલાક લોક ધાર્યું કામ પાર પાડી શકતા નથી માટે શું ઇચ્છા ને કર્મ ખોટાં ? એમ હોય જ નહિ. નિવૃત્તિના જ વિચારથી આપણા કેટલાક સદ્‌ગુણ તે દુર્ગુણ થઈ પડે છે. શૌર્ય–પરમાર્થ–વૃદ્ધિસૌન્દર્ય જાય છે ને બીકણપણું, સ્વાર્થીપણું, ને સંકોચિતપણું એ આવે છે, કેવળ નિવૃત્તિ માણસની પ્રકૃતિમાં જ નથી. નિવૃત્તિ તે પ્રવૃત્તિનો વિશ્રામ છે. પ્રવૃત્તિમાં બહેકી ન જવાય અને દુઃખમાં ગભરાઈ ન જવાય તેને સારૂ કેટલાએક નિવૃત્તિવિચાર બહુ સારો છે–પ્રસંગે પ્રસંગે પ્રવૃત્તિસુખને અભંગ રાખે છે, પણ તેટલા માટે નિવૃત્તિવિચારે જ વર્ત્યાથી ઉંચું સુખ છે એમ સંસારીને વિષે બોલવું એ તો કેવળ અસત્ય જ છે.

સંસારમાં દરેક કુટુંબનો મુખી પોતાના કુટુંબના ભરણપોષણ વગેરેને માટે કેટલીક અનુકૂળતા કરી લેવાને માટે ઉદ્યમ કરે છે; પોત-પોતાની શક્તિ પ્રમાણે પોતાની સમૃદ્ધિ વધારે છે; પોતાનો વ્યવહાર ચોખ્ખો રાખે છે ને લોકમાં સારૂં કહેવડાવે છે. ઉદ્યમ કરી રળવું, સદ્‌ગુણ સદાચારથી રહેવું, કુટુંબ મિત્રમાં હેતે વર્ત્તવું ને ઈશ્વરસ્મરણ કરવું એ આચરણથી દરેક માણસને મોટું ને ખરૂં સુખ છે. જ્યારે કેટલાએક જણની સમૃદ્ધિ–વિદ્યા સદ્‌ગુણ વધારવાની ઇચ્છા વધે છે, ને જોસ્સા વધે છે, તથા તે પ્રમાણે મોટાં કર્મો થાય છે ને એ કર્મોથી મોટાં ફળ નીપજે છે ત્યારે તે માણસો લોકમાં બહાર જણાઈ આવે છે ને નામાંકિત થાય છે. એ સ્થિતિથી તે પુરુષોનાં સુખ સતેજ થઈ પ્રકાશે છે,–પણ જ્યારે કે મોટી પ્રવૃત્તિમાં પણ સદુદ્દેશ ઉપરથી દૃષ્ટિ

આસી ગઈ ન હોય ને તમોગુણનાં કર્મ ન થયાં હોય તો રૂડે ઉદ્દેશે ને રૂડે માર્ગે પ્રાપ્ત થએલું સુખ પછી રાજાને કે રંકને, ભણેલને કે અભણેલને, શહેરીને કે ગામડિયાઓને—જાતમાં—પ્રકારમાં—સ્થાયીપણામાં તેનું તે જ છે:—અંતર આટલો જ કે જેમ વિશેષ જાણ, વિશેષ સદ્‌ગુણ, વિશેષ શક્તિથી જે પ્રાપ્ત થયું હોય તે વિશેષ સારૂં—ઉત્તમ હોવું જ જોઈએ. ઉત્સાહ ઉમંગથી ઉદ્યમમાં સદ્‌ગુણ સાથે પ્રવૃત્ત રહેવું, ચડતીમાં મદથી તથા પડતીમાં શોકથી દૂર રહેવું, ઈશ્વરસ્મરણ કરતાં શક્તિ રહી છે ત્યાં સુધી કર્મમાં મચ્યાં રહેવું એથી દરેક જણ ઉંચું સુખ ભોગવે છે.

એકેક જણનું સ્થાયી સુખ દેશમાંના ઘણાક લોકનાં સુખ ઉપર આધાર રાખે છે અને દેશી સમસ્તનું સુખ કેટલાએકના મોટા અસાધારણ યશ ઉપર રાખે છે. એકેક જણને ઉદ્યમનું, વિદ્યા–સદ્‌ગુણનું, ધર્મનું, સંસારનું ઇત્યાદિ એમ ઘણાં સુખ હોય છે, પણ તેનું દેશી દાખલ સ્થાયી સુખ કે જે વડે તેનાં બીજાં સુખ રહે છે ને વધે છે તે રાજ્ય સંબંધી છે. રાજ્ય સંબંધી સુખ હોય તો નિરાંતે ને ઉત્તેજનથી ઉદ્યમ થયાં કરે, વિદ્યા ભણવાની અનુકૂળતા વધે, ધર્મ સંબંધી વિચારો કરાય, ને સંસારસમૃદ્ધિની વ્યવસ્થા થાય. જ્યાં ‘ એ આવ્યા, એ મુઆ, એ લૂંટાયા ’ એવું છે ત્યાં શું સુખ હોય ? રાજ્ય સંબંધી સુખ ઘટયાં તેથી આપણાં સઘળાં સુખ નિસ્તેજ થયાં. એ સુખ વધે તેને માટે જ્ઞાન ને કર્મ જોઈએ. દેશ–રાજ્ય ઉપર ભક્તિ ને સંપ શૌર્યબળ હોય તો બીજાં રાજ્યો આપણને સતાવી શકે નહિ; ને આપણા રાજ્યમાં પણ આપણને કરભારથી ચાંપી ન નાંખે, પણ જાનમાલની વ્યવસ્થા રાખી ઉત્તેજન આપ્યાં કરે. આપણે ધર્મસુખ ઉપર—આ સંસારના સુખ કરતાં મુઆ પછીના સુખને માટે બહુ કાળજી રાખતા ને રાજ્યસુખ વિષે નિઃસ્પૃહ રહેતા એ જ કારણથી આપણી હીણી સ્થિતિ થઈ છે. માટે સર્વ પ્રકારના પ્રવૃત્તિસુખમાં મોટું સ્થાયી ને સર્વનું મૂળ જે રાજ્ય સંબંધી સુખ તે વિષે દરેક જણે મુખ્યરૂપે વિચાર કરવો આવશ્ય છે.

જગત્ ઉપરથી જગદીશ્વર વિષે વિચાર થાય છે તો આ સંસારસુખમાં સમજ્યા વિના મુઆ પછીના સુખ વિષે શું સમજી શકાય? સુખ, જ્ઞાન–સ્વતંત્રતા–સદ્‌ગુણમાં છે; અજ્ઞાન–બન્ધન–દુર્ગુણમાં નથી. જ્ઞાન-શક્તિ ને કર્મશક્તિ એ બે કેળવાયા વિના કોઈ પણ રીતનું સ્થાયી સુખ નથી એ સિદ્ધાંત છે.

૧૮૬૯

# નવલરામ લક્ષ્મીરામ
## (૧૮૩૬–૧૮૮૮)

## 'કરણઘેલો'

'કરણઘેલો અથવા ગુજરાતનો છેલ્લો રજપુત રાજા' એ નામની એક વાર્તા આપણી ભાષામાં છપાઈને કેટલો વખત થયા બહાર પડી છે, અને તેનો સાર અમે એક અમારા પાછલા અંકમાં ઘણા સંક્ષેપથી આપી ચુક્યા છઈએ. એ જાતનાં પુસ્તક ગુજરાતી ગદ્યમાં અત્યાર લગી ઘણાં થોડાં જ લખાયાં છે, અને લખાયાં છે તે 'સાસુ વહુની લડાઈ' એ નામની નાની હાસ્યરસની વાર્તા શિવાય સઘળાં પર ભાષાના તરજુમા છે અથવા એવી ઢપછપથી લખાય છે કે ગુજરાતમાં પ્રસિદ્ધિ પામ્યાં નથી. તેથી એ ગ્રંથકાર કહે છે તેમ ખરેખર એ ગુજરાતીમાં પહેલું નૉવેલ (Novel) છે, અને એ કારણને માટે અમે બારીકીથી એના ગુણદોષનું વિવેચન કરીને બીજા અમારા ભાઈબંધોને પણ તેમ કરવાની ભલામણ કરીએ છીએ, કેમકે નવા વિષયને જનમ આપનાર ઉપર નકામા સખ્ત થવું એ જેમ એક હાથ ઉપરથી ગેરવાજબી અને અવિવેકી છે, તેમજ તેના ગુણની ઘટતી તારીફ કરીને તેને ઉત્તેજન ન આપવું અથવા તેના દોષને વિવેકથી

ખુલ્લા ન પાડી તે જાતના દોષને આપણા દેશમાં વસવા દેવો એ આપણી જાહેરાત ફરજોને ભુલી જવા સરખું છે.

રસિક પુસ્તકનાં રસ, રીતભાત, અને સુવિચાર એ ત્રણ અંગ છે, અને તેમાં રસ કે જેના નામ ઉપરથી જ એવાં પુસ્તકો ઓળખાય છે તેનું પ્રાબલ્ય તો નિશ્ચય વધારે હોવું જ જોઈએ. કાવ્ય, નાટક, અને વાર્તાઓ બહારની અને અંદરની સઘળી કુદરતનું ચિત્ર પોતાની શક્તિ પ્રમાણે આપવાને યત્ન કરે છે, અને તે પ્રત્યેકની ખુબી તે ચિત્રની સચ્ચાઈ ઉપર આધાર રાખે છે. ભાતભાતના પ્રસંગ વડે માણસના મનમાં જે ભાતભાતના વિકાર ઉત્પન્ન થાય છે તેના ખરેખરા વર્ણનનું નામ તે રસ અને એમાંના સાધારણ વિકારો જગતમાં જુદા જુદા દેશકાળે પ્રગટ થાય છે તેને રીતભાત કહીએ તો ચાલે. સુવિચાર એટલે માણસના વ્યવહારમાં જે કાર્યકારણનો સંબંધ રહેલો છે તે શોધી કહાડવો અને તે ઉપરથી સિદ્ધાન્ત બાંધવા તે. કાવ્ય અથવા નાટકમાં રસ બીજા અંગ કરતાં એટલો વધારે હોવો જોઈએ કે તે જ રસમૂર્તિ છે એમ કહીએ તો કહી શકાય. જેમાં રીતભાતનું વર્ણન વધારે હોય અને ખરા રસની માત્ર જ છાંટ હોય તેને વાર્તા અથવા નૉવેલ કહે છે. સુવિચાર તો સદા સહાયકારક અંગનું જ કામ સારે છે. 'કરણઘેલા'માં રીતભાતનાં વર્ણન ઘણાં જ અને ભભકદાર છે તેથી અમે ઘણા સંતોષ પામીએ છીએ, કેમકે વાર્તામાં અમારા વિચાર પ્રમાણે એમ જ હોવું જોઇએ, અને જો એ ભાગ સારો લખાયો તો તે ગ્રંથકર્તાના માથાનું અર્ધું જોખમ ઉતરી ચુકયું એમ જાણવું. મી. નંદશંકરની રીતભાત વર્ણવવાની શક્તિ ખરેખર ઘણી જ અદ્‌ભુત છે. માધવના મહેલનું બ્યાન વાંચતાં તે આપણી નજર આગળ આવીને ઉભો રહે છે. રાજ-દરબાર, શમાપૂજન, લશ્કરી રમતો, વાઘ ને હાથીની લડાઈ, આતસ-બાજી, સ્મશાને સતી થતી વખતનો દેખાવ, મંત્રસાધન, ભુવાલોકની છટા, જોશી પુરાણીઓની કળા, ઈત્યાદિ વિષયોનું વર્ણન એવી છટાથી કીધું છે, એ સઘળાં વર્ણનો એવાં સારાં છે કે તેમનો કયો ભાગ

જણાવવો અને કયો ભાગ પડતો મુકવો તેની અમને સુજ પડતી નથી; તોપણ વાંચનારને તેનો કંઈ વિચાર આપવાને માટે ચુંટી કહાડીને નહિ પણ સહજ જે હાથમાં આવે છે તે નીચે ટાંકીએ છૈએ.

'હવનનું કામ હવે પુરૂં થવા આવ્યું, છેલ્લા નાળિએરની આહુતિ આપવાને અગ્નિને વધારે જાગૃત કીધો. બ્રાહ્મણો વધારે જોરથી ભણવા લાગ્યા, સઘળા લોકો સમાપ્તિની ઘણીએક આતુરતાથી રાહ જોવા લાગ્યા. એવામાં ગડબડાટ થઈ ગઈ...પ્રસાદ લઈને ઉઠ્યા...બાયડીઓ તથા ભાયડાઓ...તમામ છોકરાં વેરાઇ ગયાં.'

બીજાં વર્ણનો પણ એ જ ઢબનાં છે; હિંદુની ખાનગી રીતભાતનું જ્ઞાન મેળવવાને બીજી જાતના જે લોકો ચાહતા હશે તેમને કેટલીક બાબતમાં આ વારતા ઘણી ઉપયોગી થઈ પડશે એવો અમારો પક્કો અભિપ્રાય છે, અને સાધારણ વાંચનારને પણ એ વર્ણનોની સાચાઇ અને તેની સાથે વચમાં વચમાં છુટી મજાકો મુકી છે તેથી એક જાતની ખુશી અને રમુજ મળ્યા વગર રહેશે નહીં. માધવની સ્ત્રીનું હરણ કરવાને રાજાના માણસો શી રીતે ચઢી આવ્યા, તેનું રક્ષણ કરવાને અર્થે તેનો દીયર કેશવ કેવી બહાદુરીથી લડ્યો, અને કેવાં કેવાં પરાક્રમો કરીને તેણે અંતે પોતાનો પ્રાણ ખોયો એ સઘળું ઘણા જુસ્સાથી ચિત્રેલું છે. મુગલાઈના વખતમાં કેટલો ગેરબંદોબસ્ત ચાલતો હતો, હિંદુને કેવી કેવી જાતનાં દુઃખ દરરોજ સહન કરવા પડતાં હતાં, એ ઉપયોગી બાબતોનું યથાયોગ્ય ચિત્ર પાંચમા પ્રકરણમાં આવેલું છે. તે વખતે જે કાજીએ ઇનસાફ કીધો છે તે તે કાળના ઇનસાફનો ખરેખરો નમુનો છે. ગોકુળ મથુરાના સંઘવાળી ડોસીની આડકથાનો પહેલો ભાગ ઘણો રમુજી અને દુનિયામાં દીઠામાં આવે એવો છે. વેદાંતી ચોરની અસંભવિત તથાપિ રમુજી ઉપકથામાં શઠ-જ્ઞાનીઓની વિષયાસક્તિને ઠીક અન્યોક્તિથી ઠોક માર્યા છે, અગર જો વેદાંતનો સિદ્ધાન્ત પ્રગટ કરવામાં એ ગ્રંથકર્તાએ એક બે ઠેકાણે સજડ ભૂલ ખાધી છે.

આ વાર્તામાં વનવર્ણન અને કાળવર્ણન ઘણાં છે. પોતાની સ્ત્રીનું હરણ થયું એ સાંભળીને માધવનું લોહી ક્રોધથી આકુળવ્યાકુળ થઈ વેર લેવાને ઉછાળા મારતું હતું તે સમયની રાત્રિનું ભયંકર વર્ણન કીધું છે તે ઘણું જ સારૂં અને એ વારતા બનાવનારની ચતુરાઈ બતાવનારૂં છે, તોપણ એ વર્ણનો અતિશય બારીક અને સમયે ખરા રસજ્ઞાનને પ્રતિકૂળ હોવાથી તેની અસર વાંચનારના મન ઉપર સારી થતી નથી, અને વખતે તે સઘળું લખાણ લંબાણ અને તાલમેલાયું છે એવી શંકા ઉત્પન્ન કરી કંટાળો આપે છે. કાળવર્ણનમાં એક જગ્યો ઉપર એ ગ્રંથકર્તાએ એક મોટી બેફિકરાઈ કીધી છે તે જોઈને અમે ઘણા દીલગીર છઈએ. અમારા કેટલાક મિત્ર ફરીઆદ કરે છે કે એ વાત તો ખરી છે.

અમે એ વિચાર બાંધ્યો છે કે 'કરણઘેલો' યાદીના અને અનુભવના ખજાનામાંથી (પ્રાસાદિક શક્તિથી નહિ) ઉત્પન્ન થયો છે. અમારો એવો વિચાર હોવાને લીધે એ પ્રભાતીઆની બાબત લખનારનો બેફિકરાઈ શિવાય અમે બીજો દોષ કાઢી શકતા નથી.

સૃષ્ટિના સૌંદર્યની માણસના મન ઉપર શી અસર થાય છે તે વિષેના બે વાકયના અમે નીચે દાખલા આપીએ છીએ તેવા સરસ ગુજરાતી ગદ્યમાં હજી અમારા જોવામાં આવ્યા નથી.

"જ્યાં ઈશ્વરે . . . શું આશ્ચર્ય?" પાનું ૬૬ મું. "એવી રળીયામણી જગાઓમાં . . . એમાં કાંઈ આશ્ચર્ય નથી." પાનું ૧૪થી ૧૯.

સુવિચાર આપવામાં અને રીતભાતનું અથવા જોએલી વસ્તુઓનું વર્ણન કરવામાં એ ગ્રંથકારની કલમ પાણીના રેલાની પેઠે ચાલી જાય છે, અને એ પોતાનું સામર્થ્ય એને માલમ હોય એમ જણાય છે, કેમકે રસ પોતાથી સારો લખાશે નહિ એમ આગળથી જાણીને જ રીતભાત, ઇતિહાસ, અને રાસમાળા તથા ટાડના રાજસ્થાન વગેરે અંગ્રેજીમાંથી ગુજરાત દેશ અને હિન્દી ધર્મ સંબંધી બંધારણ રાખેલું છે. કુતુબમીનાર, અંબાજી, આબુ, અચળગઢ અને દેલવાડાનાં વર્ણનો

અને તે સંબંધી જેટલી દંતકથાઓ ચાલે છે તે, દિલ્લી પાસેના કાળિકાના દેહેરામાં માતાના ભગતો કેવું ભયંકર કરે છે તે, બ્રાહ્મણનું માહાત્મ્ય, રાજાના ધર્મ, સંન્યાસી થવાની વિધિ, જોગીઓની વિકટ તપશ્ચર્યા, ઇત્યાદિ પ્રકરણો **અંગ્રેજી** પુસ્તકોને આધારે આ વાર્તામાં દાખલ કીધાં છે.—એ પ્રકરણો સારાં અને ઠીક લખાયલાં છે, તોપણ તેથી વાર્તાનો રસ તુટી જાય છે અને કોઈ વખત વાંચનારને ગુસ્સાથી એમ પુછવાનું મન થાય છે કે **માધવ** તે પોતાનું વેર લેવાને **અલ્લા-ઉદીન** પાસે દોડતો હતો કે તે મોજને માટે જુદા જુદા મુલક અને ધામ જોવાને, અને જોગી પંડિતો સાથે વાદવિવાદની મોજ મારવાને રખડવા નીકળ્યો હતો. **અલ્લાઉદીનનો** ઇતિહાસ પણ ઘણો લાંબો છે. તેણે પોતાના ભત્રીજાઓને કેવાં કેવાં દુઃખ દીધાં એ વાતનો ગુજરાતના રાજા કરણઘેલાની વાર્તા સાથે શો સંબંધ છે તે અમે સમજતા નથી. જે દેશમાં **અલ્લાઉદીને** ખુની એવું ભુંડું ઉપનામ મેળવ્યું તે દેશમાં એણે કેવાં કેવાં ક્રૂર કામો કીધાં તેનું ચિત્ર આપ્યું હોત તો સઘળા રસિક વાંચનારાઓનાં મન બેશક વધારે પ્રસન્ન થાત.

હવે એ વાતનું રસ સંબંધી વિવેચન ટુંકામાં કરવાને અમે ઇરાદો રાખીએ છીએ. રસના આપણી ભાષામાં બે અર્થ થાય છે, પણ અમે જે ઉપર અર્થ કીધો છે તેજ અર્થમાં આ શબ્દ અમે આ વિવેચનમાં વાપરીએ છીએ એમ વાંચનારે વાંચતી વખતે નજરમાં રાખવું. જેને **અંગ્રેજી**માં interest કહે છે તેનો સાધારણ ભાષામાં રસ એવો અર્થ થાય છે, અને એ જગો પર ચોપડીના જે ગુણને લીધે આપણને વાંચવાનું મન થાય અને વાંચવા માંડ્યા પછી હાથમાંથી છોડવી ગમે નહિ તે ગુણને રસ કહે છે. અમે એને મઝા કહેવા ધારીએ છીએ. આ વાર્તામાં મઝા સાધારણ છે, પણ રસ (જેનો અર્થ **Delineation of passions** એમ અમે ઉપર કીધો છે) તે તો ઘણો જ થોડો છે, અને તેમ થવાનું કારણ એ છે કે ઘણાખરા મનોવિકારનાં ચિત્રોમાં કુદરતની સાચાઈ જોવામાં આવતી નથી. કરણરાજાએ

રૂપસુંદરીનું હરણ કીધું તે વેળાએ તેણીએ જે લાંબા દોઢ પાનાનો વિલાપ કીધો છે તે કેવળ તાલમેલીયો દેખાય છે, એટલે જેમ હિંદુનાં બૈરાં નાતમાં કુટતી વેળા મલાવી મલાવીને જૂઠા રાગડા તાણે છે તેના જેવો ઢોંગ ભરેલો અને દીલ વગરનો છે. ધણીના વિયોગનું દરદ અને તે વિયોગ પડાવનારા દુષ્ટ પ્રીતમનો પ્રેમ જતો રહેશે એવી ચિંતા—એ બે મનોવૃત્તિ કદી એક જ સમે હોઈ શકતી નથી. કરણ પડ્યાના સમાચાર **પાટણ**માં આવ્યા ત્યારે જે તેની રાણીઓએ કલકલાટ કરી મુક્યો છે તે પણ તેવો જ તાલમેલીયો છે. અરે! તેઓ તો કીર્તિ વિષે નિયમસર લખેલો નિબંધ જ ભણી જતી હોય એમ લાગે છે. સતીના પ્રકરણમાં વર્ણનની જેટલી ખુબી છે તેટલી જ રસની ભુલો છે. પોતાનો ઉગતો પ્રેમ જડમૂળથી બળીને ભસ્મ થઈ ગએલો જોઈને જુવાન રૂપવાન સ્ત્રીનું કોડ અને હોંસથી ઉભરાતું અંતઃકરણ એક ક્ષણમાં દાઝીને ચમકી ઉઠે, અને આત્મરક્ષણની સ્વાભાવિક પ્રેરણાનું બંધન તોડી ધણીની ચિતામાં ઝંપલાવે તે મનની વૃત્તિનો વિચાર કરતાં જ માણસની બુદ્ધિ ચકિત થઈ રહે છે. એ સમયે સ્વાર્થનો એક અંશ પણ રહેતો નથી, અને તે કારણને લીધે જ જગતમાં બીજાં આત્મઘાતીઓ કાયર અને હલકાં ગણાય છે. તેમ ગણાય તે બદલે સતી હમેશાં આશ્ચર્ય, બ્હિક, અને કંપારી જોનારામાં પેદા કરે છે, પણ તેના ઉપર તિરસ્કાર અને ક્રોધ કદી આવતો નથી. એવા ગંભીર સમયે ગુણસુંદરીને રૂદ્રાક્ષની માળા અને ધોળાં લુગડાં વિધવાએ પહેરવાં પડે છે તેનાં રોદણાં રડાવવાં, વહાલાં લુગડાંને નામે પોકળ શ્રાદ્ધ કરાવવું અને અપશુકનિયણ રાંડ રાંડ કહેવાના ભયથી ભેંકડો મુકાવવો એ તો ખરેખર બહુ જ નઠારૂં, સતીની સ્તુતિમાં હદથી પણ વધારે પુષ્ટ છે. જુના વિચારના ધણી પછવાડે બળવા નીકળેલી હિંદુ સ્ત્રીને સ્વપ્નામાં પણ એવું ભજન કરવાનું ન સૂઝે કે હે પરમેશ્વર, ભાનુ, ચંદ્ર, સાગર, ગિરિ, ઝાડપાન એ સઘળી તારી કૃતિ છે, અને સતી થવાના અદ્ભુત ભયાનક રસની સાથે વનનું

લલિત વર્ણન મુકવું એ સ્મશાનમાં બળતા મુડદા આગળ દાદરા ઠુમરી ગાવા જેવું રસિકજનને વિપરીત લાગે છે.

આ પ્રમાણે ઘણે ઠેકાણે રસભંગ થવાનું કારણ એ છે કે કરણ રાજા સિવાય ઘણું કરીને સઘળાં ગુણચિત્રોના છુટા છુટા અંગને શણગારવાને જેટલો શ્રમ લીધો છે તેટલો તે એકએકને અનુકૂળ કરવામાં લીધો નથી. પણ જેમ હાસ્યરસ વિલક્ષણ વર્ણનથી વધારે જામે છે, તેમજ બીજા સઘળા રસ કુદરતની અને રીતભાતની સાચાઈ વિના લય પામે છે. વાર્તાના રસનો મૂળ પાયો જે સંભાષણ તે રચવાની કળા તે તો આ ગ્રંથમાં ઘણી જ થોડી જણાય છે. વાર્તાના જે ભાગમાં ગ્રંથકર્તા જાતે ચિત્રે છે અથવા સુવિચાર આપે છે (અને એ ભાગ ઘણો જ છે) ત્યાં અક્ષરે અક્ષરે પણ થોડીઘણી રમુજ પડ્યા વગર રહેતી નથી, પણ જ્યાં એ બીજાને બોલાવવાનું કરે છે કે ગડબડ-ગોટા વળવા માંડે છે. તોપણ ગુણચિત્ર અને સંભાષણના દોષનો વિસ્તાર કરવાને બદલે આપણી ભાષામાં પહેલવેહેલી લખાએલી અને બધું ગણતાં સારી વાર્તાના ગુણ તરફ નજર કરવી અમને વધારે પસંદ છે. શૃંગારરસ એમાં થોડો જ છે, પણ છે તે ઉપલા વર્ણન રીતે ઠીક છે. મહાદેવનું પૂજન કરી આવતી રૂપસુંદરીનું અને વાડીમાં કામવ્યાકુલ થએલી દેવળદેવીનું વર્ણન કીધું છે તેની છાપ વાંચ્યા પછી મન ઉપરથી સહેજ ભુંસાઈ જતી નથી. રૌદ્રરસના વર્ણનમાં એ ગ્રંથકારની કલમ ઘણી જ સારી છે. સતીમાએ જે કરણરાજાને શાપ દીધો છે તે ઘણો જ જુસ્સાવાળો છે, અને માધવ ક્રોધના આવેશમાં વેર લેવા બાબત જે ભાષણ કરે છે તે વાંચતાં તો ખરેખર રૂદ્રની મૂર્તિ જ આંખ આગળ આવીને ઉભી રહે છે. અમે દલગીર છીએ કે જગાના સંકોચને લીધે એમાંનો થોડો જ ભાગ અમે દાખલ કરી શકીએ છીએ.

"અરે! ક્રોધપુત્ર વેર,... કોઈ વેર લે નહિ તો દુનિયા ચાલે પણ નહિ."

હવે રસની બાબતમાં આ વાર્તાનું વિવેચન કરતાં આચકો

ખાઈએ છીએ, કેમકે એમાંના વર્ણનથી ગમત પામેલા અમારા મનને દોષ કહાડવા ગમતા નથી, પણ જે રીતભાત વર્ણવવાના અને સુવિચાર આવવાના ગુણથી અમારૂં મન મોહિત થયું છે તે ગુણ ખરી રસિકતાની સાથે જોડાઈને 'કરણઘેલા' કરતાં પણ સારી જાતની વાર્તાને આપણી ભાષામાં જન્મ આપે એવી આશાથી રસ સંબંધી કેટલોક વિચાર સંક્ષેપમાં આપીએ છીએ.

ઠેકાણે ઠેકાણે ડાહ્યા અને નીતિભરેલા વિચાર તો એ વાર્તામાં એટલા બધા દેખાય છે કે તે ઘણા છે એટલો જ શકભરેલો દોષ કોઈ વાંચનાર કાઢી શકશે. એ વાર્તામાં જુદા જુદા વિષયો ઉપર જેવા સુવિચાર આપેલા છે તેવા ફક્ત ગુજરાતી ભાષા જાણનારને હમણાં બીજી જગ્યોએ જડવા અશકય નહિ તો મુશ્કેલ તો છે જ, અને લોકોના મનની હમણાંની હાલત ઉપર નજર પોચાડતાં અમને એમ લાગે છે કે રસિક પુસ્તકમાં મી. નંદશંકરે સુવિચારને અસાધારણ મોટી જગ્યા આપી છે તેથી બેશક વાંચનારાઓના જ્ઞાનમાં ઘણો જ સુધારો થશે.

એ વાર્તાની ભાષા શુદ્ધ ગુજરાતી નથી એમ કદાપિ કેટલાએક વ્યાજબીપણાથી કહી શકે ખરા, તોપણ વાકયરચના ઘણી સરળ, કાનને સારી લાગે એવી, અને ગુજરાતી ગદ્ય લખવા નીકળેલા જુવાનને અભ્યાસ કરવા લાયક છે એ વાતની તો કોઈથી પણ ના પાડી શકાવાની નથી. વાકયરચના કંઈ વિસ્તીર્ણ તોપણ ઠરેલ કેળવાએલી કળામાંથી નીકળેલી છે, અને આપણી ભાષામાં એક જાણવાજોગ નમુનો છે.—આ ટુંકું વિવેચન પુરૂં કરતી વેળા મી. નંદશંકરનો આ સારી વાર્તાને માટે ઉપકાર માની એવી આશા રાખવાની રજા લઈએ છઈએ કે એ ગ્રંથકાર એક આ વાર્તા લખ્યાથી સંતોષ પામી બેશી નહિ રહે, પણ જે જાતની શક્તિ ઈશ્વરે બક્ષેલી છે તેનો ઉપયોગ કર્યા કરશે, અને મનોવિકાર ઉપર ઊંડીનજર રાખી, અને લંબાણ કેટલુંક ઓછું કરી થોડી મુદતમાં બીજી એક સરસ વાર્તા વાંચવાનો લાભ ગુજરાતી ભાઈઓને આપશે.

૧૮૬૭

# પ્રેમાનંદ

ગુજરાતી ભાષાનો સર્વોત્તમ કવિ પ્રેમાનંદ છે, અને જે સૈકડામાં એ થઈ ગયો તે ગુજરાતના વિદ્યાપ્રકરણમાં સર્વોત્તમ સમય હતો. આપણા બધા મોટા કવિઓ ઘણું કરીને એ જ સૈકડામાં થઈ ગયા છે. આણી તરફ **શામળભટ** વાર્તારૂપે પોતાના સમયનાં સંસારચિત્ર આપવાનો સંપ્રદાય પેહેલવેહેલો જ પ્રાકૃત ભાષાઓમાં દાખલ કરતો હતો, તો પેલી તરફ **અખોભગત**, લોકોના મનને સોના સરખા વહાલા જે પરાપૂર્વના વહેમ, તેને હથોડો લેઇને તોડવા મંડી ગયો હતો. **વલ્લભ** પોતાના મર્દાની સૂરથી તાળી પાડીને વીરરસને લાયકની ભાષા **બહુ-ચરાજી**ની ભક્તિમાં ગજવી રહ્યો હતો. તે વખત **ખેડા**નું એક નાનું *રત્ન કોમળ શૃંગારના ઝગકારા મારી રહ્યું હતું. એ પાંચે કવિઓ વિક્રમના અરાઢમા સૈકડામાં થઈ ગયા છે.

પ્રેમાનંદની કવિત્વશક્તિ અસાધારણ હતી. એ જે વિષય ઉપર લખે છે તેનું આબેહૂબ ચિત્ર વાંચનારની નજર આગળ ઊભું કરવામાં એ કદી ચુકતો નથી. રસની બાબતમાં કોઈ પણ ગુજરાતી કવિ એના પેંગડામાં પગ ઘાલે એવો નથી. તાક્યું તીર મારનારો તો પ્રેમાનંદ જ. એ ધારે છે ત્યારે રડાવે છે, ધારે છે ત્યારે હસાવે છે, અને ધારે છે ત્યારે શાંત રસના ઘરમાં આપણને લઈ જઇને બેસાડે છે. એની વધારે મોટી ખુબી એ છે કે એને એક રસમાંથી બીજા રસમાં છટકી જતાં વાર લાગતી નથી, અને તે એવી સ્વાભાવિક રીતે કરે છે કે લેશ માત્ર પણ રસભંગ થતો નથી. આવી રીતે એ કાવ્યસિદ્ધિ કરે છે. તેનું મુખ્ય કારણ એ છે કે એને જનસ્વભાવનું બહુ જ ઉંડું જ્ઞાન છે. એનાં સઘળાં પાત્ર સંપૂર્ણ યથાયોગ્ય તો નથી, પણ હજી લગી એના જેવી પાત્રતા જાળવી શકે એવો કોઈ ગુજરાતી કવિ થયો નથી. ગ્રંથસંકલના પણ એની સર્વોપરિ છે. ક્યાં કેટલો, અને કેવો રસ મૂકવો એ પ્રેમાનંદ

* રત્નો ભાવસાર–પેલા સુંદર મહીનાનો લખનાર.

બરાબર સમજતો હતો. એણે ગ્રંથસંકલનામાં કદાપિ નાના પ્રકારની પાત્રતા અને પોતાની તરફનાં જ ઘણાં નવાં ચિત્રો દાખલ કર્યાં નથી, તોપણ જે એની સંકલનામાં આવ્યું તે યથાયોગ્ય લખી શકયો છે. એની ભાષા શુદ્ધ, પ્રૌઢ, શૈલી સીધી અને સંક્ષિપ્ત, અને પદબંધન સરળ, ઘટ્ટ, તથા કોમળ છે.

આ બધા ગુણોને લીધે એ કવિ ઘણો જ જનપ્રિય છે. એનાં ઘણાંખરાં કાવ્ય તો એક રીતે ગુજરાતમાં પૂજ્નય છે એમ કહીએ તો પણ ચાલે. હજારોને સુદામાચરિત્ર શનિવારે, અને હુંડી રવિવારે ગાઈ જવાનો નીમ જ છે. ગામેગામ ચૈત્ર માસમાં એનું ઓખાહરણ તો ઉછળી જ રહે છે, જુવાન કે વૃદ્ધનાં અંતઃકરણ વિહ્વળ કરી નાંખે છે, અને વ્યાસની એ કાવ્યથી રોજી ચાલે છે. શ્રાદ્ધના દહાડામાં જ્યાં ત્યાં નરસિંહમહેતાના બાપનું શ્રાદ્ધ વંચાય છે, અને લોકો અડધી રાત આનંદમાં અને નાગરો ઉપર ફિટકાર પાડવામાં કહાડે છે. સુરત કે જ્યાંના લોકોએ એ કવિનો રસ વિશેષ ઝીલ્યો હોય એમ માલમ પડે છે ત્યાં દરેક સ્ત્રીના અઘરણીની વખતે સાસરે ને પિયર મોસાળું ગવડાવવું એ તો એક આચારનો જ ભાગ થઈ પડ્યો છે. ચોમાસાના દહાડામાં ત્યાં એક પણ ગામડું એવું નહિ માલમ પડે કે જ્યાં પ્રેમાનંદકૃત દશમસ્કંધ વંચાતો નહિ હોય. ત્યાં ભાગવત વાંચે ભણવું સાર્થક થયું એમ ગણાય છે. ધન્ય છે પ્રેમાનંદને કે જેના કાવ્યસમુદ્રમાં પર્વેપર્વ સ્નાન કરવાને આટલા બધા જીવ ધાઈને આવે છે, અને શુદ્ધ, કોમળ, તથા ભક્તિમાન થઈને સંસારમાં પાછા વળે છે.

૧૮૭૩

## ‘ મામેરું ’

મામેરું એ ભક્તિમાર્ગનું કાવ્ય છે. એનો ઉદ્દેશ નરસિંહ મેહેતાનો દૃઢ વિશ્વાસ અને ભગવાનનું ભક્તાધીનપણું દર્શાવવાનો છે. કાવ્યવસ્તુ ઘણી નાની છે : મેહેતાજીની પુત્રી કુંવરબાઇનું અઘરણી આવ્યું તે

વેળા આ દેશની રીત પ્રમાણે મોસાળું તો કરવું જ જોઈએ, અને મેહેતાજી પાસે તો એક ફૂટી બદામ પણ સંઘરામાં ક્યાંથી હોય ? એ સમયે ભગવાન વાણિયાને રૂપે ભર સભામાં આવી મોસાળું કરી ગયા અને ભક્તની લાજ રાખી. જનવાર્તામાંથી આટલો પાયો લઈને તે ઉપર પ્રેમાનંદ કવિએ રસિક કાવ્ય રચ્યું છે.

ભક્તચરિત્ર ઘણું કરીને નીરસ, અને કવિતાના શોખીને કંટાળા ભરેલાં લાગે છે, પણ પ્રેમાનંદના પ્રતાપે આ વિષય તેટલો જ સરસ અને મનોહર થઈ રહ્યો છે. એ કથામાં એક રસબીજ રહેલું છે તે તે આ કવીશ્વરની દૃષ્ટિએ પડ્યું, અને તેનું સિંચન કરી એણે તરત એક સુંદર વૃક્ષ બનાવી દીધું. જગત–ભગતની રીત એકબીજાથી કેવળ ઉલટી છે; અને એ ઉલટાપણું કુશળ કવિના હાથમાં એક નવીન રસનું સાધન છે. જો મામેરાનું આ છેડાથી પેલા છેડા સુધી આપણે બારીક વિવેચન કરીશું તો આપણને માલમ પડશે કે આ ઉલટા-પણાને જ વિસ્તારી વિસ્તારીને મલાવીમલાવીને પ્રેમાનંદે આ કાવ્યમાં પ્રેમાનંદ વરસાવી મૂક્યો છે. ગ્રંથની સઘળી સંકલનાનું લક્ષ આ બીજને પ્રફુલ્લિત કરવા તરફ છે.

આ કાવ્યનો નાયક નરસિંહ મેહેતો છે. એની પાત્રતા કવિએ એવી સંપૂર્ણ રીતે ચીતરી છે કે ભક્તરાજની નખશિખ મૂર્તિ કાવ્યમાં બંધાય છે. કુંવરબાઈનું રાંકડાપણું, જેની માત્ર રૂપરેખા જ પાડી છે તેમાંથી પણ, જણાઈ આવે છે. બીજાં જે એમાં ચાર–પાંચ ગુણચિત્ર છે તે વિશેષ નથી, પણ અમુક વર્ગનાં છે. શ્રીરંગ મેહેતો, કે જે ઘરસંસારી કામમાં સ્ત્રીનો જ દોરાયો દોરાય છે, તે હિંદુકુટુંબ અને વિશેષે કરીને નાગરકુટુંબના ઉપરીનો ખરેખરો નમૂનો છે. કુંવરબાઈની વડસાસુ તે ખરેખરી વડસાસુ જ છે. સાસરામાં વહુને સાસુનણંદ શી રીતે હંમેશાં મહેણાંટોણાં માર્યા કરે છે તેનું આમાં બરાબર ચિત્ર આપ્યું છે. નાગરી ન્યાતે ગમે તેવી સાસુ હોય પણ તે વહુને માને બોલાવે છે એ વાત પણ આ ચતુર કવિના ધ્યાનમાંથી જતી રહી હોય એમ

જણાતું નથી. નાગરીઓની વાગ્વિદગ્ધતા અને નાગરોનો મજાકી સ્વભાવ આ કાવ્યમાં બરાબર વર્ણવ્યો છે.

કવિએ આ કાવ્ય ઘણા ઉમંગથી લખ્યું હોય એમ જણાય છે. એમાં સઘળે ઠેકાણે આનંદ ઊછળી રહ્યો છે, અને કવિની કલ્પનાના ઉછાળા પ્રત્યક્ષ માલમ પડે છે. એની કલમ ઘણી ઉતાવળથી ચાલી જાય છે; ડગલેડગલે કાર્યપ્રકાશ થતો જાય છે; કોઈ ઠેકાણે તે નકામું ટાહેલું કરવાને અટકતી નથી; જ્યાં જેટલું ને જેવું જોઈએ ત્યાં તેટલું ને તેવું જ ચીતરે છે; રસપ્રદેશ આવે છે ત્યાં ઊતરી પડીને યથેચ્છ રમણ કરે છે; પછી તરત જ ત્યાંથી ઊઠી પાછો પોતાનો માર્ગ પકડે છે; અને એ રીતે ઘણા જ થોડા વખતમાં પોતાનું સઘળું કાર્ય પૂરૂં કરે છે. ખરે, દીર્ઘસૂત્રતા જે ગુજરાતી કવિઓનો એક સાધારણ દોષ છે તે આ કાવ્યમાં બિલકુલ નથી.

કાર્યપ્રકાશ આટલી ઉતાવળથી થવાને લીધે સઘળી કથા વાંચનારની આગળ આવીને મૂર્તિમાન ઊભી રહે છે. આપણે વાંચતા નથી પણ જાણે જોઈએ છીએ એમ થાય છે, અને એક દેખાવની ઉપર બીજો દેખાવ ઝપાટાબંધ આવતો જાય છે તેથી એ કાવ્યના અંત સુધી આપણે એકચિત્ત થઈ રહીએ છીએ. આ કાવ્યનો ઘણો ભાગ દેખાવથી જ ભરેલો છે. એમાંના કેટલાએક કેવળ હાસ્યરસના અને કેટલાએક લાલિત્યના છે. જો કોઈ યૂરોપના જેવો ચિતારો હોય તો એ ઉપરથી ઘણાં સરસ ચિત્રો કહાડી શકે. નરસિંહ મેહેતાની વહેલનું વર્ણન, બધી ન્યાત ભરાએલી છે ત્યાં નરસિંહ મેહેતા દશવીશ વૈરાગીઓની સાથે થાળ ગાવા મંડી જાય છે તે, પેહેરામણીની વખતે વડસાસુ રિસાઈ જાય છે અને તેને ખીરોદક આપી મનાવી લાવે છે તે વગેરે કેટલાંએક તો એવાં હસામણાં ચિત્રો થાય કે જોતાંને વાર જ ખડખડ હસવું આવે. મોસાળાની વખતે ભેગી થએલી સ્ત્રીઓનું જે વર્ણન આપ્યું છે તે ખરેખરૂં લાલિત્યનું આનંદમય ચિત્ર છે. એ વર્ગનાં એવાં સરસ ચિત્ર ગુજરાતી કવિતામાં થોડાં જ મળી આવશે.

એમાં હાસ્ય, શાંત, કરુણ અને અદ્‌ભુત એ રસ અનુક્રમે ઓછાવત્તા આવેલા છે. ઘણો ભાગ હાસ્ય અથવા મસ્ત આનંદનો છે. **નરસિંહ મેહેતાને** એક રીતે કવિએ ખુબ જ બનાવ્યા છે. તોપણ એની એવી છે કે એ ભક્તનું માન કોઈ રીતે પણ આપણા વિચારમાં ઓછું થતું નથી. **નરસિંહ મેહેતાનું** મન સદા શાંતરસનું અવલંબન છે અદ્‌ભુત વર્ણન કેટલુંએક છે પણ આસપાસના આનંદમાં તે દબાઈ જાય છે. કરુણરસ થોડો જ છે પણ છે ત્યાં બહુ જ સરસ છે. તે છતાં કાવ્યનું સાધારણ અંગ આનંદનું જ છે; અને સીમંતના હર્ષના દિવ-સોમાં એને ગાવાનો જે સંપ્રદાય પડ્યો છે તે ખરેખર એક ઊંચી રળિકતાનું ચિહ્‌ન છે.

૧૮૭૩

## નાતવરા ને વરઘોડા

આ મૂર્ખાઈ ભરેલી રૂઢિઓથી થતા ગેરફાયદા વિષે વ્યાખ્યાન આપવાનો કાંઈ અમારો વિચાર નથી. એ રૂઢિઓ દેશમાં ઘણાં વર્ષથી ચર્ચાય છે અને ચર્ચાઈને તેનો કૂચોએ થઈ ગયો છે. એ બાબત હજારો ભાષણો અપાઈ ચૂક્યાં છે, હજારો વાર તેના ઉપર જોસભર ફિટકાર નાંખવામાં આવ્યા છે, અને હજારો વાર તે બંધ કરવાના વિચાર થયા છે. એના ગેરફાયદા સમજવામાં કાંઈ બાકી રહ્યું નથી. હાલ નાના બાળકને પૂછશો તો તે પણ કહેશે કે એ રૂઢિઓ ગાંડી, નુકશાન-કર્તા, અને દેશમાંથી કાઢી નાંખવા જોગ છે. સઘળા જાણે છે કે **હિંદુ** નાતવરા અને વરઘોડાના ખર્ચ કરવાને માટે પોતાની આખી જીંદગી દુઃખમાં અને કંગાલીઅતમાં ગુજારે છે. તે આખી જીંદગી પોતાનું પેટ બાળે છે, ચિથરેહાલ ફરે છે, ધિક્કારવા લાયક કરકસર કરે છે, સંસારમાં સુખ શું છે તે તરફ આડી નજરે પણ જોતો નથી, અને એટલાથી પણ ન ધરાતાં અનેક કાળાંધોળાં કરે છે, ઇશ્વરનો ચોર થાય છે,

રાજનો ચોર થાય છે, લોકમાં બેઆબરૂ થાય છે, અને આ બધું કરે છે તેની મતલબ એ જ છે કે જીંદગીમાં એવા બેચાર પ્રસંગ આવે ત્યારે નાતો જમાડવામાં અને વરઘોડા કાઢવામાં પોતે લખલૂટ ખર્ચ કરી શકે ખરો. હિંદુઓ સંસારમાં પરમ પદાર્થ નાતવરા અને વરઘોડાને જ માને છે. નાતવરા કર્યા અને વરઘોડા કાઢ્યા એટલે આપણે કૃતકૃત્ય થયા એમ જ તેઓ સમજે છે. જેમ માણસને સારૂ ખેતી કરવા બળદને સરજ્યો છે તેમ જાણે તેઓને નાતવરા કરવા અને ઢોલ વગડાવવા સારૂ જ પરમેશ્વરે સરજ્યો હોય એમ તેઓ વર્તે છે. જે જાતે પાઈનું શાક ન ખાય, ભૂખે મરતાને મોડે એક પણ દાણો ન નાંખે, અને પોતાનો એકનો એક છોકરો મરવા પડ્યો હોય તોપણ વૈદને એક રૂપિઓ ન આપે, તે માણસ જ્યારે કોઈ વેળા હજારો માણસને ઉજાણી આપવામાં અને વરઘોડા કાઢવામાં જનમની કમાઈ ઉડાવી દે, ત્યારે તેને શું કહેવું તે અમને સૂઝતું નથી. એને કસરીઓ કહેવો કે ઉડાઉ કહેવો કે નિર્દય કહેવો? દયાવાન કહેવો? કોડીલો કહેવો કે મૂર્ખ કહેવો? એને કાંઈ જ કહી શકાતું નથી પણ એટલું જ કે એનું ચિત્ત ઠેકાણે નથી, એ દિવાનો છે, પશુમાં જેટલી વિવેકબુદ્ધિ હોય છે તેટલી પણ એનામાં રહી નથી. એ કેવળ રૂઢિવશ જડ પૂતળું છે. એનામાં કાંઈ જ ચૈતન નથી, જીંદગીમાં બેચાર ટાણે ફૂલણજી થઈ ફરવાને સારૂ આખી જીંદગી દુઃખ વેઠવું એના જેવી બીજી ગાંડાઈ કઈ?

આ પ્રમાણે હાલ સૌ બોલે છે અને સમજે છે. બુઢાઓને પણ લાગે છે કે આ નકામા ખરચમાં ઘટાડો થવાની હાલ દેશકાળ જોતાં ખરેખરી જરૂર છે. પણ કોઈથી કાંઈ થઈ શકતું નથી. સુધારારૂપી બાળકને આપણા દેશમાં જ્યારથી કાંઈ પણ જીભ આવી ત્યારથી તેણે આ રૂઢિઓને નામે પોક મૂકવા માંડી છે, પણ શબવત હિંદુ મંડળના કાન ઉપર તે હજી કાંઈ અસર કરી શકી નથી. એમાં ધર્મ સંબંધી જરાએ બાનું કાઢી શકાય એવું નથી. બારમા તેરમા વગેરે કેટલીક જમણવારોમાં તો જમવું એ જ શાસ્ત્રવિરુદ્ધ છે. ગોસાંઈજી મહારાજ

જેવા સત્તાવાન ધર્માધિકારી વરા બંધ કરવાની ભલામણ તથા આજ્ઞા કરે છે, તોપણ એ રૂઢિ જરાએ ડગતી નથી. પુનર્વિવાહ જેવા કેટલાક સુધારામાં ધર્મનો વહેમ તથા નાત બહાર મૂકવાની ઘણી દહેશત છતાં પણ તે કેટલેક દરજ્જે આગળ ચાલ્યા છે, પણ નાતવરા ને વરઘોડાની મૂર્ખાઈઓ તો ઉલટી દિન પર દિન વધતી જ જાય છે.

આ બાબત લોકોમાં આટલી બધી જડતા કેમ વ્યાપી રહી છે, બીજા સુધારા કાંઈ પણ થાય છે અને આ સહેલામાં સહેલો તથા પ્રત્યક્ષ ફાયદાભરેલો સુધારો શા માટે થઈ શકતો નથી, આ નાશકારક રૂઢિઓનું બળ તોડવામાં કઈ કઈ જાતની હરકતો નડે છે, જ્ઞાતિભેદનો એ મુખ્ય કોટ છે એ જ આ હરકતોનું અંદરખાને મુખ્ય કારણ કાં ન હોય, એને તોડવાને સારૂ કેવા કેવા ઉપાયો અને કઈ કઈ રીતો કામે લગાડવી જોઈએ, વગેરે ઘણી જાતના સવાલ એક લગનસરાની ધામધૂમ જોઈને વિચારવંત માણસના મનમાં ઉત્પન્ન થાય છે. પરંતુ તે વિષે પણ આ સ્થળે વિવેચન ન કરતાં આજના દુકાળના સમામાં એ ધામધૂમ કેવી કઢંગી, નાદાની ભરેલી, અને પાપિષ્ઠ દેખાય છે તે જ માત્ર અમે દેખાડીએ છઈએ.

૧૮૭૬ના વરસથી આપણા ગુજરાત પ્રાંતમાં ભારે મોંઘવારી ચાલે છે અને ગયા વરસથી તો દુકાળ કહેવાઈ ચૂક્યો છે. હાલ ગુજરાતના સઘળા ભાગમાં લોકો ઘણા જ હેરાન છે, મોટા મોટાને પણ કાળ વિષમ લાગે છે, કેટલાક માણસો દહાડામાં એકવાર ખાઈને જ ચલાવે છે, હજારો માણસનાં ટોળાં ભૂખના માર્યાં ગામેગામ રખડે છે, તેઓનાં દુર્બળ અને રોગિષ્ઠ શરીર જોઈને સઘળા દયાળુ જીવમાં કંપારી છૂટે છે, બધાના મોંમાંથી દુકાળનો પોકાર ઉઠી રહ્યો છે, ભૂખમરાથી કેટલાક લોકો છચોક લૂટફાટ કરવા નીકળી પડ્યા છે, રાજકિય પુરુષો પણ આ દર વર્ષે પડતા દુકાળને જોઈ ઊંડા વિચારમાં પડ્યા છે, અને ટુંકામાં દુકાળ એ મોટામાં મોટો હાલ સાર્વજનિક વિષય થઈ પડ્યો છે. સઘળા લોકો પોકાર કરે છે કે દેશમાં આટલા

નિર્ધનતા પેસી ગઈ છે અને હવે આગળ શું થશે તેનો વિચાર કરતાં ઊંડા નિસાસો મૂકી ગંભીરતાથી માથું ધૂણાવે છે.

પણ બીજી તર્ફ જ્યારે હાલ સુરત અમદાવાદ જેવાં શહેરોમાં અથવા નાનામાં નાના ગામડામાં પણ લગનગાળાને લગતા ખર્ચો થતા જોઈએ છીએ, ત્યારે મનમાં એમ લાગે છે કે આ દુકાળનો પોકાર બિલકુલ ખોટો છે અને લોકો હાલ ઘણી જ સુખી સ્થિતિમાં છે. વરઘોડાનો શો ઠાઠ! સાબેલાઓ શું મઝાથી ઝળાંઝળાં થઈ રહ્યાં છે! રોશનીનો શો ભભકો! બગીઓ અને ઘોડાઓના સોનેરી રૂપેરી સાજનો શો અજબ ચળકાટ! વાજાંઓમાં શું સુંદર રાગરાગણીઓ ધૂમી રહી છે! સ્ત્રીપુરુષોની શી માહાલામાલ! આ જોઈને કોણ કહી શકશે કે આ દેશમાં દુકાળ છે? દુકાળ! દુકાળ તો દુષ્ટના મોંમાં જ રહો, અને આ દેશ તો મહા સુખમાં નિમગ્ન થએલો જણાય છે. ભૂખે મરવાની કોણ વાત કરે છે! અહિંયા તો હજારો માણસોની પંગત જમાડનારા પડ્યા છે અને તે જમણ પણ કેવાં! ઘેબર ને ખાજાં, જલેબી ને લાડવા, પાંચે પકવાન, સાતે પકવાન, બાસુદી પૂરી, શિખંડ પૂરી, બરફીપૂરીને ઉપર બિરંજ ને દૂધ! શાક તરકારી અને ભજીઆની તો આટલી બધી જુક્તિ કે ગજીઆ પત્રાળી પણ હાલ નાની ગણાય છે, અને આ પ્રમાણે જમાડનારા કોઈ વિરલા જ હશે એમ ધારશો મા. એવા ઉદાર પુરુષો તો હાલ શેરીએ શેરીએ અને ઘેરઘેર દેખાય છે. ધન્ય છે એ પુરુષોની ઉદારતાને, અને ધન્ય છે આ જમાનાને કે જ્યાં આવા ઉદાર પુરુષો ઉત્પન્ન થયા છે. પેલું આળસુ કંગાળ ટોળું શા માટે ભૂખ ભૂખ કરી રહ્યું છે? હજી પણ તમે ધરાતાં નથી? આવાં રૂડાં ભોજનો છતાં પણ, અભાગીઆઓ તમે કેમ દુર્બળ જણાઓ છો? શું તમારા પેટમાં જ દુકાળરૂપી અગ્નિએ આવીને વાસ કર્યો છે કે તમે પુષ્ટ થવાને બદલે લેવાતા જાઓ છો? પેલાં નાનાં છોકરાં કેમ મરવા જેવાં દેખાય છે? પેલો ઘરડો ડોસો કેમ ચાલતાં લથડી પડે છે! પેલી અભાગણી બાઈડી પોતાના બાળકના

હાથમાંથી કોહેલા રોટલાનો કકડો ખૂચીને આટલી આતુરતાથી શામાટે ખાય છે? ભૂખે મરો છો? જાઓ, સામી પોળમાં ધનપાળશાહ શેઠને ત્યાં બેહજાર માણસ જમે છે. નહિ તો પાછલી શેરીમાં ફકીરા ભટ્ટ પોતાના બાપની પાછળ અશેષ કરે છે. જવાબ મળે છે કે અમને તો એક દાણો પણ એમાંથી મળનાર નથી. અમે તો ભૂખે મરી ચાલ્યાં! ઘર છોડયાં, બાર છોડયાં, ધરમ છોડયા, છોકરાં છોડયાં, તોપણ અમને ખાવાનું મળતું નથી. અમારામાં તો ઘણાં મરી છૂટયાં, અને અમે પણ મરીશું ત્યારે જ આ પાપી ભૂખના દુઃખમાંથી છૂટીશું!

ગંભીરાઈથી વિચાર કરીએ તો આ પ્રસંગે એક સૂકા રોટલાને માટે માણસો ટળવળી મરે છે તે વેળા તેની સામે નજર ન કરતાં જે આવી જમણવારોમાં તથા વરઘોડામાં પૈસા ખર્ચી નાંખે છે તે કેવા નિર્દય અને દુષ્ટ પતરાજીખોર જાણવા! આ બધા પૈસાનો એક દસમો ભાગ પણ ભેગો કરી જો દુકાળીઆની મદદમાં આપ્યો હોય તો કેવું રૂડું તથા ધર્મનું કામ થાય! પોતાના દેશીભાઈઓ દુકાળથી મરવા બેઠા છે તે વેળા આવાં જમણ કોમળ માણસના મોંમાં જાય છે જ કેમ એ મહા આશ્ચર્યની વાત છે. મુડદાંનાં માથાં ઉપર બેસીને ઉજાણી કરવા જેવું આ રાક્ષસી કર્મ છે. જે પૈસા આવે પ્રસંગે આ બાપડાં નોધારાંને જીવાડવા સારૂ વાપરવા જોઈએ તે પૈસાના નાતવરા જમવા એ તેમના લોહી તથા માંસ ખાવા બરોબર છે. જમનાર અને જમાડનાર બન્ને બહુ જ દુષ્ટ તથા પાપી ઠરે છે.

પણ આ વાંચી કદાપિ કોઈ કહેશે કે જનમમાં બારણે કોઈવાર પગરણ આવે અને તે વેળા ઘરડાવરડાની આબરૂ પ્રમાણે ખર્ચ કર્યા વિના કેમ ચાલે? પછી રળ્યુંખપ્યું શા અર્થે આવવાનું છે? આવે વખતે આ દુકાળીઆનો કોણ વિચાર કરે? તે મરે છે તો ભોગ તેના! આપણે કોને કોને પાળવા જઈએ? તેને માટે આપણે વરા ન કરીએ એ કેવી હસવા જેવી વાત છે! આવી રીતનું નિર્દય બોલનારને ધર્મ-પક્ષે કાંઈ કહેવાતું નથી. ધર્મશૂન્ય બુદ્ધિવાળાની આગળ દયાધર્મની વાત

કરવી એ બહેરા આગળ શંખ ફૂંક્યા બરાબર છે. માટે દયાની વાત આઘી મૂકી આપણે તેમને એટલું પૂછીએ છઈએ કે તમે મોઘવારીની શા માટે બૂમ મારો છો! મરનાર મરે છે પણ તમે તો જાતે સુખી છો! તમે શા માટે કહો છો કે અમારાથી લાઈસેન્સ ટેકસ અપાતો નથી? શું, આવે ઠેકાણે હજારો રૂપિઆ ખર્ચવા મળે છે અને સરકાર જ્યારે બે ચાર રૂપિઆ માગે છે ત્યારે તે તમને નથી મળતા? તમે કદાપિ કહેશો કે આ તો અમે મોં પર તમાચો મારીને લાલ રાખીએ છઈએ. એ વાત ખરી; તમે મમતે મુસલમાન મમન છો. ઘરમાં વાંસ ફરે છે એ વાત સઘળી ખરી છે, અમે જાણીએ છઈએ, સઘળા દેશીઓ જાણે છે, પણ આવા તમારી સ્થિતિથી વિરુદ્ધ ચાલ જોઈને તમારૂં કહ્યું પારકાથી કેમ મનાય? સરકાર શી રીતે માને? તમે ગમે એટલો ગણગણાટ કરો, ગમે એટલાં આસોશિયસનો મેળવો, અને ગમે એટલાં અર્જો કરો, પણ જ્યાં સુધી તમે આવા નકામા ઉડાઉ ખર્ચ કરશો, ત્યાં લગી સરકાર કદી પણ માનનાર નથી કે તમારામાં નાનો સરખો એક કર આપવાની શાક્ત નથી. જે લોકો આવા મોટા ખર્ચ કરે છે તે લોકો છેક નિર્ધનતામાં ડૂબી ગયા છે એ વાત અજાણ્યાને હસવા સરખી જ લાગે. પરદેશીઓ ઘણા કાળથી તમારો ડાલી ઠાઠ જોઈને ઠગાતા આવ્યા છે અને હજી પણ ઠગાય છે. તેમાં તેઓનો કાંઈ વાંક નથી. રાતને દહાડો, હાને ના, પાપ જે પુણ્ય જેમ જોડે રહી શકતાં નથી, તેમ નિર્ધનતા અને આવો વૈભવ જોડે હોઈ શકે નહિ એમ જો તેઓ માને તો તે ખરેખરૂં સાવભાવિક જ છે. પતરાજીમાં આપણું બધું ગયું છે અને રહ્યું સહ્યું કાંઈ હશે તે પણ છેક જશે. આખરે આપણા હાલ અમેરિકન ઈંડિયનો જેવા જ થનાર છે અને તેમાં મુખ્ય વાંક આપણો પોતાનો જ જણાય છે. આપણે છતી આંખે આંધળા થઈ ફરીએ છઈએ, આપણે છતે કાને બહેરા જ થઈ બેઠા છઈએ, આપણે છતી સમજે અણસમજુથી પણ નઠારી રીતે ચાલીએ છઈએ, અને આપણે પ્રત્યક્ષ કૂવાને દેખી અને જાણી

તેમાં ઝંપલાવીએ છઈએ, અને તેમાં ડૂબતી વેળા નકામો પોકાર કરીએ છઈએ તેથી શું વળે? તે વેળા જો કોઈ કાઢવા ઉતરે છે તો તેને ગાળો દઈએ છઈએ, લાતો મારીએ છઈએ અને તે ઉપર ખેંચવાને જેટલું બળ કરે છે તેથી દશગણું બળ કરીને આપણે ઊંચે ન આવતાં તેને પણ નીચે જ પાડવાની તજવીજ કરીએ છઈએ. હવે આપણે શી રીતે તરીએ? તરવાની આશા જ રાખવી જોઈએ નહિ.

આવી રીતની જ્યાં આપણા મનની સ્થિતિ થઈ રહી છે ત્યાં શું કરવું તે કાંઈ સૂઝતું નથી. બોધની અસર થતી નથી, મર્મવચનના પ્રહારથી અસર થતી નથી, લાભાલાભ સમજાવ્યાથી અસર થતી નથી, અને સમજ્યા છતાં કાંઈ અસર થતી નથી, એ જડતા કેમ ટળે? અમે તો ધારીએ છીએ કે શાણા અને વિચારવંત દેશીઓએ મળીને સરકારને વિનવી એવો કાયદો કરાવવો જોઈએ કે નાતવરા ને વરઘોડા ઉપર ભારે કર મૂકાવવો. અમે તો ધારીએ છઇએ કે એ કર કોઈ રીતે ગેરવાજબી કહેવાશે નહિ. જે માણસ આટલા બધા પૈસા નકામા પતરાજીના ખર્ચમાં ફેંકી દેવા નીકળ્યો છે તે દેશમાં જાનમાલ સચવાય છે તેની કિંમત આપવાને શક્તિમાન હોવો જોઈએ. બીજા કેટલાક કર ગરીબો ઉપર પડે છે તેમ ન થતાં આ કર પૈસાવાળા અથવા ઉડાઉ લોકો ઉપર જ પડશે. હાલ સરકારને નાણાંની ઘણી તાણ છે તેમાં એ કરની ઉપજ ઘણી મદદ લાગશે. વળી જો લોકો પોતાની મેળે આમ થવાથી સમજીને પોતાનાં આવાં ઉડાઉપણાં ઓછાં કરતા જશે તો તે પણ ફાયદો જ છે, કેમકે આ કરની મુખ્ય મતલબ જ એ છે કે આવાં ઉડાઉપણાં દૂર થાય. કોઈ વેળા સરકાર આપોઆપ જ આવો કર મૂકશે પણ દેશહિતેચ્છુઓ પોતે એ પ્રમાણે કરવાનો જશ લે અને પોતે પોતાનું નામ સાર્થક કરે તો વધારે સારૂં. એ કર એટલો જોઈએ (જાણે સેંકડે ૨૫ ટકા) કે લોકો નાતવરા અને વરઘોડામાં પૈસા બગાડતા પોતાની મેળે જ અટકે; થોડો હોય તો ખર્ચમાં માત્ર વધારો થશે, અને તેથી લોકોનો પોકાર વધારે ઉઠશે, ઘણો હશે તો

તે ઘણો છે એમ કહી તેઓ માંહોમાંહે સંપ કરી એવા કર કરી સત્વર નાતના ઠરાવથી જ બંધ કરશે અને એમ થશે તો ભાષણોથી જે થયું નથી, સારાસાર સમજાવાથી થયું નથી, ધર્મગુરુની ભલામણથી થયું નથી, તે પોતાની મેળે જ થશે અને દેશમાંથી મોટી બે ખરાબ રૂઢિઓ નાબુદ થશે એટલું જ નહિ પણ તે જવાથી બીજા પણ ઘણી જાતના સુધારામાં મદદ મળશે.

૧૮૭૯

# મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી
(૧૮૪૦–૧૯૦૭)

## કાળચક્ર
## Vicissitudes of Life

श्लोकार्ध

कस्यात्यन्तं सुखमुपगतं दुःखमेकान्ततो वा।
नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण ॥

—कवि कालिदास

We see,
The always wretched, always blest, are few:
Life is a wheel's revolving orb, turns round,
Now whirled in air, now dragged along the ground.

ભુજંગપ્રયાત

નહિ કો' દુઃખી કે સુખી નીત જાણ્યું
દશાચક્ર તો ફર્તું નિશ્ચે પ્રમાણ્યું
ક્ષણે જાય નીચે ક્ષણે ઊંચું આવે
ધરી જ્ઞાનની ઝાલતાં દુઃખ ના'વે.

આહા ઈશ્વરની ગતિ અતર્ક્ય છે! ઈશ્વરની રચના અગમ્ય અને અકથ્ય છે. એક મનુષ્યપ્રાણીની સ્થિતિ પણ યથાર્થ કળી શકવા આપણે સમર્થ નથી; તો પ્રાણીમાત્ર, પૃથ્વી અને બ્રહ્માંડ વિષે યથાસ્થિત જાણવાની તો આશા જ શી? ઈશ્વરની કૃતિ એવી અનંત છે કે તેનો એક લેશ પણ યથાર્થ જાણવાને આપણી પરિમિત શક્તિ અયોગ્ય છે. આપણું કામ એટલું જ છે કે સારી બુદ્ધિથી ઉદ્યોગ કરવો, અને તેનું જે ફળ મળે તેમાં સંતોષ પામવો–અર્થાત્ આપણું મન ઈશ્વરને સમર્પણ કરવું. એ નિયમથી વિપરીત ચાલે છે તેને દુઃખ વિના બીજો કંઈ લાભ થતો નથી.

આ પૃથ્વી ઉપર કશું નિશ્ચળ નથી. સર્વના અવસ્થાન્તર થયા જાય છે. સૂર્યની પણ આપણે ત્રણ અવસ્થા દેખિયે છિયે, ચંદ્રની કળામાં પણ ક્ષયવૃદ્ધિ દેખિયે છિયે, દેશની અવસ્થામાં અને લોકની અવસ્થામાં પણ અંતર થાય છે, તો મનુષ્યમાત્રની અવસ્થામાં અંતર થાય એમાં તો નવાઈજ શી? જન્મથી મરણપર્યંતના અવકાશમાં આપણી સર્વની અવસ્થામાં અગણિત ફેરફાર થાય છે અને તે એવી રીતે થાય છે કે તેમાં કોઈને ગમ પડતી નથી. એક પળમાં એક સુખી, દુઃખસાગરમાં બૂડી જાય છે; અને એકપળમાં એક દુઃખી, સુખસાગરમાં તરે છે. પૂર્વે એશિયાખંડ પ્રતાપી હતો અને યુરોપખંડ જંગલી હતો, તેનું અવસ્થાંતર જુવો! આગળ ઇંગ્રેજ લોક કશી ગણતરીમાં જ નોહોતા તે જ ઇંગ્રેજ લોક આજ શિરોમણિ લોક ગણાય છે. ઘણાં મનુષ્યો કંગાળ અવસ્થામાં હતાં તેને આપણે કોટયા-ધિપતિ થયેલાં સાંભળ્યાં છે અને દીઠાં છે; અને કોટયાધિપતિ તે કંગાળ થયેલાં દીઠાં છે અને સાંભળ્યાં છે. એ પ્રકારની ઘટમાળ આપણે નિરંતર જોઈયે છિયે. પરંતુ એ અવલોકન કર્યાનો ઉપયોગ માત્ર બુદ્ધિમાન પુરુષો જ કરી શકે છે. સાધારણ મનુષ્યો અદ્‌ભુત અવસ્થાંતર પોતાની આંખે જુવે છે પણ તે ઉપરથી કશો બોધ લેતા નથી; તેથી તેમને હાથે બહુ અનર્થ થાય છે અને તેઓ પોતે પણ બહુવાર દુઃખી થાય છે.

સંવત ૧૯૨૦–૨૧ની મુંબઈમાં અને સંવત ૧૯૨૧–૨૨ની મુંબઈમાં કેટલો અંતર પડયો તે જુવો! આપણા દેખતાં ગરીબ મનુષ્યો ધનવાન લક્ષાધિપતિ થયા, અને આપણા દેખતાં જ લક્ષાધિપતિ પાછા ગરીબ થઈ ગયા. આજથી દોહોડ વર્ષની મુંબઈમાં અને આજની મુંબઈમાં ચમત્કારિક ફેર દેખાય છે. એક ક્ષણમાં જળ ત્યાં સ્થળ અને સ્થળ ત્યાં જળ થઈ જાય છે. જ્યાં ભરતીથી અગાધ જળ ભર્યું હોય છે ત્યાં ઓટ આવે છે ત્યારે કાંકરા ઊડે છે અને જ્યાં કાંકરા ઊડતા હોય છે ત્યાં જળજળમય થઈ રેહે છે. એ બધોએ કાળચક્રનો મહિમા છે. એ વાત મનુષ્યમાત્રે પોતાના સ્મરણમાં નિરંતર રાખવી જોઈએ. કોઈને દુર્બળ દેખી કારણ વિના ધિઃકારવું નહિ, તેમ પ્રબળ દેખી ત્રાસવું નહિ. સર્વ સાથે હળીમળી રેહેવું. મનુષ્યને મનુષ્ય પ્રમાણે જ ગણવાં. જે વેળા મુંબઈમાં સોનારૂપાનો વર્ષાદ વરસતો હતો, તે વેળા, સ્વપ્નમાં પણ કોઈ જાણતું હતું કે દેવાળાં કાહાડવા વેળા આવશે? અને જેનું નામ દઈએ નહિ તેની ખુશામત કરવી પડશે? તે તો શું પણ તેથી અધિક થયું છે. જે તારા જેવા ચળકતા તે જ કોયલા જેવા કાળા પડી ગયા છે. તે વેળાની ચંચળ લક્ષ્મી ઉપર વધારે વિશ્વાસ રાખી જે અહંકારમાં છકી ગયા હશે તેને લક્ષ્મી ગયાથી વિશેષ દુઃખ થવાનું.

સમજુ મનુષ્યને સંપત્તિમાં હર્ષ અને વિપત્તિમાં શોક થતો નથી. સમજુ મનુષ્ય સંપત્તિમાં છલકાઈ જતાં નથી તેમ વિપત્તિમાં સૂકાઈ જતાં નથી. તેમની વૃત્તિ સર્વ અવસ્થામાં સમાન રેહે છે. તેઓ સંપત્તિ અને વિપત્તિ એ દેહના ધર્મ સમજે છે. જેમ શરીરને બાલ્યાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થા સ્વાભાવિક રીતે પ્રાપ્ત થાય છે, તેમ સુખ-દુઃખ પણ સ્વાભાવિક રીતે પ્રાપ્ત થવાનું જ, એવો તેમને દૃઢ નિશ્ચય થયો હોય છે. એવા મનુષ્યનાં અંતઃકરણ સંતોષથી આનંદમાં રેહે છે. આ સૃષ્ટિના સર્વ પ્રપંચને જે ચંચળ અને ક્ષણભંગુર સમજે છે તે મનુષ્ય યથાર્થ ચાલે છે. કેઈ વેળા સુખ આવશે કે કિયે કાળે દુઃખ આવશે એ કોઈથી કળાતું નથી. આપણામાં કેહેવત છે કે 'સમાને

जानकीनाथः प्रातःकाले किं भविष्यति' રામચંદ્રજી સરખાને પણ કાલે શું થશે તેની જાણ થઈ નોહોતી. પહેલે દિવસે રાજ્યાસન ઉપર બેસવાનો નિશ્ચય થયો તેની સામગ્રિયો થવા માંડી અને આખા શહેરમાં મહોત્સવ થઈ રહેલો, પછી જે દિને રાજ્યાભિષેક થવાનો હતો તે જ દિને વનવાસ જવું પડ્યું.

તેમ કેટલીક દેવકથાઓમાં આપણે સાંભળ્યું છે કે કેટલાક રંક એક ક્ષણમાં રાજા થઈ ગયા છે. એ પ્રકારે મનુષ્યની સ્થિતિમાં દુઃખ સુખ આવ્યાં જાય છે. દશા પછી એકાદશા સર્વના પ્રારબ્ધમાં છે જ છે. એમ છે તો ચલિત સંપત્તિથી અહંકાર શા વાસ્તે કરવો જોઈએ, તેમ વિપત્તિથી નિરાશ શા વાસ્તે થવું જોઈએ? આપણા લોક, જે કંઈ ભવિષ્યમાં થવાનું હોય છે તેને અદૃષ્ટ, એટલે દેખાય નહિ એવું કહે છે એ સત્ય છે. અદૃષ્ટ એ એક મહાન અંધકારથી ભરેલું જંગલ છે; તેમાં મનુષ્યમાત્ર પન્થી એટલે મુસાફર છે. કઈ વેળા કેવી રીતે અને કોનાથી એ દુઃખમાં આવી પડશે એ કળાતું નથી. કોઈ વેળા તો એક પગલાને અંતરે મોત ઊભું હોય છે, તે પેલા પન્થીને એક પળમાં હતો નહતો કરી દે છે. આહા! આપણી કેવી ક્ષણભંગુર અવસ્થા છે? પાણીના પરપોટા જેવી આપણી અવસ્થા તે ઉપર મમત જોઈએ તો મ્હોટા પર્વત જેવડો કરિયે છિયે એ કેવી મૂર્ખતા! એ કેટલી ઘડી ટકવાનો? આપણી દેહનો જ પ્રથમ ભરોંસો નથી તો તેની અવસ્થાનો તો ભરોંસો ક્યાંથી જ હોય?

'આશાનાં ભુવન આકાશ સુધી રચે
પણ મૂર્ખ એ મૂળમાં ભિંત કાચી.'

માટે ભાઈયો! કાળચક્રમાં તમારી અવસ્થા ફરે, પણ તમે ફરશો નહિ. એક તાપ મ્હોટાં મ્હોટાં લીલાં કચ ખેતરને સૂકવી નાખે છે, તો આપણા ઉપર તો ત્રિવિધ તાપ છે તે અચિંતા આવી કઈ વેળા આપણને સૂકવી નાખશે તે આપણે ચેતી શકતા નથી.

તમારી પાસે અસંખ્ય નાણું હશે, તમારી પાસે ભારે અધિકાર હશે, કે તમારી પાસે મનુષ્યનું કે અંગનું બળ હશે, તેના ઉપર વિશ્વાસ રાખી કોઈને પીડશો નહિ; ધનની, અધિકારની કે શરીરની સંપત્તિ તમારા સ્વાધીનમાં નથી. એ પારકો માલ છે, તમારી પાસેથી એક પળમાં તેનો માલધણી ખૂંચી લેશે; તે વેળા વીલે મ્હોંએ રોવું પડશે. કંઈ પણ સંપત્તિ હોય તો તેને લોકોપકારમાં વાવરી; વાવર્યું એ જ તમારૂં સમજજો. આપણે જોતા રહિયે છિયે અને આપણી વાહાલામાં વાહાલી વસ્તુ જતી રેહે છે, એ નિશ્ચય છે. રાવણના જેવી સંપત્તિ કોઈની નોહોતી એવું કેહેવાય છે, તે પણ એક પળમાં જતી રહી; તો આપણી સંપત્તિનું તો શું ગજું? આપણી દશા પળ પછી કેવી થશે એ કોઈ જાણતું નથી (અને એ કોઈ નથી જાણતું એ જ સારૂં છે) માટે આપણે કાળચક્રમાં છિયે એવું સમજી કોઈ પ્રાણીને કશા પ્રકારે પીડા ન કરતાં, જેમ તમારાથી બને તેમ, પ્રાણીમાત્રનું સારૂં કરવા પ્રયત્ન કરો.

જેમ સંપત્તિ સદાકાળ રેહેતી નથી તેમ વિપત્તિએ સદાકાળ રેહેતી નથી. જગતમાં જે મહાન પુરુષો થઈ ગયા છે અને થાય છે તે બહુ કરીને વિપત્તિમાંથી નીકળીને જ ઉદય પામેલા છે. કાળચક્રનો મહિમા મ્હોટો છે. જેમ રથના ચક્ર (પયડા)ના પરિધિનો એક ભાગ એક ક્ષણે રથનો ભાર વેઠી ધૂળમાં રગદોળાય છે, તે જ ભાગ બીજે ક્ષણે ભારથી મુક્ત થાય છે એટલું જ નહિ, પણ ઊંચે આકાશમાં રમી રહે છે; તેમ મનુષ્યનું ભાગ્ય પણ ફરતું રેહે છે. માટે કોઈએ નિરાશ થઈ ગાડી અટકાવવી નહિ. સારૂં કરનારનું સારૂં જ થાય છે, એવો નિશ્ચય કરી સારાં કામમાં મચ્યા રેહેવું.

દૈવદેવી (અદૃષ્ટ) પોતે આંધળી છે: પોતાના એક હાથમાં સુખનો હાર રાખે છે, અને એક હાથમાં દુઃખની ફાંશી રાખે છે. મહાવેગમાં ઉડતાં પોતાની છાયા સર્વ લોક પર નાંખી અવિવેકપણે

હાર કે ફાંશી પેહેરાવી દે છે. પછી સર્વની દોરી પોતાના હાથમાં રાખી તેમને રમાડે છે. ઘડીમાં હસાવે છે અને ઘડીમાં રડાવે છે એ પ્રમાણે નાટક કરે છે. મૂર્ખ મનુષ્યો તેના ઉપર વિશ્વાસ રાખી તેના ભક્ત થાય છે. બુદ્ધિમાન પુરુષોએ તેનો વિશ્વાસ રાખવો નહિ, કારણકે તે બહુ નિર્દય છે. એક સુખી કુટુંબને એક પળમાં તેના રત્ન જેવા જુવાન પુત્રોને ઝબે કરી, એ અવિવેકી દૈવ દુઃખમાં બૂરાડે છે. શ્રીમંતને ભીખારી કરી દે છે, અને રાજાને બંદીવાન કરે છે. દુષ્ટ દૈવનાં કામ એવાં છે. એવું એવું નિરંતર જોઈને વિદ્વાન લોક દૈવથી ત્રાસી તેનો એટલે ભવિષ્યના ગર્ભનો વિશ્વાસ કરતા નથી.

એક સોલન નામે પંડિત થઈ ગયો છે, તે એક સમયે મહાપ્રતાપી અને ચક્રવર્તી જેવા ક્રીસસ નામના સુખી રાજા પાસે આવી ચઢ્યો. સર્વ વાત સાનુકૂલ જોઈ બલિરાજાની પેઠે ક્રીસસે બહુ ગર્વથી પેલા પંડિતને પોતાની સર્વ સમૃદ્ધિ બતાવી પૂછ્યું કે 'જગતમાં સુખી કોણ છે?' તે રાજાના મનમાં એવી આશા હતી કે મને સુખી કેહેશે, પણ પેલા પંડિતે, એક સદ્ગુણી મનુષ્ય થોડા દિવસ ઉપર મરણ પામ્યો હતો, તેનું નામ દીધું. પેલા રાજાનું માન ભંગ થઈ ગયું તેથી પેલા પંડિતની યોગ્યતા પ્રમાણે તેનો સત્કાર કર્યો નહિ. પંડિતને તો સર્વ સમાન હતું. તે સમજ્યો કે રાજા મદાંધ છે તેથી મારા વચનની તુલના કરી શકતો નથી. પછી રાજાએ કહ્યું કે 'સદા તો તમે સુખી દેખાઓ છો પણ એક પળ પછી શું થશે તે કોઈ જાણતું નથી એવા વિચારથી હું મરણ સુધી કોઈને સુખી કેહેતો નથી,' પણ રાજાને કશું રૂચ્યું નહિ. થોડા દિવસ ગયા નહિ એટલામાં એક શત્રુએ આવી ક્રીસસને જીતી બંદીવાન કર્યો; ત્યારે પેલા પંડિતના શબ્દ તેને સાંભર્યા. પછી યથાસ્થિત વાત પોતાના જીતનારને કહી તેથી તેને પણ સાન આવી અને ક્રીસસને છોડી મૂકયો.

પૃથ્વિરાજ નામે મહા પ્રખ્યાત રાજા થઈ ગયો તે બહુ શૂરવીર હતો. ક્રીસસની પેઠે તેને એક શત્રુએ જીતી બંદીવાન કર્યો. તે વેળા

તેનો ચંદ નામે મહા કુશળ કવિ, પોતાના પ્રિય રાજાના મનનું સમાધાન કરવા, કેહે છે કે—

દુહો

વિદ્યા, ભલપણ, સમુદ્રજળ, ઉચ્ચપણું, આકાશ,
ઉત્તરપંથ, દૈવગતિ પાર નહિ પૃથિરાજ.

ભાઈઓ! આપણે કશાનો ગર્વ અથવા અહંકાર કરવો નહિ. તેમ નિરાશાથી મરણતુલ્ય થઈને ગાડું પણ અટકાવવું નહિ. એમ કર્યાથી સેહેજ ચક્ર ફર્યાથી ઉદય થવાનો હોય છે તો તે અટકી પડે છે. પ્રભુ સારે માર્ગે પ્રેરો એવી પ્રાર્થના કરી, અવસ્થાંતર સારૂ તત્પર રેહેવું. જેમ ગળણામાં પાણી ગળતાં સૂક્ષ્મ પદાર્થ રહી જાય છે તેમ પુણ્ય કે પાપનાં આપણાં કામ આપણામાં રેહેવાનાં, અને સુખદુઃખના દિવસ સમાન રીતે આપણામાં થઈ વહી જવાના એ સત્ય સમજજો.

એ કાળચક્રમાં આપણું જ્ઞાન આવી શકતું નથી. જ્ઞાનના ઉપર કશાનું બળ ચાલતું નથી. જ્ઞાન તેજરૂપ છે. જે જ્ઞાનનો આશ્રય કરે છે તેને કાળચક્રનો ઓછો ભ્રમ રેહે છે. જ્ઞાનના મુખ આગળ કાળચક્ર નિરૂપાય થઈ જાય છે. ઓ દેશિયો! કાળચક્રની મહાપીડામાંથી છૂટવું હોય તો જ્ઞાનની ધરીનો આશ્રય કરો. સંસારમાં જ્ઞાન એ જ સુખાકર છે.

૧૮૬૩

## મણિલાલ નભુભાઈ

(૧૮૫૮–૧૮૯૮)

### બાવા બોલ્યા તે સત્ય

એક રજવાડાના કારભારી આગળ કોઈ વિદ્વાને વેદાન્તની ચર્ચા કરતાં કહ્યું કે જ્ઞાન માટે અધિકારી થવું જોઈએ, ત્યારે મંડળીમાંથી

એક પંડિત, કારભારીને ઉદ્દેશીને બોલી ઉઠચા કે ભાઈ! આપ કરતાં મોટા અધિકારી કોણ છે? છતાં આપ સમજી ન શકો એવી વાત આ બતાવે છે, તે કેમ સંભવે?! આવા ને આવા અધિકારીઓ અને તેમના ખુશામદ કરનારાઓથી સત્યનું સત્યાનાશ વળેલું છે; ને જ્યાં ત્યાં અંધકાર ફેલાઈ રહ્યો છે. કારભાર કરનારો જાણે છે કે હું એક કારભારૂં ડોળું છું માટે કશી વાત મારાથી અગમ્ય હોય જ કેમ? વિદ્યાવિલાસીઓ જાણે છે કે અમે અતિશ્રમે જે જ્ઞાન મેળવ્યું તેને ખોટું કહે જ કોણ? ધર્માભિમાની પંથપ્રવર્તકો જાણે છે કે અમે ઠાવકું મોં રાખી અહંબ્રહ્મ કહીએ છીએ તેને ઇનિકાર કરનાર કોણ? મારો ઘોડો પણ એમ જાણે છે કે હું તે હું જ—ને મારા પગના બુટ પણ કોણ જાણે એનું એ જ અહંપદ ભણીને રાત દિવસ ચુકારામાંથી નીકળતા નથી!! બધી દુનિયાં જ અહંમાં ડુબી છે!! આ લખનારો, ક્યાં હશે, એની વાંચનારને શંકા થશે, પણ એ એમાંનો એમાં જ, નહિ તો લખે શા માટે? પણ એ તો વાંચનાર જેવો 'અધિકારી'!! ઘણા એવા એ અધિકારી હોય છે કે બ્રહ્મજ્ઞાન પરત્વે પણ કારભારીને અધિકારીમાં ગણે!! તેને આપણે શું કરી શકવાના છીએ? વારંવાર લોકો લવે છે— અરે! સારી પંડિતિઆ પાઘડી અને અંગરેજી મુછ રાખનારા પણ ઓચરે છે કે ભાઈ ફલાણા દીવાને ફલાણાના કાવ્યને વખોડચું; ફલાણા આચાર્યે પોતાનો આચાર વખાણ્યો; ફલાણા વિદ્વાને ફલાણાને ધિક્કાર્યો, એ તે ખોટું હોય જ કેમ?

માણસે વિવેક કરવાની જરૂર છે કે સત્ય એક જુદી વાત છે, ને વ્યવહાર એક જુદી વાત છે. પરમ સત્ય તે એક જ છે. વ્યવહાર અનેક છે, પણ સર્વદા સત્યને અધીન છે, પ્રત્યેક વ્યવહારમાં સત્ય વિના ચાલતું નથી, પણ તે વ્યવહાર સત્યરૂપ નથી. સર્વે વ્યવહારનાં જે સત્ય છે તે બધાં સત્યરૂપે એકરૂપ જ છે, પણ વ્યવહાર પરત્વે તેમના આકાર જુદા જુદા છે. એક વ્યવહારવાળો, તમામ વ્યવહારનાં સત્યને સમજી જ શકવો જોઇએ એવો નિયમ નથી. એમ ન જ

હોય એમ અમે કહેતા નથી; પણ એમ હોવુંજ જોઇએ એમ માનતાં અચકાઇએ છીએ. કુંભાર ઘણો ચતુર હોય તો ઘડા પારખી જાણે, માટે તરવારની ધાર વિષે ઈશ્વરના સ્વરૂપ વિષે પણ તેનો અભિપ્રાય ખરો જ હોવો જોઇએ એમ નથી. પોતપોતાના ધંધાનું સંપૂર્ણ સત્યરૂપ જ્ઞાન હોવું એ જ મુશ્કેલ છે, એટલું જ ખરેખરૂં હાથ થઈ શકતું નથી, તો તે ઉપરાંત વળી પારકાની વાત ડોળવા જવી એ કેવું અશક્ય છે! આમ છે ત્યારે માણસોએ પેલા રજવાડી કારભારીના ખુશામદીયાના જેવી ભુલ નજ કરવી. એક માણસ પોતાના અમુક કામમાં કુશળ હોય વા પ્રારબ્ધવશાત્ કોઈ ઉચ્ચ ગણાતા સ્થાને ચઢ્યો હોય, માટે તેની વાત સર્વ વાતમાં પ્રમાણ ગણાય એવી સમજ સર્વથા ખોટી છે. ઉચ્ચ અધિકાર એ કંઈ હંમેશાં યોગ્ય અધિકારની બરાબર નથી. માણસની યોગ્યતા ઘણીવાર કરોડની હોય છે છતાં તેનો અધિકાર કોડીનો હોય છે; ને એથી ઉલટું પણ વારંવાર નજરે પડે છે. અર્થાત્ જેનામાં સત્યપરાયણતા હોય તે ગમે તે અધિકારે કે ગમે તે સ્થળે પણ સત્યની તુલના કરવા સમર્થ હોય છે. સર્વેએ પોતપોતામાં એવી સત્યપરાયણતા આણવા અને અમુક વ્યવહારિક આચાર પરત્વે સપ્રમાણતા આરોપી ફસાવું નહિ.

એવા ફસાનારા કરતાં ફસવનારાની સંખ્યા આજકાલ થોડી નથી. આચાર્યો, ઉપદેશકો, અધિકારીઓ અનેક પડેલા છે. અસ્તુ. કોઇ એમ પૂછશે કે એ બધા તો ભલે રહ્યા પણ આજ ઝળઝળતા 'સુધારા'ના સમયમાં સર્વ વાતનું સૂક્ષ્મ અવલોકન કરી 'સાયન્સ' એ નામનાં પાશ્ચાત્ય શાસ્ત્રો દ્વારા શોધ કરનારા જે જણાવે તે ઉપર શામાટે પ્રત્યય ન કરવો? અમે તેમના ઉપર કે તેમના જેવા કોઈ બીજા શોધકો ઉપર પણ, પ્રત્યય કરવાની ના કહેતા નથી. અમારી તકરારનું સ્વરૂપ જુદું જ છે. અમે સાયન્સવાળાથી પણ એટલે અંશે જુદા પડીશું કે તેઓ 'આટલું જ સત્ય' ને 'બીજું હોઈ જ ન શકે' એમ બોલે તે અમે સહન કરી શકતા નથી. છતાં એટલું તો

સર્વથા સ્વીકારવું જ જોઈએ કે જે લોકો પોતે માનેલા નિશ્ચયને સત્ય ગણી અન્યને સમજાવે છે તેઓ લેશ પણ દોષને પાત્ર નથી, અર્થાત્ મન વાણી અને કર્મ ત્રણેની તેમનામાં એકતા છે. પણ જે આજ કાલના લેભાગુ ધાર્મિકો, પેટને માટે અમુક વેષ, ઢોંગ લઈ બેઠા છે, ને પોતે જ જે વાત નિશ્ચયપૂર્વક જાણતા નથી, તે બીજાને ગળે ઉતારવા મથે છે, તેમને આપણે શું કરવું ? તેવા પશુનાં શીંગડાં જ્યારે જુઓ ત્યારે ઊંચાં ને ઊંચાં; એને ધક્કે જે ચઢ્યું તેનો પત્તો જ નહિ !! અહો ! એ પશુઓનાં શીંગડાંનો માર કોણે સહન નથી કર્યો ? પણ શું તેથી સત્યનું અવસાન આવ્યું છે ? કદાપિ આવનાર નથી, ખરા સત્યભક્તનું નિર્દોષ રુધિર પાછું સજીવ થઈ એ પશુઓને જ ખાય છે.

ત્યારે કોઈ એમ પૂછશે કે શું કોઇએ કોઈનું વચન માનવું જ નહિ ? કોઈ ગુરુ કરવો જ નહિ ? ભાઈ, અમે ક્યાં ગુરુ કરવાની ના કહીએ છીએ ? ગુરુ તો દત્તાત્રેયે ચોવીશ કર્યા હતા, ને તમારે ફાવે તો ચોવીશસો કરો; પણ ચોવીશ અને ચોવીશસો કરવાનું તાત્પર્ય સમજો, શ્રીમદ્ ભાગવતમાં ખાંડનારી સ્ત્રીને પણ એક બ્રાહ્મણે ચોવીશ ગુરુમાંની ગુરુ કરી છે—બે કંકણ ખખડતાં હતાં માટે એક કાઢી મૂકયું, તે ઉપરથી એકાન્તની મહત્તા શીખ્યો છે—ને એવી જ રીતે બીજા ઘણા, વેશ્યા, અજગર, આદિ, ગુરુ કર્યા છે—પણ મતલબ એ જ છે કે ખરો ગુરુ એનું મન ને એની આંખ એ જ છે. લાખ ગુરુ ઉપદેશ આપે પણ પોતાનામાં પોતાનું ગુરુપણું કરવાની શક્તિ ન હોય તો કશા અર્થની વાત નથી. સત્યને ગુરુ નથી, ને ચેલાએ નથી. ખરા ગુરુ તો તે કે જે સત્ય માટે પ્રાણ આપે, પણ સત્યને ગમે ત્યાંથી પણ ગ્રહણ કરવા તત્પર રહે. જે લોકોએ સત્યને સીમા બાંધી છે તે લોકો ગુરુ નથી, પ્રમાણ નથી. જેણે એમ જ ઠરાવ્યું છે કે સત્ય આટલું જ, ને બીજું બધું અસત્ય; જેના જ્ઞાનની તિજોરી ભરાઈ ચૂકી છે; તે કદાપિ પણ સપ્રમાણ થવા યોગ્ય નથી. તેવા પશુ તુલ્ય,

અસત્યશોધક, સંસારને દુઃખમય કરનાર નીવડે છે. પોતાને જે નિશ્ચય થાય તે સર્વદા આમરણ સિદ્ધ કરવો તથા સમજાવવો એ પરમ ધર્મ અને પરમોપકાર છે, પણ તેમ કરતાં એ નિશ્ચય ઉપર કોઈ પણ તરફથી વિશેષ અજવાળું પડે તેવો સંભવ અટકાવવા માટે તેને પેટીમાં પુરી તાળાકુંચીમાં ઘાલી રાખી તે જ બધા પાસે કાન પકડી ખરો મનાવવો એ તો પશુબુદ્ધિ જ છે. સત્યને માટે જે માણસ પોતાનો પ્રાણ આપવા પણ તૈયાર હોય, તેને ઘટે છે, કે તેણે એ જ સત્ય સમજવામાં અન્યે બતાવેલી પોતાની ખામી પણ સહન કરવી, ને બતાવનારને પ્રેમપૂર્વક આદર આપવો, એ જ ખરું પ્રાણાર્પણ છે, ખરી સત્યભક્તિ છે. જે સત્યશોધક છે તેને કોઈ સાથે તકરાર થવાનો સંભવ જ નથી; તે તો જાણે જ છે કે માણસ સર્વદા ભુલને પાત્ર છે, સત્ય સર્વદા સંતાતું ફરે છે, માટે ગમે તે સ્થળેથી ગમે તે દ્વારા પણ સત્ય શોધવામાં બાધ નથી–બાવા વાક્ય પ્રમાણ નથી.

જેઓ પારકાના વિચારે દોરાઇ કામ કરે છે તે પૂછશે કે અમે એટલો વખત ક્યાંથી લાવીએ કે બધી વાત જાતે નક્કી કરીને જ માનીએ; પણ અમારું કહેવું એવું છે જ નહિ. એમ હોય તો તો ઇતિહાસનો ઉપયોગ જ રહે નહિ. પણ એમ નથી. સપ્રમાણ સત્ય વાક્યને ખુશીથી માનવું અને તેને સ્વીકારી તે પ્રમાણે ચાલવું. અમારો જે અનાદર છે તે આવી રીતે ચાલનારા ઉપર નથી; પણ બધા એવી રીતે ચાલો, બધા હું કહું તેને જ હાજી હા કહો એમ માનવા તૈયાર થયેલા પંડિતો, સાયન્ટિસ્ટો તથા આચાર્યો ઉપર છે. અમે તો અજ્ઞાનમય છીએ. કેમકે જ્ઞાન કેવડું હશે તે અમે સમજવાનું ડોળ રાખતા નથી; પણ જેઓ જ્ઞાનને ગળે દોરો બાંધી બેઠા છે કે આટલું જ જ્ઞાન તે બીજું નહિ તેમના અમે લેશ પણ ભકત નથી, બલકે દુશ્મન છીએ. મનુષ્ય માત્રને પણ એ જ નીતિ ગ્રહણ કરવાની ભલામણ કરીએ છીએ. મહાપંડિત સોક્રેટિસની પંડિતાઈ 'હું કાંઈ જાણતો નથી' એટલામાં જ હતી; ઉપનિષદોનું બ્રહ્મ પણ विज्ञातमविजानताम्

ન જાણનારે જાણેલું છે. સત્યને સીમા નથી; માટે સત્યભક્તિ રાખી સર્વ ઉપર સમાન દષ્ટિ રાખો, તથા સર્વમાંથી સત્ય ગ્રહણ કરો એ જ તાત્પર્ય છે, મતાંધ ન થાઓ. વળી ફરી મળીશું, હાલ તો જય સત્ય.

૧૮૮૯

## સ્ત્રીત્વ

જગત્‌માં જેટલા પ્રકારની કોમલતા, જેટલા જેટલા પ્રકારની દયા, અને જેટલા જેટલા પ્રકારની પ્રીતિ થઈ શકે છે, તે બધાનો સાર કાઢીને સ્ત્રીનું નિર્માણ કરેલું છે. તેનું શરીર ગમે તેવું હોય પણ તેનાં મન અને હૃદય અત્યંત કોમલ અને તેથી સર્વને પલાળવાને સમર્થ કરેલાં છે. આપણે જ્યાં જોઈશું ત્યાં સ્ત્રીઓની આવી શક્તિનાં આપણને પ્રમાણ મળશે. જો કે સ્ત્રીઓને નામે કીર્તિસ્તંભ રચાયા નથી, કે તેમનાં નામ જગત્‌માં બહુ પ્રસિદ્ધિ પામ્યાં નથી, તોપણ જેટલાં પ્રસિદ્ધ નામ છે, જેને જેને માટે કીર્તિસ્તંભ ઉભા થયેલા છે, તે બધા પુરુષોનું પરાક્રમ, પોતાનાં બલ અને બુદ્ધિ કરતાં પોતાને રક્ષણ કરનાર કોઈક સ્ત્રીના પ્રેમમાંથી જ ઉત્પન્ન થયેલાં છે, એમ તેમનો ઇતિહાસ જોતાં સિદ્ધ થાય છે. કોઈ અતિ પ્રેમાલ માતાના પ્રેમથી તો કોઈ અતિ રસમય પત્નીના યોગથી, એમ કોઈ ને કોઈ પ્રકારે સ્ત્રીથી જ સર્વ વીર્યવાન્ નીવડ્યા છે. સ્ત્રીઓ આ જગત્‌ની પ્રવૃત્તિનું અતિ ગૂઢ તેમ અતિ અગત્યનું કારણ છે. આવી જે મહાશક્તિ સ્ત્રીઓમાં છે તેનું ખરું કારણ તેમના પ્રેમબલ વિના બીજું કાંઈ નથી. પ્રેમ અને તેને અંગે જે કોમલતાની અપેક્ષા છે તે જ સ્ત્રીઓના બલનું બંધારણ છે. સર્વ પ્રકારની ઝીણી એટલે મર્મને લાગે તેવી લાગણીઓ, વૃત્તિઓ, એ સર્વે, સ્ત્રીઓનામાં જ હોય છે, ને તે પણ તેમના અતિ પ્રેમયુક્ત સ્વભાવનું જ પરિણામ છે. એથી જ કરીને સ્ત્રીઓ ગમે

તેવી અભણ હોય તોપણ, કોઇ વાતનો મર્મ જલદીથી પકડી લે છે; તો જે ભણીગણીને વિવેકી થઈ હોય તેની મર્મ સમજવાની શક્તિ અને પ્રેમ પ્રસારવાની સ્વાભાવિક વૃત્તિમાં કહેવું જ શું?

ઘરમાં જ સ્ત્રીઓનું રાજ્ય છે, માટે જ તેમને ગૃહિણી એટલે કોઇ પણ ઘર બંધાયું તેની મુખ્ય સાચવનારી કહી છે. સ્ત્રી પુરુષના યોગથી જે ઘર બંધાય છે તેનું રક્ષણ કરવાનું કામ સ્ત્રીનું જ છે. પુરુષ જે જે પેદા કરી લાવે તેને યથાર્થ રીતે કેળવવું, તે યથાર્થ રીતે સર્વને ભોગવાવવું, અને પુરુષને સંસારનાં વિકટ ત્રાસવાળાં કર્મોથી નીરાંતે વિસામો લેવાનું અતિ આનંદમય સ્થાન પોતાના ઘરને બનાવવું, એ સ્ત્રીનું કામ છે. એ કામ અતિ વિશાળ અને ગાઢ પ્રેમવૃત્તિ વિના કદી થઇ શકતું નથી. સર્વને જે સુખી કરવા માટેજનું જીવન છે, જેની પાસેથી જ સર્વે પ્રેમરૂપ દૈવી અમૃતની આશા રાખે છે, તેને કેટલી સહનશક્તિ, ને કેટલી ઉદારતા રાખવાની અપેક્ષા છે? નકામાં નકામાં કજિયા કંકાસનાં કારણ તેના લક્ષમાં પણ આવતાં નથી, ને કોઇની ભુલ હોય તો તે પણ તુરત દરગુજર કરે છે. પ્રેમનું એ જ લક્ષણ છે કે એ રીતે સર્વને પોતાના હૃદયમાં રહેલા પ્રેમનું સુખ અનુભવાવવું. જે ઉત્તમ સ્ત્રીઓ ઉત્તમપણાના નમુના હોઈ સંસારમાં અનુકરણ કરવા યોગ્ય થઇ ગઇ છે, તે આવા પ્રેમવાળી હોવાથી જ થઈ ગઇ છે. એથી ઉલટું જે સ્ત્રી પોતાના ઘરની કશી વ્યવસ્થા રાખતી નથી, સહજ સહજમાં છોકરાંથી કંટાળે છે, પોતાનાં મહોટેરાંની વાત સહન કરી શકતી નથી, ને પતિ બજ્યોઝજ્યો ઘરમાં આવે કે તેના આગળ રોતી ને કકળતી એ બધી કથા કરવા તૈયાર જ હોય છે, તે આ સંસારમાં જન્મ્યા છતાં ખરી અભાગણી છે, તે પોતાનું સ્વરૂપ વિસરી ગઇ છે, ને તેથી પોતાને સર્વને દુઃખરૂપ થઇ પડી છે. પોતાને દુઃખ હોય તે બીજાને ન કહેવું કે પતિને ન જણાવવું એમ નથી, પણ જે ઉત્તમ પ્રેમવાળી સ્ત્રીઓ છે તેમણે તો તેમ પણ કરેલું છે, ને પોતે પોતાનું દુઃખ ગુપ્ત રીતે વેઠયાં કરી પોતાના પતિના અતિશ્રમ

યુક્ત જીવનમાં ઝેર રેડ્યું નથી. પ્રેમ શાનું નામ છે? પ્રેમ એટલામાં જ રહેલો છે કે પારકાને અર્થે જ પોતે જીવવું, તો પ્રેમી સ્ત્રીને પોતાનાં કુટુંબી અને પોતાનો પતિ તેના કરતાં બીજા કોને પોતાનું જીવિત અર્પવાનું છે? એમ ન સમજવું કે સ્ત્રીઓ આવું કરવામાં દુઃખ પામે છે; જે શુદ્ધ પ્રેમ સમજે છે તે સ્ત્રીઓ એમ વર્તવામાં જ આનંદ માને છે; તેમની રીતિ કૃતિ સર્વના સમજવામાં આવતાં જ સર્વે તેમને માન આપે છે, તેમને નમે છે, તેમને પૂજે છે; તેમનાં સંબંધી, તેમનો પતિ પણ તેમના ઉપર તેવો જ પ્રેમ રાખે છે. પ્રેમ પ્રેમને પેદા કરે છે.

જ્યારે સ્ત્રી પોતાનું ખરું બલ તજી, ખોટે માર્ગે બલવાન્ થવા ઇચ્છે છે, ત્યારે જ કુટુંબકલેશ જન્મ પામે છે. સ્ત્રીનું રૂપ પ્રેમમય છે, સ્ત્રીનું ચિત્ત પ્રેમમય છે, સ્ત્રી પોતે જ પ્રેમ છે, એ પ્રેમનાં જ હથીયારથી જ્યારે સ્ત્રી સામાને વશ કરવાનું મૂકી, પ્રેમથી ઉલટાં જે બલરૂપી હથીયાર તે વાપરવા જાય છે ત્યારે જ તે અનંત દુઃખમાં ફસાય છે. બીજી રીતે કહીએ તો સ્ત્રીઓ જ્યારે પોતાના ખાસ ગુણો તજી પુરુષના ગુણો ગ્રહણ કરવા મંડે છે ત્યારે જ કુટુંબમાં ક્લેશ પેદા થાય છે. માટે નિરંતર પ્રેમભાવને કેળવવામાં અને પ્રેમભાવથી જ ઉન્નત થવામાં સ્ત્રીઓએ સર્વદા અભિમાન ધરવું, કેમકે એમ કરવામાં જ તેમની સર્વ પ્રકારની સમૃદ્ધિ છે, તેમનું સર્વ જાતનું સુખ છે.

૧૮૯૩

## સ્પર્ધા

માણસ પોતપોતાની સ્થિતિ હાથે લેઈ કરીને અવતરેલાં નથી એ વાત આપણે સારી પેઠે જાણીએ છીએ; તેમ એ પણ આપણે સારી પેઠે જાણીએ છીએ કે નિત્ય પ્રવૃત્તિમાં રહેવું એ જ આપણા ભાગ્યમાં

છે, તેના ફલ ઉપર આપણો અધિકાર નથી. આવું છે, એટલે એવી કેઇ વાત હોય કે જેને માટે આપણે બીજાની ઇર્ષ્યા કરવી ? અને એમ છતાં ઇર્ષ્યાથી જો કાંઇ લાભ થતો હોય તો જુદી વાત છે, પણ તે તો સર્વદા હાનિ જ કરે છે. છતાં આટલો સાદો વિચાર ન કરતાં, કેટલાંક માણસને ઇર્ષા કર્યા વિના ચાલતું જ નથી. તેમને પોતાની જે સ્થિતિ હોય તેનાથી અસંતોષ થયો હોય છે એટલે એક દુઃખ તો હોય જ છે; પણ તેમાં, બીજાની પોતાનાથી વધારે સારી સ્થિતિ જોઇને તે જે બળતરા કરે છે તે રૂપી દુઃખ પણ પોતે હાથે કરીને ઉમેરે છે. એમ ઇચ્છે છે કે મારે જેવું છે તેવું અથવા તેથી પણ ઓછું બીજાંને શી રીતે થાય, અમુક મ્હોટાં જણાતાં માણસ કેવી રીતે નીચાં પડે, પણ એમ નથી ઇચ્છતાં કે અમે પોતે એટલો ઉદ્યોગ કરીએ, ઉદ્યોગ કરતાં જે પ્રાપ્ત થાય તેથી સંતોષ રાખીએ, અને એમ જે મ્હોટાં જણાતાં હોય તેમને જઈ પહોંચીએ. જે શ્રમ પડે છે તે બન્ને માર્ગે એકનો એક જ છે, પણ બે માર્ગમાં કેટલો ભેદ છે ! એકમાં અતિ ક્લેશ અને નીચતા તથા પાપ છે; બીજામાં આનંદ, ઉત્તમતા, અને ધર્મ છે. એકનું નામ ઇર્ષ્યા, બીજાનું નામ સ્પર્ધા. ઇર્ષ્યા નઠારો દુર્ગુણ છે; સ્પર્ધા ઉત્તમ ગુણ છે.

એકથી ચઢીયાતું હોય તેનો ઉપયોગ એટલો જ છે કે તેને જોઇને બીજાં પણ તેવાં થવાનું આરંભે; પણ તેનો ઉપયોગ એ નથી કે બીજાં તેમને જોઈને દુઃખી થાય, અને તેમને જે તે રીતે નીચો પાડવાને મથવા મંડો. એક બીજાની સ્પર્ધા કરવાથી આ જગત્‌માં ઘણીક ઉત્તમ વસ્તુઓ પેદા થઈ છે, ને ઘણાંક મહાન્ મનુષ્ય થઈ ગયાં છે. જે પોતાનું કર્તવ્ય સમજે છે, અને જેને યથાર્થ સમજણ છે, તેવાં મનુષ્ય જે ઉદ્યોગ કરે છે, અને જે પ્રવૃત્તિમાં રહી પોતાની જીંદગી સુધારવા મથે છે, તેને માટે તેમને કોઈના ઉપદેશની કે દૃષ્ટાંતની અપેક્ષા રહેતી નથી. તેમનું કર્તવ્ય શું છે તે સારી પેઠે સમજાયલું હોય છે; ને તે ઉપર દૃષ્ટિ રાખીને તે નિરંતર ચાલ્યાં જાય છે. બીજાં ગમે તે કહેતાં હો,

તેની તેમને જરા પણ ચિન્તા હોતી નથી. મનુષ્ય જેને કદાપિ પહોંચી ન શકે એવું અતિ ઉત્તમોત્તમ ધોરણ તેમના લક્ષમાં ઠસી ગયેલું હોય છે, એટલે તેવાં મનુષ્ય કોઈપણ મનુષ્યના દૃષ્ટાંતથી ઉત્સાહ મેળવવાને બદલે, પેલા ઉત્તમ ધોરણને પહોંચવામાં જ બધો ઉત્સાહ રાખે છે, ને ઉત્તમોત્તમ જીવિત કાઢે છે. ઉત્તમ ધોરણ એટલે ધર્મ સંબંધીના પાઠમાં જેને આત્મભાવ કહ્યો છે તેવું; અને તેવા ધોરણ ઉપર નજર રાખી વર્તવું, એ જ ઉત્તમમાં ઉત્તમ મનુષ્યનું કામ, એમ સમજવું. એવાં જ મનુષ્ય જગત્‌માં, લોકમાં, રહ્યા છતાં દેવ જેવાં છે, ને સર્વને દૃષ્ટાન્તરૂપે થઈ શકે છે. એ મનુષ્યને પ્રથમ વર્ગમાં મૂકાય. બીજા વર્ગમાં એવાં મનુષ્ય આવે કે જેમને પ્રવૃત્તિ કરી ઉત્તમ માર્ગે ચઢવા માટે બીજાના દૃષ્ટાન્તની અપેક્ષા રહે છે. આવાં મનુષ્ય ઘણાં હોય છે, એમ પણ કહીએ તો ચાલે કે બધાં મનુષ્ય એવાં જ હોય છે. એટલે આ ઠેકાણે જ મનુષ્યોએ સંભાળવાનું છે. ફલાણું માણસ અમુક સ્થિતિમાં છે, તો મારે પણ તેવું થવું એ ઇચ્છા ઘણાંને થાય છે, પણ તે પાર પાડવાના બે જુદા જુદા માર્ગ માણસો શોધે છે. એક માર્ગ એ છે કે તેના જેવો શ્રમ કરી તેને જઈ મળવું; એનું નામ સ્પર્ધા. અને એ સ્પર્ધાથી, સામાના દૃષ્ટાંતને જોઈ, જે ઉદ્યોગ કરે તે બીજા વર્ગનાં મનુષ્ય કહેવાય. પણ સામાના સમાન થવાનો એક બીજો માર્ગ છે, ને આ દુર્ભાગી જગત્‌માં તે જ માર્ગ ઘણાં સ્ત્રીપુરુષો લે છે, અને પીડા પામે છે તથા કરે છે. એ માર્ગ એવો છે કે આપણાથી જો સામાને જઈ મળાય નહિ, તો જ્યાં આપણે હોઈએ ત્યાં સુધી, કે તેથી પણ નીચે સામાને ઘસડી પાડવું. આનું નામ ઇર્ષ્યા કહેવાય છે, ને તે માર્ગે જનારાં માણસ અધમ એટલે નીચ વર્ગમાં ગણાય છે. ઇર્ષ્યાથી કરીને અને પાપકર્મ કરાય છે. જુઠું બોલી સારા માણસની ખોટી ખોટી વાતો કરવા રૂપી નિંદાથી પગરણ મંડાય છે, તે એ વાત છેવટ ક્યાં સુધી વધે છે તે કહેવું બહુ ભય ભરેલું છે. પણ એટલાં પાપ કર્યા છતાં લાભ એક તલપૂર પણ થતો નથી.

જગત્માં આપણે એમ જ જોઈએ છીએ કે જે માણસ પ્રમાણિકતાથી ઉન્નતિ પામતું ચાલે છે, તેને કરોડો માણસ ઈર્ષ્યાથી નીહાળે, અને નીચું પાડવા મથે, તોપણ તેને કાંઈ હાનિ થતી નથી. એટલું જ નાહ, પણ ઉલટી તેની ઉન્નતિ વધતી જાય છે, ઈર્ષ્યા કરનારને તો પોતાની સ્થિતિની પીડા હોય જ છે, ને તેમાં બીજાનો દ્વેષ કર્યાની પીડા વિનાકારણ વહોરી બમણું દુઃખી થવું પડે છે.

૨

સ્પર્ધામાં ઈર્ષ્યા કરતાં જુદી જ રીત છે. સ્પર્ધામાં આપણે આપણા જ પ્રયત્નથી સામાની સમાન થવા મથીએ છીએ, અને સામાને આપણા પૂજ્ય જેવું કે મિત્ર જેવું ગણીએ છીએ. સ્પર્ધા એ જ આ જગતના નિર્વાહનું મુખ્ય ધોરણ છે. વેપારરોજગાર, સંસારવ્યવહાર, વિદ્યાવિનોદ, કશું સ્પર્ધા વિના ઉત્તમ થતું નથી. જેવું એક હોય તેવાં બીજાંએ થવાને પ્રયત્ન કરવો એ જ સ્પર્ધાનું રૂપ છે, ને તેનાથી જ નવીન નવીન શોધ થવાનું સંભવે છે. વેપારથી થોડી કીમતે સરસ વસ્તુઓ વેચાય છે, સંસારમાં ઉત્તમ ગુણોનો પ્રકાશ પડે છે, ને વિદ્યાકળાનાં નવાં સાધનો હાથ આવતાં જાય છે. પણ ઈર્ષ્યાથી એમાંનું કશું થતું નથી. તે પોતે બળી મરે છે, ને ભેગી સામાને પણ બાળી નાંખવાનું કરે છે. સ્પર્ધા, કાંઈ ને કાંઈ પેદા કરે છે, ઈર્ષ્યા, હોય તેનો નાશ કરે છે. માટે ઈર્ષ્યા સમાન દુર્ગુણ કે પાપ બીજું કોઈ નથી. તેમ સ્પર્ધા સમાન સારૂં લાભકારી બીજું કાંઈ નથી.

જ્યાં સુધી કોઈને હાનિ કરવામાં આવે નહિ ત્યાં સુધી, કોઈના સુખથી આપણને જે અણગમો પેદા થાય તે હાનિકારક નથી, ને તે ઈર્ષ્યા કહેવાય નહિ એમ કોઈ કહે તો તે મ્હોટી ભુલ છે. કારણ કે એટલું સમજવાનું છે કે વિચારમાં અને આચારમાં આ ઠેકાણે ઝાઝો તફાવત રાખવાનું કારણ નથી. નઠારો વિચાર થવો એ જ ઈર્ષ્યા છે, પછી તેનાથી તેવું કામ થાય કે નહિ એ જુદી વાત છે. એક વિચાર

જો થયો તો તે કાલાંતરે પાકો થઈ કામ પણ કરાવનારો જ, માટે સર્વદા નઠારા વિચારથી તો બહુ જ દૂર રહેવું. કાંઈ કરીએ ત્યારે જ ઈર્ષ્યા થઈ એમ સમજવું નહિ. તેવો વિચાર રાખવો, તેવી વાણી ભાખવી, એ જ ઈર્ષ્યા છે. પારકાના દુઃખથી આપણને સારું લાગે એ મહા પાપ છે, તેમ પારકાના સુખથી આપણને કલેશ થાય એ તેટલું જ મહાપાપ છે. સુખ દેખીને પ્રસન્ન થવું, અને મરજી હોય તો તેવાં થવા પ્રયત્ન કરવું, એ જ ધર્મિષ્ઠ અને સારાં મનુષ્યનું કામ છે. કેટલાંક એવાં નીચ હોય છે કે કોઈના શુભ સમાચાર સાંભળતાં જ તેમનું મોં કરમાય છે, કોઈને સુખી દેખતાં જ આંખો મીચે છે, પણ તે સમજતાં નથી કે એમ કરવાથી સામાની ઉન્નતિ ઓછી થનારી નથી; માત્ર તેમની પોતાની નીચતા જ પ્રસિદ્ધ થવાની છે. સંસારમાં સુખ એ અતિ દુર્લભ વસ્તુ છે; તમને મળે તો તમે ભોગવો, બીજાને ભોગવાવો; તમને ન મળે તો જેને મળી હોય તેને જોઈને પ્રસન્ન રહો. એમ પ્રસન્ન રહેશો તોપણ તમે જાતે જાણે સુખી હો એટલો સંતોષ થશે; ઈર્ષ્યા કરશો તો અનંત દુઃખ ભોગવશો.

ઘણાંકને એવી ટેવ હોય છે કે બીજાનો વાદ કરવો; પણ એ પણ ઈર્ષ્યાના જેવું જ કે તેથી વધારે હાનિકારક કામ છે. આપણે જેવાં હોઈએ તે કરતાં વધારે જણાવવામાં આપણને બહુ વિઘ્ન નડે છે, ને પરિણામે દુઃખ થાય છે, એમ કહેલું છે. સારાં માણસ તો પોતાને યોગ્ય ન હોય તેવું માન કોઈ સહજ રીતે આપે તો તે પણ સ્વીકારતા નથી, તો પોતે જેવાં ન હોય તેવાં જણાવારૂપી ઢોંગ તો કરે જ કેમ? વાદ છે તે આપણે હોઈએ તે કરતાં વધારે જણાવવાનો ઢોંગ છે, એ ખરી સ્પર્ધા નથી. પારકી હવેલી દેખીને આપણી ઝુંપડી તોડી પાડીએ તો ઘર વિના રખડી મરવાનો જ સમય આવે; પણ હવેલી દીઠા પછી તેવી મેળવવાનું મન હોય તો ધીમે ધીમે શાન્તિથી ઉદ્યોગ કરીએ તો કોઈ દિવસ ફળ મળવાનો સંભવ આવે. જેટલું જેટલું સારું દેખીએ તેટલાથી આપણને એટલી ઇચ્છા થવી જોઈએ

કે આપણે પણ એવાં થવા માટે પ્રમાણિક બુદ્ધિથી પ્રયત્ન કરીએ, એવી પ્રચ્છા ન થવી જોઈએ કે અરે! એનું સુખ કેમ કરીને વણસાડું, કે મારામાં શક્તિ ન છતાં પણ એના જેવું જણાવાનો ડોળ કરું.

૧૯૬૩

# ઘરખૂણે નીતિ

દુનિયાં અનીતિથી ભરેલી છે, એમાં નીતિવાળાની નીત સાચવવી પણ કઠિન છે, એવો પોકાર અનાદિકાલથી ચાલ્યો આવે છે અને નીતિ સંબંધે જેમણે જેમણે લખ્યું છે તેમણે એ જ ફરીઆદથી આરંભ કર્યો છે. નીતિમય ચારિત્ર કીયું, નીતિમય ચારિત્રનાં શાં લક્ષણ, અને નીતિમય ચારિત્રની રક્ષા શાથી, એ આદિ પ્રશ્નો વારંવાર નીતિવેત્તાઓ ચર્ચે છે; પણ એ ચર્ચા કરવાનો અત્ર આશય નથી. આની સમગ્ર ચર્ચામાંથી એક વાત નિશ્ચયપૂર્વક ફલિત થઈ છે, ને અન્ય શાસ્ત્રો પણ એ નિયમને અનુમોદન આપે છે, કે કોઈ પણ વસ્તુનું મૂલ્ય જેટલા પ્રલોભનની સામે તે નીતિ કામ આવે, જેટલી તાણાતાણમાં તે શુદ્ધ અને અખંડ રહી શકે, તેના ઉપર રહે છે; અને નીતિમત્તાનો નિર્ણય જેટલો ભાર તાણવામાં એ નીતિમત્તા કામ આવતી હોય, જેટલા પ્રલોભનની તે પાર જઈ શકતી હોય તેના ઉપર રહે છે.

નીતિનાં પુસ્તકો વાંચી, નીતિશાસ્ત્રનો પાઠ કરી, તે વિષયના વિવાદિત પ્રશ્નો–ઉત્તમતા, ઉપયોગિતા, સ્વાર્થ, પરમાર્થ, પુરુષાર્થ, ઇત્યાદિ–વિષયે જે જે વક્તવ્ય હોય તે કહી જવા જેટલી સ્મરણશક્તિ અને બુદ્ધિવાળો માણસ જેમ નીતિમાન્ કહી શકાતો નથી, તેમ વ્યવહારના સંઘર્ષમાં આવ્યા વિના, પ્રલોભનોની તાણાતાણમાં પડ્યા વિના, નીતિમાન્ હોવાનો દાવો કરનાર પણ નીતિમાન્ કહેવાતો નથી. માણસની નીતિમત્તા ઉપર સહવાસ અને સંસર્ગની ઘણી અસર થાય છે એ વાત ખરી છે, પણ તેટલા જ ઉપરથી સંસર્ગમાત્રથી

ડરી ડરીને વિદૂર રહેવામાં જ નીતિમત્તા છે, કે જેથી સંસાર અને તેના ભક્તોના સંસર્ગમાં આવવું પડે એવા વ્યવહારનો દૂરથી ત્યાગ કરવામાં જ નીતિમત્તા છે એવું માનવામાં ભુલ થાય છે. એવી નીતિ વાતોમાં સારી શોભે છે, ભાષણો અને વ્યાખ્યાનોમાં વાહવાહ કહેવરાવી શકે છે, પુસ્તકોનાં પાનામાં બહુ આનંદ ઉપજાવે છે, અને માણસને પોતાના વિચાર સાથે અનુકૂળ ન હોય તેવી વાતો અને તેવી સ્થિતિ તથા તેવા સંસર્ગ ઉપર અનાદર અને કંટાળો પેદા કરી જનદ્રેષી, ચીડીયો, અને નીતિમત્તાનો મ્હોટો આડંબર કરનાર બનાવી શકે છે. પણ વ્યાવહારિક અનુભવમાં એવી નીતિની કશી કીમત નથી. વ્યવહારનો આરંભ પણ હજુ જેમણે કર્યો નથી તેવાં બાલકોની નીતિ જેવી એ નીતિ જણાય છે. નીતિ એ બહુ સારી, ઉત્તમ અને ઇષ્ટ વાત છે; પણ ત્યારે આ વિશ્વ એવી નીતિને માટે નવેસરથી ઘડવામાં આવે અને ઘડયાં પછી પણ એમાં એની એ વ્યવસ્થા સ્થિર રહે તેવાં નિયામકો સ્થાપવામાં આવે ત્યારે એ નીતિ કામ લાગી શકે. નીતિનો ખરો ઉદ્દેશ સંસારને તે જેવો છે તેવો લઈ નીતિમાન્ વ્યક્તિને અસ્ખલિત રીતે પોતાની નીતિ સાચવી પાર પડવા જેટલું સામર્થ્ય આપવાનો હોવો જોઈએ. જે નીતિને સાચવવા માટે સોબત અને સંસર્ગથી વિદૂર રહેવા રૂપી વાડ ઉછેરવી પડે છે, જનવિદ્વેષિતા જેવી પ્રકૃતિનું પાણી પાવું પડે છે, અને સ્વપરાયણતાનું પોષણ આપવું પડે છે, તે નીતિ કૃત્રિમ અને અનુદાર બાલિશતાનું રૂપાંતર છે. એવી નીતિવાળા જનોને, પોતાને અનુકૂલ નવી દુનિયા રચાતાં સુધી પોતાનું કર્તવ્ય કરવાની જગો મળતી નથી, અને તેમનું આયુષ્ એ રીતે વાટ જોવામાં જ વ્યર્થ થઈ જાય છે. કારણ એટલું જ છે કે તેમની નીતિ તેમને જોઈએ તેટલું બલ આપી શકી નથી; હજી નિર્બલની નિર્બલ જ છે.

વ્યવહારને જેવો છે તેવો લેવો જોઈએ. બાલક, તરુણ, યુવા, પુરુષ, વૃદ્ધ એમ ક્રમે ક્રમે મનુષ્યજીવનના જે વિભાગ પડે છે, ને તે પ્રત્યેક

વિભાગમાં જે નવા નવા સંબંધ અને સંસર્ગ થઈ આવે છે, તે સર્વને પોતાને વશ કરવાનું—એટલે કે તે તે પ્રસંગો અને સંબંધો તથા સંસર્ગો પોતાના નીતિનિશ્ચયને ગમે તેવા અનુકૂલ ન હોય, ક્વચિત્ પ્રતિકૂલ પણ હોય, તોપણ તે તે સંસર્ગાદિમાંથી પોતાની નીતિ સાચવી પોતાનું કર્તવ્ય કરી લઈ આગળ ચાલવાનું—બલ અને પરાક્રમ નીતિએ કરીને માણસના મનમાં આવવું જોઈએ. નીતિ એ મનુષ્યના નાવને દોરનાર ધ્રુવ છે; પણ નાવ પાણીનાં મોજાંથી ડરીને સમુદ્રમાં જ પડે નહિ તો ધ્રુવનું દર્શન કશા ઉપયોગનું નથી, ધારેલે બંદરે વહાણ પહોંચતું નથી. નીતિનું તત્ત્વ પોતે પોતાની મેળે સાચવી સાચવીને, ફુંકી ફુંકીને, ચાલવામાં, કે પોતાનાં કર્તવ્યોની સન્મુખ થતાં જે સંબંધ સંસર્ગાદિ કરવા પડે તેમનાથી ડરી જઈ કર્તવ્યોનો ત્યાગ કરવામાં રહ્યું નથી; પ્રાપ્ત થતા કર્તવ્યમાં આંખો મીચીને ઝોકાવ્યા છતાં, ઇષ્ટાનિષ્ટ કે કનિષ્ઠ ગમે તેવા સંબંધ સંસર્ગ અવશ્ય રીતે પ્રાપ્ત થાય તે વહોર્યા છતાં, કર્તવ્યને પારે ઉતારતાં, તે સંબંધ કે સંસર્ગની અસર પોતાના નીતિનિયમ ઉપર ન થવા દેતાં, તે તે સંસર્ગાદિનો ઉપયોગ કર્તવ્ય કરવામાં થઈ શકે તેટલો કરી લેતા જવો એવા ઉત્તમ વીર્યનું આધાન કરી આપવામાં નીતિનું તત્ત્વ રહેલું છે. આથી વીર્યવતી નીતિને માર્ગે અનુસરનાર જ પોતાના દૃષ્ટાન્તથી આસપાસના સંબંધો ઉપર, આસપાસના સંસર્ગો ઉપર, તે તે વ્યક્તિના સંસ્કાર અનુસાર અસર કરી શકે છે, અને કર્તવ્યપરાયણ થતાં આવો અજ્ઞાત પરોપકાર પણ કરી શકે છે. જે લાભ નીતિનો ડોળ કરનાર નિર્બલ નીતિભક્તો લાખો વ્યાખ્યાનોથી ન સિદ્ધ કરી શકે તે નીતિના વીર્યથી સમર્થ બનેલો એક વીર હજારો કારાગૃહમાં થઈને, હજારો દુર્વ્યસનની દુકાનોમાં થઈને, જ્યાં થઈને પોતાના કર્તવ્યનો માર્ગ જતો હોય તે માર્ગે ચાલતાં ચાલતાં આસપાસનાં સાધનો, સંબંધો, સંસર્ગો, તેમના ઉપર પોતાના દૃષ્ટાંતની અસરથી ઉપજાવી શકે છે.

'માણસના સોબતીઓ કોણ છે તે કહો એટલે માણસ કેવો

છે તે હું કહી આપીશ,' આવી પ્રાચીન ઉક્તિ છે તે ખોટી નથી, પણ એમાં વિવેકની અપેક્ષા છે. એ ઉક્તિ આવા શબ્દોમાં ભ્રમ ઉપજાવે છે; તે કરતાં 'માણસને કેવા સોબતીઓમાં રસ પડે છે તે કહો, એટલે માણસ કેવો છે તે હું કહીશ.' એવા શબ્દોથી એને કહીએ તો તે સત્યની સમીપ ગણાય ખરી. સોબતી કેવા છે એટલી જ નીતિ કે પ્રકૃતિની કસોટી નથી. કારણ કે વ્યવહારના સંમર્દમાં કર્તવ્ય-પરાયણ મનુષ્યોને અનેક પ્રકારના સ્વવિસદૃશ સોબતીઓમાં પણ ભળવું પડે છે એ અનુભવસિદ્ધ છે; તેટલાથી તેનો નીતિપ્રકાર નક્કી થાય જ નહિ; નીતિપ્રકાર નક્કી કરવો હોય તો માણસ પોતાનું કર્તવ્ય કેવી રીતે કરે છે, કરી રહ્યા પછી અવકાશનો સમય કેવા રસમાં, કેવા આનંદમાં, કેવા વિનોદમાં ગાળે છે, કર્તવ્ય કરતાં લક્ષ ક્યાં રાખે છે તે વિચારવાથી નક્કી થઈ શકે છે, બહારના શરીર કરતાં અંદરના મનથી પ્રકૃતિનું માપ સારું લેઈ શકાય છે; અને જોકે મન અને શરીરનો પરસ્પરોપકારક સંબંધ ખોટો નથી, શરીર પણ મનની સ્થિતિનું સૂચક થઈ શકે છે તે વાત ખરી છે તથાપિ નીતિમત્તાનો વિવેક કરવામાં કેવલ બાહ્યાકારથી દોરાવામાં વારંવાર ભુલ થવાનો સંભવ વધારે છે. ઘણીવાર ચોર લોકોની ગુફામાં, દારૂબાજીના શરાબ-ખાનામાં, જુગારીઓના ટોળામાં, પણ નીતિમત્તાનો ગુપ્ત નિવાસ હોય છે; નીતિની વાતો કહેનારમાં, ઊંચી રીતિસ્થિતિનો સુગંધ વિસ્તારનારમાં, શિષ્ટતાની ટોચે વસનાર મંડલમાં, અનીતિમત્તાનો નિગૂઢ સંચાર વ્યાપી રહેલો હોય છે. જનસંમર્દમાં કર્તવ્યપરાયણ થઈ સ્વનિશ્ચય ઉપર ચાલ્યા જવાનું જ્યાં સામર્થ્ય છે ત્યાં શુદ્ધ નીતિ એવું નામ આપવા કરતાં સ્વનિશ્ચય, દૃઢતા, અને તે પણ વિરોધી સંસર્ગોમાં વિશુદ્ધ રહે એવી દૃઢતા, એ નામ આપવું વધારે ઉચિત અને અન્વર્થ છે. આવી દૃઢતા આવવાને અર્થે જીવિતનો અર્થ અને ઉદ્દેશ જેથી યથાર્થ રીતે સમજાય, પુરુષાર્થનો જેથી સ્પષ્ટ નિશ્ચય થાય, અને કર્તવ્યને માર્ગે વિચરતાં રાગદ્વેષથી નિર્લેપ રહેવા જેટલી તટસ્થતાનું

સ્વારસ્ય લક્ષમાં આવે તેવા શાસ્ત્રનો અભ્યાસ બાલ્યવયથી જ થવો જોઈએ. એવા અભ્યાસના પરિપાકરૂપે જ વ્યવહારમાં છતાં વ્યવહાર બહાર હોવાની ઉત્તમ નીતિ અનુભવી શકાય છે અને એકંદરે ભગવાન્ શ્રીકૃષ્ણે અર્જુનને જે પ્રવૃત્તિમાં નિવૃત્તિનો માર્ગ બોધ્યો છે તેનો ઉપયોગ અનુભવમાં ઉતરી શકે છે.

આવી રીતે ઘરખુણે નીતિની માલા જપવા કરતાં દૃઢ આગ્રહથી નિશ્ચયનો ત્યાગ કર્યા વિના વ્યવહારના સંમર્દમાં કર્તવ્યપરાયણ રહેતાં પણ પાર ઉતરવાની જે નીતિ છે તે ઘણા બળવાન્‌નું કામ છે એમાં કાંઈ સંશય નથી. એ માર્ગમાં સ્ખલનો થવાનો પણ સંભવ છે, અને વખતે ઘણી હાનિ ઉપજી આવવાનું ભય છે. પરંતુ અનુભવ એ જ પ્રકારે આવે છે. સ્ખલન થતે થતે અસ્ખલિત ગતિ પ્રાપ્ત થાય છે, સ્ખલન પણ અભ્યાસક્રમમાં ઉપયોગી છે, સ્ખલનનું ભય રાખીને ઘરને ખુણે નીતિનો જપ કરવો; તથા ક્વચિત્ સ્ખલન છતાં પણ ભવ્ય આગ્રહ-વાળા અને સ્વનિશ્ચયને અવલંબી વ્યવહારના સંમર્દમાં કર્તવ્યપરાયણ રહેતા નીતિમાનોની નીતિનો તિરસ્કાર માની લેવો એમાં કશો પુરુષાર્થ નથી કે કશી નીતિમત્તા પણ નથી. પાણીમાં ડુબી જવાય છે માટે નાવ મૂકવું જ નહિ, ચોર ચોરી જાય છે માટે ધનસંચય કરવો જ નહિ, મૃગો પાકને ખાઈ જાય છે માટે વાવેતર કરવું જ નહિ, અથવા નાવ મૂકવા છતાં બશેર પાણી પી જવાય તોપણ નાવ પાર ઉતારનાર, હજાર પાંચસે ચોરાય તોપણ ધનસમૃદ્ધિ મૂકી જનાર, અને મૃગો ખાય તોપણ અનર્ગલ ધાન્ય પકવનાર, તેમની નીતિને નાપસંદ કરવી–એવી નીતિમાં અમોને કશી નીતિમત્તા જણાતી નથી.

૧૮૯૬

## નાટક

નાટક એટલે શું અને તેનો ઉદ્દેશ અને હેતુ શો છે એ વિચાર વર્તમાન સમયે ઘણી ઘણી રીતે સર્વ કોઈને કરવા જેવો છે. દશરૂપક, ભરતસૂત્ર, સાહિત્યદર્પણ, ઈત્યાદિ સ્થાને નાટકની જે વ્યાખ્યા આપી છે, નાટકના જે વિભાગ કરી બતાવ્યા છે, અને નાટકોનાં રચના અને પ્રચાર સમજાવ્યાં છે તેનો વિસ્તાર કરવો અત્ર પ્રસ્તુત નથી; પણ નાટકના વિષયને શાસ્ત્રીય રીતે ન વિલોકતાં સામાન્ય રીતે વિચારીએ તો તે શું છે અને તેનો શો હેતુ છે એ જ પ્રથમે જોવા જેવું છે; અને આ ચર્ચા આ સમયે બહુ રીતે એટલા માટે પ્રાસંગિક છે કે નાટકોની અધમ સ્થિતિ થઈ છે એમ સર્વ પાસાથી સ્વીકાર થતો આવે છે અને તેના ઉદ્ધારને માટે કહીં કહીં યત્ન પણ થતા જાય છે.

પ્રથમ એ જ જાણવાની આવશ્યકતા છે કે કાવ્ય, નાટક, નિબંધ, આદિ લખનારાની પ્રવૃત્તિ શાથી અને શા માટે છે? જેને અક્ષરો લખતાં આવડે, પોતાના મનમાં આવે તેવા વિચારોને વ્યાકરણ-દોષરહિત વાક્યોમાં ગોઠવતાં આવડે તે બધા લેખક કહેવાય? જેને પિંગલના ઝડઝમક અને પ્રાસાનુપ્રાસવાળી પંક્તિઓ રચતાં આવડે તે બધા કવિ કહેવાય? અથવા આવું ગદ્ય અને પદ્ય મેળવીને નિબંધો રચી કાઢનારને નાટકકાર કહેવાય?—કવિઓ, લેખકો, તત્ત્વજ્ઞો, નાટકકારો, અને જનસમાજ તેમની વચમાં તફાવત શો છે? સામાન્ય જનો જેને વ્યવહાર કહે છે તે તો સર્વને સાધારણ છે, વ્યવહારમાં જે રાગદ્વેષ, કલેષવિગ્રહ, અધમતા ક્રૂરતા, સંકોચ મર્યાદા, ઈત્યાદિ વિદ્યમાન છે તે કહી બતાવવાં કે કરી બતાવવાં એમાં કાંઈ નવાઈ કે આશ્ચર્ય નથી; બીજી રીતે કહીએ તો તેનું તે કહી કે કરી બતાવવાથી જનસમાજને લાભ નથી. વિશ્વમાં જ્યાં જોઈએ ત્યાં તો તે વિદ્યમાન જ છે. લેખકો, તત્ત્વજ્ઞો, કવિઓ, નાટકકારો એ સર્વ તો એ બધામાં પણ એની પારની કોઈ ભવ્યતા, ઉચ્ચતા દેખે છે; અને તે દર્શનની મદદથી તે મહાત્માઓ જગતમાં સ્થૂલતાનું સામ્રાજ્ય થતું અટકાવે છે, ક્રૂરતાનું ઝેર ચૂસી

લે છે, પૈસાનો ગર્વ ઊતારી નાખે છે, અધિકારનો મદ ટાઢો પાડે છે, દુઃખનો ક્લેષ ધીરો કરી દે છે, વિપત્તિનો કાંટો બુઠો કરી આપે છે,—અને ભૌતિક વિશ્વમાં છતાં ભૌતિક સમૃદ્ધિની પારના આત્મિક આનંદના સમાધાનમાં મનુષ્યને કર્તવ્યપરાયણ અને સુખી બનાવે છે. આવું કરવાને માટે કેટલું સામર્થ્ય કેટલી શક્તિ અને કેટલી સ્વાભાવિક યોગ્યતા જોઇએ એ સ્પષ્ટ જ છે. કવિઓ આપણને આ વિશ્વની પાર ઉપાડી જઈ ક્ષણવાર પરમ આનંદનો રસ ચખાડે છે, તત્ત્વજ્ઞો વસ્તુસ્થિતિનું પૃથક્કરણ કરી આપીને આપણી બુદ્ધિને અનિત્યનો ત્યાગ કરી નિત્યનો સ્વીકાર કરવાનો માર્ગ બતાવે છે, પણ નાટકકારો એ ઉભય કરતાં અધિક કરે છે; વિશ્વનો વ્યવહાર જેવો છે તેવો બતાવી તેમાંથી આપણા હૃદયને, આપણી બુદ્ધિને, આપણી ઇચ્છાને, આપણાં ચક્ષુને, આપણી પ્રત્યેક ઇંદ્રિયને ઉચ્ચગ્રાહી અને ઉચ્ચાભિલાષી કરી, ઉપદેશ આપે છે. કાવ્ય એ હૃદયની ભાષા છે, તત્ત્વ એ બુદ્ધિની ભાષા છે, પણ નાટક એ સર્વ ઈંદ્રિયોની સર્વ કોઈની ભાષા છે. એટલા જ માટે કાલિદાસે **नाट्यं भिन्नरुचेर्जनस्य बहुधाप्येकं समाराधनम्** (બહુ બહુ રીતે ભિન્ન રુચિવાળાં જનમાત્રને સરખી રીતે આરાધન કરી શકે તેવું નાટક છે) એમ કહ્યું છે. નાટક સર્વ ઈંદ્રિયોથી આપણને ઉપદેશ કરે છે, સર્વે ઈંદ્રિયોને કાર્ય કરાવે છે; એવો કોઈ માણસ ન હોય કે જેને પાંચે, છ એ ઇંદ્રિયોનો સ્વાદ ન હોય તોપણ એક બેનો એ ન હોય; એટલે નાટક સર્વનું સરખી રીતે આરાધન કરી શકે છે.

'સરખી રીતે સર્વનું આરાધન કરી શકવું' એટલે હૃદય, બુદ્ધિ, ઇચ્છા, શ્રોત્ર, ચક્ષુ, આદિ સર્વ દ્વારે ઉપદેશરૂપ થઈ, રસિકને રસ, બુદ્ધિમાનને યુક્તિ, નિશ્ચયવાનને ચારિત્ર, ચક્ષુનો ઉપયોગ કરનારને અવલોકન, શ્રોત્રનો ઉપયોગ કરનારને ધ્વનિ, ઇત્યાદિનું સાક્ષાત્ ઉત્તમ રૂપે, પાત્રો દ્વારા, દર્શન કરાવી સર્વનું આરાધન કરવાને નાટક સમર્થ છે એટલું જ તાત્પર્ય છે; નહિ કે સર્વ એટલે પ્રકૃતિ કે સર્વ રસ એકના એક નાટકમાં ભરીને સર્વ પ્રકૃતિના લોકમાત્રને ખુશી કરવાનું

એ સાધન છે. જંગી, ભંગી, દારૂડીયા, લંપટ, એવા સર્વ લોક તેમ જ વિચારવાન્ અને ચતુર નાગરિક સર્વે એકના એક નાટકથી એકી વખતે પ્રસન્ન થાય એ વાત જ અશક્ય છે, ગમે તેવાં અપ્રાસંગિક અને અસંબદ્ધ ફારસો વચમાં વચમાં દાખલ કરીને તેવા તેવા લોકોને ખુશી કરવાનો યત્ન કરવો એ વાત નાટકનો હેતુ અને ઉદ્દેશ સમજ્યા વિના નાટકને વ્યર્થ કરવાના યત્નની બરાબર છે. સર્વનું સરખી રીતે સમારાધન નાટક કરી શકે છે એટલે સર્વ પ્રકારે હૃદય, બુદ્ધિ, ઇચ્છા, ચક્ષુ આદિ ઇંદ્રિય માત્રનું અને તે તે ઇંદ્રિયમાત્ર કે તેમાંની એકાદ બે જેમાં પ્રધાન હોય તેવી પ્રકૃતિમાત્રનું સમારાધન કરી શકે છે. નાટકકારે કલ્પેલાં પાત્રોના વર્તનદ્વારા, અભિનયદ્વારા, કવિ પ્રત્યેક ઇંદ્રિયને વિચારવાનો, સમજવાનો, ઉપદેશ લેવાનો ખોરાક પૂરો પાડે છે અને એમ સર્વનું આરાધન કરવા સમર્થ થાય છે. એથી જ નાટક ઉપદેશ આપવાનું સારામાં સારું, સહેલામાં સહેલું અને કઠિનમાં કઠિન સાધન છે.

પણ આવું છે માટે જ કવિ અને તત્ત્વજ્ઞના કરતાં નાટકકારનું કાર્ય વધારે મહત્તાવાળું, વધારે કઠિન, અને વધારે સૂક્ષ્મ તથા ઉત્તમ છે. પરંતુ નાટકના સ્વરૂપ અને ઉદ્દેશનો લેશ પણ વિચાર કર્યા વિના આપણે નાટકને એવું જ માની બેઠા છીએ કે આખા દિવસની મહેનતથી પરવારી રાત્રિને સમયે બે ઘડી ફરવા રમવાનું મળે અને થાક ઉતરી જાય તેનું એ એક સાધન છે. જૂના સમયમાં ભવાઈઓ થતી તેને સ્થાને અંગરેજી પદ્ધતિને અનુસરી નાટકો થવા લાગ્યાં ત્યારથી જેમ અંગરેજો ધારે છે તેમ આપણે પણ નાટકગૃહને એક નિર્દોષ રમતગમતના સ્થાન જેવું ધારતાં શીખ્યા છીએ. એમાં હાનિ પણ છે. ક્વચિત્ લાભ પણ છે, એકંદરે આથી શરીરને કુમાર્ગે ન દોરતાં મનની વાસનાને પોતાની રુચિ અનુસાર આનંદ આપનાર એ એક સાધન છે એમ આપણે માનીએ છીએ. કોઈ વાર પણ શાન્ત, ગંભીર વિચારથી વિવેક કરી જોતા નથી કે નાટકનો શો ઉપયોગ છે

ને તે ઉપયોગ સિદ્ધ કરવાનાં સાધનો યોજવામાં કેટલી જવાબદારી છે. જર્મની જેવા દેશોમાં નાટકનો આ કરતાં બહુ જુદા જ પ્રકારનો વિચાર પ્રવર્તે છે. તે લોકો નાટકને મનુષ્યનાં હૃદય તથા બુદ્ધિને નવીન વલન આપવાનું એક ઉત્તમમાં ઉત્તમ સાધન માને છે; ધર્મોપદેશ અને કથાવાર્તાને ઉત્તમ સહાયરૂપ થઈ પડે તેવી ઉપદેશશાલા ગણે છે. પુરાણની અને પુરાણકલ્પનાઓની કથા અને વ્યાખ્યાનોથી જે અસર થતી તે જ જાણે નાટકની રચના અને કલ્પનાથી સર્વ ઈંદ્રિયોને વિચાર અને ઉપદેશનો ખોરાક પૂરો પાડી પુનઃ ઉપજાવવાનું નવું સાધન આવ્યું હોય તેમ એ દેશના લોકો નાટકની મહત્તા માને છે અને આવું માનવાને લીધે નાટકની રચના તથા ભજવવાની વ્યવસ્થા તે લોકો ઘણા ગાંભીર્યપૂર્વક વિચારથી અને ઘણી દીર્ઘદૃષ્ટિથી યોજતા જાય છે. આપણે પણ નાટકની આવી મહત્તા લક્ષમાં રાખી તેનો ઉદ્ધાર કરવાને અર્થે વધારે ગંભીર, વધારે વિચારવાન્ થવાનું તથા વધારે ઉંડા ઉતરવાનું શીખવું જોઈએ કે જેથી આ પવિત્ર સાધનનો પાપ ભરેલો ઉપયોગ થતો અટકે.

૧૮૯૬

## બુદ્ધિ અને હૃદય

શરીરમાં ' હૃદય ' એવું જે સ્થાન છે તે રક્તનો સંચય કરી રક્તને શુદ્ધ કરી આપીને શરીરનું પોષણ કરે છે એ ઉપરાંત વધારે વિચાર એ શબ્દને અંગે મનુષ્યો કરતાં જણાતાં નથી. મનુષ્ય પોતે જેટલા જેટલા માનસિક વ્યાપાર કરે છે તે બધા જાણે મગજમાંથી જ થતા હોય, માથામાંના કોઈ અલૌકિક તત્ત્વના જ એ બધા પ્રકાર હોય, એવાં સમાધાનો શોધવામાં પરિતોષ માનતાં એકલા ઉત્તમાંગને જ મનુષ્ય સર્વસ્ય ગણી લે છે. માથામાંથી ઉપજતી પ્રવૃત્તિને

બુદ્ધિ કહીએ છીએ, રક્તાશયમાંથી ઉપજતી પ્રવૃત્તિને હૃદય કહીએ છીએ. કોઈ પણ ભય, ક્રોધ, હર્ષ, વિષાદ, આશ્ચર્ય, વિકાસ, દયા, પ્રેમ આદિ લાગણી થતાં હૃદયનો ધબકારો વધવા માંડે છે કે મંદ પડી જાય છે, અને આખા અંગમાં કાંઈક અવર્ણ્ય ચમક લાગી જાય છે. એ વિલક્ષણ પ્રકાર હૃદયનો છે; વિવાદ, યુક્તિ, રચના, વિસ્તાર, વિદ્વત્તા, પાંડિત્ય, આદિ જોતાં મનમાં આપણને એવા થવાની જે વૃત્તિ થઈ આવે છે તે ચમત્કાર બુદ્ધિનો છે. બુદ્ધિને વિસ્તાર છે, ઊંડાઈ નથી; હૃદયને ઊંડાઈ છે, વિસ્તાર નથી. બુદ્ધિ જ્યાં કારણો આપે છે ને વિવાદ કરી ઉંચું માથું રાખી સર્વોપરિ થઈ ચાલે છે ત્યાં હૃદય કારણોને કહી શકતું નથી અને મૌન રહી નીચે માથે સર્વના અંતરમાં સમાય છે. દોષ કાઢવાનું કામ બુદ્ધિનું છે, ક્ષમા આપવા લેવાનું કામ હૃદયનું છે; પણ બુદ્ધિ જ્યાં ક્ષમાનો દાવો કરે છે, ત્યાં તો હૃદય ક્ષમાને સમજતુંએ નથી. બુદ્ધિને માન અપમાન સમજાય છે, સારૂં ખોટું સમજાય છે; હૃદયને સર્વત્ર માનનું માન જ જણાય છે, બધું સારૂં જ દેખાય છે. ગમે તેવી ભાગી તૂટી વાણીમાં, ગમે તેવા જડ આકારમાં, પણ હૃદય હોઈ શકે છે, બુદ્ધિ હોઈ શકતી નથી. બુદ્ધિ આણી આવે છે, હૃદય આણ્યું આવતું નથી. માણસનો આખો આકાર જુઓ, એની દષ્ટિમાં દૃષ્ટિ મેળવો, એને વચને વચન જોડો, એનામાં હૃદય છે એમ કહી શકશો; બુદ્ધિની ખાતરી એમ નહિ થાય. તમે જાતે તેની સાથે વિવાદે ચઢશો, બીજા પાસે તેને લેઈ જઈ ત્યાં વિવાદ કરાવશો, ને એમ કરતાં જ્યારે 'કોઈથી હઠતો નથી' એવું જણાશે ત્યારે પણ તમારી બુદ્ધિ, છેક મરતે મરતે, જાણે પોતાનું જ એમાં કાંઈક જતું રહેતું હોય તેમ ધીમે ધીમે, કહેશે કે હા, ઠીક છે. બુદ્ધિ જોડે તો માણસોને લડવાનું જ મન થાય છે, હૃદયને માણસ તુરત જ નમી પડે છે. 'આ માણસમાં હૃદય છે.' એટલું કહ્યું એટલે એને માટે દસ્તાવેજ, પુરાવો, જમાની, જોઈશું નહિ; આ માણસ આબરૂદાર છે એમ કહેવામાં પુરાવો અને સાખ જોઈશે. કારણ કે હૃદય તો

માણસના ચહેરા અને દેખાવ ઉપર રમી રહે છે, જ્યારે બુદ્ધિ તેના માથાના અંધારા ઓરડામાંથી જ ધમકારા ગજાવી ગજાવીને આપણને છતી થાય છે.

હૃદયને ‘ હું ’ એવું ભાન જ નથી, તે તો કોણ જાણે કોઈ એવો પદાર્થ છે કે જેને દેખે તેને જ બધે દેખે, જેને વળગે તેને જ સર્વત્ર વળગાડે, એ પોતે આખું ને આખું, જેનો સંબંધ હોય તે રૂપ થઈ રહે. બુદ્ધિ તો હું–તું, મારૂં–તારૂં, એવા ભેદ પાડી અમુક હદ અને મર્યાદા ઠરાવી પોતે અને પોતાનું એવા બે વિભાગ સ્પષ્ટ કરી બતાવશે; કશામાં પણ પોતે નહિ એમ નહિ થવા દે. અભિમાનનું નિદાન બુદ્ધિ છે; સ્વાર્પણ, ત્યાગ તેનું નિદાન હૃદય છે. એક રસિક કાવ્યને વાંચતાં હૃદય તેના રસમાં પોતાને ભુલી જશે, જ્યારે બુદ્ધિ તેની રચના તેના ગણ તેની માત્રા તેની કલ્પના ઈત્યાદિ જોવામાં પોતે પોતાને શોધતી રહેશે. બુદ્ધિ જ્યારે ગમે તેવા વિશાલ મકાનમાં પણ પોતે સમાશે કે નહિ તેનાં માપ કાઢે છે ને હીસાબ ગણે છે ત્યારે હૃદય તો એ મકાનના હૃદયને શોધી કહાડી ક્યારનું એ તેમાં ગુમ થઈ જાય છે. બુદ્ધિને પોતા વિના કશું ગમતું નથી, જ્યાં હોય ત્યાં પોતે તે પોતે જ. સુખ, દુઃખ, આબરૂ, પ્રતિષ્ટા, માન, અપમાન, ઘર, બહાર, વ્યવહાર, પરમાર્થ, બધાં બુદ્ધિ પોતે જેવાં માને તેવાં ખરાં;–બીજાં નહિ જ; કોઈ બે બુદ્ધિ આ બધી અને એવી અનંત વાતો વિષે એકમત થવાની નહિ. હૃદયને તો હૃદય વિના બીજું દેખાતું જ નથી, એટલે કલ્પના કરવાનો અવકાશ નથી, જ્યાં હોય ત્યાં હૃદય એકનું એક જ છે, હૃદયે હૃદયને તકરાર આવતી નથી. ગાઢ મૈત્રી, અનન્ય પ્રેમ, શાન્ત સુખી સંસાર, અનેક ઠેકાણે વણસી જાય છે તે બુદ્ધિના કારભારનું જ પરિણામ છે. હૃદય જે રાજ્ય અપાવે છે તેને બુદ્ધિ છીનાવી લે છે. બુદ્ધિ પોતે એવી દુષ્ટ છે કે આપી શકતી નથી તેમ કોઈ આપે તે લેઈ પણ શકતી નથી. મહોટાં રાજ્યો સ્થાપ્યાં, લોહીની નીક વાળી ભય પગાર કે પદવીની લાલચ વિના રણમાં

વીરોએ સ્વાર્પણ કર્યું ત્યાં હૃદયનું સામ્રાજ્ય હતું; પરસ્પર વૈર દ્વેષ અને કલહ કરી કુસંપ વધાર્યો અને પોતાને કોઈ પ્રકારની તૃપ્તિ ન થતાં અનંત તૃપ્તિ શોધતે શોધતે એશઆરામમાં નિર્વીર્ય થવાયું ત્યાં બુદ્ધિનો વૈભવ હતો. હૃદય સ્થાપે છે, બુદ્ધિ ઉથાપે છે. સૃષ્ટિની રચના હૃદય કરે છે, વિનાશ બુદ્ધિ સાધે છે. હૃદય ઓગાળે છે, બુદ્ધિ હોય તે કરતાં પણ વધતા કટકા કરી આપે છે.

હૃદય સૃષ્ટિ કરે છે, હૃદય જ ઈશ્વર છે. જ્યાં હૃદયને ઐશ્વર્ય દેખાય છે ત્યાં બુદ્ધિને નિર્માલ્યતા નિઃસારતા ભાસે છે. હૃદયને શાન્તિ, એકતા, સ્થિરતા જોઈએ છીએ, બુદ્ધિને વૈભવ, કલેષ, પ્રવૃત્તિ જોઈએ છીએ. બુદ્ધિને પૂજા, પ્રતિમા, અને અર્ચનનો આડંબર જોઈએ છીએ. હૃદયને અપૂજ્ય અપ્રતિષ્ઠિત અને અનર્ચિત જ રહેવું ગમે છે. અખા ભક્તે કહ્યું છેઃ—

જ્યાં જોઈએ ત્યાં કૂડે કૂડ, સામાસામી બેઠા ઘૂડ.

બુદ્ધિના અંધકારને પ્રકાશ માનનાર ઘૂડ સામસામી બેશીને પરસ્પરને ખોટાખરા કર્યા જ જાય છે; હૃદયના સૂર્યને તે દેખતા નથી. બુદ્ધિનો તો ખરેખરો 'અંધારો કુવો'જ છે, એનો છેડો જ નથી; હૃદયમાં પરમાત્માની 'અંગુષ્ટમાત્ર' પ્રતિમા પ્રત્યક્ષ છે, હૃદયને પૂજવાનું મૂકી બુદ્ધિને પૂજનારા કેવલ નાસ્તિક જ છે. બુદ્ધિ પોતે જ નાસ્તિક છે, તેને કશી વાતની સ્થાપના ગમતી નથી, બધામાં પોતાને અને પોતાને શોધવા જાય છે, રખેને પોતે કહીંક રહી જશે એવી શંકા તેને નિરંતર રહ્યા કરે છે; સ્થાપના, શ્રદ્ધા, વિશ્વાસ એ તો હૃદયને છે, તે જ નિઃશંક નિર્ભય રહી શાન્તિનો પરમ રસ અનુભવે છે. મોઢે સદાચાર, સદ્‌વૃત્તિ, યોગ, વેદાન્ત, આદિ વાતો કરાવનારી, આચારથી વિમુખ રાખી વચનમાત્રમાં તૃપ્તિ માનનારી અને એવી વચનરચનાઓમાં કૃતાર્થતા સમજનારી બુદ્ધિ જ મનુષ્યને કૃપણ, શઠ, ધૂર્ત બનાવી પરમકલ્યાણમય હૃદયના પ્રકાશથી સર્વદા વિમુખ રાખે છે. બુદ્ધિ તો નિશ્ચય કરી શકે તે પણ એક ક્ષણવાર જ કરી શકે, હૃદય તે નિશ્ચયને

પાર પાડી શકે, તે નિશ્ચયમય થઈ જઈ સાક્ષાત્કાર પામી શકે. શાસ્ત્રો જેને માયા, પ્રપંચ, પ્રકૃતિ આદિ નામથી નિંદે છે તે બુદ્ધિ છે, જેને અભેદ, ભૂમા, આત્મા આદિ નામથી દૃષ્ટિ બતાવે છે તે હૃદય છે; યોગ્ય જ કહ્યું છે:—

પોથી વિશ્વની ભણી ભુલ તું,
પળીયાં પ્રતે બન બાલ તું;
ખરી મસ્તી એ ખરૂં સુખડું,
પછી પુણ્ય પાપ અડે નહિ.

ગૃહસ્થ માત્રને ઉચિત છે કે તેણે બુદ્ધિના વિલાસોની પૂઠ મૂકી હૃદયના આવેગને પ્રાપ્ત કરવા ઉપર લક્ષ રાખવું. વિશ્વાસ, શ્રદ્ધા, પ્રેમ, દયા, દીનતા, એમાં જ ઇશ્વિરનું દર્શન છે. બુદ્ધિ જે આપત્તિઓ સામે વ્યર્થ માથું ફોડી અકળામણ કરે છે તે જ હૃદયને શિક્ષણરૂપ, આત્મ-વિસ્તારના ક્રમરૂપ જણાય છે. બુદ્ધિ જેને મતભેદ કહે છે તેને હૃદય અધિકાર કહે છે, પણ પોતાના પ્રેમની બહાર કોઈ વસ્તુને ગણતું નથી. એ હૃદયની પ્રાપ્તિથી તમને સંસાર મીઠો લાગી પરમાર્થે પાહોચવાના ક્રમરૂપ સમજાશે, પ્રપંચની પ્રપંચતા જતી રહી સત્યના તમારા અનુભવમાં આવવા માંડશે. હૃદયનો આશ્રય કરો, બુદ્ધિની જાલથી અળગા રહો. કરોળીયો પોતે રચેલી જાલમાં પોતાની મેળે જ ગુંચવાઈ મરણ પામે છે એ દૃષ્ટાન્તને મનમાં રાખી પ્રેમનો વિશ્વાસ લાવો અને સર્વત્ર સમતારૂપ હૃદયનો વિસ્તાર પાથરો.

૧૮૯૬

## વાચન

દિનપ્રતિદિન શિક્ષણના વિસ્તાર સાથે વાચનનો પણ વિસ્તાર થતો જાય છે અને વાચનની રુચિને તૃપ્ત કરનારા લેખો પણ વૃદ્ધિ પામતા જાય છે. એ વાત સંતોષ ઉપજાવનારી છે, તથાપિ આપણે

અને આપણે સ્થાને આવનારાં બાલકો શું વાંચીએ છીએ, કેવી રીતે વાંચીએ છીએ, એનો વિચાર કરવાની બહુ આવશ્યકતા છે. શરીરને પુષ્ટિ આપનાર અન્નની અને ભોજનની આપણે અનેક રીતે પરીક્ષા કરીએ છીએ, પણ મન અને આત્માને પુષ્ટિ આપનાર જે વાચન તેની યથાયોગ્ય પરીક્ષા આપણે કરતા નથી. જેમ સર્વ વાતોમાં આજકાલ બહારની ટાપટીપ અને શોભા ઉપર વિશેષ લક્ષ અપાતું થયું છે તેમ વાચનમાં પણ થઈ ગયું છે. આપણી શાલાઓ અને પાઠશાલાઓ સુધી દૃષ્ટિ કરી જોઈશું તો કોઈ એક વિષયના તલસ્પર્શ પર્યંત સાંગ અધ્યયનનો ક્રમ જોવામાં આવશે નહિ. સર્વ વિષયનું પલ્લવગ્રાહી પાંડિત્ય આપણા વિદ્યાલયમાંથી પદવી ધારણ કરીને બહાર આવતા યુવકોમાં પણ દીઠામાં આવે છે ત્યાં અન્ય પ્રાકૃતોની તો વાત જ શી કરવી ?

શાલાઓમાં જેમ ગણિતની કૂચીઓ, ઇતિહાસાદિના સંક્ષેપ, એવાં કૃત્રિમ સાધનો પ્રયોજવા માંડ્યાં છે તેમ મનુષ્યના જીવનને પરમોપયોગી એવા અતિગહન વિષયો પણ સંક્ષેપમાં હસ્તગત કરવાની લલુતા સર્વ પાસા વધેલી દીઠામાં આવે છે. મનુષ્યોના વ્યાપારમાં વૃદ્ધિ થઈ છે કે મનુષ્યોની બુદ્ધિ ક્ષીણ થઈ ગઈ છે, પણ જાણે દોડતે દોડતે જ જ્ઞાનમાત્રને ઉપાડી લેવાય તો ઠીક એવી અસાધારણ તૃષ્ણા દીઠામાં આવે છે. પુસ્તક હાથમાં લીધું, પ્રથમ પત્ર જોયું, અંત્ય પત્ર જોયું, વચમાં આમતેમ ઉથામ્યું, અને અમુક અભિપ્રાય તે પુસ્તકના વિષય સંબંધે ધારણ કરીને ઉંચું મૂક્યું–એ જ પ્રચાર પડ્યો છે. 'વખત નથી' એ તો એક બહુ સામાન્ય અને સાધારણ ફરીઆદ થઈ પડી છે, અને કેટલીક વાર તે વાત ખરી હશે તથાપિ સેંકડે પંચાણુ જનને સંબંધે તો આલસ્ય, બેપરવા અને પોતાની બુદ્ધિનું અભિમાન સંતાડવાનો એ ખોટો માર્ગ છે.

આટલું છતાં એમ નથી કે વાચનની રુચિ ઓછી થઈ છે. પ્રથમ કરતાં ઘણી વધી છે. અભણમાં અભણ માણસના ઘરમાં પણ

અપાર પુસ્તકો હશે, ગાંધીની દુકાને હીંગ મરી ને મરચાંની વાસમાં પણ નાટકનાં ગાયનોએ પડેલાં હશે, રેલ્વેમાં મુસાફરી કરતા ઘણાખરા માણસોના હાથમાં પુસ્તક કે 'ન્યુસપેપર' હશે, અને સર્વ કોઈ પોતાની શક્તિ અનુસાર કોઈને કોઈ 'પેપર'–'છાપુ'–રાખતા હશે, અથવા રાખી નહિ શકતા હોય તો વાચવાની જોગવાઈ કરી લેતા હશે. ઘણાક જનોને નિત્ય 'પેપર' જોયા વિના અન્ન ભાવતું નથી એવી પણ સ્થિતિ છે. આટલી બધી વાચનની રુચિ બહુ સંતોષ ઉપજાવનારી છે, પણ એનો સાર શો છે? જેમાં કશો ઉપદેશ નહિ એવા અથવા આડકતરી રીતે અવળો ઉપદેશ આપનારી વાતો, તેવાં જ નાટકો અને વેપાર, લડાઈ, કેસ, ઇત્યાદિના ખબરઅંતરોનાં 'પેપરો' એ વિના બીજા પ્રકારનું વાચન આ બધી પ્રવૃત્તિમાં દેખાતું નથી, એ બહુ શોચનીય છે.

આપણી શાલાઓ અને પાઠશાલાઓમાં જેમ પરીક્ષા 'પાસ' કરવા માટે જ અધ્યયન ચાલે છે, ગોખીને, મોઢે રાખીને, ગમે તે રીતે પણ પરીક્ષામાં ઉત્તર આપવા જેટલી જ તૈયારી કરવામાં અને કરાવવામાં આવે છે, તેમ આપણા વાચનમાં પણ કામ જેટલું, ખપ જેટલું, પૈસો પેદા થાય તેટલું વાચવા ઉપર વાચકોનું લક્ષ છે. 'પાસ' અને 'નોકરી'ના ઉતાવળમાં જેમ શિક્ષણનો હેતુ–બાલકના મનનો વિકાસ કરાવી તેને વિચારતાં શીખવવું–તે ઉંધો વળ્યો છે, તેમ પૈસો, પૈસો એ ઝંખનામાં વાચનનો વાસ્તવિક હેતુ–પ્રાકૃત જીવનને ઉન્નતિ-કારક પ્રવાહમાં ધોઈ સ્વચ્છ અને ઉન્નત કરવું–તે પણ ઉંધો વળી ગયો છે. વાચન તે જાણે વખત ગાળવાને માટે જ હોય એમ મનાવા લાગ્યું છે, વખત વાચનને માટે છે એમ મનાતું બંધ થયું છે. રેલવેમાં 'વખત જવા' માટે પુસ્તકો અને પેપરો સાથે રહે છે, વખત મળશે ત્યારે વિચારવાને માટે રહેતાં નથી. પ્રાચીન સમયમાં કોઈ પણ ગ્રંથને 'વિચારવો' એમ કહેવાતું તેને સ્થાને હવે 'વાચવો' એટલું જ કહેવાય છે, ને તે અન્વર્થ છે કેમકે વિચાર્યા વિના વાચી જવાય તેવા જ વાચનની આ સમયને ભુખ છે.

કહેવાનું તાત્પર્ય એમ નથી કે સર્વ કોઈ વાચનારે તત્ત્વશાસ્ત્ર અને ગહન વિચારના ગ્રંથો જ વાચવા અને વિચારવા. પરંતુ એવા વિષયોને એ રેલવેની મુસાફરીમાં લેઈ જવા અને વખત ગાલવાને સાથે રાખેલાં વાતો નાટકો કે પેપરના આર્ટિકલોની પેઠે ઉપર ઉપરથી જોઈને જ હાથ કરી લેવાની આશા રાખવી, કે તે રીતે તે વિષયોને ચર્ચાયલા જોવાની ઇચ્છા કરવી એ અતિશય અયોગ્ય અને હાનિકારક છે. ગહન વિષયોને એ રીતે ચર્ચી શકાતા નથી, અને એ રીતે ચર્ચવાથી તેમનું સંપૂર્ણ જ્ઞાન ન થતાં સમજનારને વિચાર કરવામાં ભુલ થયા વિના રહેતી નથી. વાચનની જે પદ્ધતિ પડી ગઈ છે, કથા, વાર્તા, નાટક, ન્યુસપેપર એટલામાં જ વાચનનો વિસ્તાર આજકાલ આવી રહ્યો છે તેથી ગંભીર વિષયોની ચર્ચાનો અવકાશ જતો રહ્યો છે એટલું જ નહિ, પણ જે વિષયો રુચિકર વાચનમાં ગણાય છે તેમાં પણ તેના સ્વરૂપને અનુસરીને કે તેના તલસ્પર્શને અનુભવીને કાંઈ લખાતું જણાતું નથી.

ગંભીર વિષયોની ચર્ચાને અભાવે અને ગંભીર વિષયોનું વાચન અરુચિકર થવાને લીધે તથા જે રુચિકર વાચન છે તેમાં પણ બહુ ઉંડાઈ ન હોવાને લીધે, વાચકોના જીવનમાંથી, વ્યાપારમાંથી, આચારમાંથી, ગાંભીર્ય અને વિવેક પ્રત્યક્ષ રીતે ન્યૂન થતાં જાય છે. આ જગતમાં અવતરીને મરવાની વચમાં જાણે ખાવાપીવા અને મોજમઝાહ કરવા વિના બીજું કશું કર્તવ્ય જ ન હોય તેવી લઘુતા, ચંચલતા, વિકલતા આપણા વાચકોના અંગમાં વારંવાર જણાય છે; અને અભિમાન તથા સંકુચિત મન અને વિચાર સાથે સ્વચ્છંદિતા, ગંમત, મોજ, એ જ સર્વત્ર નિયામક થઈ ગય હોયાં એવું ખેદકારક ભાન વિચારવાનને થયા વિના રહેતું નથી. જીવન અને તેના ઉપયોગ અને નિર્વાહ તથા સ્વરૂપ વિષે ગંભીરતાથી વિચાર કરવો, તે વિચારને અનુસરી મહત્કાર્યોમાં પ્રવેશ કરવાનાં સાહસ સ્વાર્પણ અને આગ્રહ પોતાનાં ચારિત્રમાં પ્રતિક્ષણે દર્શાવવાં, એ વાત જ જાણે, આપણા

વાચકોના લક્ષમાં ન હોય, કાર્યસિદ્ધિનો રહસ્યમાર્ગ ગંભીર વિચાર છે એનું જાણે વિસ્મરણ જ થઈ ગયું હોય, તેવું વર્તમાન સમયના વાચનની સ્થિતિથી જણાઈ આવે છે.

આપણા દેશમાં જ આમ થયું છે એમ નથી; યુરોપ અને અમેરિકામાં પણ દેશની ઉન્નતિના સ્વરૂપને સમજનારા વિચારવાન્ પુરૂષો આ જ પ્રકારની ફરીઆદ કરે છે. વરાળયંત્ર, વીજળી અને ચુંબકની પાંખો ઉપર ઉડતા અને મહાલક્ષ્મીની પ્રતિમાના પ્રતાપમાં ઝંખવાઈ ગયેલા આ સમયને પોતાનાં અંતઃકરણ અને બુદ્ધિમાં પણ વરાળયંત્ર, વીજળી અને ચુંબકનાં સાધનોથી વિચારવાનો અને નિર્ણય કરવાનો પ્રકાર જોઈએ છીએ. આમ હોવાથી આજ તમને એવાં સ્ત્રી પુરુષો બહુ જડશે કે જેમણે ઘણાં શાસ્ત્રો, ઘણા ગ્રંથો, ઘણા વિચારોનાં મોટાં પૂછડાં, ગમે તે, પણ કાંઈક ને કાંઈક જાણ્યાં હોય; પણ એવાં જન તો અતિવિરલ જડશે કે જેને કોઈ એક વિષયનું તેના મૂલથી પરિપાક પર્યંત સાંગોપાંગ યથાર્થ જ્ઞાન હોય. આથી કરીને આ સમયનું જીવન કેવલ એક રમત જેવું, નકામું, હલકું, અને સ્વાર્થી થઈ ગયું છે; જ્યાં જોઈએ ત્યાં રમત ગમતની મંડળીઓ, કલબો, સોસાઈટીઓ છે; અને વિદ્યા કે જ્ઞાનના ગંભીર વિસ્તાર માટેનાં તેવાં સ્થાન અન્ય દેશોમાં ક્વચિત્ ક્વચિત્ દેખાય છે તથાપિ આપણા ભરતખંડમાં તો એક પણ નથી એ અતિશય શોકજનક દશા છે. વિદ્યાવિનોદ શાસ્ત્રચર્ચા એ તો એક અનાદરનો વિષય છે, લોનટેનિસ, બિઝિક, ક્રીકેટ, ચહાપાણી, જ્યાફતો અને વચમાં વચમાં નાટકોનાં 'ગાયનો' એ આજકાલ વિદ્યાના ઉપાસકોનો શોખ છે!

પઠનપાઠનનો જે પ્રાચીન સંપ્રદાય હતો તેનો તો અત્યંત ઉચ્છેદ થયો છે, અને આજ એક શતકથી પાશ્ચાત્ય કેળવણીના પ્રભાવથી આપણે વાચતા અને લખતા થયા છતાં એક પણ શુદ્ધ પ્રતિભાવાળો (original) લેખ ઉપજાવી શક્યા નથી ! આપણું વાચન એ જ આપણા જીવનનું ખરૂં પ્રતિબિંબ છે; માણસ કોની સાથે રહે છે

અને શું વાચે છે તે કહો એટલે તે કેવો છે તે કહી શકોશે એમ જે જ્ઞાનીએ કહ્યું છે તેણે સત્ય કહ્યું છે.

૧૮૯૭

## આપણા પૂજ્ય ગુરુઓ

પ્રાતઃકાળે સ્નાન કરી, દેવાર્ચન કરી, હાથમાં માલા લેઈને ડોસા દર્શને જઈ આવ્યા. આવતાં માર્ગમાં બીજા બે ચાર વૃદ્ધ મળ્યા એટલે અનેક વાતો ચાલી. કોઈ પવિત્ર નથી, ફલાણો શેઠ દાન પુણ્ય કરે છે, ધાર્મિક છે, પણ લુચ્ચો છે, છોકરાને માટે કરે છે, વેપાર વધારવાને કરે છે, ઘરમાં પાપ કરે છે! અમલદાર કચેરીમાં દશ વાગે ગયા, પાંચ વાગ્યા સુધી અનેક જનના ઈનસાફ કર્યા, ન્યાય અન્યાયનાં સૂત્ર ગોખ્યાં અને વિચાર્યા, સાંજ પડતાં કલબમાં ગયા એટલે ગામના સર્વ પ્રતિષ્ઠિત લોકનાં પાનાં ઉથામવા લાગ્યા, કોઈ ચોર, કોઈ વ્યભિચારી, કોઈ ઠગ, કાંઈ કાંઈ ને કાંઈ કહીને વીસારે પાડવા લાગ્યા! જેના હાથમાં પૈસાનો કે અમલનો અધિકાર નહિ એવા માસ્તર નિશાળેથી છોકરાંને રજા આપીને ઘેર આવ્યા. છોકરાંને નીતિનાં વ્યાખ્યાનો આપતાં થાકીને હવા ખાવા નીકળ્યા પણ બેચાર ભેગા થઈ કેળવાયલા, ભણેલા, અધિકારી દ્રવ્યવાન્ સર્વની વ્યવસ્થા કરવામાં પડી ગયા, પોતાને અધિકાર નહિ પણ તે સહી કરી બતાવવાને કોઈને આમ દબાવવો, કોઈને આમ પજવવો, કોઈના ઉપર આવી નનામી રચના ઉઠાવવી, ઈત્યાદિ પેચમાં પોતાનું મહત્ત્વ શોધવા લાગ્યા! આચાર્ય ગાદીએ બેસી અભેદ અને જ્ઞાનનો ઉપદેશ કરતે કરતે કોટડામાં એકાન્તે બેઠા કે દ્રવ્ય આકર્ષવાના અને સ્વચ્છંદે સુખ ભોગવવાના કલેશમાં ઉતરી પડ્યા! ચાર પુરુષો, ચાર સ્ત્રીઓ, ચાર બાળકો, ભણેલા, અભણ, ગમે તે ભેગાં થાય છે કે પોતાનું સ્વરૂપ જ

ભૂલી જાય છે, નિંદા, કુથલી, નકામી સરખામણી, અને કલહ ઉપજાવવાની રચના વિના બીજું કવચિત્ જ કરે છે.

પૂજ્ય, ધાર્મિક, ધનાઢ્ય, સમૃદ્ધ, ન્યાયમૂર્તિ, સાત્ત્વિક એવા જનો કેમ પોતપોતાને ભૂલી જતા હશે? એ બધા ભેગા થઈને જે જે વિવેચનો અને વ્યાખ્યાનો ચલાવે છે તેમાં પણ ન્યાય, પવિત્રતા, સાત્ત્વિકતા, આદિના ધોરણથી જ તેઓ ટીકા કરે છે. છતાં શા માટે ન્યાય અને પવિત્રતાની સંપૂર્ણ દરકાર કર્યા વિના ગમે તેને ગમે તેવો અન્યાય કરે છે? શું પોતે ન્યાય અને પવિત્રતાને ચહાતા નથી? એમ જણાય છે કે મનુષ્યો ક્ષણવાર પોતપોતાના કર્તવ્ય અનુસાર વેષ ધારણ કરે છે પણ તે વેષ એ જ તેમનો ખરો વેષ નથી; તેમનું જે ઈષ્ટ છે તે તેમનો વેષ ઉતારી લીધા પછી જ પ્રસિદ્ધ થાય છે. ન્યાયને આસને વિરાજનાર ન્યાય આપવામાં ન્યાયની હીમાયત કરવાથી પોતે ન્યાયમૂર્તિ જ છે એમ સિદ્ધ થતું નથી; આચાર્ય ગાદીએ બેશી મિથ્યાત્વનો ઉપદેશ આપવા છતાં પોતે સર્વ મિથ્યાત્વ અનુભવી અભેદમાં પીગળેલો છે એમ નથી. તેમના તેમના વેષ તે તે લોક ભજવે છે. તે લોકો વસ્તુતઃ શાને શાને પરમપ્રિય અને ઈષ્ટ ગણે છે તે તો તેમના નિત્ય ઉદ્ગારમાંથી, તેમની વૃત્તિના વલનમાંથી, તેમના આચાર વિચારના પ્રવાહમાંથી, અને તેમની સ્તુતિ નિંદાનાં પાત્ર થતાં જનો ઉપર તેમની બુદ્ધિના પ્રહારમાંથી જણાઈ શકે છે. ન્યાય, ધર્મ, સાત્ત્વિકતા ગમે તેની બહારથી પૂજા કરવા છતાં પણ મનુષ્યોનાં અંતઃકરણમાં પૂજ્ય ગુરુદેવ બીજા જ હોય છે. ઈર્ષ્યા, અભિમાન, કુછંદ, કુટેવ, નિંદા એ જ તેમનાં પૂજ્ય હોય છે; જેને પૂજ્ય ગણવાનો તેવાં જન દાવો કરે છે, બહારના આચારથી દેખાવ કરે છે, તે તો એક ક્ષણવારના ઉપયોગ માટે ધારણ કરેલો વેષ છે.

બાહ્ય વેષ અને અંતઃસ્વરૂપ એ વચ્ચેનો આ જે મહદંતર આર્ય સંસારના ખૂણે ખૂણામાં વ્યાપી ગયો છે તેથી અનેક પ્રકારના કલહ, દ્વેષ, અને વિક્ષેપ ઉપજ્યા છે એટલું જ નહિ પણ આપણા ધર્મ

અને શિક્ષણની પ્રવૃત્તિ પણ નિષ્ફળ થઈ ગઈ છે. નાટકમાં વેષ ભજવનારને પણ પોતે જે ભૂમિકા ભજવવાના હોય તેનો કાંઈક પાશ લાગી જાય છે. તેવા ચાળા, તેવી વાણી ને તેવા વિચાર પણ આવી જાય છે, પરંતુ આ મહાસંસારના નાટકમાં વિવિધ વેષ ભજવનારને પોતપોતાના વેષનો પણ રંગ લાગતો નથી એ આશ્ચર્ય છે. મનુષ્યના મનમાંથી કર્તવ્યની ભાવના કોઈ એવી રીતે શિથિલ થઈ ગઈ છે કે શબ્દ માત્રથી અણઘટતી ઈર્ષ્યા અને તુલનાનાં અયોગ્ય વિવેચનોથી, પોતપોતાના કર્તવ્યની એટલે પોતે જે વેષ લીધો છે તે પરિપૂર્ણ ભજવ્યાની, જે જે ખામીઓ છે તેનો પરિહાર કરી શકશે એમ માને છે. શબ્દથી જ જાણે વસ્તુની પણ ગરજ સરી જશે એવું માનવા અને મનાવવા પ્રયત્ન કરે છે, અને જે મિથ્યા વેદાન્તની ઘણા જનોને મુખે આપણે નિંદા સાંભળીએ છીએ તે જ વેદાન્તનું અનુકરણ થતું જાય છે.

આપણે જેને ચહાતા હોઈએ તેને બહુ સંભારીએ છીએ, જાણતા અજાણતા પણ સ્મરણમાં લાવીએ છીએ, સારો ઉદાર સ્વભાવ હોય તો સ્તુતિ અને ભક્તિથી તેને પૂજીએ છીએ, સાંકડો અને નીચ સ્વભાવ હોય તો ઈર્ષ્યા અને નિંદાથી તેને નીચે લાવવા ઈચ્છીએ છીએ, પણ સ્તુતિ કે નિંદા એ બધીએ આપણને ઈષ્ટ એવી જે મૂર્તિ તેની પૂજા જ છે, અને જેની પૂજા વારંવાર કરીએ તેનો પાશ આપણને બેસવા કરતાં જે રીતે તે પૂજા કરીએ તેનો પાશ બહુ સત્વર બેશી જાય છે. આપણા વેષને અનુસાર સમતા અને ઉદારતા રાખીને તેવા થવાને યત્ન કરીએ કે તેથી અધિકની સ્તુતિ ભક્તિ રાખીએ તો આપણા હૃદયને વિસ્તાર અને શાન્તિનો માર્ગ જડતાં કર્તવ્યનો માર્ગ પણ દેખાય છે. વેષ અનુસાર વિચાર આચાર ન રાખી તે વેષ અને તે કરતાં અધિક મનાતા વેષની તુચ્છતા અને નિંદામાં જ આપણે તૃપ્તિ શોધીએ તો સંકોચ અને નીચતા જ આપણા હૃદયમાં વાસ કરે છે અને અધમતાનો માર્ગ આપણી સમીપ આવે છે, માટે જ મહા-

ત્માઓએ વારંવાર કહ્યું છે કે ગુણગ્રાહી થવું: મધુમક્ષિકાનો ગુણ રાખી સર્વથા સાર લેતાં શીખવું, અને આપણા હૃદયની પૂજા જ્યાં ઘટતી હોય ત્યાં ઉદારતાથી, અસંકોચથી, અને પ્રસિદ્ધ રીતે અર્પવી.

ક્ષુદ્ર મનુષ્યો જાણે છે કે એમાં આપણી મહત્તા ઓછી થાય છે, પણ તેમ નથી. નમનાર જ ચઢે છે, નમ્ર કમાન હોય તે જ ઘણામાં ઘણો આઘાત કરી શકે છે. આપણા હૃદયની પૂજા આપણે જેને જેને અર્પીશું તેનાથી જ આપણું વાસ્તવિક સ્વરૂપ ઘડાશે અને જણાશે, ૨.ને તે પૂજા જે પ્રકારે અર્પીશું તે પ્રકારથી જગત્ આપણી તુલના કરશે. કારણ કે જેનામાં જે હશે તે જ તે આપી શકશે; તેમ લેઈ પણ શકશે, એવું સર્વત્ર પ્રસિદ્ધ છે.

૧૮૯૭

## મત

જે વાતને ઘણા જન માન્ય કરે તે સત્ય હોવી જોઈએ એવું સત્યનું માપ લેવાનું ધોરણ હોત તો જગત્માં આજ જે જે સત્યો મનાય છે તે બધાં અસત્ય જ થઈ ગયાં હોત. માણસો વાણીમાત્રથી શિષ્ટ જનમાં ખપવા માટે જે જે વાત કરે છે તેવું તેનું હૃદય હોતું નથી, અને હૃદયમાં જે માન્યતા હોય તે જ પ્રસિદ્ધિમાં આવતી હોય તો ઘણા મતે જે વાત ઠરે તેને જ સાચી કે સારી માનવાનું ધોરણ આપણને ક્યાં દોરી જાય તે કલ્પી શકાતું નથી. છતાં પાશ્ચાત્ય સંસર્ગોમાંથી આપણને ‘ મત ’ની પદ્ધતિ મળી આવી છે, અને ઘણે મતે જે વાત સ્વીકારાય તે સારી કે સાચી નહિ પણ કર્તવ્ય છે એમ પ્રવૃત્તિ કરવાનો પ્રચાર પડી ગયો છે. બધી વાતનો નિકાલ ‘ ઘણા મત ’થી કરવા કરાવવાનો વ્યવહાર ચાલે છે, અને વેપાર રોજગારથી માંડીને રાજ્યતંત્ર સુધીના નિર્ણયો મતના ધોરણથી કરવામાં આવે છે. ‘ મત ’થી નિર્ણય કરવાનું ધોરણ સારું છે કે ખોટું એવો નિશ્ચય કરવા

કરતાં વધારે વિશ્વાસલાયક બીજું ધોરણ હજી હાથ આવી શક્યું નથી એમ માનવામાં જ મતના ઉપયોગીપણાની તો ખાતરી થઈ શકે એમ છે.

એક માણસને અમુક કાર્યમાં મત આપવાનો અધિકાર છે એટલે તે માણસની જવાબદારી કેટલી થાય છે એ વાત જે કાર્ય માટે તે મત આપનાર છે તે કાર્યના સ્વરૂપ ઉપર આધાર રાખે છે. કાર્ય ગમે તો નાનું હોય કે મ્હોટું હોય, ઘણા જનને લાભ હાનિ ઉપજાવે તેવું હોય કે થોડાંને, તથાપિ એટલી વાત નિર્વિવાદ હોવી જોઈએ કે મત આપનારનું જે મત છે તે તેની ખાનગી મિલ્કત નથી. પોતાની રુચિ પ્રમાણે, પોતાના તુરંગ પ્રમાણે, પોતાની સગવડ પ્રમાણે, કે પોતાના સ્વાર્થને અનુસારે જેનો ઉપયોગ કરી શકાય તેવી એ વસ્તુ નથી. મત આપનાર જે કામમાં મત આપે છે તે કામને અંગે તે મત બંધાયલો છે અને તે કામના સ્વરૂપથી એ મત ક્યાં અને કેવે પ્રકારે આપવો તેનો નિર્ણય થઈ આવે છે. કોઈ પણ કામનું સ્વરૂપ સમજવામાં પણ મત આપનારની પોતાની પ્રકૃતિ અને રુચિ તથા બુદ્ધિ વિના બીજું કશું ઉપયોગમાં આવનાર નથી, એટલે તે માણસ પોતાના મતને ખાનગી મિલ્કત સમજે કે સાર્વજનિક સમજે તેથી બહુ તફાવત ઉત્પન્ન થતો નથી એમ કહેવામાં આવે, પરંતુ બુદ્ધિપૂર્વક સર્વ પ્રકારે વિચાર કર્યા વિના, પોતે જાતે એક પોતાના મતથી કરીને, પોતા કરતાં અન્ય એવાં ઘણાંને લાભ હાનિ કેટલી છે એ જવાબદારી ધ્યાનમાં લીધા વિના, જે મત આપવામાં આવે તે વિચાર વિના અને પોતાની ફરજની બેદરકારીથી આપેલું મત છે એમ કહેવામાં બાધ નથી. અને જ્યાં ઘણાનો નીમેલો એક પ્રતિનિધિ મત આપનાર છે ત્યાં તો તેનું મત તે જરા પણ તેનું પોતાનું રહેતું નથી; તેની પોતાની રુચિ કે પ્રીતિ ગમે તે માર્ગે હોય તોપણ જેમણે પ્રતિનિધિ ઠરાવ્યો છે તેમનું વાસ્તવિક હિત કીયે માર્ગે છે તે વિચારીને જ તેણે મત આપવું જોઈએ. એક લાખ કે તેથી વધારેની પુંજી ધર્મદાયમાં વાપરવા કાઢી હોય

અને તેના પંચ ઠરાવેલા હોય તો તે પંચમાંનો પ્રત્યેક માણસ રખેને મને શાપ આપશે, મને ધર્માદાયનું ખાધાનું પાપ લાગશે, એવી ભીતિ રાખી પોતાની શુદ્ધ બુદ્ધિથી એ ધર્મદાયની વ્યવસ્થા ચલાવવામાં મત આપે છે, તેમ જ અર્વાચીન સમયે જે મત આપવાનું ધોરણ ચાલે છે તે પ્રમાણે મત આપનારાઓએ પણ વર્તવું જોઈએ.

એવો પણ સમય હતો કે જ્યારે મતની કીમત ઉપજતી હતી, સ્વાર્થ અને ખુશામદ માટે મત અપાઈ જતા હતા. એ સમય આજ પણ જતો રહ્યો નથી, પરંતુ ઘણે ભાગે એ વાત અયોગ્ય અને અન્યાયભરેલી મનાઈ છે ને ગુપ્તપણે કહીં કહીં રહી ગયેલી છે. આપણા દેશમાં જેને કોઈ જાહેર કામમાં મત આપવાનો પ્રસંગ આવે છે તે જાણે પોતાને કોઈ મહત્તા પ્રાપ્ત થયેલી સમજે છે, અને અનેક પ્રકારના વિચારો કરી મત આપે છે; પણ તે વિચારો સ્વાર્થ, સંબંધ, ખુશામદ, ઈત્યાદિ કરતાં બીજી વાત વિષયે હોતા નથી એટલું જ દિલગીરી ભરેલું છે. મત શા કામમાં આપવાનો છે, જે લોકોએ પોતાને મત આપવાનો અધિકાર આપ્યો છે તે લોકોનું હિત તે કામનું સ્વરૂપ કેવા પ્રકારે દોરાવાથી થઈ શકે એમ છે, એ પ્રશ્નો વિષે વિચાર કરીને મત આપવાનું જે વાસ્તવિક ધોરણ, તે મત આપનારાઓના ધ્યાનમાં હંમેશાં રહેતું નથી એ જ દિલગીરીભરેલું છે.

યદ્યપિ ઘણા મત મળીને કોઈ વાત થઈ શકે તેટલાથી તે વાત ખરી કે યોગ્ય છે એમ સિદ્ધ થતું નથી તથાપિ જે કામમાં સર્વનો સરખો જ સ્વાર્થ છે તે કામને તે જ માણસોના ઘણા મતથી કરવું એ ધોરણ એકંદરે ખોટું કહી શકાય તેવું નથી. માણસો મત આપવામાં મત અને મતના ધોરણને સમજતા નથી તેથી ઘણીવાર ખરાને બદલે ખોટું જ થઈ આવે છે, પણ જો સર્વ કોઈ પોતપોતાની પૂરી જવાબદારી સમજીને વિચારપૂર્વક મત આપવા શીખે તો એ ધોરણથી ઘણામાં ઘણો લાભ થાય એમાં સંશય નથી.

૧૯૦૮

# નરસિંહરાવ ભોળાનાથ

## (૧૮૫૯-૧૯૩૬)

## દૂરથી ગીતધ્વનિ

આજ ત્રીસ વર્ષ થઈ ગયાં; વિદ્યાભ્યાસના પ્રેમયુક્ત પરિશ્રમમાં મન ડૂબેલું હતું હેવી એક મધ્યરાત્રિયે મુંબાઈ નગરમાં રાત્રિદિવસ સંચરતી ટ્રામવેની એક અંગ્રેજ 'સેલરો'થી ભરેલી ગાડીમાંથી એકાએક મધુર ગીતધ્વનિ મ્હારા શ્રવણ ઉપર પડ્યો. ક્ષણવાર પુસ્તક પુસ્તકને ઠેકાણે રહ્યું. વિકસિત મનોવૃત્તિ શ્રવણેન્દ્રિય દ્વારા એ ગાનસુખનું પાન કરવા લાગી. ટ્રામરથ દૂર દૂર સરતો ગયો, તેમ તેમ એ 'સેલર'મંડળનો મધુર ગીતધ્વનિ પણ સરતો ગયો, પણ તેમ તેમ કાંઈક વિશેષ મધુરતા, કાંઈક અલૌકિક રૂપ, ધારણ કરી મનને પરવશ કરતો ચાલ્યો. આખરે મધ્યરજનીની શાન્તિમાંથી ઉત્પન્ન થયેલો ધ્વનિ મધ્યરજનીની શાન્તિમાં લય પામ્યો. તોપણ પ્રતિક્ષણ એ મધુર ગીતનો પ્રતિધ્વનિ મનમાં ભમ્યા કરતો હતો. સરસ્વતી દેવીની સેવાના વ્રતમાં આ ભંગ થયો ખરો. પણ હેવો ભંગ કો'ને ઇષ્ટ ન હોય? વાચકવર્ગને એ વ્રતભંગના અપરાધ સાથે સંબન્ધ નથી. માટે એ વાત કોરે મૂકી આજ જે વિષય ઉપર વિચાર જણાવવાનો છે તે લઈ ચાલિયે.

આમ આ ગીતધ્વનિયે અલૌકિક આનન્દ આપવાનું કારણ શું? વિદ્યાપરિશ્રમના થાકમાં વચ્ચે મનોવિનોદ એ એક છે, પણ એ જ નથી. ગમ્ભીર મધ્યરાત્રિની શાન્તિ એ પણ એક છે. પણ તે પણ સમસ્ત કારણ નહિં બને. મુખ્ય કારણ તો દૂરથી, પરોક્ષ, એ ગીતધ્વનિ આવ્યો તે છે. સહસા, શાન્તિના સમયમાં આવ્યો તેથી સવિશેષ મનોહર બન્યો. ગાન પ્રત્યક્ષ ગવાય છે ત્હારે–એટલે ગીતધ્વનિનું ઉત્પત્તિસ્થાન, ગાનાર અથવા વાદ્ય નજરની આગળ હોય છે ત્હારે– જે આનન્દ થાય છે તે કરતાં ગાનાર અથવા વાદ્ય સાંભળનારની

નજરથી બ્હાર હોય છે ત્હારે જુદા જ પ્રકારનો અને વિશેષ આનન્દ થાય છે, અથવા આનન્દભિન્ન બીજા ભવ્ય–શોક, ગમ્ભીરવૃત્તિ, વગેરે–જાગૃત થાય છે, તો તે પણ વિશેષ સચોટ રીતે અસર કરે છે;–આ અનુભવસિદ્ધ વાત છે.

આ વિલક્ષણ આનન્દાદિક અનુભવને વિશે શાસ્ત્રીય રીતે કારણનું અન્વેષણ કરતા પ્હેલાં હાવા પ્રકારનાં ઉદાહરણો કેટલાંક પ્રથમ જોઈયે, જેથી કરીને આ વચનને કાંઈક અનુભવની પુષ્ટિ મળે.

ઇંગ્લાંડમાં આરમ્ભકાળમાં કેન્યૂટ રાજા એક વાર હોડીમાં બેશીને નદીમાં જતો હતો તે વખત કિનારે ઇલાયના સાધુઓ દેવળમાં ભજન ગાતા હતા તે સાંભળવાને હોડી રાજાએ થોભાવડાવી તે વિશેની નીચેની પંક્તિયો પ્રસિદ્ધ છેઃ—

" **Merrily sang the monks within Ely,**
**When that Canute, king rode thereby;**
**Row, my knights, row near the land**
**And hear we these monks' song.** "

અહિં કેન્યૂટ રાજા દેવળના ભજનના સંગીતનો શોખીન હતો તે વાત ખરી છે; પરંતુ તે ઉપરાંત હેના મન ઉપર વિશેષ મોહ ઉત્પન્ન કરનારું કારણ એ સંગીત ગૂઢ રૂપે આવતું હતું તે હોવું જોઈયે એમ હું માનું છું. દેવળમાં નિગૂઢ રહેલા સાધુ દૃષ્ટિયે પડતા ન્હોતા; માત્ર હેમાં ગવાતું, ગવાઈને દેવળના મકાનમાં ઘોળાતું, સંગીત બ્હાર નીકળી, નદીના પ્રવાહ ઉપર વિશેષ ચમત્કાર મેળવી, દૂર રહેલી હોડીમાં બેઠેલા રાજાને વિલક્ષણ અસર કરનારું નીવડ્યું. દૂરતાના ચમત્કારનું જ્ઞાન એ રાજાને નહિં હોય તેથી કિનારા પાસે હોડી હંકારી જવાનું હેણે કહ્યું એમ વખતે લાગશે. પરંતુ કિનારે ઊતરી દેવળમાં જવાની ઈચ્છા હેણે જણાવી નથી. માત્ર કાંઈક સમીપ જવા માટે જ કિનારે હોડી થોભાવવાનું કહે છે. તેથી ગાયક મંડળને જોયા વિના જ ગૂઢ સંગીતના મોહને જ સ્વીકારનારી વૃત્તિ આ વૃત્તાન્તમાં પ્રગટ થાય છે.

એક પ્રાસંગિક નોંધવા જેવી વાત એ છે કે ગાન જમીન ઉપર કરતાં પાણી ઉપર વિશેષ મીઠાશ, મધુરતા, મૃદુતા અને ભરાવ પામે છે એ તત્ત્વ આ બનાવમાં રહેલું છે. આ તત્ત્વનો અનુભવ મ્હને તીવ્રરૂપે એકવાર કારવારમાં થયો હતો. દરિયાકિનારાના મકાનમાં સંગીત ચાલતું હતું તે દરિયાના ઓઘને બળે વિલક્ષણ સ્વરૂપ લેતું મ્હને તે વખત લાગ્યું હતું. અવાજને પાણી જોડે કાંઇક વિલક્ષણ સંબન્ધ હશે તે વિજ્ઞાનવેત્તાઓ વખતે સમઝાવી સકશે.

મિલ્ટનના Paradise Lostમાંની નીચેની પંક્તિયોમાંનું વર્ણન ધ્યાન ખેંચશે:—

How oft from the steep
Of echoing hill or thicket have we heard
Celestial voices to the midnight air,
Sole, or responsive each to other's note,
Singing their great Creator? Oft in bands
While they keep watch, or nightly rounding walk,
With heavenly touch of instrumental sounds
In full harmonic number joined, their songs
Divide the night, and lift our thoughts to heaven."

ઉપરની પંક્તિઓમાં આદમ રાત્રે ઇવને કૂહે છે:—

(વસન્તતિલકા)

શા આપણે પ્રિય! સુણ્યા છ અનેક વેળ,
ગમ્ભીર મધ્યરજનીપવને વહેલ,
ઊંચા ગિરિ મહિં અને તરુકુંજ માંહે,
દિવ્ય ધ્વનિ દ્વિગુણ જે પડઘાથી થાએ;
સ્રષ્ટા મહાનતણું ગીત અનન્ત ગાતા,
કો એકલા, વળી પરસ્પર કો ઝીલાતા.
રક્ષાર્થ યામ ભરતા, ફરતા જ ચોકે,
જે વેળ દિવ્ય ગણ શાન્ત ગભીર રાત્રે,

સંગીત મેળ મધુરો ધરતા સુવાદ્યે,
એ સ્પર્શ દિવ્ય કરી ગાન મહાન ગાએ;
એ ગાન રાત્રિ મહિં યામવિભાગ માપે,
ને આપણાં હૃદય સ્વર્ગ લઈજ સ્થાપે.

મિલ્ટનના કાવ્યમાં દિવ્ય ગણમાંના કોઈ કોઈ આદમ પાસે આવી વાત કરતા વર્ણવ્યા છે ખરા; પણ તે અપવાદરૂપ સ્થિતિ હતી; આ પંક્તિઓમાં તો અદૃશ્ય–અથવા તો તે ક્ષણે દર્શનની બ્હાર રહેલા–દિવ્ય ગણોનાં ગીત તથા વાદ્યોના ધ્વનિના શ્રવણનું વર્ણન છે. અને એથી જે ગૂઢ અને વિલક્ષણ કુતૂહલ, આનન્દ, ઉલ્લાસ વગેરે ભાવ જાગૃત આદમ તથા ઇવના હૃદયમાં થતા ત્હેનો ધ્વનિ આ કાવ્ય-પંક્તિઓમાં સહજ જણાઈ આવે છે. આ એંજલોની રચના કલ્પના-જગત્નો વિષય છે તેથી હેમના ગીતધ્વનિ વગેરેનો અનુભવ અવાસ્તવિક ગણી કાઢવાની અહિં જરૂર નથી. કવિત્વકલ્પનાના જગત્નો મૂળ પાયો તો અનુભવના સંસ્કારમાં જ છે; તેથી આપણી પ્રસ્તુત ચર્ચાને માટે ગૂઢ ગીત વિશેના અનુભવનું આ વર્ણન સુસ્થાને જ આવી સકે છે.

એક બીજું ઉદાહરણ લઈયે. અંગ્રેજી કવિ વર્ડ્સ્વર્થ પોતાના Prelude નામના કાવ્યમાં એક સ્થળે નીચેનો પોતાનો બાલ્યકાળનો અનુભવ વર્ણવે છે:—

"But ere night-fall
When in our pinnace we returned at leiure
Over the shadowy lake, and to the beach
Of some small island steared our course with one,
The minstrel of the troop, and left him there,
And rowed oft gently, while he blew his flute
Alone upon the rock–oh, then the calm
And dead still water lay upon my mind
Even with a weight of pleasure, and the sky,
Never before so beautiful, sank down
Into my heart, and held me like a dream."

(રોળાવૃત્ત)

રજનિ થતાંની પૂર્વ હોડલું લઈ હંકારી,
છાયાશ્યામળ સરોવરે મન્દગતિ ધારી,
વળતા જે ક્ષણ હમે, અને કો બેટકિનારે,
સંગીતકુશલ સાથી હમારો કો તે વારે,
ઊતારી દઈ, પછી ધીરે હલેસે સરતા જ્યહારે,
ને એ ત્યહાં એકલો ખડક પર વેણુ વગાડે,
તે વેળા, હા ! એક શાન્ત સરવરજળ સૂનું
ભરતું કંઈ આનન્દભાર મુજ હૃદય વિશે શું !
તે પૂર્વે નવ દીઠું ભર્યું સૌન્દર્યે હેવું
પેલું ઊંચું વ્યોમ હૃદય મુજ પેસે કે'વું !
પેશી ઊંડું હૃદય વિશે કંઈ મોહન મન્ત્રે,
અદ્‌ભુત સ્વપ્નાસમું, મુને બાંધી લે યન્ત્રે.

બાલ્યકાળમાં રમતગમતો વખતે સરોવરમાં હોડીમાં બેશી બાળક મંડળ જતું તે વખતનો આ અનુભવ આલેખ્યો છે. અહિં સંગીતની–ગૂઢ સંગીતની–અસર સ્પષ્ટ શબ્દોથી નથી વર્ણવી; પાણી અને આકાશની શાન્તિની અસર બતાવી છે, એમ શબ્દોનું ગ્રહણ કર્યાથી તત્કાળ લાગશે. પરંતુ એ આકાશ તથા પાણીની મોહની શક્તિ એ વેણુના ગીતધ્વનિને બળે જ ઉત્પન્ન થયેલી એમ કવિનો હેતુ સુગમ્ય જ છે.

(તોટક)

"શીળી ચાંદનીની સમ રેલી રહે,
કંઈ ગાન મધુરું સુમન્દ વહે,
સુણી જે વશવર્તી બની ઠરતા,
હરણાં સમ અમ્બુતરંગ* બધા."

---

*મ્હારી 'કુસુમમાળા'ના છેવટના કાવ્યમાંના આ શ્લોકમાં 'અબ્ધિતરંગ' છે તે બદલી અહિં 'અમ્બુતરંગ' મૂક્યું છે તે જાણીને જ; આ પ્રસંગને વધારે અનુરૂપતા માટે.

એમ જે ગાનનાદની મોહની શક્તિ કહેલી છે તે જ શક્તિને પ્રભાવે આ પ્રસંગે સરોવરજળની ગાઢ શાન્તિ ચીતરાઈ છે.

બીજી એક ધ્યાન ખેંચનારી વાત એ છે કે અહિં ગીતધ્વનિનું નિદાનભૂત પેલો વેણુ વગાડનાર છોકરો ધીમે ધીમે પાછી સરતી હોડીમાંના છોકરાઓને સન્ધ્યાની છાયાઓમાં અદૃશ્યવત્ થતો જઈ, અને એ કોણ છે તે જાણ્યા છતાં, વેણુનાદના જ પ્રાધાન્યને લીધે અજ્ઞાત જેવો જ ભાસ કલ્પાયો છે; તેથી ગીતધ્વનિની ગૂઢતાનો અંશ અહિં લુપ્ત થયો નથી. દૂરથી આવતા ગીતધ્વનિની અસરમાં ગૂઢતા એક કારણરૂપ અંશ છે એ સહજ જણાશે.

ઉપર પ્રાસંગિક નોંધ કરી છે કે પાણી ઉપર થઈને—અથવા પાણી ઉપર—ગીતધ્વનિ આવતાં વિલક્ષણ ચમત્કાર આપે છે—હેનું આ વળી બીજું ઉદાહરણ ઉપરના અનુભવમાં મળે છે.

સંસ્કૃત સાહિત્યમાંથી એક દૃષ્ટાન્ત લઈયે. બાણભટ્ટની 'કાદમ્બરી'-માંથી એ જડે છે. ચન્દ્રાપીડ મૃગયા કરતો કરતો અચ્છોદ સરોવર કિનારે આવી વિશ્રાન્તિ લેતો હતો એ વખતનો વૃત્તાન્ત છે.

**मुहूर्तं विश्रान्तश्च तस्य सरस उत्तरे तीरप्रदेशे समुच्चरन्तमुन्मुक्तकवलेन निश्चलश्रवणपुटेन तन्मुखीभूतेनेन्द्रायुधेन प्रथममाकर्णितं श्रुतिसुभगं वीणा-तन्त्रीझङ्कारमिश्रममानुषं गीतशब्दमश्रुणोत् । कुतोऽत्र विगतमर्त्यसंपाते प्रदेशे गीतध्वनेः संभूतिरिति समुपजातकौतुकः कमलिनीपत्रसंस्तरादुत्थाय तामेवगीतसंपातसूचितां दिशं चक्षुः प्राहिणोत् । अतिदवीयस्तया तुतस्य प्रदेशस्य प्रयत्नव्यापृतलोचनोऽपि विलोकयन् नकिञ्चिद् ददर्श । तमेव केवलमनवरतं गीतशब्दं शुश्राव ।**

(ચોપાઈ ઓખાહરણમાંની પ્રમાણે)

લીધી વિશ્રાન્તિ ક્ષણભર જ્યહારે,<br>
ચા રુ ચ ન્દ્રા પી ડ કુ મા રે;<br>
હે વે ઇ ન્દ્રા યુ ધ કૌ તુ ક થી,<br>
તન્મય થઈ, નિશ્ચલ કર્ણપુટથી,

મુખથી તૃણનો કવલ નાંખી દઈને,
સુણતો નાદ કો ત્હાં સ્થિર થઈને:
ઊપન્યો સરફરે ઉત્તર તીર,
ગીતનાદ અલૌકિક ધીર;
સુણિયું પછી એ ચન્દ્રાપીડે,
ગાન મંજુલ સુરથી જે હીંડે;
વીણાના સુર મૃદુ ઝંકારે
માંહિં ભળિયા છ વારેવારે.

( અનુષ્ટુપ્ )

ક્યહાંથી આ નિર્જન દેશે ગીતનાદ જ ઊપને ?
એમ કૌતુકભાવેથી ચિન્તતો મુગ્ધ એ મને.

( ચોપાઈ ઓખાહરણની જેવી )

તજી કમલિનીપત્રની સેજ,
ઊઠયો રાજકુમાર સતેજ;
એ દિશ નયન કુતુકનાં ધરતો,
જ્યહાંથી ગીતધ્વનિ એ નીસરતો.
અતિ દૂર એ સ્થળ હતું ત્યાંહિં,
શ્રમ કરતાં એ દીઠું ન કાંઇ;
સુણિયો કેવળ એ ગીતનાદ,
રમતો અવિરત અનિલની સાથ.×

---

×આ ભાગનું ભાલણકૃત 'કાદમ્બરી'માં ભાષાન્તર નીચે પ્રમાણે છેઃ—

રાગ ગુડી

" મુહૂર્ત માત્ર કરી સ્થિર મંન
બિઠુ તિહાં ચાલી આસંન ।
વસ્ત્ર ઉત્તરી પિંડલ કર્યૂં
લેઈ મસ્તક ઊપરિ ધર્યૂં ॥૩૬॥

**અચ્છોદસરના** ઉત્તર કિનારા ઉપર મહાદેવના દહેરામાં **મહાશ્વેતા** વીણાઝંકાર સહિત અલૌકિક ગાન ગાતી હતી. તે દૂર દૂર બીજે કિનારે **ચન્દ્રાપીડના** શ્રવણ ઉપર પડવાનો ક્રમ તથા તેથી થયેલી અસર આ વર્ણનમાં સુન્દર રીતે નજરે પડે છે. ગીતનાદની અસર–ગૂઢ ગીતનાદની અસર–ઈન્દ્રાયુધ જેવા અશ્વના ઉપર પણ થઈ, અને તે **ચન્દ્રાપીડના** કરતાં પ્હેલી એ સૂક્ષ્મ રસિકતાનો ચમત્કાર છે. **મહાશ્વેતા** તો અદશ્ય હતી–અજ્ઞાત પણ હતી–તેથી ગીતધ્વનિના ઉત્પત્તિસ્થાન તરફ અ-સાધારણ કુતૂહલનો ભાવ અહિં જરાક પ્રધાનરૂપે આવીને ગીતથી થતા આનન્દના ભાવને કાંઈક દાબી નાંખે છે એમ ભાસ અહિં થાય છે. પરંતુ વાર્તાવિષયનો ઉદ્દેશ ધ્યાનમાં રાખતાં એ કુતૂહલનું પ્રાધાન્ય અયોગ્ય નથી. **ચન્દ્રાપીડ** આ ગીતનાદને યોગે આગળ વધી **મહાશ્વેતાને** મળવાનો છે, વાર્તા એમ આગળ વધવાની છે, માટે એ ક્રમને માટેનો પ્રવર્તક હેતુ–કુતૂહલ–તે જ અહિં જરાક આગળ પડતો આવે, બાકી

---

એટલિ ઈંદ્રાયુધ યે તુરી
રહ્યુ કર્ણું બે ઊફરા કરી ।
મેહેલી તૃણ ગ્રીવા ઊફરી
રહ્યુ સાંભલિ શ્રવણે કરી ॥૩૭॥
તવ કુંઅર સાંભલિઊ ગીત
અમાનુષ યંત્રીયુત રીતિ ।
વાજિ વીણા મધુરિ નાદ
સાંભલતાં મતિ અતિ ઉલ્હાદ ॥૩૮॥
ત્યજી સાથરુ ચાલ્યું શૂર
ચિહાંથી ગીત પ્રવાહાનું પૂર ।
આગલિ પાછલિ ચુહુદિશિ જોય
ગાઈ તે નવિ દીસિ કોય.'' ॥૩૯॥

**આ લગભગ મૂળના તાત્પર્યને સાચવીને કરેલું પણ સ્વતન્ત્ર ભાષાન્તર છે. પરંતુ કેટલાક ભાગ સહજ રહી ગયા છે તેમ જ ભાષા ભાલણના સમયની છે, તેથી મ્હેં ઉપર ભાષાન્તર કરીને મૂક્યું છે.**

ચન્દ્રાપીડે પણ પ્રથમ તો ગીતધ્વનિનો અવિક્ષિપ્ત આનન્દ ક્ષણભર અનુભવેલો જ; પછી કુતૂહલની પ્રવૃત્તિ થયેલી;—એ વાત બાણ કવિએ અનુક્ત રાખી કાંઇક વ્યંજનાગમ્ય જ રહેવા દીધી છે. તેમ જ ગૂઢ ગીતધ્વનિનો ચમત્કાર એ આ પ્રકારના પ્રસંગે આનન્દને વિશેષ રૂપ આપનાર બને છે એ તત્ત્વ ધ્યાનમાં રાખતાં આ કુતૂહલનું પ્રાધાન્ય આપણી ચર્ચાને બહુ બાધક નહિં બને.

અહિં પણ ગીતનાદ સરોવરના જળ ઉપર થઈને આવ્યાથી હેની ચમત્કૃતિ સવિશેષ બની છે—એ પાછું નોંધવા જેવું છે.

કાંઈક આ પ્રકારનું એક વર્ણન મરાઠી સાહિત્યમાં એક સ્થળે જોએલું મ્હને યાદ આવે છે. સૌ. કાશીબાઈ કાનિટકરે ન્હાની ન્હાની ચારપાંચ વાર્તાઓની એક ચોપડી પ્રસિદ્ધ કરી છે—હેનું નામ હાલ સ્મરણમાં નથી—હેમાં એક વાર્તામાંની નાયિકા સરોવર વચ્ચે એક દહેરામાં વિલક્ષણ માધુર્યથી ભરેલા કંઠથી વીણા કે હેવા વાદ્ય સાથે ગાતી, પ્રથમ અદૃશ્ય, દૂરથી સંભળાતી વર્ણવેલી છે. એ રમણીય ચિત્ર—એ નાયિકાના કરુણ રસમય પૂર્વના જીવનવૃત્તાન્તથી—વિશેષ ગમ્ભીરભાવથી આકર્ષક બન્યું છે.

ગૂઢ ગીતધ્વનિની મોહક શક્તિનું ભાન થવા માટે આટલાં દૃષ્ટાન્તો બસ થશે. આ પ્રકારનાં બીજાં અનેક ઉદાહરણો રસિક વાચકને જડી આવશે. અંગ્રેજી કવિ શેલીનું અનુપમ કાવ્ય 'Sky-lark' વિશેનું છે હેમાં એ ચંડોળ પક્ષીના ગીતના ચમત્કારનું મુખ્ય બીજ એ પક્ષીની દૂર ઊંચે આકાશમાં, અદૃશ્ય, ગૂઢ સ્થિતિમાં જ છે.

ચંડોળ પક્ષી સન્ધ્યાના આકાશતેજમાં દૂર, દૂર, ઊંચે નિગૂઢ છે, અદૃશ્ય છે; માત્ર હેનું અનુપમ ગાન રેલાતું શ્રવણને અને મન-હૃદયને આનન્દમાં રોકી લે છે; એ સ્થિતિ કવિ શેલી અનુપમ સૌન્દર્ય અને માધુર્યભર્યા શબ્દોમાં આપણી સમક્ષ ખડી કરે છે:

**The pale purple even**
**Melts around thy flight;**

**Like a star of heaven**
**In the broad daylight,**
**Thou art unseen, but yet I hear thy shrill delight.**

વીંટી લેતી તુજ વપુ
નીલલોહિત રંગમાં,
આછી થઈ જાતી સરી
સન્ધ્યા શી આ હૃદયંગમાં ?

અદૃશ્ય તું રૂહે નભમાં, જ્યમ કો પ્રભાતતારક ઝીણો રે,
તદપિ સુણું તુજ આનન્દભર્યો રવ મધુરો તે તીણો
રમતો વ્યોમ વિશે.

આમ કહીને કવિ એ નિગૂઢ રહેલા ગાન વરસાવતા ચંડોળને અનેક સુન્દર ઉપમાઓ આપી આ ગૂઢ રમ્ય સ્વરૂપનાં પ્રતિબિમ્બ પાડે છે: એકલ ઘનમાં લપાઈ રહેલી, કિરણવૃષ્ટિ વરસાવતી ચંદ્રા; દિવ્ય વિનીત જ્યોતિમાં ગૂઢ રહી, અણવીનવ્યો ગીત વરસાવતો કવિ; ઉચ્ચ ભવન અટારિયે બેઠેલી, પ્રેમમધુર સંગીતો વડે મંડપને છલકાવી ઉર હલકું કરતી, કોઈ કુળકન્યકા; તૃણકુસુમોમાં ગૂઢ રહેલો, દિવ્ય રંગ વેરતો, ખદ્યોત; ઈત્યાદિ ઉપમાઓ ગૂઢતા અને માધુર્યનો સંયોગ બતાવવાને ઉપયોગમાં લીધી છે.

આપણી કોયલના ગાનની મધુરતામાં મોહની શક્તિ પ્રેરનાર તત્ત્વ પણ હેનું નિગૂઢ સ્થાન એ જ છે.

"કુહૂ કુહૂ કરી જો ફરી આવ્યો,
મીઠો રવ અમીરસ જો! લાવ્યો,
કોયલડી રહી છૂપી ઝાડના ઝુંડમાં રે
ગાતી છન્દમાં રે."

આમ હેનું સ્વચ્છંદ ગાન ઝાડના ઝુંડમાં એ છૂપી રહી હોવાથી સવિશેષ ચમત્કાર આપે છે; અથવા રા. મણિશંકર ભટ્ટનું અનુપમ સૌન્દર્યવાળું વર્ણન લઈયેઃ—

"બેશીને કોણ જાણે કહિં પરભૃતિકા ગાન સ્વર્ગીય ગાય."

આ સાદી પણ વિલક્ષણ મધુરતાવાળી પંક્તિ એકદમ આપણા હૃદયમાં ઊંડી ઊતરે છે. અહિં "કોણ જાણે કહિં" એ શબ્દોથી કુતૂહલનો ધ્વનિ થાય છે ખરો; પણ–એ ગમે ત્હાં બેઠી હો, મ્હારે હેના સ્થાન સાથે કામ નથી, ગાન સાથે કામ છે–એ પ્રકારનો ભાવ સૂચવાઈ કુતૂહલતા વૃત્તિ ગૌણ બની શુદ્ધ આનન્દની વૃત્તિ જ પ્રધાન બને છે. આ કારણથી "કોયલડી રહી છૂપી ઝાડના ઝુંડમાં રે" એ કાંઇક નિશ્ચિતતાવાળા ચિત કરતાં રા. મણિશંકરનું અજ્ઞાનતાની મધુરતાવાળું વર્ણન વધારે ચમત્કારયુક્ત બને છે.

"મોરલી વાગી રે શ્રી કૃષ્ણની!"–એ એક ગરબીમાંની પંક્તિ આપણી ચર્ચાના તત્ત્વને સંબન્ધે સુન્દર પ્રકારના ધ્વનિ જાગૃત કરે એમ છે. કૃષ્ણની મોરલીનો મોહક સાદ હેના ધ્વનિની સુન્દરતાને લીધે હતો તે કરતાં વધારે સબળ રીતે એ મોરલી અને એ મોરલીના અધિષ્ઠાનભૂત કૃષ્ણ બંને દૂર અને ગૂઢ હોવાને લીધે ચમત્કારજનક હતો.

"જતન મૈં ક્યા કરું સજની,
બાજી બંસી ઉસી બનમેં."

આ એક લૌકિક ગીતની પંક્તિમાં પણ એ જ ગૂઢતા અને તેથી ઉત્પન્ન થતા કુતૂહલજનિત મોહની છાયા સ્પષ્ટ રીતે જણાશે.

એક હાવું જ પણ વિશેષ ચિત્રચ્છાયાવાળું ઉદાહરણ જોઈશું. એક લૌકિક ગાયનની 'ચીજ'માં નીચે પ્રમાણે વર્ણન છેઃ—

"કાલી ઘટા, ચઢી બે બિકટા,
બીજરી હોત, તન થરથરાત,
જિયા ડગમગાત,
કાનન પરી મુરલીકી ભનક!
પ્હોંચા દે હમકુ વહાં તલક."

અહિં કાળી વિકટ ઘનઘટા ચઢી છે, માંહિં ચમકતી વીજળી ગોપીના હૃદયમાં સુકુમાર ભયના ચમકારાના પ્રતિધ્વનિ આપે છે,–એ સાદા પણ સચોટ ચિત્રની છાયાથી, એકાએક અજ્ઞાત, અદૃશ્ય,

મુરલીનો ભણુકારો કાન ઉપર પડતાં થતી અલૌકિક અસર આ સુન્દર ચિત્રમાં સબળ રીતે પ્રતિબિમ્બિત થઈ છે. અહિં ગીતધ્વનિની અદૃશ્યતાની મદદમાં મેઘ, વીજળી, વગેરે પ્રકારો આવી નવીન અંશ કાંઇક ઉમેરાયો છે.

ત્હારે ગૂઢ ગાનની–દૂરથી આવતા ગીતધ્વનિની–મોહની શક્તિનું કારણ શું? એ હવે જરાક તપાશિયે. ઉપર દૃષ્ટાન્તો આપી ચર્ચા કરી ત્હેમાં સ્થળે સ્થળે આ પ્રશ્નને ઉત્તર મળે હેવી કાંઇ કાંઇ પ્રાસંગિક સૂચનાઓ થઈ ગઈ છે, તે ચતુર વાચક તરત જોશે. અહિં હવે એ બીજની નિરાંત્યે પરીક્ષા કરીશું. એક વાત ધ્યાનમાં રાખવાની છે કે આ મોહની શક્તિ કેવળ ગાનના માધુર્યમૂલક નથી. ગીતધ્વનિ–અથવા ધ્વનિમાત્ર–નું ઉત્પત્તિસ્થાન અને અધિષ્ઠાન દૃષ્ટિગોચરતા હોય એટલે જ એ ચમત્કાર ઉત્પન્ન થાય છે. 'માલતી માધવ'માં

" नादस्तावद्विकलकुररीकूजितस्निग्धतार

श्चित्ताकर्षी परिचित इव श्रोत्रसंवादमेति ॥

(ગિતિ)

નાદ ખરે ! આ વ્યાકુલકુરરીકૂજિતસમો તીણો મીઠો

ખેંચે ચિતને પરિચિત સરખો, પૂર્વે શું એ શ્રવણ કીધો !

એ વર્ણનમાં માલતીની ચીસ માધવ સાંભળે છે તે કાંઈ ગીતધ્વનિ નથી, પણ કેવળ સાદો અવાજ છે, ત્હાં પણ એક પ્રકારનો હૃદયનો ચમત્કાર માધવને થાય છે. કારણ એ છે કે ધ્વનિ–ગીતનો અથવા સાદો–અજ્ઞાત સ્થળમાંથી ઉત્પન્ન થતાંની સાથે સ્વાભાવિક રીતે એકાએક પ્રથમ ભાવ કુતૂહલનો પ્રગટ થાય છે. અને એ કુતૂહલમાં જ એક પ્રકારનો ખાસ ચમત્કાર સમાયલો છે. અને આ ભાવ ગીતધ્વનિ નહિં, પણ સાદા ધ્વનિને પ્રસંગે પણ ઉત્પન્ન થાય છે એટલું જ નહિં, પણ નાદભિન્ન ઈતર કેટલાક અનુભવોને પ્રસંગે પણ થાય છે–માત્ર એ અનુભવનું નિદાન દૃષ્ટિગોચર ના હોય તો. ઉદાહરણ તરીકે,– 'ઉતરરામચરિત'માં સીતા અદૃશ્ય રહેલા રામને સ્પર્શ કરે છે

તે વખતે રામને જે અવર્ણનીય રમ્ય સંવેદન થાય છે તે વાચકના ધ્યાન આગળ મૂકું છું. એ જ રામ એ નાટકના આરમ્ભમાં સીતાને પ્રત્યક્ષ જોઈ સકતો હતો તે વખત તેના સ્પર્શથી કાંઈ ઓછો આનન્દ તેને ઉત્પન્ન ન્હોતો થતોઃ—

( શિખરિણી )

" विनिश्चेतुं शक्यो न सुखमिति वा दुःखमिति वा
प्रबोधो निद्रा वा किमु विषविसर्पः किमु मदः ।
तव स्पर्शे स्पर्शे मम हि परिमूढेन्द्रियगणो
विकारश्चैतन्यं भ्रमयति समुन्मीलयति च ॥"

" ઊંઘું છું કે જાગું ? ઝીલું હું સુખમાં કે દુઃખ ડૂબું ?
ગયો છું ઘેરાઈ મદથી, વિષથી ? ના કળી સકું;
તવ સ્પર્શે સ્પર્શે જડ મમ બધાં ઈન્દ્રિય કરી
ભમાવે વિકાર પ્રફુલ કરી દે ચેતન વળી. "

( મ. ન. દ્વિવેદીકૃત ભાષાન્તર )

આ કાંઈ અલૌકિક ચમત્કારપૂર્ણ આનન્દસંવેદન હતું. છતાં આગળ ઉપર સીતા અને વાસન્તી શોકપૂર્ણ રામની પાસે આવતાં રામને સીતા—અદૃશ્ય રહેલી જ—સ્પર્શ કરે છે,—તે વખતનો આનન્દાનુભવ ઉપરનાં કરતાં વિલક્ષણ અને વિશેષ ચમત્કારવાળો હતો. રામ મૂર્છિત થયો હતો; તમસાએ સીતાને સુઝાડ્યું કે હેને ત્હારો હાથ અડકાડ્ય એટલે એ મૂર્છામાંથી સાવધ થશે; બ્હીતી બ્હીતી સીતાએ હાથ અડકાડ્યો; મૂર્છામાંથી જાગૃત થતાં રામે—આંખ્યો મીંચી રાખીને જ ઉદ્ગાર કાઢ્યોઃ—

आलिम्पन्नमृतमयैरिव प्रलेपै-
रन्तर्वा बहिरपि वा शरीरधातून् ।
संस्पर्शः पुनरपि जीवयन्नकस्मा-
दानन्दादपरमिवादधाति मोहम् ॥ "

( આર્યા )

લેપો અમીરસ ભરિયા મીઠા દેતો શરીરધાતુને
અન્તર બહાર સઘળે સ્પર્શ ફરી આ જીવાડતો મુજને;
આવ્યો અણદીઠો એ સ્પર્શ મધુર અંગ અંગ રસ વ્યાપે,
આનન્દ પૂરી ઊંડો મૂર્છા એ શું ફરી મુને આપે.

હજી પણ આંખ્ય મીંચીને જ સ્પર્શસુખ અનુભવતો રામ કહે છેઃ–" સખી વાસન્તી ! સુભાગ્ય આપણું વધાઈની વાત ! "

વાસન્તી–" કેમ વારું ? "

રામ–" સખી ! બીજું શું ? ફરીથી જાનકી મળી ! "

અહિ જોઈશું તો સીતાને જોવાનું કુતૂહલ દબાઈને આનન્દનું જ બળ પ્રધાન રહ્યું છે; રામચન્દ્ર સુખનો અનુભવ સાચવી રાખી સીતાને જોવાનો લોભ નથી કરતો અને આંખ્ય મીંચેલી જ રાખે છે. સ્પર્શથી–પ્રેમપરિચિત સ્પર્શથી–ગમ્ભીર સબળ પ્રેમના બળે સીતાને વગર જોયે જ રામે ઓળખી તેથી કુતૂહલનો નાશ થયો એમ નથી ગણવાનું. આનંદસંવેદન એટલું પ્રબળ હતું કે કુતૂહલનો ભાવ તેમાં ગૌણ રૂપે લપાઈ રહ્યો હતો. પ્રથમ કહેલા સીતાના પ્રત્યક્ષ દર્શન સાથેના સ્પર્શમાં અને આ સ્પર્શમાં ભેદ સ્થાપનાર તત્ત્વ નેતો કુતૂહલ જ ર્‌હેશે,–ક્ષણે ક્ષણે આનન્દને જગાડે, વચમાં વળી પોતે આવી, અપૂર્વ રસશૃંખલા ગૂંથનારું કુતૂહલ. ત્‍હારે, સ્પર્શને પ્રસંગે પણ કુતૂહલનો ભાવ–નાદના શ્રવણની પેઠે સ્પર્શના અનુભવનું મૂળ અદશ્ય હોવાથી થતા કુતૂહલનો ભાવ–એ મુખ્ય ચમત્કારબીજ બને છે. પછી ગીતધ્વનિને સંબન્ધે ગાનની મધુરતા ઉમેરાઈ એ આનન્દાનુભવ ઉપર વિલક્ષણ રસકૌમુદીનો ઢોળ ચઢાવે છે, તે વિશેષમાં.

ત્‍હારે અદશ્ય ગીતધ્વનિથી થતા ચમત્કારનું એક કારણ કુતૂહલ. એ કુતૂહલનો ભાવ અને ગીતધ્વનિનો સહજ આનન્દ એ બે વચ્ચે સમતોલ ર્‌હેવું આવશ્યક છે. કુતૂહલ પ્રધાન થઈ જઈ આનન્દને દાબી નાંખે–તો ચમત્કારની ખૂબી જરાક કલુષિત થઈ

જવાની. ઉપરનાં દૃષ્ટાન્તોમાં મહાશ્વેતાના સંગીતથી ચન્દ્રાપીડને થયેલા ભાવમાં કુતૂહલ કાંઈક અગ્રભાવે વખતે જણાય છે; પરંતુ આનન્દના ભાવનું પ્રાબલ્ય લુપ્ત થયેલું નથી, એ હું બતાવી ગયો છું. આનન્દ-ભાવ કુતૂહલને કાંઈક દાબે તો બાધ નહિં આવે. માટે સમતોલ શબ્દનો પ્રયોગ કરેલો છે તે આટલી રીતે વિશિષ્ટ કરવાનો છે.

આ કુતૂહલની ઉત્પત્તિ થઈને હેનું શમન થઈ જાય તો ચમત્કાર લુપ્ત થાય; પરન્તુ ગૂઢ સંગીતને પ્રસંગે તેમ બનતું નથી, કેમકે ગીત-ધ્વનિનું ઉત્પત્તિસ્થાન તેટલો વખત તો અદૃશ્ય અને ઘણે પ્રસંગે અજ્ઞાત્ રહેવાને લીધે, કુતૂહલનો ભાવ ક્ષણે ક્ષણે ઉદ્દીપિત થાય છે અને સતત ચાલૂ રહે છે. ગાનમાધુર્યનો આનન્દ અને કુતૂહલ એ બે ભાવનું હેવું વિલક્ષણ મિશ્રણ થાય છે કે એ બંને ભાવના પ્રવાહની એકમેક સાથે ગૂંથણી થઈ જઈ, બંનેમાં વારાફરતી એક બીજાને આવિર્ભાવ અને ક્ષણિક તિરોધાન એમ સૂક્ષ્મ અને અલક્ષ્ય ક્રમથી રસપ્રવાહ અસ્ખલિત વ્હે છે. અને આ કારણને લીધે જ કુતૂહલ તે આ પ્રસંગે ગાનમાધુર્યમાં અને હેના આનન્દમાં વિક્ષેપકર બનતું અટકે છે.

સૌન્દર્યચમત્કારનું ઊંડું બીજ કુતૂહલ જ છે. સૌન્દર્યના એક અંશનો ઉપભોગ કર્યા પછી એનો એ ફરીથી આનન્દ આપી નહિ સકે—એના એ સ્વરૂપમાં નહિ આપી સકે. અને તેથી જ હેનો બીજો અંશ ઉપભોગવિષય થતા પ્હેલાં હેમાં નવીનતા જોવાની ઉત્સુકતા ઉત્પન્ન થાય છે. અને અર્થાત્ એ બે અંશોની વચ્ચે કુતૂહલનો અંકોડો જોડવાને માટે આવે છે. એ કુતૂહલને તૃપ્ત કરનારી નવીનતા ન આવે તો સૌન્દર્ય સિદ્ધ ના થાય, આમ કુતૂહલ તે આનન્દની શઙ્ખલામાં સૂક્ષ્મ ન્હાના ન્હાના અંકોડા પૂરા પાડે છે. આ પ્રકારની પ્રવૃત્તિને વિશેષ બળ આપવાનું કારણ સુન્દર વસ્તુની અર્ધનિગૂઢ સ્થિતિ એ બને છે. ચન્દ્ર વાદળાથી ઢંકાયેલો હોય છે ત્ય્હારે સવિશેષ ચમત્કાર આપે છે; લતામંડપ ઉપર ગુપ્ત રહેલા મોગરાનો સુગન્ધ નાકે લગાડેલા ફૂલ કરતાં વધારે આનન્દ આપે છે;—હેનું કારણ ક્ષણે ક્ષણે કુતૂહલ જાગૃત થઈ નવી નવી સુન્દરતાનું દર્શન એ જ. કવિતામ

પણ વ્યઙ્ગ્યનો ચમત્કાર અતિ ગૂઢતા પણ નહિ અને અતિ સ્પષ્ટતા પણ નહિ કેવી અર્ધ ગૂઢ સ્થિતિમાં જ મનાયલો છે:

" अर्थोगिरामपिहितः पिहितश्च किञ्चिद् रम्यत्वमेति "

એ સુપ્રસિદ્ધ વચનમાં રસનું અમૂલ્ય તત્ત્વ સમાયલું છે. કુતૂહલથી ઉપર કહ્યું તેમ રસપ્રવાહ ચાલૂ રહે છે એટલું જ નહિ, પણ એ કુતૂહલના ભાવથી ઈષ્ટ વિક્ષેપ આવીને કેવળ પ્રગટ સૌન્દર્યથી થતી સંતૃપ્તિનો સંભવ ટળે છે. આ વિક્ષેપ તે વિક્ષેપ નથી તે હમણાં જ ઉપર નોંધ્યું છે. ખરા વિક્ષેપના પ્રસંગો તો બીજા જ છે. અને એ વિક્ષેપનું સ્મરણ થતાં ગૂઢ ગીતધ્વનિની મોહની શક્તિનું બીજું કારણ હવે ઉપસ્થિત થાય છે. તે–વિક્ષેપાભાવ. ગીતધ્વનિનું ઉત્પત્તિસ્થાન, ગાનાર વગાડનાર માણસ વગેરે, અદૃશ્ય હોવાને લીધે, શ્રોતાનું ધ્યાન અવિક્ષિપ્ત રૂપે ગીતધ્વનિમાં જ સંલગ્ન રહે છે, તેથી એ માધુર્યજનિત આનન્દ અલિપ્ત અને અવિચ્છિન્ન બની શ્રોતાને મોહપાશમાં બાંધી લે છે. તર્કશાસ્ત્રમાં પ્રત્યક્ષ જ્ઞાનની ઉત્પત્તિ વિશે કહ્યું છે તે પ્રમાણે મન, ઈન્દ્રિય (જ્ઞાનેન્દ્રિય), અને વિષય (જ્ઞાનવિષય વસ્તુ) એ ત્રણેનો સંયોગ થાય ત્યહારે પ્રત્યક્ષ જ્ઞાનનો અનુભવ થાય છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગન્ધ એ પાંચે વિષયમાં આ ધોરણ પ્રવર્તે છે. અહિં શબ્દ (=અવાજ) ના પ્રત્યક્ષમાં શબ્દ, શ્રવણેન્દ્રિય અને મન એ ત્રણ યોગમાં આવે ત્યહારે શ્રવણરૂપી પ્રત્યક્ષ જ્ઞાન થાય, તે જ્ઞાનની વચમાં શબ્દ ઉત્પન્ન કરનાર પુરુષ કે સ્ત્રીનું દર્શન થાય તો મન શ્રુતિવિષય ઉપરથી દર્શનવિષય ઉપર અને દર્શનવિષય ઉપરથી શ્રુતિવિષય ઉપર એમ વારંવાર સંચલન કરવાને પરિણામે એ મન, શ્રવણેન્દ્રિય, અને શબ્દ (ગીત-ધ્વનિ)ના ત્રિપુટ સંયોગમાં ભંગ પડીને ક્ષતિ થવાની, અને તેથી અવિચ્છિન્ન એક સુખની પરંપરા ના સધાવાની. માટે જ ગૂઢ ગીતધ્વનિને પ્રસંગે આ પ્રકારની ક્ષતિનો સંભવ ટળે છે, અને તેથી અવિચ્છિન્ન આનન્દ અનુભવાય છે. એ આનન્દને નિર્વિકલ્પ આનન્દની પદવી આ કારણથી આપિયે તો અયોગ્ય નહિં ગણાય; કેમકે એ આનન્દાનુભવમાં

કોણ ગાય છે, ક્‌‍ય્હાંથી ગીતધ્વનિ આવે છે, શું ગાય છે,–વગેરે કોઈ પણ પ્રકારના વિશિષ્ટ જ્ઞાનની અપેક્ષા ના રહીને કેવળ ગીતમાધુર્યનું નિર્લિપ્ત સ્વરૂપ જ શ્રોતાના હૃદયમાં આનન્દ રેડે છે.

એક વાર્તા છે કે એક ઠેકાણે ઊંચા ભવનની અગાશીમાં કોક વીણાના મધુર સૂરનો પ્રવાહ ચલાવતું હતું; તે રસ્તે જનાર કોઈ ગરીબ માણસને કાને પડતાં તે મૂઢવત્, જડવત્, પોતાના સ્થાન જોડે જડાઈ રહ્યો. તે વખતે હેના સાથીએ હેને જાગૃત કરવા કહ્યું–"કડવાં મીઠાં!" (અર્થાત્ કડવાં તુંબડાંની બનેલી વીણામાંથી મધુર સૂરની મીઠાશ પ્રગટ થાય છે) ત્ય્હારે પેલાએ જાગૃત થઈ કહ્યું:–"આંગળાં મીઠાં!" (અર્થાત્, વીણાતન્ત્રીને છેડનાર આંગળાંના ચાતુર્યથી મધુર ધ્વનિ ઉત્પન્ન થાય છે.) આ વાર્તાનો પ્રસ્તુત ચર્ચા જોડે એટલો જ સંબન્ધ છે કે વીણા, વગાડનાર,–સર્વ કોઈની અપેક્ષા વિના જ માત્ર ધ્વનિના માધુર્યથી જ નિર્વિકલ્પ આનન્દથી આ માણસ મન્ત્રમુગ્ધ બન્યો હતો.

મુંબાઈમાં હું ભણવા ર્‌હેતો હતો તે સમયમાં એક વાર રાત્રે સરિયામ રસ્તા ઉપર લોકોનું ટોળું ઊભું હતું; જોડેના મકાનમાં ઊંચા ત્રીજા માળમાં નૃત્ય સંગીત ચાલતું હતું; તે સાંભળીને એ ટોળું કેવળ આનન્દ અનુભવતું હતું; હેમાં એક મદ્યપાનથી જરાક પરવશ થયેલા નીચ વર્ગના પુરુષ ઉપર તો એ ગીતધ્વનિયે વિલક્ષણ અસર કરી. ઊંચે થતા નૃત્ય સંગીતના અનુવાદમાં એ નાચવા લાગ્યો. હામાં તેની મદ્યપરવશ અવસ્થાનો અનિષ્ટ અંશ બાદ કરતાં, એટલો સાર જોવાનો છે કે:–આ સર્વ અનિયન્ત્રિત શ્રોતામંડળને નૃત્ય કરનાર અને સંગીત ગાનાર વગાડનારનું દર્શન થતું નહોતું, દર્શનની આકાઙ્ક્ષા પણ નહોતી, અને માત્ર અદૃશ્ય ગીતધ્વનિથી જ અલિપ્ત આનન્દ મળતો હતો. આ અદૃશ્ય ગીતધ્વનિના આનન્દના સ્વરૂપનું કાંઇક નિદર્શન કરે છે–તેથી જ આ પ્રકારનું સાધારણ વર્ગનું દૃષ્ટાન્ત અહિં મૂક્યું છે.

કેટલાક એમ ક્‌હેનારા જાણ્યા છે કે ગાનારીમાં શરીરસૌન્દર્ય ના હોય તો યથેષ્ટ આનન્દમાં ન્યૂનતા આવે છે. આ મત ધારણ

કરનારા ખરા સંગીતરહસ્યની ખૂબી ભૂલી જાય છે; એટલું જ નહિ; પણ આપણી ચર્ચાના ધોરણે તો એ રહસ્યને વિરોધી જ હેમની રુચિ બને છે. ગાનારીના શરીરસૌન્દર્યને માટે આટલી આકાઙ્ક્ષા રાખવામાં જ ગીતધ્વનિના માધુર્યને અંગે, માધુર્યથી ઉપજતા નિર્વિકલ્પ આનન્દને માટે, વિક્ષેપ ઊભો થાય છે, એ વાત સ્મરણમાં રાખે તો આ પ્રકારનો રસભંગને અનુકૂલ મત બંધાય જ નહિં. ગાનારના સૌન્દર્યથી ગીતમાધુર્યમાં વિશેષ ચમત્કાર ઉમેરાય છે એમ કલ્પના પ્રથમ દર્શને કોઈને સબળ લાગશે, પરન્તુ ઉપર ચર્ચેલાં ધોરણોની ખરી કીમત ધ્યાનમાં લઈશું તો એ શરીરસૌન્દર્ય નાદમાધુર્યના આનન્દમાં–અલિપ્ત આનન્દમાં--વિચ્છેદ જ પાડનાર લાગશે. આ તત્ત્વ એક સુરતના ભાડુતી સગરામ હાંકનાર નિરક્ષર માણસના હૃદયમાં અણધાર્યું જ ઊતરેલું જાણ્યું છે. એક વાર સૂરતથી ડુમ્મસ કોઈ ભાડુતને લઈ જતાં એ હાંકનાર વાતે ચઢ્યો હતો તે વખત સૂરતમાં એક કોઈ ઉત્તમ ગાનારી આવી હતી ત્હેનાં ગીતકૌશલ અને માધુર્યની ઉચ્ચ પ્રશંસા કરતાં બોલ્યો;–" હેના મ્હો સ્હામું જુવો તો તદ્દન બદસુરત, હેના મ્હો સ્હામું જોવું પણ ના ગમે; પણ ગાયન–અહા! હેનું ગાયન તો બસ!" આ પ્રસંગે ગાનારનું દર્શન–કાંઇ અપૂર્વ રીતે ક્ષતિકર ના થતાં, હેની બદસુરતી તે જ ગીતધ્વનિને નિગૂઢ કરનાર પડદાનું કામ સારી ગૂઢ ગીતધ્વનિનો જ પ્રકાર ઉપસ્થિત કરે છે. ગીતધ્વનિના અન્યનિરપેક્ષ માધુર્ય અને આનન્દની ખરી કસોટીનું આ સાધારણ જણાતું પણ ઉત્તમ ઉદાહરણ છે.

ત્યારે આ ગીતધ્વનિના ચમત્કારનાં મુખ્ય બીજ આપણે જોયાં–કુતૂહલ અને વિક્ષેપાભાવને પરિણામે એકાગ્ર ધ્યાન. પરંતુ આ ચમત્કારની વૃદ્ધિ ગીતધ્વનિની દૂરતાથી પણ થાય છે. મૂળ 'દૂરથી ગીતધ્વનિ' સાંભળીને તે ઉપર જ ચર્ચા આદરી છે. માત્ર ગૂઢ ગીત-ધ્વનિ નહિં પણ ગૂઢ અને દૂર ગીતધ્વનિ એ આપણો વિષય છે. ત્યારે એ ચમત્કારનું ત્રીજું બીજ દૂરતા છે. હેનું કારણ તપાશિયે.

સર્વ રસિક કલામાં—કવિતા, ચિત્રકલા, સંગીત, વગેરે સર્વ રસિક કલામાં—એક તત્ત્વ એ છે કે અમુક નિબન્ધનમાં ઝીણી વીગતો, રસિકતાને પોષક વીગતો, કલાવિધાનમાં પ્રવેશ પામે છે;—પરંતુ બીજી દૃષ્ટિયે કલાવિધાન તે ઝીણી વીગતોનો અનાદર કરે છે. પૃથક્કરણ કરીને ઝીણી વીગતોનું દર્શન કરાવવાનું કામ કલાનું નથી; પણ સમગ્રભાવમાં, મનુષ્યના મન ઉપર અપૃથક્રૂપે છાપ પડે છે ત્હેના રસિક પ્રતિબિમ્બ રૂપે, ચારુતાનું દર્શન કરાવવું એ કલાવિધાનનું એક કર્તવ્ય અને સ્વરૂપ છે. આથી કરીને વીગતોનો પરસ્પર સંબન્ધ અરસિક ખડબચડા સ્વરૂપમાં નહિં પણ પરિણામી ચારુતામાં જ ઉપસ્થિત થાય છે. આ સિદ્ધિ દૂરના અન્તરથી એક પ્રકારે થઈ સકે છે. Distance lends enchantment to the view, એ પંક્તિનું હાર્દ એ જ છે કે દૂર સ્થિતિને લીધે રસિકતાને અનાવશ્યક, અપોષક, અથવા અર્થહીન ક્ષતિ કરનારા અંશો લુપ્ત થઈ ચારુતાની છાપ પાડનારું ચિત્ર નજર આગળ ખડું થાય છે. દૂર ઊંચી નીચી, ધુમસ ભરી, ભૂરી, આકાશ જોડે ભ્રમ દેતી, પર્વતમાળમાં અસાધારણ મોહ સમાયલો હોય છે. હેનું કારણ ઉપર કહ્યું તે જ. કાંઇક આ પ્રકારના કારણથી જ દૂરથી આવતા ગીતધ્વનિમાં ઝીણી વીગતો સમીપ હોય તે વખતે અનુચિત પ્રમાણમાં આગળ પાછળ પડતા ધ્વનિ વગેરે યોગ્ય પ્રમાણમાં ગોઠવાઈ જઈ, લુપ્ત થવા લાયક લુપ્ત થઈ, એક સમગ્રરૂપમાં જ સુન્દરતાનો પ્રવાહ આવે છે. એક બીજું પણ કારણ છે; દૂર સ્થિતિને બળે ગીતધ્વનિના માધુર્યમાં એક અનુપમ પ્રકારનું માર્દવ, અને સુકુમારતા, પૂરાય છે, જે'નું વર્ણન થવું કઠણ છે; અનુભવ એ જ હેનું પ્રમાણ છે. વળી એક કારણ દૂરતાના ચમત્કારનું એ છે કે દૂરસ્થ વસ્તુમાં અપ્રાપ્યતાનું ભાન થઈ એક નવી જાત્યનો મોહ ઉત્પન્ન થાય છે.

દૂરથી આવતા ગૂઢ ગીતધ્વનિનો ચમત્કાર ત્હારે આ રીત્યનો છે. પણ એક અલૌકિક, અમાનુષ, દૂર—દૂરથી વહી આવતો, ગૂઢ, ગૂઢ, અતિગૂઢ—ગીતધ્વનિ છે તે ત્હમે કદી નથી સાંભળ્યો? બધા

માનુષ ગીતધ્વનિ હેની આગળ માધુર્યમાં, મોહકતામાં, ચમત્કારમાં ક્ષણવાર ઊતરતા છે. અતર્ક્ય પરમ પ્રભુની અનુપમ સૌન્દર્યભરી સૃષ્ટિમાં પ્રકૃતિનાં સ્વરૂપોમાં ગૂઢ ગીતધ્વનિ ચાલી રહ્યો છે; એ દૂર છે, પણ અતિ દૂર નથી;

"ગાન ગાતાં વ્યોમચક્ર વિચરિયે રે લોલ
તે સુણે શું પામર જન મર્ત્ય?"

એમ એ સ્વરૂપો કહે છે, એ ખરૂં; પરંતુ કોઇ વિરલ ક્ષણે એ ગાન આપણી સમીપ આવે છે;

"ગાઈયે ઉપમર્ત્ય ભૂમિમાં અહિં રે લોલ
આજ, તે સુણે કો મનુજ ધન્ય."

એમ કદી એ ગાન માટે સંભવે છે.

પરંતુ હું આથી પણ ઊંચે ક્રમે રહેલા ગીતધ્વનિ માટે કહું છું,– કે ત્હમે કદી નથી સાંભળ્યો?

"સૂતા સાંભળે રે સંતો શાન્ત મને સુખ ઝાઝે
નાદ નવા નવા રે મીઠા થાય મધુર અવાજે,
જાણે દુંદુભિ દેવનાં કંઈ ગગન વિશે રહી ગાજે."

એ ગીતધ્વનિનું આ કાંઇક સ્વરૂપ બતાવે છે;

"ધન્ય વિરલ કો એ ગીતધ્વનિ ઊંડો સુણે રે લોલ."

એમ એ ગીતધ્વનિ સાંભળવાની ધન્યતા વિરલ છે. એ ધન્યતા સંતજનમાં સંભવે છે તેમ સંતજનનું બીજું રસિકરૂપ શિશુજન ત્હેમાં પણ સંભવે છે:

"અમરભૂમિને આંગણે દિવ્ય ગાન ગવાય,
સુણીને તે શિશુમુખ પરે મીઠું સ્મિત લ્હેરાય."

આ શિશુતાનો ધન્ય અધિકાર છે.

**"All the while, ye saw me smile ye knew not whence the song.**

**Came the made me smile.**

( ગીતિ )

સ્મિત રમતું મુજ વદને નિરખો, પણ તે ક્ષણે ન કંઇ જાણો,
એ સ્મિતલહરિ નચવતાં ક્‌હાંથી વહે દિવ્ય ગૂઢ મૃદુ ગાનો.

શિશુના મુખમાં આ વચન કવિયે મૂકીને એ ધન્યતાનું ગાન કર્યું છે.

આ શિશુ અને સંતની ઉચ્ચ યોગ્યતા છે. દૂર, દૂર, ગૂઢ, ગૂઢ, દિવ્ય પ્રદેશથી આવતું અલૌકિક ગાન એઓ સાંભળે છે, અને અકથ્ય આનન્દ અનુભવે છે. હું ઊંડી દિવ્ય ભૂખથી એટલું જ માગું છું કે સંતજનની પદવી પૂર્ણરૂપે અલભ્ય હોય, તો આ દિવ્ય યોગ્યતાવાળું શિશુપણું મ્હને નિરંતર પ્રાપ્ત થજો!

૧૯૦૭

## પ્રકૃતિ અને કલા

માનવ પ્રકૃતિનાથી સર્વત્ર વીંટાયલો રહેલો છે. એ પ્રકૃતિનું અનુકરણ કરવાની સ્વાભાવિક વૃત્તિ મનુષ્યની અસંસ્કારી અવસ્થામાં પણ પ્રગટ થયેલી માનવ ઈતિહાસથી જાણવામાં આવી છે; પછી તે અનુકૃતિ અલબત સંસ્કારહીન, જંગલી, સૌન્દર્યના અંશો વિનાની, ભલે હતી. પરંતુ માનવના હૃદયમાં અનુકરણ કરવાની વૃત્તિનું બીજ જૂના કાળથી દૃશ્યમાન થયું છે. સર્વ રસિક કલાઓનું દૂરતમ બીજ માનવસ્વભાવની આ વૃત્તિમાં કેટલાક જુવે છે. પરંતુ કલાને સંબન્ધે–રસિક કલાને સંબન્ધે–એ અર્ધસત્ય જ છે. કલા શબ્દ આ લેખમાં રસિક કલાના અર્થમાં જ વાપરું છું; તો તે કલાના ભિન્ન ભિન્ન પ્રકાર તપાસતાં જણાશે કે સર્વે કલામાં એક સમાન અંશ છે; કવિતા;

+ Baby's Epitaph; Surnburns.

સંગીત, ચિત્ર, શિલ્પ—સર્વ કલાઓમાં એક સમાન સૂત્ર રૂપે તત્ત્વ છે; તે કિયું ? રસ; અને રસિક કલા એમ સંજ્ઞા એ સર્વ કલાઓ માટે આ કારણથી આપવામાં આવી છે. આ રસનું બીજ સૌન્દર્યમાં જડે છે. સૌન્દર્ય એટલે શું ? એ પ્રશ્નનું અન્વેષણ અનેક ચિન્તકોએ કર્યું છે; કેટલાક સૌન્દર્યને વસ્તુની અવયવઘટનામાં સમપ્રમાણતામાં જુવે છે; કેટલાક વસ્તુના ભૌતિક સ્વરૂપની પેલી પાર રહેલી કાંઈક અવર્ણ્ય ભાવનામાં જુવે છે; આ બંને મતનો સમન્વય કરીને ત્રીજો પક્ષ સૌન્દર્યનું લક્ષણ હેવું આપે છે કે અદૃશ્ય તત્ત્વને પ્રત્યક્ષ કરવાને સમર્થ સ્વાભાવિક ચિહ્નો વડે એ અદૃશ્ય તત્ત્વનો સાક્ષાત્કાર તે સૌન્દર્ય. આ લક્ષણને બળે સમપ્રમાણતાના ભૌતિક અંશનો સાચે લાગો સંગ્રહ થાય છે. પરિણામ એ થાય છે કે ભાવનાવાદે સ્વીકારેલા અતિભૌતિક અંશરૂપ આત્મા જે ઘટનામાં ના હોય, તે સપ્રમાણ હોવા છતાં નિર્જીવ, જડ, શાબવત થવાની કવિતાસાહિત્યમાં આ પ્રકારની નિષ્ફળતા આપણે પગલે પગલે જોઇયે છિયે. નમૂના આપવાની જરૂર નથી, અવકાશ નથી, તેમ નમૂના આપવાથી કોમળ લાગણીઓને આઘાત થવાનો ભય રહે છે. બીજે પક્ષે કેવળ ભાવનાતત્ત્વની ઘેલી પૂજામાં તણાઈ જઈને સમપ્રમાણતાના અંશની અવગણના કરવાથી પણ ખરી સૌન્દર્યઘટના, પ્રગટ થનાર નથી; ત્હેના પણ આપણા કવિતાસાહિત્યમાં દાખલા નજરે પડે છે. સંગીતકલામાં, ચિત્રકલામો, શિલ્પકલામાં, બંને અંશોને સમાવનારી કૃતિયો જડે છે ત્હારે આપણને અપૂર્વ આનન્દ થાય છે; આપણા અન્તરાત્માના ઊંડાણમાં રહેલા રસિકતાના તાર ઉપર અદૃશ્ય સૌન્દર્યની અનિલલહરી અથડાઈ દિવ્ય સંગીત પ્રકટ થાય છે, જે આપણે એકલા જ અનુભવી સકિયે. બીજાને હેનું વર્ણન કરી બતાવાતું નથી. રસિક કલાનું ખરું સ્વરૂપ આ પ્રકારનું હોવાને લીધે પ્રકૃતિના નિર્જીવ અનુકરણમાં સૌન્દર્યનું પ્રતિબિમ્બ આવી સકતું નથી. પ્રકૃતિમાં સૌન્દર્યનું તત્ત્વ વ્યાપકરૂપે વસેલું છે, ત્હેનું પ્રતિબિમ્બ ફોટોગ્રાફ વડે નહિં પણ કલાવિધાનના જાદૂ વડે જ લાઈ

સકાય એમ છે. પ્રકૃતિ અને કલા વચ્ચે વિરોધ નથી; જડ અનુકરણ અને કલા વચ્ચે વિરોધ છે.

કલાને સંબન્ધે એક બીજું સ્વરૂપદર્શન છે. મનુષ્યના કલાવિધાન તરફ પ્રવૃત્તિહેતુની દૃષ્ટિથી ત્હેની પરીક્ષા કરવાની છે. કવિતા, સંગીત, ચિત્ર ઇત્યાદિ કલાની રચનામાં માણસ પ્રવૃત્ત શા માટે થાય છે? ધન-લાભ, કીર્તિઘોષણા, ઇત્યાદિ ક્ષુદ્ર વાસનાથી કલાપ્રવૃત્તિ થતી નથી. તેમ થાય તે ક્ષુદ્ર પરિણામ ઉત્પન્ન કરે. મનુષ્યના હૃદયની ઘટના જ હેવી છે કે ત્હેને કેવળ ભૌતિક વિષયોથી તૃપ્તિ થતી નથી;–આ જીવનના નિત્ય વ્યવહારને અંગે ભોગવવાં પડનારાં દુઃખથી કંટાળો આવીને મનુષ્ય કોઈ છૂટકારો મેળવવાને તલસે છે એટલું જ નહિ, પણ એ વ્યવહારમાં પ્રાપ્ત થતાં ભૌતિક સુખથી પણ મનુષ્ય અતૃપ્ત થાય છે; આ સ્થિતિમાં માનવહૃદય કાંઈક ઊંચે ઊડવાને મથે છે, પોતાના ભૌતિક વાતાવરણને ભેદીને કોઈ ભાવનાસૃષ્ટિના સૌન્દર્યના, રસિકતાના, પ્રદેશમાં વિચરવાને તલપે છે, હાવી હૃદયસ્થિતિમાં માનવની પ્રવૃત્તિ રસિક કલાનાં આશ્વાસનોના, ઉલ્લાસોનો આશ્રય લે છે. અને ત્હેવી પ્રવૃત્તિ થાય છે ત્ય્હારે જ કલાવિધાન ઇચ્છાપૂર્વક નહિં, પણ આપોઆપ, સ્વયંભૂ પ્રભાવથી, પ્રગટ થાય છે. આ સ્વયંભૂ કલાવિધાન માનવહૃદયના ઊંડાણમાંથી પ્રવૃત્ત થતાં સૌન્દર્યમાં તત્ત્વને સોધી લે છે, પોતાનું કરી લે છે. આ ક્રિયા જેટલે અંશે આત્મલક્ષી છે તેટલે જ અંશે કલાના ફલની દૃષ્ટિથી પરલક્ષી પણ બનવી શક્ય છે.

આ દૃષ્ટિથી તપાસતાં કલાનો માનવજીવન ઉપર પ્રભાવ કે'વો મહાન્ છે તે વાતનો ખ્યાલ સહજ આવી શકશે. માનવજીવન તે દાળ ભાત રોટલી ને શાક, ઘરખટલાના વ્યવહાર, ધનોપાર્જનની તરફડ,– એ પ્રવૃત્તિમાં સમાતું નથી; દેહથી પર કોક આત્મત્ત્વ માનવપ્રાણીની સ્વરૂપઘટનામાં છે, અને એ તત્ત્વની માગણીઓ, ભૂખ, તૃપ્ત કરવાનાં સાધન આધ્યાત્મિક જ હોઈ સકે. એ સાધનો, સંગીત, ઈત્યાદિ દિવ્ય કલાઓ પૂરાં પાડે છે. માટે જ એ કલાનો ખરો મહિમા છે. માનવની

આધ્યાત્મિક ભાવનાઓનો વિસ્તાર જીવનમાં જેટલે દરજ્જે વધારે તેટલે દરજ્જે ત્હેની ઉન્નતિ વધારે; વ્યક્તિની તેમ જ સમસ્ત પ્રજાની.

આ પૃથ્વી ઉપર હેવી આધ્યાત્મિક ભાવનાઓની પરાકાષ્ઠા ધર્મ, તત્ત્વદર્શન, ઇત્યાદિદ્વારા સિદ્ધ કરાય છે. એક સમય હેવો હતો કે એ ભાવનાઓ વડે આ ભરતખંડની પ્રજા બધી પ્રજાઓમાં સર્વોપરિ હતી.–હાલ ? પ્રશ્નનો ઉત્તર શું કામ આપું ? પશ્ચિમ ગોળાર્ધમાં ઉચ્ચ ભાવનાઓનો ઉદય નથી થયો એમ નથી. પરન્તુ આ સૈકા દોઢ સૈકામાં એ ઉચ્ચ ભાવનાઓના પ્રાબલ્યને દાબી દેનારી ક્ષુદ્ર વાસનાઓનું બળ વધી જઈ, છેવટે જર્મની જોડેના મહાવિગ્રહમાં પરિણામ દુઃખમય આવ્યું, અને એ વિગ્રહ કરતાં પણ વિશેષ દુઃખમય તે પછીના શાન્તિ માટેના પ્રયાસોની નિષ્ફળતા તે સ્થિતિ છે. હાવી હાલતમાં આપણી ભારતભૂમિ તરફ ઉચ્ચ આધ્યાત્મિક ભાવનાઓના જ્યોતિનો પ્રવાહ પ્રગટ થઈ ફેલાવાની અપેક્ષા પશ્ચિમની પ્રજાઓ રાખે છે એમ કેટલાક ચિન્તકોનું કહેવું છે. આપણે એ મહાન્ જગત્સેવા કરી સકીશું ? કરી સકીશું–જો એ ઉચ્ચ ભાવનાઓને ઊતરતી ભાવનાઓની સાથે ભેળવી નહિં દઈયે તો.

જરાક વિષયાન્તરતાનો આભાસ થશે. તો પાછો કલા તરફ વળું. કલાનો પાયો જે સૌન્દર્યની ભાવનામાં છે તે આતિભૌતિક, આધ્યાત્મિક, ભાવનાના આદિઝરણમાંથી જ વ્હે છે, તેથી જ એ મૂળ ભાવનાઓનું સ્મરણ કરવું પડ્યું. જેવી રીતે એ મૂળ ભાવના, ધાર્મિક ભાવના, સાંસારિક ભાવનાની જોડે જોડવાથી ભ્રષ્ટ થવાનો ભય છે, તે જ રીતે કલાની રસભાવનાને માનવજીવનના ક્ષુદ્ર વ્યવહાર સાથે ભેળવવાથી, ત્હેવા વ્યવહારની સેવા કલા કને કરાવવાથી, કલાનું દિવ્ય સ્વરૂપ ભ્રષ્ટ થઈ જાય છે, એ વાતનું સ્મરણ કરાવવું અસ્થાને નથી. કવિતા, સંગીત, ચિત્ર,–એ કલાઓનો દુરુપયોગ માનવની ક્ષુદ્ર વાસનાઓ, સંકુચિત ઉલ્લાસવિલાસો, ઇત્યાદિના પોષણ માટે કરીને આપણે એ દિવ્ય સુન્દરીઓને જે અધમ સ્થાનમાં પાડી દઈયે છિયે તે પાપનું પ્રાયશ્ચિત્ત શું તે શુભ રસિકોની રસિકવૃત્તિને જ પૂછીશું.

૧૯૨૦

# રમણભાઈ મહીપતરામ નીલકંઠ

## ( ૧૮૬૮–૧૯૨૮ )

## પાપજન્તુઓ

Bacteriology ( સૂક્ષ્મજન્તુવિદ્યા )નો અભ્યાસ વધવાથી માલમ પડ્યું છે કે ઘણા ભયંકર વ્યાધિઓ અને વિનાશકારી ઉપદ્રવો ઝીણાં જન્તુઓને લીધે ઉત્પન્ન થાય છે. એ જન્તુઓ એટલાં બધાં ઝીણાં હોય છે કે સૂક્ષ્મદર્શક યંત્રથી જ તે દેખાય છે, અને સાધારણ દૃષ્ટિએ જોનારને તો એ જન્તુઓ છે એવો વિચાર પણ આવી શકતો નથી. આ જન્તુઓ રોગના વિષમય બીજરૂપ હોય છે. શરીરમાં દાખલ થતાં તે રોગને ઉદ્ભૂત કરે છે, એટલું જ નહિ, પણ અનુકૂળ સ્થિતિ આવતાં ઘણી ત્વરાથી તે જન્તુઓ વધી જાય છે, એકમાંથી અનેક–અસંખ્ય–જન્તુઓ થાય છે અને પરિણામે ઠેરઠેર ભારે કેર વર્તાવે છે. વળી આ જન્તુઓ કેટલોક કાળ ઝેર ફેલાવ્યા વિના એમ ને એમ શાન્ત પડી રહે છે અને અનુકૂળ વખત આવ્યે એકદમ જોર પકડે છે, અસાવધાનને એકાએક પટકી નાખે છે, સાવધાનને પણ હંફાવે છે, સાવધાનને પણ ઘણીવાર બચવા દેતાં નથી. એ જન્તુઓનો આસપાસથી સમૂળગો નાશ થાય અથવા એ જન્તુઓથી ઘણે દૂર રહેવાય ત્યાં જ તેમની હિંસક શક્તિથી બચવાની આશા રહે છે.

આ જન્તુવિદ્યાનું ઉપમાન આત્માની શુદ્ધિ તથા અશુદ્ધિના વિષયોને લાગુ પાડવાનો પ્રયત્ન કરી જોઈએ. એ ધ્યાનમાં રાખીશું કે એ માત્ર ઉપમાન છે, અને ઉપમાન ( analogy ) એ અનુમાન ( inference )નું સાધન નથી. ઉપમાનથી માત્ર વિષયનિરૂપણ સુગમ થાય છે, અને વસ્તુસ્થિતિમાં અનુમાન બાંધવાનો આધાર ન હોય તો ઉપમાનથી તે પૂરો પડતો નથી. તેથી, પ્રસ્તુત વિષય તે ઉપમાનથી જુદો છે એ લક્ષમાં રાખી બે વચ્ચે સરખાપણું કેટલું છે તે તપાસીશું

અને સરખાપણું જડશે તો પ્રસ્તુત વિષયનું વિવેચન સ્પષ્ટ કરવા સારૂ જ તેનો ઉપયોગ કરીશું.

કામ, ક્રોધ, લોભ, મોહ, મદ,મત્સર, એ આત્માના શત્રુઓ છે, અને તેમનો પરાજય કરવો જોઈએ, એ આપણે સારી પેઠે જાણીએ છીએ. તેમ છતાં, એ વિકારો ઘણી વાર આપણો પરાજય કરે છે, આપણા આત્માને નષ્ટ કરે છે, તેનું શું કારણ? જેમને સારા સંસ્કાર હોય છે, જેઓ સારી પેઠે જાણે છે કે એ વિકારો ત્યાજ્ય છે, તેઓ પણ કદી કદી એ વિકારોને વશ થાય છે તેનું શું કારણ? કારણ એ જ કે આપણા સંસારજીવનને લીધે જ્યારે એ વિકારો ધીમે ધીમે પોતાની અસર આત્મા પર ફેલાવી શકે છે ત્યારે તે કળવા અઘરા પડે છે અને તેમને અટકાવવાનું જલદી સુઝતું નથી. સાધારણ રીતે આબરૂભેર વર્તન કરનાર મનુષ્યને ચોરી કરવાની લાલચ એકાએક બતાવવામાં આવે અથવા ખુન કરી વેર વાળવાનું એકાએક સૂચવવામાં આવે તો તે એવાં દુષ્ટ કૃત્ય કરી બેસે એવો સંભવ ઓછો છે. પણ, અમુક મૂલ્યવાન વસ્તુ મારી નથી અને માલીક તે આપે તેમ નથી પણ તે મને મળે તો કેવું સારૂં? મારૂં ભુંડું કરનાર અમુક મનુષ્ય માર ખાય કે મરી જાય તો કેવું સારૂં?—એવા વિચાર જો મનમાં એકવાર દાખલ થયા હોય, અને તે પછી તે માટે સંતાપ થયો ન હોય, તે વિચારને દાબી દઈ મનને તેથી મુક્ત રાખવાનો પ્રયત્ન થયો ન હોય, તો એ વસ્તુ છાનીમાની લઈ લેવાય એવો પ્રસંગ આવતાં—તે મનુષ્ય પર નિર્ભયપણે આઘાત થઈ શકે એવો સમય આવતાં, મનમાં પ્રથમ પેઠેલા દુર્વિચારો જાગૃત થાય છે અને સાધારણ રીતે સારાં વર્તન કરનાર પણ એકાએક દુષ્ટ કૃત્યો કરી બેસે છે. ત્યારે રોગનાં જન્તુઓ જેવાં પાપનાં પણ જન્તુઓ છે એમ કલ્પનામય વાણીમાં કહી શકાશે. એ પાપજન્તુઓ પણ અતિ સૂક્ષ્મ છે. સંસારનાં કાર્યો સંબંધની આપણી તન્મયતાને લીધે એ પાપજન્તુઓના પ્રવેશનું આપણને ઘણીવાર ભાન થતું નથી. ફાયદાથી માલ ખરીદ કરવાના

અને ફાયદાથી માલ વેચવાના અભ્યાસમાં પડેલા વેપારીને કદી એવો ખ્યાલ થાય કે ફલાણો માલ મારે ખરીદ કરવાનો આવે ત્યારે તે વેચનાર સહેજ ભૂલથાપ ખાઈ જાય તો મને બહુ નફો થઈ જાય અથવા ફલાણો માલ તેથી હલકી કિંમતના માલ જેવો જ દેખાડી શકાતો હોય તો તેવો હલકો માલ વેચતાં બહુ નફો થાય, અને આવા ખ્યાલ પેદા થતાં વેપારી તરત તેનો તિરસ્કાર ન કરે, તે માટે દિલગીર ન થાય, ફરીફરી વિચાર કરી તેને મનમાંથી હાંકી ન કાઢે, તો એ ખોટા ખ્યાલ મનમાં ખુણેખોચરે પડી રહે છે. વેપારમાં તો નફો જ જોવાનો–એ વિચારપદ્ધતિથી એ ખોટા ખ્યાલ છાની છાની પણ વધતી જતી પુષ્ટિ પામે છે, અને જો તેવી જ ભૂલથાપ દેવાનો કે તેવું જ કપટ કરવાનો પ્રસંગ આવી પડે છે તો તે ખ્યાલ એકદમ બળવાન થઈ આવે છે અને લાલચને વશ થઈ જવાય છે. લુગડાના તાકાના પનામાં પા ઈંચનો ફેર રાખી લાખો રૂપીઆનો માલ તૈયાર કરી વેચનારના, પેટીઓમાં શણ ભરી રેશમનો વીમો ઉતરાવી પછી તે પેટીઓ વહાણમાં ચઢાવી વહાણ ડુબાડનારનાં, અને એવા દાખલા સાંભળી એવાં કામ ખોટાં ન ગણતાં તેમાંની હુશીઆરીનાં વખાણ કરવાથી મનમાં જે લોભનાં જન્તુ દાખલ થાય છે તે ઝેરી છે એમ તે વખતે સમજાતું નથી. પણ અનુકૂલ વખત આવ્યે તે વિશ્વવ્યાપ્તિ કરી દે છે.

કામ, ક્રોધ, વગેરે વિકારોનાં જન્તુઓ પણ એ રીતે બહુ વિભ્રમ થાય છે. અમુક કામવાસના કે અમુક ક્રોધવૃત્તિ ઉત્પન્ન થયા પછી ભૂલી જવાઈ એટલે તે નાશ પામી એમ સમજવું નહિ. એ વાસના અને વૃત્તિનો નાશ કરવા ખાસ પ્રયત્ન લાંબા કાળ સુધી આદર્યો ન હોય તો તે જાણે સંતાઈ રહે છે અને પોતાની તૃપ્તિનો પ્રસંગ આવતાં બહાર પડી આવે છે અને આત્માનું બળ ખુંચવી લે છે.

રોગજન્તુઓ સારૂ જેમ સૂક્ષ્મદર્શક યંત્રની જરૂર પડે છે તેમ પાપજન્તુઓ પકડી કહાડવા માટે સૂક્ષ્મ આત્મપરીક્ષણની જરૂર પડે છે. અન્તરમાં વિચાર ચાલે છે, ઈચ્છાઓ થાય છે, વલણો બંધાય

છે, વૃત્તિઓ ઉદ્ભવે છે, તે સર્વે કેવા પ્રકારનાં છે, ઈશ્વરના શુભ ગુણોને અનુકૂળ છે કે પ્રતિકૂળ છે, એ પરીક્ષણ નિરંતર કરતા રહેવાથી, અને વિચાર, ઇચ્છા, વલણ, વૃત્તિ જ્યારે જ્યારે થાય ત્યારે ત્યારે તેજ વખતે અન્તરમાં ઉંડા ઉતરી તેમને તપાસી જોવાથી તેમનું સ્વરૂપ સમજાય છે અને સાવધાન રહેવાય છે. સાધારણ રીતે ચાલતાં આપણાં બાહ્ય આચરણો અશુદ્ધ ન હોય પણ માત્ર તેથી સંતુષ્ટ રહેવું નહિં. જો કદાપિ અમુક વસ્તુ માટે કે અમુક વિષય માટે દુર્વિચાર ઉત્પન્ન થઈ પડી રહેવા દીધો હોય તો સૂક્ષ્મદર્શનની ખામી આખરે નડે છે. આપણે પોતે જ એ પાપાંકુરનું ગુપ્ત અસ્તિત્વ ભૂલી જઈએ છીએ, તો તેની ઉત્પત્તિ સમૂળગી ન જાણનાર બાહ્ય જગત આપણને શું ચેતવણી આપી શકે?

પાણી, હવા વગેરેની અમુક સ્થિતિ પ્રાપ્ત થતાં જેમ રોગજન્તુઓ સંખ્યાબંધ વધી પડે છે તેમ પાપજન્તુઓ પણ અનુકૂળતાનો બહુ લાભ લે છે. એક પાપવાસના પ્રબળ થતાં તેને લીધે અનેક પાપ-વાસનાઓ ઉત્પન્ન થાય છે. લોભથી અન્યાય જન્મ પામે છે, અન્યાયથી અસત્ય જન્મ પામે છે. પૈસા મેળવવા ચોરી થાય છે, અને ચોરી માટે ખુન થાય છે. તેમજ એક વસ્તુ કે એક વિષય માટે થયેલી લોભની, કામની, ક્રોધની વૃત્તિ પ્રબળ થતાં તે પોતાનો વિસ્તાર વધારે છે, અનેક વસ્તુઓ તથા વિષયો માટે તેવી વૃત્તિઓ થવા માંડે છે.

ત્યારે, આ જન્તુઓથી થતી હાનિ કેમ અટકાવવી? જન્તુઓ નાશ કરવાં, જન્તુઓનો કોઈ રીતે સ્પર્શ થવા ન દેવો અને જન્તુઓ ન હોઈ શકે એવાં દૂર સ્થળમાં રહેવું. રોગજન્તુઓનો નાશ કરવા માટે તે જન્તુઓને ન ફાવે એવી સ્થિતિ કરવામાં આવે છે. જન્તુઓ પાણીમાં કે દૂધમાં રહેતાં હોય તો તાપ કરી પાણી કે દૂધ ઉકાળવામાં આવે છે. જન્તુઓ હવામાં રહેતાં હોય તો તેમના રહેઠાણવાળે સ્થળે સખત તાપ કરવામાં આવે છે. એવા તાપથી તોબા થઈ તે નાશ પામે છે. પાપજન્તુઓના નાશ માટે પણ અન્તરમાં સખત તાપ

થવો જોઈએ. ઉગ્ર તપ કરી શરીરને કષ્ટ કરવાની જરૂર નથી, પણ પાપબીજ ભરાય ત્યારે ચિત્તમાં ઉંડો અને દીર્ઘ સંતાપ કરવો જોઈએ, એ પાપબીજ કેવું અનિષ્ટ છે, કેવું ભયંકર છે, કેવું નાશકારી છે, એ ચિંતન અને મનન કરી તેને ઉખેડી નાખવું જોઈએ, એ પાપબીજ અન્તરમાં ટકી શકે નહિં એવો ક્ષોભ અને પરિતાપ આત્મામાં કરવો જોઈએ.

વસ્ત્રો, સરસામાન વગેરેમાંથી જેમ રોગજન્તુઓ કહાડી નાંખવાં પડે છે, તે માટે પ્રક્ષાલન અને ધૂપવાસ કરવો પડે છે, તડકો આવવા દેવો પડે છે, તેમ પાપજન્તુઓ આચાર, વિચાર, સંભાષણ વગેરેમાં ભરાઈ ન રહે એ સંભાળ લેવી પડે છે. જે વસ્તુ કે વિષય માટે પાપવાસના થઈ હોય તે તરફની બધી વૃત્તિઓ અને બધી વર્તણુક આપણા ચિત્તપ્રકાશ આગળ ખુલ્લી મુકવી જોઈએ, ધર્મ અને નીતિના નિયમો તે તરફ પ્રેરવા જોઈએ. ઇન્દ્રિયોના કોઈ સુખને બહાને તે પાપવાસના ઉદય ન પામે તે માટે ઇન્દ્રિયવ્યાપારો કબજામાં રાખવા જોઈએ.

દૂર રહેવું—એ જન્તુઓના પ્રવેશ અટકાવવાનો ઉપાય છે. જન્તુઓ જનસમૂહમાં ઉત્પન્ન થાય છે માટે વસ્તીથી સો સો ગાઉ દૂર એવાં સ્થાને રહેનારને ભય ન રહે, પરંતુ, એવાં સ્થાન જડવાં મુશ્કેલ છે અને એવાં સ્થાનમાં આખો જન્મારો કહાડવો તો પછી જીવીને શું કરવું? મનુષ્યોના સહવાસની, વ્યાપારની, ઉદ્યમની જરૂર છે તેથી કેવળ એકાન્તવાસી થઈ શકાતું નથી. દુનિયામાં રહી કર્તવ્ય કરવાં એ ઈશ્વરાજ્ઞા છે. તેથી, દુનિયામાં રહેવું જોઈએ, માત્ર મલિન સ્થાને, જન્તુપૂર્ણ સ્થાને રહેવું ન જોઈએ, અને તે સાથે મલિન સ્થાનો શુદ્ધ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ કે પોતાને તેમ જ બીજાઓને સંકટનો ભય ઓછો થાય. આ નિયમ રોગજન્તુઓ તેમ જ પાપજન્તુ-ઓથી રક્ષણ પામવાના માર્ગને લાગુ પડશે. મહોટાં શહેરો વસે નહિં, વિશાળ બજારો થાય નહિં, ભારે ધંધાઓ જામે નહિં તો, દુનિયાંની સમૃદ્ધિ નષ્ટ થાય. તે જ પ્રમાણે મનુષ્ય ગૃહસ્થાશ્રમમાં રહે નહિં, સ્ત્રીપુત્ર

પરિવારની ઈચ્છા કરે નહિં, ધનપ્રાપ્તિ કરે નહિં, દુષ્ટોને શિક્ષા કરે નહિં, તો સંસારનો હેતુ રદ જાય. તેથી કામ, ક્રોધ, લોભ વગેરે ઉત્પન્ન જ ન થાય એવો વૈરાગ્ય ધારણ કરવો એ વ્યર્થ છે. પરંતુ, જે કામ, ક્રોધ, લોભ પાપમય છે તેથી દૂર રહેવું જોઈએ. કામ, ક્રોધ, લોભ પાપમય થવા માંડે ત્યાં તત્કાળ તેનો ત્યાગ કરવો જોઈએ. પાપાંકુરથી દૂર રહેવાનો એક મહોટો ઉપાય એ છે કે સંસારના વિષયોમાં આસક્તિ રાખવી ન જોઈએ. આસક્તિથી પાપાંકુર ઉત્પન્ન થાય છે; ચિત્તમાં આસક્તિ ન હોય ત્યાં પાપાંકુરનો સત્કાર થતો નથી. ધન માટે, ઉપભોગ માટે, પ્રતિષ્ઠા માટે વ્યાકુળતા થાય, તે મળે તો મહાહર્ષ થાય અને ન મળે તો મહાનિરાશા થાય, એવાં કાર્યોથી અને એવી વૃત્તિઓથી દૂર રહેવું જોઈએ. જે ઐહિક પદાર્થોને હું ઈષ્ટ ગણું છું, પ્રાપ્ય ગણું છું, મારા ગણું છું, તે ન હોય, નષ્ટ થઈ જાય, તોપણ શું, જે ઇન્દ્રિયસુખો હું ભોગવું છું તે ન ભોગવાય તોપણ શું, એવી વૃત્તિ મનમાં ફરી ફરી આણવી જોઈએ. થોડે થોડે સમયે ઓછી વસ્તીવાળાં અને બહુ શુદ્ધિવાળાં સ્થળોમાં જઈ રહેવાથી જેમ શરીરને લાભ થાય છે, તેમ કાલે કાલે સુખસ્પૃહાઓને હલકી પાડ્યાથી લાભ થાય છે. આ માટે, ધનવૈભવને તથા ઇન્દ્રિયસુખને તુચ્છ ગણનાર, ધનવૈભવનો અને ઇન્દ્રિયસુખનો નાશ થાય છતાં શાન્તિ અને આનન્દમાં રહેનાર મહાત્માઓનાં ચરિત્ર યાદ રાખવાં જોઈએ. ઘર બળી ગયાથી, કે ધન નાશ પામ્યાથી કોઈ મનુષ્યો ગાંડા થઈ જાય છે અને કોઈ બહારવટે નીકળે છે; તે બન્ને પ્રકારની અસ્વસ્થતા લલુતાથી થાય છે, માટે, એ લલુતાનો સર્વ પ્રકારે ધ્વંસ કરવો જોઈએ, ચિત્તનું માનભંગ કરીને પણ તેનો ધ્વંસ કરવો જોઈએ. વળી, જે વિચાર, વચન કે કર્મ પાપવાસનાનો ઉદય કરતાં હોય તેથી દૂર રહેવું જોઈએ; નઠારાં પુસ્તક, નઠારાં નાટક, નઠારી સંગતિ, નઠારી વાતચિત વગેરેને ત્યાજ્ય ગણવાં જોઈએ. પાપજન્તુઓથી દૂર રહેવાના આ અને આવા વિધવિધ પ્રકાર છે.

પાપાંકુરથી મુક્ત રહેવાના આ સર્વ પ્રયાસ માટે આત્મબળની આવશ્યકતા છે અને તે ઈશ્વરની અનન્ય ભક્તિથી જ પ્રાપ્ત થાય છે. એ અનન્ય ભક્તિ આપણા સર્વમાં દૃઢ થાઓ; તથાસ્તુ.

૧૯૦૪

## સ્વ. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી

### તેમનો ઉચ્ચ વાક્પ્રભાવ

Tarry a while, O Death, I cannot die
With all my blossoming hopes unharvested,
My joys ungarnered, all my songs unsung,
And all my tears unshed.×

વર્તમાન બંગાળી સ્ત્રી–કવિએ મૃત્યુને કરેલી આ યાચના સરખી વૃત્તિ 'સ્નેહમુદ્રા'ના "હૃદયભૂત"ની વાણીમાં કોઈ સ્થળે પ્રાદુર્ભૂત થઈ નથી, અને 'મૃત્યુ પહેલાં જ અંધકારમાં ફરવું એ મૃત્યુને માટે સજ્જ થવા જેવું છે' એવા સંકલ્પ કરનાર સરસ્વતીચંદ્રની કથામાં જીવન માટેની એવી ઉત્કંઠાનું દર્શન હોવું અશક્ય છે. પરંતુ, એ ગ્રન્થોના વિશાળ વાચકમંડળનાં હૃદયમાંથી મૃત્યુ પ્રત્યેની એ યાચના ગયા વર્ષના છેવટ ભાગમાં સર્વત્ર નિકળી રહી હતી, અને એ ગ્રન્થોના મહાન્ લેખકની જીવનયાત્રા ગુજરાતને સુભાગ્યે ઘણાં વર્ષ સુધી પ્રવર્તમાન રહે એવી ઉત્સુકતા સર્વત્ર પ્રસરી રહી હતી. પરંતુ ઈશ્વરેચ્છા જુદી જ હતી. સાહિત્યવિષયમાં સ્વ. ગોવર્ધનરામભાઈએ આદરેલા અનેક પ્રયાસોની સમાપ્તિ આવવાની બાકી હતી, અનેક આશાઓના

× અર્થ: "રે મૃત્યુ ! થોડીવાર થોભ; મારી ખીલતી આશાઓનો બધો પાક લણ્યા પહેલાં, મારા આનંદ કોઠારમાં લાવીને ભર્યા પહેલાં, મારાં બધાં ગીત ગાયા પહેલાં અને મારાં બધાં આંસુ પાડયા પહેલાં મારાથી મરી શકાય નહિં."–ધ ગોલ્ડન થ્રેશોલ્ડ: સરોજિની નૈડુ.

પાકને પરિપૂર્ણતા પામવાની બાકી હતી, હર્ષ–શોકનાં અનેક ગીત ગાવાનાં બાકી હતાં: અને તે બાકી જ રહ્યાં છે. તેમના જે મનોરથ મૂર્તરૂપ પામી શક્યા છે તે જ હવે હાથ આવે તેમ છે, અને તેથી સંતોષ ધરવો જોઈએ. ગુણગ્રહણ માટે તેમાં ઘણો મ્હોટો ભંડાર છે.

લેખક તરીકે ગોવર્ધનરામ પહેલવહેલા ૩૨ વર્ષની વયે પ્રકટ થયા એ કાંઈક અસાધારણ હકીકત છે. તેમનો મહાન્ બુદ્ધિપ્રભાવ, તેમનું વિસ્તારીવાંચન, તેમની ગાઢ વિદ્વત્તા, તેમની પ્રબળ કલ્પના, એ સર્વનો સંચય ઘણો વહેલો ફળવાન કેમ થયો નહિં એ આશ્ચર્યકારક લાગે છે. કદાચ સાંસારિક ઉપાધિઓએ ચિત્તની વ્યગ્રતા કરી હશે, કદાચ અમુક વય પ્રાપ્ત કર્યા પહેલાં કે અમુક અમુક અભ્યાસ પૂર્ણ કર્યા પહેલાં ગ્રન્થ ન લખવાનો સંકલ્પ કરેલો હશે, કદાચ અમુક રચનાને યથારુચિ કરતાં તેનું વિસ્તારી રૂપ ઘડી ઘડી બદલવું પડ્યું હશે, ગમે તે કારણ હશે, પણ વિચારો અને કલ્પનાઓ પ્રકટ કરવાની અભિલાષાને રોકી રાખનારૂં આ મનોબળ વિલક્ષણ હતું એ નિ:સંશય છે. અને એટલા નિયન્ત્રણ પછી જે ગ્રન્થ પ્રથમ પ્રકટ થયો તે કર્તાની કૃતિઓમાં અપ્રતિમ ( master–piece ) નિવડ્યો, તે પછીના ગ્રન્થો તેની તુલનાએ પહોંચ્યા નહિં, એ પણ વિલક્ષણતા છે. આવી વિશેષતામાં લખાયેલો "સરસ્વતીચન્દ્ર"નો પહેલો ભાગ ગોવર્ધનરામની કીર્તિનો મુખ્ય સ્તંભ રહ્યો છે અને રહેશે. તે ગ્રન્થની ઇંગ્રેજી પ્રસ્તાવનામાં તેમણે કહ્યું છે કે માનવવૃત્તાન્તનો પોતાનો અનુભવ છુટા છુટા નિબન્ધના રૂપમાં પ્રકટ કરવાનો તેમને પ્રથમ વિચાર થયેલો, પણ એવી ચર્ચાથી ગુજરાતના વાચકવર્ગનું ધ્યાન બરાબર નહિં ખેંચાય અને તેને બદલે જીવનનાં વાસ્તવિક કે ભાવનામય ચિત્ર વધારે આકર્ષક તથા અસરકારક થશે એમ લાગવાથી તેમણે આખરે આ પ્રકારનો ગ્રન્થ રચ્યો છે. તેમનો પ્રથમ ગ્રન્થ પ્રકટ થવાના સમયનો કંઈક ખુલાસો આમાં પણ રહેલો છે. પોતાના ચિત્તનું વલણ સમજતાં લેખકને પોતાને પણ કાંઈક વાર લાગે છે, અને ગ્રન્થકારે પોતાના

મનોવ્યાપારના આપેલા આ વર્ણનમાં ઉંડી દૃષ્ટિ કરીશું તો જણાશે કે એ વિલંબમાં કેવળ વાચકવર્ગની રુચિ વિશે નિર્ણય થતો હતો એટલું જ નહિં પણ ગ્રન્થકારની ઉત્પાદક શક્તિ પોતાનો સૌથી વધારે વિજયવંત માર્ગ ગ્રન્થકાર પાસે ગ્રહણ કરાવવાનો આગ્રહ કરતી હતી.

"સરસ્વતીચન્દ્ર"ના પહેલા ભાગને પ્રથમ પદ આપતાં એ ગ્રન્થના બાકીના ભાગને અન્યાય કરવાનો હેતુ નથી. બીજા ભાગમાં આપેલા ગુજરાતના હિંદુ સંસારના ચિત્રની વાસ્તવિકતા પહેલા ભાગમાં નથી; ત્રીજા ભાગમાં હિંદુસ્તાનનાં દેશી રાજ્યોનો સંબંધ ઇંગ્રેજી હકુમત સાથે જોડાતી વેળા થયેલી સંક્રાન્તિનું જે કલ્પનામિશ્ર ઐતિહાસિક દર્શન છે તે પહેલા ભાગમાં નથી; ચોથા ભાગમાં મનુષ્ય-વસતિથી ઘણે ઉંચે રહી કરેલા અનેક વિષયો ઉપરના વિચારતરંગની જે સૃષ્ટિ છે તે પહેલા ભાગમાં નથી; દરેક ભાગમાં પોતપોતાની વિલક્ષણતા છે. પરંતુ વાસ્તવિકતા, કથા, કલ્પના, વિચારતરંગ, એ સર્વને અસાધારણ ભાવનાથી રંગી તથા મિશ્રિત કરી પહેલા ભાગમાં જે કૌતુકતાભર્યું, મોહજનક, ઉત્કંઠા ઉપજાવનારૂં, હૃદયંગમ ચિત્ર છે તે બાકીના બીજા એકે ભાગમાં નથી. ચિત્રનાં અંગ એકત્ર કરી વાસ્તવિકતા અને ભાવનાનું સમગ્ર દર્શન આપવાની કુશલતા પહેલા ભાગમાં અનુપમ છે અને તે જ કારણથી તે ભાગ વાંચનારનું જે રીતે ઘડી ઘડી આકર્ષણ કરે છે તે રીતે બીજા ભાગ આકર્ષણ કરી શકતા નથી. ગ્રન્થકારની ઉચ્ચ વિદ્વત્તા પહેલા ભાગમાં ભાવના અને વાસ્ત-વિકતામાં ઓતપ્રોત થઈ જાય છે, અને બાકીના ભાગમાં વિદ્વત્તા, ભાવના અને વાસ્તવિકતા એ ત્રણે જુદાં પડી જાય છે અને બહુ પ્રયત્ને સાંધેલાં દેખાય છે. કયા પાત્ર સાથે ગ્રન્થકારની એકાત્મતા છે એ જિજ્ઞાસા વાંચનારને થવાના પહેલા ભાગમાં અનેક પ્રસંગ આવે છે પણ બાકીના ભાગમાં એવા પ્રસંગ આવતા જ નથી. પહેલા ભાગમાં પણ એ જિજ્ઞાસા નિષ્ફળ થાય છે, પરંતુ એ જિજ્ઞાસા ઉત્પન્ન થાય એવા સૂક્ષ્મ અને વિસ્તારી રેખાવાળાં સ્વભાવચિત્ર પહેલા ભાગમાં જ છે.

મનુષ્યસ્વભાવનાં વિવિધ ચિત્રો અને તેમાં પરોવાયેલી કથા વર્ણવવામાં ગોવર્ધનરામનું ચિત્તસામર્થ્ય એટલું બધું રોકાયેલું રહ્યું છે કે એ સિવાયની સૃષ્ટિ તેમણે બહુ જ ઓછી વર્ણવી છે. મહાન સૃષ્ટિ રચનાઓનાં કે ભવ્ય દેખાવોનાં વર્ણન 'સરસ્વતીચન્દ્ર'ના ચાર ભાગમાં કોઈ ઠેકાણે નથી. પહેલા ભાગના આરંભમાં સુવર્ણપુરને સાગર સાથે નદીના સંગમ આગળ ટેકરીના ઢોળાવ ઉપર આવેલું કહ્યું છે પણ તે પછી વાર્તામાં સુવર્ણપુર પાસેના સાગરનું કે નદીનું કે ત્યાંની ટેકરીનું કાંઈ વર્ણન આવતું નથી, એ કુદરતી સ્થિતિનો વાર્તા સાથે કાંઈ જ સંબંધ આવતો નથી. પ્રમાદધનનું શબ સમુદ્ર પર તરતું જણાતું ત્રીજા ભાગમાં કહ્યું છે તેટલો જ અપવાદ છે. સુવર્ણપુર અને રત્નનગરી એ બે શહેરોમાં વાર્તાનો ઘણો પ્રસંગ હોવા છતાં એ શહેરોની રચનાનાં વર્ણન કોઈ સ્થળે દેખાતાં નથી. ચોથા ભાગની વાર્તાનું સ્થાન બહુધા સુન્દરગિરિ ઉપર છે પણ તે ગિરિ ઉપરના કુદરતી દેખાવ એ મ્હોટા ગ્રન્થમાં કોઈ પ્રસંગે ચિતર્યા નથી. પ્રથમ પ્રકરણમાં સુન્દરગિરિની તળેટીનું નાનુંસરખું પણ સુરુચિર વર્ણન છે, પણ, તે ગિરિ ઉપર અનેક બનાવો બનેલા છતાં ત્યાંની કુદરતી શોભાનું દર્શન માત્ર એટલું એ જ છે. બીજા ભાગમાં જંગલમાંની અંધારી રાતનું વર્ણન છે, તેમાં પણ અંધકારમાં જંગલની કેવી સ્થિતિ છે તે દર્શાવવા કરતાં અંધકારમાં જંગલમાં બનતા બનાવોને શાની ઉપમા આપી શકાય તે દર્શાવવાનો વિશેષ હેતુ છે.

પણ, જડ સૃષ્ટિનાં વર્ણનોની આ ન્યૂનતાના બદલામાં મનઃ સૃષ્ટિનાં મહા મૂલ્યવાળાં અને અપૂર્વ અદ્‌ભુતતાવાળાં વર્ણનો આ કથાના દરેક ભાગમાં મળી આવે છે. મનુષ્યોના સ્વભાવ કેવી જુદી જુદી બાબતોમાં મળતા હોય છે અને ભિન્ન હોય છે, જાતજાતના સ્વભાવના મનુષ્યોમાં પ્રસંગે પ્રસંગે કેવા કેવા ભાવ અને કલ્પના ઉત્પન્ન થાય છે અને તેને પરિણામે તેઓ કેવા વિવિધ વિચાર બાંધે છે તથા આચાર આચરે છે, તેનાં અનેક ચિત્રોથી આ કથા ભરપૂર છે.

મનુષ્યોના મનના વ્યાપારોની સૂક્ષ્મ અને ઉંડી પરીક્ષા એ કથાના વાંચનારને જેમ આશ્ચર્યથી ચકિત કરે છે તેમ મનુષ્યોના વિધવિધ તર્ક અને વચનનો એમાં આપેલો મ્હોટો ખજાનો વાચકમંડળની અનેક રુચિઓને તૃપ્ત કરે છે. પ્રત્યેક પાત્ર એટલી દશાઓમાંથી સંક્રમણ કરે છે કે તે દરેકના મન તથા વચનનો ઈતિહાસ વિસ્તારી અભ્યાસનું સાધન થઈ પડે છે. પાત્રોની એ વિવિધતા કેવળ સ્વભાવ અને વિચાર પ્રમાણે નથી પણ સંસારની અનેક અવસ્થાઓ પ્રમાણે પણ છે. રાજા અને રંક, વિદ્વાન્ અને મૂર્ખ, શ્રીમંત અને સંન્યાસી, કારભારી અને સિપાઈ, બંડખોર અને બ્હારવટીઆ, ગૃહિણી અને કુમારિકા, સૌભાગ્યવતી અને વિધવા, સ્વામી અને સેવક, પિતા અને પુત્ર, બંધુ અને મિત્ર, પતિ અને પત્ની, ઈત્યાદિ અનેક સ્થિતિનાં સ્ત્રીપુરુષોની મહાન્ સૃષ્ટિનો સમુદાય આ કથામાં સમાયેલો છે.

આ સર્વ જનસ્વભાવનો વિશાળ અને ઉંડો અભ્યાસ સૂચવે છે તેમ જ પાત્રોનાં ચિત્ર રચવાની કુશળતા દર્શાવે છે. એ કલાને અંગે ગોવર્ધનરામની કલ્પનાએ અનેકાનેક અલંકારો ઉદ્ભૂત કર્યા છે. એ અલંકારઘટનામાં કુદરતના ન્હાનામ્હોટા અનેક પદાર્થો અને સાધારણ અસાધારણ અનેક બનાવો ઉપયોગમાં લેવાયા છે. રસ્તે ચાલતા સરઘસને આપેલા ‘પટ’ની ઉપમા અને તેની બાજુએ ચાલતા સિપાઈઓને આપેલી પાલવની ઉપમા, તેમાં આવી દાખલ થનારને આપેલી ‘મતી માખી’ની ઉપમા, દરબારમાં રાજાનો પ્રવેશ થતાં એક સામટી સલામો કરતા દરબારીઓના હાથને આપેલા અગણિત કપાળક્ષેત્રો પર ‘ઉભરાતાં તીડ’ની ઉપમા, ‘ગંભીર વિચાર વચ્ચે અટ્ટ હાસ્યે અચિંત્યું ડોકિયું કહાડ્યા’ની કલ્પના, એવી એવી રીતે ન્હાની વસ્તુઓને વિચિત્ર સામ્યમાં મુકી યોજેલા અલંકારની સાથે ‘સ્વપ્નસૃષ્ટિના ધૂમકેતુ આમ મુખાકાશમાં ચ્હડી આવતા,’ ‘કાળા તરંગોથી છલકાતા રાજ્ય–કાલિન્દીમાંના શઠરાય–વાસુકીની ફણા વચ્ચે કૃષ્ણ પેઠે બુદ્ધિધન ઉભો હોય,’ ‘વામન તર્ક વૈરાટ સ્વરૂપ ધારી

પૃથ્વીથી આકાશ સુધી બે પગલાં ભરી ઉભેલો પ્રત્યક્ષ થયો,' 'રાત્રિ... શૂન્ય જેવાં દશે દિશ વ્યાપતા અંધકારના અદૃશ્ય અવયવોમાં કલ્પનાની પેઠે ભરાઈ મચી રહેલાં જંગલો, પર્વતો, નગરો અને પ્રાણીઓના અંતર્ગત ઠઠ ઠાઠને આંખો મીંચી જોઈ રહેતી હોય, તે મહાસ્વપ્નમાં ને સ્વપ્નમાં જ સિંહ વાઘ વગેરેની ભયંકર ગર્જનાઓને લવતી હોય, તેમ સુષુપ્તિસમયે જાગૃત સંસ્કારોમાં પ્રવાહપતિત થઈ ગઈ,' એવી ભવ્ય ઉગ્ર અને પ્રબલ કલ્પનાવાળા અલંકાર સ્થળે સ્થળે રચાયા છે.

આવી સામગ્રીથી ભરેલી લેખનશૈલી ઉચ્ચ પ્રૌઢ અને શિષ્ટ હોય એ સ્વાભાવિક જ છે. તે શૈલી ઉંડી વિદ્વત્તાવાળી છે અને વિશાળ વાંચનનું સુફલ તેમાં એકત્ર થયું છે. સંસ્કૃત, ઇંગ્રેજી અને ગુજરાતી ગ્રન્થોમાંથી '**સરસ્વતીચંદ્ર**'માં કરેલા ઉતારા મૂલ્યવાન્ સંગ્રહરૂપ છે. અને તેટલાનો અભ્યાસ જ સહૃદયતા તથા મીમાંસાને પુષ્ટ કરવા સમર્થ છે. પરંતુ એ ઉતારાનું મૂલ્ય તેમાં રહેલી રસિકતા અને જ્ઞાનમાં જ નથી. વિચારશ્રેણીઓની ઘટના દર્શાવવામાં, પાત્રોના સ્વભાવનાં ચિત્ર રચવામાં, દેખાવો અને બનાવો વર્ણવવામાં, તથા સારાંશનું દોહન કરવામાં એ ઉતારા એકાએક આવી કેટલો પ્રસાદ અને કેટલી ઉજ્જ્વલતા કરે છે અને તે જ સાથે સમસ્ત સંદર્ભમાં ભળી જઈ કેવા સંવાદી થઈ જાય છે, એ સાક્ષાત્કાર વાંચનારને ચમત્કાર તથા આનંદ પમાડે છે. ગામડીઆનાં ગીતથી માંડીને મહાકવિઓનાં કાવ્ય અને તત્ત્વચિંતકોનાં વિમર્શનમાંથી કેવાં વિવિધ વચનો ગ્રન્થકારના ચિત્તે ગ્રહણ કરી લઈ સ્મૃતિમાં તરતાં રાખ્યાં છે અને તેનો કેવો યથાઘટિત કુશળ ઉપયોગ ગ્રન્થકાર કરી શકે છે એ દૃષ્ટિથી જોતાં થતો અનુભવ વાચકને વિશેષ આનુષંગિક લાભ કરાવે છે. પ્રથમ દૃષ્ટિએ કદાચ એમ લાગે કે ગ્રન્થમાં જોઈએ તે કરતાં વધારે ઉતારા છે, પણ ધ્યાન દઈ વાંચનારને પ્રતીતિ થાય છે કે એકે ઉતારો નિરુપયોગી કે અનુચિત નથી અને એકે ઉતારો વિસ્તાર કરવા અથવા શૈલી શોભાવવા દાખલ કર્યો નથી, પણ, ગ્રન્થકારે ઉભી કરેલી ચિત્તવ્યાપારની સૃષ્ટિ

વર્ણ્ય વસ્તુના એકેએક અવયવ તથા એકેએક પરમાણુ એવી સૂક્ષ્મતાથી ઘડીને પ્રદર્શિત કરે છે કે પદે પદે ભાવ અને તર્કના પ્રસંગ આવી ઉભા રહે છે અને ગ્રન્થકારના ચિત્તમાં રમી રહેલી ગુણવંત ઉક્તિઓ પ્રાદુર્ભૂત થઈ રચનામાં ઉતરી પડે છે.

ઇંગ્રેજી અને સંસ્કૃત ઉતારાના ગ્રન્થકારે કરેલાં ગદ્યપદ્ય ભાષાન્તર ઘણી સંભાળથી જાળવેલી યથાર્થતા, ઘણા સામર્થ્યથી કરેલી શબ્દ-યોજના અને ઘણી નિપુણતાથી કરેલો રહસ્યોદ્ધાર દર્શાવે છે અને એવી નહાની વાત પણ શિક્ષણરૂપ થઈ પડે છે.

વાર્તાનાં પાત્રો ભણાવેલો પાઠ બોલી જનાર પેઠે વર્તતાં નથી પણ પોતાની બુદ્ધિ અનુસાર મનન કરી સંકલ્પ કરે છે અને આચરણ કરે છે. આ રીતે જીવનમાં ઉત્પન્ન થતા અનેક વિષયો પર જુદા જુદા દૃષ્ટિબિન્દુથી કરેલા વિચાર ગ્રન્થમાં મળી આવે છે. કેટલાંક પાત્રો થોડું આચરણ અને ઘણે ભાગે ચર્ચા કરનારાં જ છે અને કેટલાંક તો ચર્ચા કરનાર તરીકે જ વાર્તામાં દર્શન દે છે. ગ્રન્થકર્તાનું ગંભીર વિચારવંતપણું આમ બળવંત પ્રભાવ સાથે સ્ફુરિત થાય છે અને સમર્થ ચિંતકની સંગતિમાં અનેક ગહન વિષયોમાં પર્યટન કરી ચર્ચા તથા વિવેચનમાંથી જ્ઞાન મેળવવાનો લાભ વાચકને મળે છે.

આ સર્વ કૃતિમાં ભાવપ્રકાશનના અને મનોવેધક ચિત્રઘટનાના પ્રસંગો ઘડી ઘડી આવે છે અને ગોવર્ધનરામની કવિત્વશક્તિ ગદ્યમાં તેમ જ પદ્યમાં પ્રકટ થાય છે. આવી ગદ્ય રચનાઓ ઘણુંખરૂં વૃત્તાન્ત-વર્ણનમાં થઈ છે અને પદ્ય રચનાઓમાં ઘણુંખરૂં પાત્રોના ઉદ્‌ગાર પ્રકટ થયા છે. એ છુટક કાવ્યો એવાં ભાવપૂર્ણ છે કે તે તે પ્રસંગની બધી રસિકતા તે કાવ્યોમાં એકત્ર થઈ વસેલી લાગે છે અને કાવ્યો તે પ્રસંગોને વાંચનારના ચિત્તમાં મુદ્રિત કરી દે છે. ‘ શશી જતાં પ્રિય રમ્ય વિભાવરી ’, ‘ સુખી હું તેથી કોને શું ’, ‘ દીધાં છોડી પિતામાતા ’, ઇત્યાદિ કાવ્યોમાંનો મનોરાગ વાંચનારના ચિત્તનું ફરી ફરી આકર્ષણ કરે છે એટલું જ નહિ પણ તે કાવ્યો આસપાસ ગુંથાયેલી કથાની પ્રફુલ્લ સ્મૃતિ જાગૃત કરે છે અને તે કાવ્યો વડે તે કથાભાગ ઓળખાય છે.

આ ન્હાનાં કાવ્યોમાં ગોવર્ધનરામના કવિત્વનો યથાર્થ પ્રકાર નજરે પડે છે. તેમનાં કવિત્વમાં ભાવનો ઉત્કટ વેગ વસેલો દેખાય છે. લાગણીથી ઉછળી રહેલા તેમના ચિત્તમાંથી નિકળતી કવિતાનો પ્રવાહ બહુ બળથી ચાલ્યો જાય છે. એ કવિતા વાંચનારના હૃદયતલને સ્પર્શ કરી બહુ વ્યાકુલતા ઉત્પન્ન કરે છે. તેના પ્રકાશનમાં કલ્પના નવા નવા અર્થાલંકારો ઉમેરે છે. પરંતુ તેમની કવિતામાં સૌન્દર્યના, લાલિત્યના, માધુર્યના બહુ જ થોડા અંશો વિદ્યમાન છે અને તેથી કલાવિધાન પણ દૃષ્ટિએ પડતું નથી.

રમણીયતાની આ ખામી તેમની ઉચ્ચ કલ્પનાઓને શુષ્ક બનાવે છે, તેમના ગંભીર ભાવની ઉક્તિમાં નીરસતા ભેળે છે અને તેમની શૈલીને ક્લિષ્ટ કરે છે. "સરસ્વતીચંદ્ર'માંનાં કાવ્યો વાર્તારસના કુંડળ વચ્ચે આવેલાં હોવાથી તેમાં રુચિરતા જળવાઈ રહે છે. પણ, રસ-હીનતાનો પરિહાર કરનારા એવા અંશો "સ્નેહમુદ્રા'માં નથી, અને બળવાન પ્રેરણાથી તેમ જ ઉદાત્ત ભાવનાઓથી ભરેલું છતાં એ પુસ્તક આકર્ષક લાગતું નથી તેનું એ જ કારણ છે. એ પુસ્તકના નાયકને 'ભૂત'રૂપે આણી તેની પાસે વિચારો પ્રકટ કરાવવામાં કાંઈ સફલતા જણાતી નથી અને એ ઘોરતાથી કાવતાની ખુબીને હાનિ થાય છે એટલું જ પરિણામ નિપજે છે. ઉચ્ચ અને ગંભીર વિચારોના કવિ-ત્વમય કથનમાં 'મુકી એણે તો દોટ,' 'એવું શું ઓછું આવ્યું,' 'જતાની પાછળ કુવે પડી મરવાનો ચાલ,' '"હાડેતુતુ" નહી ખમે કંઈ બહુમાની સ્નેહ,' 'આવી અક્કલ રહી ન ગાંઠે' એવી છેક સાધારણ વ્યવહારની ઉક્તિઓ કોઈ રીતે શોભતી જ નથી. 'ઉલૂકાદિ અધમ ભડવા નીકળ્યા સર્વ ટોળે,' 'ખાઈ રહું–દોડું જરી, ત્યાં જ પચી જાય, અનંત અમર ભાખરી' એવા અલંકાર વાણીનાં ભૂષણને કદર્થિત જ કરે છે. "સ્નેહમુદ્રા"ના આખા પુસ્તકમાં અપવાદરૂપ તે

'નીલ લીલમ સમાં લાલ ગાલે બેઠાં તમે જે તણે રે,
એવા રૂડા આંબલિયાની ડાળ મુકીને, કોયલ, ક્યાં ગયાં રે!'

એ કાવ્ય છે. એ ગરબીનું એકેએક પદ લાવણ્ય અને કોમલતા-વાળું છે, તેનું સુન્દર કલાવિધાન ચમત્કારપૂર્ણ છે અને તેમાં કડીએ કડીએ નવી નવી કલ્પનાથી ઉપજતા ભિન્ન ભિન્ન અલંકાર ગંભીર ઉન્નત તથા રસિક ભાવના પ્રકાશનને રુચિર બનાવે છે. એમાં કવિએ કહેલો કોયલના કૂજનનો ગુણ કવિના એ કાવ્યમાં પણ છે કે

'અર્ધનિદ્રાસમે પ્રિયસ્પર્શ સમું કૂજ્યું તમ તણું રે
ચમકાવે અમારાં ચિત્ત!'

ભૂતના ભડકા, સ્મશાન, ચિતા, ભયંકર અંધકાર, વગેરેના ઘોર વર્ણનથી ભરેલા પુસ્તકમાં આવેલી આ ગરબી

'કાળે પોતે કસુમ્બલ ભાત, તેવું આ કાળા વિશ્વમાં રે
રુડું રુડું કોમળ તમ ગાન.'

એ ઉપમાની સાર્થકતા સિદ્ધ કરે છે અને કવિતાની વિરલતામાં પણ ધન્યવાદનું કારણ રહેલું છે એમ પ્રતીતિ કરાવે છે.

બીજાં કાવ્યોમાં ઓછી આકર્ષકતા લાગશે, પણ "સ્નેહમુદ્રા"નાં સર્વ કાવ્યો ગોવર્ધનરામના હૃદયમાં રહેલી ગાઢ સ્નેહશીલતા પ્રત્યક્ષ કરે છે. "સરસ્વતીચંદ્ર"ની કથામાં પણ તેમની સ્નેહશીલતા બુદ્ધિ-ધનના, વિદ્યાચતુરના તથા મલ્લરાજના કુટુંબવર્ગોમાં અંકિત થઈ છે, સરસ્વતીચંદ્રના મિત્રમંડળમાં અંકિત થઈ છે, સુન્દરગિરિ પરના વિરક્ત સાધુમંડળમાં અંકિત થઈ છે, અને પ્રાકૃત હૃદયાવસ્થાના લક્ષ્મીનંદન તથા ગુમાન પણ આખરે સ્નેહશીલતાથી અંકિત થઈ ઉત્કર્ષ પ્રાપ્ત કરે છે. પરંતુ તેમણે કલ્પેલાં પાત્રોમાં તેમનામાંથી ઉતરેલી સ્નેહ-શીલતાથી જ તેમના એ ગુણનું દર્શન થાય એમ રહ્યું નથી. અલ્પ વયે વિદેહ થયેલી તેમની જ્યેષ્ઠ પુત્રીના સુશીલ, સરલ, ઉદાત્ત જીવનના તેમણે લખેલા વૃત્તાન્તમાં તેમના એ ગુણના પ્રકર્ષનું દર્શન થાય છે. તેમનામાંથી પુત્રીમાં આવેલા ઉચ્ચ સંસ્કારનો વિકાસ કરવા, પુત્રીની બુદ્ધિ ખીલવી તેને મહાન જ્ઞાનસંપત્તિ પ્રાપ્ત કરાવવા, સંસારના ધર્મ તેને શિખવવા, ઈશ્વર પરની તેની શ્રદ્ધા દૃઢ કરવા અને આધ્યાત્મિક

શ્રેયને તેનું પરમ લક્ષ્ય કરવા તેમણે કરેલા પ્રયાસ તેમનું ગાઢ વાત્સલ્ય પ્રકટ કરે છે. "લીલાવતી–જીવનકલા" પિતા અને પુત્રી બન્નેની અભિજાત વૃત્તિની સાક્ષી પુરે છે, અને ગોવર્ધનરામની સ્નેહશીલતાથી તેમના કુટુંબમંડળમાં પ્રસરેલી સુજનતા તથા સદ્ભાવનું ચિત્ર આપે છે. એ પુસ્તકમાંનો કરુણરસ પણ ગોવર્ધનરામના હૃદયની એ આર્દ્રતાને વિશેષ પ્રમાણથી પ્રતિપાદન કરે છે. ગહન તત્ત્વચિંતન, ભવ્ય વિચાર અને દૂરગામી કલ્પનાના સ્થાનભૂત ચિત્તમાં વસેલી આ મૃદુતા તેમના સમસ્ત જીવનમાં અને લેખનમાં વિશિષ્ટતાથી વ્યાપેલી છે. 'તાતના તાત ઈશ્વર' પરની તેમની ગાઢ અચલ શ્રદ્ધા, તેમની ધાર્મિકતા, તેમની ભક્તિમત્તા, "સરસ્વતીચંદ્ર"માં સ્થળે સ્થળે દર્શન દે છે, પણ, આ પુસ્તક એ લક્ષણોથી પરિપૂર્ણ છે. હિન્દુ સંસારને ઉન્નત કરવાની જે ભાવનાઓ કુમુદસુંદરીની સાંસારિક જીવનરેખામાં, વિદ્યાચતુરની પુત્રીહિતની કલ્પનામાં, સરસ્વતીચંદ્રે કરેલી કલ્યાણગ્રામની યોજનામાં, ભગવાં વસ્ત્ર પહેરી કુમુદસુંદરીએ સ્ત્રીઓને કેળવણી તથા સ્વતંત્રતા અપાવવા ધરેલી ઉત્કંઠામાં, તેમજ 'દુષ્ટ આચાર'ને લીધે 'કલેશમાં જીવન ગાળતા' હિન્દુઓ માટે "સ્નેહમુદ્રા"નાયક તથા નાયિકાના સમભાવમય ઉદ્ગારમાં નજરે પડે છે તે આ પુસ્તકમાં પણ પ્રકટ થાય છે.

ગોવર્ધનરામની એ વત્સલતા, એ ભક્તિ, એ ઉત્કર્ષેચ્છા રાષ્ટ્રીય વિષયમાં પણ ઉલ્લાસ પામેલી છે. સર્વ કર્તવ્યનો ત્યાગ કરી 'રંગાયા વિના રંગ' જોવા ભટકતો સરસ્વતીચંદ્ર પોતાના મિત્ર ચંદ્રકાન્તને પોતાને શોધવાની ચિંતા મુકી દેવાની વિનંતિ કરે છે ત્યારે પણ તે

'બીચારો દેશ આ આર્ય!–કરે તે કાજ કંઈ કાર્ય.'

માટે તે જ કાર્યો કરવામાં ઉદ્યુક્ત રહેવાનો તેને આગ્રહ કરે છે. "સ્નેહમુદ્રા"ની નાયિકા પણ દેશના દુઃખથી વ્યથિત થઈ ઉદ્ગાર કરે છે કે

'અહો પ્રભુ! મને હૃદય દીધું તો શાને નથી કરતો સબળા!
રંગભુવન મને નથી ભાવતું, નથી રોચતી અલંકૃતિ;
આમ દેશીજન દુઃખી થાય ને ગ્રહું સુખ શું હું જ રતિ?'

"સરસ્વતીચંદ્ર"ના ચોથા ભાગમાં કલ્પેલી મનઃસૃષ્ટિનો એક માત્ર આશય હિંદુસ્તાનના પ્રાચીન તથા યુરોપના અર્વાચીન સુધારાના સંવાદી મિશ્રણ વડે હિંદુસ્તાનનો ઉત્કર્ષ તથા ઉદ્ધાર કરવાનો છે.

આવા ઉચ્ચ, ઉન્નત, ઉદાર, લક્ષણોવાળા મહાન્ નરની કૃતિઓ જ હવે આ લોકમાં અવશેષ રહી છે. તે કૃતિઓમાં રહેલો વાક્પ્રભાવ ગુજરાતી સાહિત્યમાં ઉજ્જ્વળ કીર્તિસ્તંભરૂપ છે, તે આદરથી અને પૂજ્યભાવથી હંમેશ જળવાશે એમાં સંશય નથી. જે આત્માએ સનાતન શાન્તિ ધારણ કરી છે તેની ઐહિક કૃતિઓનો અભ્યાસ અને તેના ગુણોનું સ્મરણ ભવિષ્યમાં સદૈવ પ્રોત્સાહક અને ઉત્તેજક થશે એ આશા વડે શોકનું શમન કરવું એ કર્તવ્ય છે.

૧૯૦૭

## કર્તવ્યની પદવી

'O, still your limitation vain
Between the mountain and the plain!
World-citizens you'd be of right,
While every civic claim you slight;
And think, like dastards, to go free
By whining "We 're a small folk, we!"'

Brand, Act III[૧]

અર્થ–'રે, પર્વત અને મેદાન વચ્ચેની એ વ્યર્થ મર્યાદા તમે સદા બાંધ્યા કરો છો. દુનિયાના વતની તરીકે કરવાનાં કામનો તમે

૧. મૂળ નોર્વીજીઅન ઉપરથી ઇંગ્રેજી ભાષાન્તર

હક કરો છો; પણ, પોતાના શહેર સંબંધે બજાવવાની ફરજોની તમે અવગણના કરો છો; અને, "અમે તો ન્હાના માણસ છીએ" એમ બડબડીને કાયર પુરુષોની પેઠે, પોતાની ફરજ બજાવવામાંથી, બચી જવાનું ધારો છો.'

બ્રેન્ડ, અંક ૩

આ પ્રમાણે હેનરિક ઇબ્સન ( Henrik Ibsen ) કૃત 'બ્રેન્ડ' નાટકનો નાયક કર્તવ્યના વિષયમાં આળસુઓ તરફથી કહાડવામાં આવતા બહાના સંબંધમાં કહે છે. અને, એવાં બહાનાં કેવાં સામાન્ય છે! પર્વતની ખીણમાં એકાન્તમાં વસેલા ગામડાનો વતની પોતાના ગામના હિત માટે કશો પ્રયાસ ન કરે અને મેદાનમાં આવેલાં શહેરો અને પ્રાન્તોની વિશાળ વ્યવસ્થાઓમાં સામીલ થવાનો દાવો કરે, અને પરિણામે પરમાર્થનું કશું કાર્ય ન કરે, એ કર્તવ્યનું આલસ્ય જ છે. નામ દેશ દેશ પંકાય અને ઝળહળતી કીર્તિ મળે એવાં મહાન્ રાજકાર્યો કરવાનો લોભ કરનાર મનુષ્યોને પોતાની નજીકના જનમંડળના કલ્યાણ માટે પ્રવૃત્તિ કરવાનું કહેવામાં આવે તો 'અમારું એ કામ કરવાનું ગજું નથી, અમે અલ્પશક્તિ મનુષ્યો શું કરી શકીએ?' એવો બચાવ કરી કર્તવ્ય કરવાની મહેનતમાંથી સમૂળગા છુટી જનાર મનુષ્યોને આ કવિ બાયલા-'કાયર પુરુષો' કહે છે તે યોગ્ય છે. કર્તવ્યોમાં નહાના પ્રદેશનાં અને મોટા પ્રદેશનાં-ગામડાનાં અને શહેરનાં-નગરવ્યવસ્થાનાં અને રાજ્યવ્યવસ્થાનાં-અપ્રસિદ્ધિમાં રહી કરવાનાં અને પ્રસિદ્ધિ પ્રાપ્ત કરવાનાં-એવો વિભાગ પાડી જે પ્રવૃત્તિથી પ્રતિષ્ઠા મળે તેમાં જોડાવાનો લોભ કરવો અને બાકીનાં માટે અશક્તિ બતાવવી એ ભીરુતા જ છે. પોતાની આગળ જે કર્તવ્ય ઉપસ્થિત થાય, જે ફરજ પોતાને માથે આવી પડે, તે કરવામાં મનુષ્યે ઉત્સાહ અને ઉમંગથી પ્રવૃત્ત થવું જોઈએ. દુનિયાની ઘટના જ એ પ્રકારની છે કે જુદા જુદા મનુષ્યોએ જુદી જુદી જાતનાં કર્તવ્યો કરવાનાં હોય છે. બધા જ મનુષ્યો રાજ્યકર્તા હોય તો રાજ્ય હોઈ શકે નહિં, બધા જ

મનુષ્યો સેનાપતિ હોય તો સેના હોઈ શકે નહિં, બધા જ મનુષ્યો સમાજના અગ્રેસર હોય તો સમાજ હોઈ શકે નહિ. જાત જાતની સ્થિતિમાં આવેલા મનુષ્યોને જાતજાતની ફરજો બજાવવાની હોય છે અને એ રીતે વિવિધ સંબંધમાં ગોઠવાયેલાં ન્હાનાં મોટાં ચક્રોથી જ સંસારનું યંત્ર ચાલે છે. પરંતુ કર્તવ્યનું મહત્ત્વ બધે એનું એ જ છે. ન્હાના ગામમાં રહી તે ગામના હિતની વૃદ્ધિ માટે પ્રયાસ કરવામાં જીવન ગાળનારની કર્તવ્યપરાયણતા રાજ્યના કારભાર ચલાવનારની કર્તવ્યપરાયણતાથી ઉતરતી પંક્તિની નથી. કર્તવ્ય કરવાનો ધર્મ મનુષ્યોને ઈશ્વરે સોંપેલો છે અને તે ધર્મ બજાવી ઈશ્વરની સેવા કરવાનું સર્વ સ્થિતિના માણસોથી થઈ શકે તેમ છે. કેવળ દ્રવ્યવાન્ કે શક્તિમાન્ મનુષ્યો જ દયા અને પરોપકારનાં કામ કરી શકે એમ નથી. સર્વ મનુષ્યો યથાશક્તિ એવાં કામ કરી શકે છે અને મનુષ્ય યથાશક્તિ પોતાની ફરજ બજાવે તો તેણે કરેલાં કાર્યનો વિસ્તાર ન્હાનો હોય કે મ્હોટો હોય તે છતાં તેના કર્તવ્યની ઉંચી પદવી જળવાઈ રહે છે.

મનુષ્યનું કર્તવ્યક્ષેત્ર ઈશ્વર તરફથી પ્રાપ્ત થાય છે અને જે ક્ષેત્ર પ્રાપ્ત થાય તે મનુષ્યે સ્વીકારી લેવું જોઈએ. અલબત્ત, ઉત્કર્ષ માટે મનુષ્યે સતત પ્રયત્ન કરવો જોઈએ એ ખરું છે, પણ, તે ઉપરથી એમ ફલિત થતું નથી કે મનુષ્ય અમુક ઇષ્ટ સ્થિતિએ પહોંચે ત્યાં સુધી તે કર્તવ્ય કરવાની જવાબદારીમાંથી મુક્ત છે. 'હું અમુક પ્રકારનાં જ કર્તવ્ય કરીશ,' અથવા 'મને અમુક શક્તિ પ્રાપ્ત થશે, કે મારી અમુક અશક્તિ દૂર થશે તો જ હું કર્તવ્ય તરફ પ્રવૃત્ત થઈશ,' એમ કહેવાનો મનુષ્યને અધિકાર નથી. વખતોવખત જે કર્તવ્યો મનુષ્યની આગળ આવ્યાં હોય તે તેણે બજાવવાં જોઈએ અને બીજાં કર્તવ્યો કરવાની શક્તિ ઈશ્વર યથાયોગ્ય આપશે એવો ભરોસો રાખી પ્રસન્ન ચિત્તથી પોતાના ધર્મ બજાવવામાં ઉદ્યુક્ત રહેવું જોઈએ. મહાન્ કવિ મિલ્ટનનું ઉદાહરણ લઈએ. તે દૃઢ ઈશ્વરભક્ત હતો. પાંત્રીસ

વર્ષની વયથી તેનાં ચક્ષુનું તેજ જવા માંડ્યું હતું અને પીસતાળીશ વર્ષની વયે તે પૂરેપૂરો અંધ થયો. આવું મ્હોટું સંકટ આવ્યું અને તેથી સાહિત્ય વિષયમાં ગતિ કરવામાં મ્હોટું વિઘ્ન ઉભું થયું, તોપણ ઈશ્વર પરની મિલ્ટનની શ્રદ્ધા લેશમાત્ર ચલિત થઈ નહિં. તેની આસ્તિકતા અને તેનો ભક્તિભાવ દૃઢ હતાં અને દૃઢ જ રહ્યાં. મ્હોટી વિપત્તિ, મ્હોટો વ્યાધિ, મ્હોટું સંકટ આવતાં કેટલાકની શ્રદ્ધા ચલિત થાય છે,–'ઈશ્વર તરફ ઉપકારવૃત્તિ રાખવાની હવે મારે જરૂર રહી નથી,' 'ઈશ્વર મારા પર પ્રીતિ ન રાખે તો હું ઈશ્વર પર પ્રીતિ શા માટે રાખું?'–એવી તેમને ભ્રાન્તિ થાય છે. ઈશ્વર તેમને અન્યાયી જણાય છે. તેમને એમ લાગે છે કે આપણે હવે કર્તવ્ય કરવાને બંધાયેલા નથી. પરંતુ, મિલ્ટનને એવો ભ્રમ થયો નહિં. તેની બુદ્ધિ-શક્તિ વિશાળ હતી. તેના ચિત્તનું સામર્થ્ય મહાન્ હતું. અને એવી સ્થિતિમાં અંધત્વ પ્રાપ્ત થતાં એવી વૃત્તિ થવાનો સંભવ છે કે 'ઈશ્વર જ જો મારી શક્તિઓનો નાશ કરે છે, ઇશ્વર મને અપંગ અને અસમર્થ કરે છે તો ઈશ્વર તરફ મારે શી ફરજ રહેલી છે? મારે શું કામ કર્તવ્ય માટે ચિંતા કરવી જોઈએ? મારા પર હવે કાંઈ બંધન રહ્યું જ નથી.' એવી ઈશ્વરવિમુખ વૃત્તિને દૂર કરવા તે પોતાના અન્ધત્વ વિશેના 'સોનેટ'માં કહે છે,

'When I consider how my light is spent
Ere half my days in this dark world and wide,
And that one talent which is death to hide
Lodged with me useless, though my soul more bent
To serve there with my Maker, and present
My true account, lest He, returning chide;
'Doth God exact day-labour, light denied?'
I fondly ask. But Patience, to prevent
That murmur, scon replies; God doth not need
Either man's work, or his own gifts; who best

Bear his mild yorke, they serve him best. His state
Is kingly; thousands at his bidding speed,
And post o'er land and ocean without rest;
They also serve who only stand and wait.'

**અર્થ**—'જ્યારે હું વિચાર કરું છું કે આ અન્ધકારમય અને વિશાળ દુનિયામાં મારી અડધી જીંદગી પહેલાં મારું તેજ કેવું જતું રહ્યું છે અને દ્રવ્યવાળી તે એક ચીજ[૨] (અર્થાત્ બુદ્ધિ) જે મૃત્યુથી ઢંકાવાની છે તે મારામાં નકામી પડી છે, અને તથાપિ એ દ્રવ્ય વડે મારા કર્તાની સેવા કરવાની અને તેનો ખરો હીસાબ આપી જવાબદારી પૂરી કરવાની મારા આત્માની ઉત્કંઠા વિશેષ તીવ્ર થઈ છે, કેમકે, પાછાં ફરતાં પ્રભુ મને ઠપકો આપે; ત્યારે, હું મૂર્ખતાથી પૂછું છું કે "શું ઈશ્વર માણસને તેજથી વિહીન રાખી તેની પાસેથી દહાડાનું કામ કરાવવા ઇચ્છે છે?,' પરંતુ એવી અસંતોષવૃત્તિ અટકાવવા સારૂ ધૈર્ય તરત ઉત્તર દે છે કે 'ઈશ્વરને માણસની કૃતિ કે માણસના ઉપકારની જરૂર નથી. ઈશ્વરની નરમ ધુંસરી જેઓ સહુથી સારી રીતે વહન કરે છે તેઓ સહુથી સારી ઈશ્વરસેવા કરે છે. તેના ધામમાં રાજતંત્ર છે; તેની આજ્ઞા થતાં હજારો જણ ત્વરિત થઈ ભૂમિ પર અને સમુદ્ર પર અવિશ્રાન્ત ગતિ કરે છે; જેઓ માત્ર ઉભા રહીને વાટ જુએ છે તેઓ પણ સેવા કરે છે.'

---

૨. બાઈબલના ન્યુ ટેસ્ટમેન્ટમાં સેઈન્ટ મેથ્યુસના વૃત્તાન્તના ૨૫મા પ્રકરણમાં એક રૂપકમય કથા છે કે એક માણસે દૂર દેશ જતી વખતે પોતાના નોકરોને બોલાવી એકને પાંચ 'ટેલન્ટ' (નાણાના સિક્કા) આપ્યા, બીજાને બે આપ્યા અને ત્રીજાને એક આપ્યો. પાંચ અને બે 'ટેલન્ટ' વાળાઓએ વેપાર કરી પોતપોતાની પાસેનાં નાણાં બેવડાં કર્યાં, પણ એક 'ટેલન્ટ' વાળાએ પોતાને મળેલું નાણું દાટી મૂક્યું. સ્વામીએ પાછા આવી પેલા બન્નેને સાબાશી આપી અને ઈનામ આપ્યું, પણ 'ટેલન્ટ' દાટી મુકનાર નોકરને ઠપકો આપ્યો. તે ઉપરથી લક્ષણાથી 'ટેલન્ટ'નો અર્થ મનુષ્યમાં મુકાયેલી બુદ્ધિ એવો થયો છે એમ ધારવામાં આવે છે. અહીં મિલ્ટન પોતાને પાંચ કે બે નહિં પણ એક જ 'ટેલન્ટ' મળ્યાનું કહે છે.

આંખે અપંગ થતાં મિલ્ટનને કર્તવ્ય કરવાની ઇચ્છા ઉલટી વધારે તીવ્ર થઈ હતી અને ઈશ્વરે આપેલી બુદ્ધિશક્તિ ઈશ્વરની સેવામાં નહિ વપરાય તો ઈશ્વરને શો જવાબ દેવાશે એવી એને ચિંતા થતી હતી. એ જ ચિંતાથી તેને શંકા થઈ કે 'ઈશ્વર મારી શક્તિ ક્ષીણ કરે છે છતાં શું મારે કામ કરવું એવી તે અપેક્ષા રાખે છે?' ધૈર્યની વૃત્તિ ઉત્પન્ન થતાં આ શંકાનું સમાધાન થયું અને તેને સમજાયું કે અમુક મનુષ્યે (તે મનુષ્યે ધારેલું) અમુક જ કામ કરવું એવી ઈશ્વરને અપેક્ષા નથી; અમુક મનુષ્ય પોતે અમુક કામ કરવાનું ધારે તે કામ કરે તે વિના ઈશ્વર બેસી રહ્યો નથી. ઇશ્વરની સેવા કરનાર તો હજારો અને કરોડો છે અને તેની સેવા કરનારા આખી સૃષ્ટિમાં ફરી વળે છે. પરંતુ ઈશ્વરની ધુંસરી કેવી નરમ છે, ઈશ્વરે દરેક માણસને માથે મુકેલી ફરજ કેવી સહેલી છે, એ સમજી જેઓ પોતાને માથે આવેલી જવાબદારી ઉઠાવે છે, પોતાને જે ફરજ અદા કરવાની આવી હોય તે બજાવે છે,—પોતાની જે સ્થિતિ થઈ હોય તે સ્વીકારે છે, તેઓની સેવા ઉત્તમ છે. અને જેઓ માત્ર ઉભા રહી વાટ જુએ છે, અર્થાત્ જેઓ ઈશ્વરના નિયમોનો વ્યાપાર ધૈર્યથી સહન કરે છે અને ઈશ્વરાજ્ઞા શી થાય છે તેની વાટ જુએ છે, ઈશ્વર જે અવસ્થા આપે તેનો અંગીકાર કરી તે અવસ્થાનાં કર્તવ્ય કરવા તત્પર રહે છે, તેઓ પણ ઈશ્વરની સેવા કરે છે. ઇશ્વરાજ્ઞાની નમ્રપણે વાટ જોઈ સર્વ સહન કરનાર ઈશ્વરની સેવામાં ન્યૂન નથી.

ઈશ્વરે આપેલી શક્તિ સફળ કરવાની, કર્તવ્યો કરવાની જવાબદારી બધાને માથે છે. કર્તવ્યની પસંદગી મનુષ્યને હાથ નથી, તેમ જ એવી કોઈ સ્થિતિ નથી હોતી કે જેમાં રહી કર્તવ્ય કરવાનું અશક્ય હોય, અને, એ કારણથી કર્તવ્ય ન કરવાની મનુષ્યને છુટ નથી. સહુ સહુને પોતપોતાની સ્થિતિ પ્રમાણે કર્તવ્ય કરવાનાં હોય છે, જો એક પ્રકારનું કર્તવ્ય કરવાને અશક્ત હોય તે બીજા પ્રકારનું કર્તવ્ય કરી શકે છે. અને તે છતાં પોતાની સ્થિતિની ઉન્નતિ કરવા સર્વ મનુષ્યો

સમર્થ છે. એક જ સ્થિતિમાં મરણ પર્યન્ત મનુષ્ય બંધાઈ રહે એવો તે શક્તિવિહીન નથી. ઈશ્વરે આપેલી બુદ્ધિ અને શક્તિનો સદુપયોગ કરી મનુષ્ય ઉત્કર્ષ પામી શકે છે. દુનિયામાં સર્વની સ્થિતિ સમાન નથી. તેથી જ આ ઉત્કર્ષ શક્ય છે. મનુષ્યો પ્રયાસ કરી શકે, ઉદ્યમ કરી શકે, ઉન્નતિમાં ક્રમણ કરી શકે, તે માટે મનુષ્યો વચ્ચે અસમાનતાની જરૂર છે. પશુઓમાં સર્વ સમાન છે, અને દરેક જાતિનાં પશુઓમાં સર્વ વ્યક્તિઓ જન્મથી મરણ સુધી સમાન જ રહે છે. કોઈને બીજાઓથી વધારે સત્તા સંપત્તિ કે પદવી પ્રાપ્ત થતી નથી, કોઈ પ્રયાસ કરી બીજાઓથી ઉત્તમ થઈ શકતું નથી. પરંતુ એવી જડ ગતિહીન સમાનતા મનુષ્યોને માટે ઇષ્ટ નથી. સર્વ મનુષ્યો જન્મથી સમાન હોય અને મરણ પર્યન્ત સમાન રહેવાના હોય, તો મનુષ્યોમાં પ્રયાસનો, ઉદ્યમનો, યોગ્યતા સિદ્ધ કરવાનો અવકાશ જ ન રહે. આ રીતે મનુષ્યોની અસમાનતા એ દુનિયાની ઘટનામાં ખામી નથી, પણ મનુષ્યો પ્રયાસ કરે, ઉન્નતિને માર્ગે ઉત્કર્ષ પામે, એ સારૂ અસમાનતા આવશ્યક છે.

એ જ પ્રમાણે દુનિયામાં આવી પડતાં દુઃખો અને વિપત્તિઓ પણ દુનિયાની ઘટનામાં ખામીરૂપે નથી. એમાંનાં કેટલાંક મનુષ્યોની ભૂલને પરિણામે થાય છે. મનુષ્યોએ પાળવા સારૂ સ્થાપિત થયેલા નિયમોના અનાદરથી રોગાદિ ઉત્પન્ન થાય છે. એ નિયમો જ ન હોય તો તેના અનાદરનો અવકાશ ન રહે એમ લાગશે. પરંતુ, નિયમોના આદર–અનાદરમાંથી પસંદગી કરવી એમાં પશુઓથી મનુષ્યોની વિશેષતા છે, અને એવી પસંદગીનો અવકાશ ન હોય તો મનુષ્યો પોતાને કેળવી શકે નહિ, પોતાની શક્તિઓનો વિકાસ કરી શકે નહિ. રેલ, ધરતીકંપ વગેરે કેટલાંક દુઃખો મનુષ્યોની ભૂલ વિના પણ આવી પડે છે. પણ એ બનાવો સૃષ્ટિની ઘટનાના સાર્વત્રિક (Universal) નિયમોને પરિણામે બને છે. એ નિયમોમાં સુખ વિશેષ છે, અને દુઃખ ઓછું છે. એ નિયમોથી ચાલતી સૃષ્ટિ નિરંતર વધારે ને વધારે સુખને માર્ગે ક્રમણ કરે છે. એ નિયમો ન હોય તો સુખનો માર્ગ ન રહે.

અને ઈશ્વરે કરી છે તેથી વધારે સારી સૃષ્ટિ હોઈ શકે એવી કલ્પના પણ થઈ શકતી નથી. 'વૈષમ્યનૈર્ઘૃણ્ય'નો આરોપ ઈશ્વર ઉપર વૃથા મુકવામાં આવે છે.

મિલ્ટનનું અન્ધત્વ કેટલેક અંશે નેત્રરક્ષણના નિયમોના અનાદરનું પરિણામ હતું. પરંતુ, ગમે તે પ્રકારે તેમની શક્તિ લુપ્ત થયા છતાં ઈશ્વરના કૃપાળુ સ્વભાવ પર તેને અચળ શ્રદ્ધા હતી. તેને વિશ્વાસ હતો કે God would with a larger portion of His Spirit irradiate my mind—'ઈશ્વર પોતાના સત્ત્વના વિશેષ અંશ વડે મારા ચિત્તને પ્રકાશિત કરશે.' અન્ધત્વ માટે તે ઈશ્વરને દોષ દેતો નહોતો, અને હું અન્ધ થવાથી દુનિયામાં ખોટ પડશે, ઈશ્વરની સમૃદ્ધિમાં ન્યૂનતા આવશે, એવી તે પોતાની ભારે કિંમત સમજતો નહોતો. તેને પ્રતીતિ હતી કે ઈશ્વર સર્વશક્તિમાન્ છે, તેનાં કાર્યમાં કદી ન્યૂનતા આવતી જ નથી. અને કોઈ વગર તેનાં કાર્ય અટકી રહેતાં નથી. ઈશ્વરને પોતાને મનુષ્યની કૃતિથી લાભની અપેક્ષા નથી. મનુષ્યો તેની આજ્ઞા પાળે અને એ રીતે મનુષ્યો શ્રેય પામે એ જ તેની ઇચ્છા છે. મનુષ્યની વૃત્તિ સદૈવ એ હોવી જોઈએ કે—

> પ્રભુ જે કરો ધૈર્યથી સર્વ સે'વું.
> સદા નમ્ર ભાવેથી આધીન રે'વું;
> ખરો ધર્મ છે એ પ્રભુ તે અમારો,
> દયાસાગરા સત્ય આધાર તારો.

પ્રાર્થનામાળા, અંક ૨

આ ધર્મનું જ્ઞાન પ્રાપ્ત કરી દયાસાગર પ્રભુનું અવલંબન કરનારને દરેક સ્થિતિમાં કર્તવ્ય કરવાનો અવકાશ રહે છે. તેને દરેક સ્થિતિમાં કર્તવ્ય કરવાની પોતાની જવાબદારી સમજાય છે, તેમ જ દરેક સ્થિતિમાં ઈશ્વરનો ઉપકાર માનવાનું સ્થાન મળે છે. સુખદુ:ખનો સરવાળો કરતાં તેને માલમ પડે છે કે સર્વને અંતરમાં સંતોષ મેળવવાનાં સાધન

છે અને અંતરના સંતોષ વિના હરકોઈ સ્થિતિમાં મનુષ્યાત્મા ક્લેશપૂર્ણ થાય છે.

કીર્તિભર્યાં, ઝળહળતાં, દેશેદેશ વિખ્યાતિ થાય અને સર્વત્ર પ્રશંસા પામે એવાં કાર્યોથી જ ઈશ્વરની સેવા થઈ શકે છે એમ નથી. એવાં કાર્યો તો દ્રવ્યવાન્, બળવાન્, સત્તાવાન્, બુદ્ધિમાન્ જનો જ કરી શકશે. પણ દયા, ક્ષમા, પ્રેમ, પરોપકારનાં કાર્યો, દીન, નિર્ધન, અલ્પબુદ્ધિ, અપંગ, અંધ મનુષ્યો પણ કરી શકે છે. દીન, શક્તિહીન મનુષ્યોએ પણ જે ઈશ્વરાજ્ઞા થાય તેને અનુસાર કર્તવ્ય બજાવવાને તત્પર રહેવું જોઈએ. દીન, સાધારણ કે મહાન્ ગમે તે સ્થિતિમાં કર્તવ્યો કરવાનો અવકાશ છે. શક્તિઓની ક્ષીણતાની સ્થિતિમાં આવનારે પણ ઈશ્વર જે કર્તવ્ય કરવાનું સામર્થ્ય આપે તે કરવા તૈયાર રહી ભક્તિપરાયણ રહેવું એ ઈશ્વરની સેવા છે. આ ભક્તિબળને પ્રતાપે મિલ્ટન અંધ અવસ્થામાં પોતાની કવિતાશક્તિ જાળવી શક્યો હતો.

ઈશ્વર પરની શ્રદ્ધા અને કર્તવ્ય કરવાની શક્તિ સદૈવ જાળવી શકાય એવું ધન્યભાગ્ય ઈશ્વરકૃપાથી થાય એવી ભક્તજનોની અંતઃકરણપૂર્વક પ્રાર્થના હોવી જોઈએ.

# આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ

## (૧૮૬૯–)

### કવિતા

ઉત્તરરામચરિતને આરંભે પ્રાચીન કવિજનો પ્રતિ નમસ્કાર ઉચ્ચારી કવિ ભવભૂતિ પ્રાર્થે છે કે—

'विन्देम देवतां वाचममृतामात्मनः कलाम्'

(અર્થ)–'અમૃતસ્વરૂપ અને આત્માની કલા એવી વાગ્દેવીને અમે પામીએ.'

કાવ્યરૂપે મનુષ્ય આત્મામાંથી વિલસતી વાણીનું આ કરતાં વધારે પવિત્રતાસૂચક અને યથાર્થ સ્વરૂપ દર્શાવતું વર્ણન ભાગ્યે જ કોઈ સ્થળે અપાયું હશે. આ વર્ણન પ્રમાણે કવિતા એ—

(૧) **અમૃતસ્વરૂપ** છે,
(૨) **આત્માની કલા** છે, અને
(૩) **વાગ્દેવી** રૂપ છે.

(૧) **કવિતા અમૃતસ્વરૂપ** છે. પ્રથમ અંશનું તાત્પર્ય એવું છે કે કવિનું જગત્ આ ઐહિક જગત્‌ના જેવું નશ્વર નથી. ઐહિક જગત્ નશ્વર છે એટલું જ નહિ, પણ કવિના જગત્ સાથે સરખાવતાં મૃતવત્ છે એમ કહીએ તોપણ ચાલે. આ પરિદૃશ્યમાન જગત્‌માં અમુક અલૌકિક બિમ્બોનાં માત્ર પ્રતિબિમ્બો જ આપણને ભાસે છે, અને એ પ્રતિબિમ્બોમાં પ્રત્યક્ષ થતાં બિમ્બોને સંગ્રહવાં, આલેખવાં અને વાચકના આત્મામાં ઉતારવાં એ કવિનું કાર્ય છે: એની સૃષ્ટિ આવાં બિંબોની જ બનેલી છે. બિંબો સામાન્યરૂપ, નિત્ય અને અલૌકિક છે; પ્રતિબિંબો વ્યક્તિ વ્યક્તિના ઉપાધિથી યુક્ત, અનિત્ય અને સ્થૂળ છે. પ્રત્યેક વ્યક્તિ એક એકથી વિલક્ષણ હોય છે, છતાં એ સર્વને આપણે એક સામાન્ય નામ આપી શકીએ છીએ; એનું કારણ એ છે કે આપણા અન્તરમાં એ સર્વની એક સામાન્ય ભાવના છે–જેનું થોડું ઘણું પ્રત્યક્ષ દર્શન આપણને તે તે વ્યક્તિઓમાં થાય છે. આ સામાન્ય ભાવનાઓનો પ્રદેશ એવો અવનવો અને મનોહર છે કે, જેમ અસલ જોયા પછી આપણને નકલ જોવી ગમતી નથી તેમ, એ દિવ્યલોક જોયા પછી આ મર્ત્ય લોક શુષ્ક લાગે છે. જગત્‌નાં સર્વ સુન્દર અને ભવ્ય કાવ્યો, તે તે દેશની પૌરાણિક કથાઓ, અને પ્રાકૃત લોકની વહેમરૂપ ગણાતી વાર્તાઓ પણ આ ભાવનામાંથી જ જન્મ પામે છે. આ ભાવના કેવળ નિરાલમ્બ હોઈ ભ્રાન્તિરૂપ છે એમ નથી. મનુષ્યને જેમ પ્રેમ, માર્દવ, ભય, શંકા, આદિ ભાવો છે, ખરા છે, તેમ એની ભાવનાઓ પણ છે, ખરી છે–અને કવિપ્રતિભાનાં પાત્રો, ચિત્રો,

સત્ત્વો એ મિથ્યા કલ્પી કાઢેલા પદાર્થો નથી, પણ કવિના દિવ્ય ચક્ષુ પ્રતિ ભાસતા ભાવનાના ખરા ભાસો છે. એ ભાવનાઓનું પૂરેપૂરું સ્વરૂપ તો પરમાત્માના જ જ્ઞાનમાં છે, કવિ પ્રતિ એના રૂપખંડો ભાસે છે–જે ભાસ શબ્દરૂપે પ્રત્યક્ષ થઈ, આપણા અન્તરાત્મામાં પ્રવેશ કરી, તે તે રૂપખંડોનું આપણને ભાન કરાવે છે. આ ભાવનાઓ, જે દિવ્ય ચક્ષુથી જ ગમ્ય છે, તેને ચર્મચક્ષુથી ગમ્ય માનવી એમાં ભ્રાન્તિ રહેલી છે–અર્થાત્ ઉર્વશી, **વીનસ**, હુકર્યુલીસ, હનુમાન, **રાવણ**, **સેતાન**, સ્વર્ગ, નરક, વૈકુંઠ, ગોલોક, આદિ કોઈપણ કાળે ચર્મચક્ષુથી જોઈ શકાય એવાં હતાં વા છે એમ માનવું એ ભૂલ છે–પરંતુ એમનું અસ્તિત્વ સર્વથા નિષેધવું એ એના કરતાં પણ વધારે મોટી ભૂલ છે. સૌન્દર્ય શું તે જાણવું અને ઉર્વશી કલ્પનામાત્ર છે એમ કહેવું, પ્રેમ શું તે સમજવું અને **રામ–સીતા**નું અસ્તિત્વ નિષેધવું, હૃદયમાં પાપાત્મક ભાવો અનુભવવા અને દુષ્ટ અસુરો નરક ઇત્યાદિ નથી એમ માનવું, અન્તરાત્મામાં દિવ્ય પ્રેમ અને શાન્તિ સ્વીકારવાં અને વૈકુંઠ–કૈલાસ નથી એમ કહેવું–એ તદ્દન અયુક્ત છે. માટે મર્ત્યલોકથી પર અમર્ત્ય જગત્ છે, જેની મર્ત્યલોક છાયા છે, અને એની છાયા હોવાથી જ આપણને કાંઈક પણ આનન્દ આપી શકે છે. આ પર અમૃત જગત્ એ કવિપ્રતિભાનો વિષય છે, અને જે કવિતામાં આ અમૃત જગત્નું ભાન કરાવવાની શક્તિ નથી, તે કવિતા જ નથી.

(૨) **કવિતા એ 'આત્માની કલા'** છે. આત્માના ખાસ ધર્મો–જેવા કે ચૈતન્ય, વ્યાપન, અને અનેકમાં એકતા–એ કવિતામાં અવશ્ય હોવા જોઈએ. જે કવિતામાં ચૈતન્ય નથી, અર્થાત્ જે વાચકને અમુક હકીકતની માહિતી માત્ર આપી જાય છે, પણ આત્મામાં ઉતરી જઈ અન્તરનું ચલન વલન વા ચૈતન્યઘન સમત્વ ઉત્પન્ન કરી શકતી નથી, એ કવિતા જ નથી. એવી જડ કવિતા તો ભૂગોળ, તવારીખ યા 'કોષ્ટક'ના નામને જ પાત્ર છે. 'જાનેવારી જાણજો ફેબ્રુઆરી ફરી હોય' એ કવિતા નથી; 'અબ ચલો જીતવા જંગ બ્યૂગલો વાગે' એ કવિતા છે.

કવિતા એ, 'આત્માની કલા' હોઈ, જેમ ચૈતન્યભરી હોવી જોઈએ તેમ જ આત્મવત્ વ્યાપનશીલ હોવી જોઈએ; વ્યાપનશીલ, પિંડમાં અને બ્રહ્માંડમાં : અર્થાત્ વ્યક્તિમાં, અને સમષ્ટિમાં. આત્મા જેમ બુદ્ધિમાં, હૃદયમાં અને કૃતિમાં અને એ ત્રણેથી પર પરમાત્મ-રૂપ–સ્વસ્વરૂપાનુસન્ધાનમાં અર્થાત્ ધાર્મિકતામાં વિરાજી રહેલો છે તેમ કવિતા–કવિતાની ઉત્તમોત્તમ ભાવના સિદ્ધ કરતી કવિતા–પણ, મનુષ્યનાં બુદ્ધિ (Intellectual) હૃદય (Emotional) કૃતિ (Moral) અને અન્તરાત્મા એટલે કે ધાર્મિકતા ( Religious-spiritual ) ની જરૂરિયાતો સંતોષે એવી હોવી જોઈએ.

સટ્ટાબજારમાં, ન્યાયકોર્ટમાં અને શ્મશાનભૂમિમાં હૃદયના ઉદ્ગારો તો ઘણા નીકળે છે, પણ એકેમાં, બુદ્ધિએ ઉત્પન્ન કરેલી અપૂર્વતાને અભાવે, કાવ્યત્વ હોતું નથી; મુંબઈની મરકીના રાસડાઓમાં હૃદયની હિલચાલ તો હોય છે જ, પણ એ હિલચાલની પાછળ જે બુદ્ધિનો પ્રભાવ હોવો જોઈએ તે નથી, અને તેથી એની કાવ્યમાં ગણના નથી. જગતમાં પ્રથમ પંક્તિનાં ઇલિયડ, હેમલેટ, કાદમ્બરી વગેરે કાવ્યો હૃદયના ઉભરા માત્રને પરિણામે લખાઈ ગયાં નથી. એ સર્વમાં અલૌકિક બુદ્ધિનું પ્રદર્શન થાય છે–આ વાત હૃદયના ઉભરાને જ કાવ્યનું તત્ત્વ માનનાર વિવેચકોનો ભ્રમ સિદ્ધ કરી આપવા માટે બસ છે.

પણ કવિતામાં જેમ બુદ્ધિ આવશ્યક છે, તેમ હૃદય પણ આવશ્યક છે. લૉક, કૅન્ટ, કપિલ, ગૌતમ વગેરેના ગ્રન્થો બુદ્ધિના ઉત્તમ નમૂનાઓ છે પણ એ કાવ્યો નથી–કારણ કે એમાં હૃદયનો ઉછાળો નથી. ટેનિસનના 'ઈનમેમોરિયમ' નામના કાવ્યમાં બુદ્ધિનો અંશ જેટલો વધી ગએલો ગણાય છે તેટલે અંશે એ ખામીવાળું ગણાય છે, અને હૃદયના વેગને અભાવે, મુરજબન્ધ નાગપાશ જેવાં અનેક શબ્દચિત્રો અકાવ્ય ઠરે છે, અને એ જ કારણથી દલપતરામને નર્મદાશંકર કરતાં કેટલીક વાર ઉતરતા ગણવા પડે છે–જેમ બુદ્ધિના પ્રભાવની ન્યૂનતાને લીધે નર્મદાશંકરનાં ઘણાં કાવ્યો નરસિંહરાવનાં કાવ્યો કરતાં ઉતરતાં

ઠરે છે. કાવતામાં હૃદયની આવશ્યક્તા આજકાલ સર્વાનુમતે સ્વીકારાયેલી હોવાથી અધિક વિસ્તારની જરૂર નથી.

પણ કવિતામાં જેમ બુદ્ધિ અને હૃદયની અપેક્ષા રહે છે તેવી જ અપેક્ષા કૃતિની છે. શેલિની કવિતામાં હૃદયની પરિપૂર્ણતા છે, બુદ્ધિ-પ્રભાવ પણ નથી એમ નથી, છતાં શેલિ શેકસપિઅરની સાથે બેશી શકતો નથી, કારણ કે એનામાં કૃતિ ઓછી છે. ઉત્તરરામચરિતનો હૃદયવેગ અદ્વિતીય છે, છતાં જગત્ જ્યારે શાકુન્તલને અધિક માને છે ત્યારે એ અંશને જ માન આપે છે. પરન્તુ અત્રે એટલું ધ્યાનમાં રાખવાનું છે કે કૃતિને અંગે માત્ર કૃતિનું વત્તા–ઓછાપણું જ વિચારવાનું નથીઃ પણ એનું ઔચિત્ય પણ જોવાનું છે, મૅકબેથમાં કૃતિ બહુ સત્વર ચાલે છે અને ઘણી છે, હૅમલેટમાં મન્દ છે, થોડી છે–પણ એકમાં સત્વરતાની, અધિકતાની જરૂર છેઃ બીજામાં મન્દતાની, અલ્પતાની જરૂર છે. અને તેથી ઉભય પોતપોતાને સ્થળે ઉચિત છે. આ રીતે કૃતિના પરિમાણ સાથે ઔચિત્યનો વિચાર પણ આવશ્યક ઠરે છે. કૃતિનું ઔચિત્ય પાત્ર, સ્થળ, પ્રસંગ વગેરે ઉપર આધાર રાખે છે તે ઉપરાન્ત નીતિ સાથે પણ સંબન્ધ ધરાવે છે. જે કાવ્ય યા નાટકમાં નીતિના ત્રિકાલાબાધ સિદ્ધાન્તને ધક્કો લાગેલો હોય છે એ રસભંગ ઉત્પન્ન કરે છે એ સ્પષ્ટ છે; પરન્તુ તે તે કવિતાગ્રન્થની સારાસારતાનો નિર્ણય કરતી વખતે આ વાતની કેટલીક વાર અવગણના થતી જોઈ એ ઉપર ભાર મૂકવાની જરૂર પડે છે. નર્મદાશંકરના શૃંગાર-વર્ણનમાં કાવ્યરસની પરાકાષ્ઠા જોવી, અમરુક કવિના એક શ્લોકને ‘ પ્રબન્ધશત ’ સમાન લેખવો ( ‘ अमरुककवेरेकः श्लोकः प्रबन्धशतायते ’) એમાં પૂર્વોક્ત નિયમનું વિસ્મરણ રહેલું છે; એટલું જ નહિ, પણ ગ્રન્થનું પર્યવસાન નીતિની ભાવનાને અનુસરીને જેવું કરવું જોઈએ તેવું ન કરવું એમાં પણ આ નિયમ ( Poetic justice ) નું જ ઉલ્લંઘન થાય છે.

પરન્તુ બુદ્ધિ હૃદય અને કૃતિ ઉપરાન્ત એક અપેક્ષા ધાર્મિકતાની

છે. આ ધાર્મિકતા ઉઘાડી પ્રતીત થવી જોઈએ એમ તાત્પર્ય નથી: જ્યાં ધાર્મિકતા પ્રકટરૂપે હોય ત્યાં ભક્તિ અને જ્ઞાન—રસની કવિતા થાય છે. વર્ડ્ઝવર્થની 'ટિન્ટર્ન એબિ' 'ઇમ્મોર્ટેલિટિ ઓડ્' વગેરેમાં, ટેનિસનનાં 'ઇન્મેમોરિયમ' 'એન્શ્યન્ટ સેઈજ' 'ક્રોસિંગ ધ બાર' ઇત્યાદિમાં, બ્રાઉનિંગનાં 'એ ડેથ્ ઇન ધ ડેઝર્ટ્', 'ક્રિસ્ટમસ્ ઇવ્' અને 'ઇસ્ટર્ ડે' જેવાંમાં, મિલ્ટનનાં 'પેરેડાઈઝ્ લૉસ્ટ્', 'પેરેડાઈઝ રિગેઈન્ડ્' 'નેટિવિટિ ઓડ્'માં, ભાગવતના દશમ સ્કન્ધમાં, ગીતાના એકાદશાધ્યાયમાં, તુકારામના અભંગમાં અને કબીરના પદમાં આ ધાર્મિકતા પ્રકટ થાય છે, પણ એ તો કવિતાનો એક પ્રકાર છે, કવિતાનું સામાન્ય સ્વરૂપ નથી. કવિતાના સામાન્ય સ્વરૂપમાં જે ધાર્મિકતાની અપેક્ષા છે તે વિશ્વની પાર રહેલા તત્ત્વનું સૂચનમાત્ર કરવામાં, અને કવિતાદ્વારા ચાતુરીથી દર્શન કરાવવામાં રહેલી છે. પૂર્વોક્ત તરેહનાં કાવ્યો જ આ દર્શન કરાવે છે એમ નથી, પણ જે જે કાવ્યો અને નાટકોમાં એ તત્ત્વનું સૂચન અને દર્શન કરાવવામાં આવે છે એ સર્વમાં આ ધાર્મિકતા આવી જાય છે એમ કહેવામાં બાધ નથી. શેકસપિઅરનાં નાટકોમાં એક પણ પાદરી દાખલ કર્યો નથી—છતાં એમાં ધાર્મિકતાની સામાન્ય જરૂરિયાત પૂરી પડે છે; ડેઝડિમોનાનું મૃત્યુ જેવું પર તત્ત્વનું ભાન કરાવે છે તેવું ભાન કયું જ્ઞાનરસ કે ભક્તિરસનું કાવ્ય કરાવી શકશે? ટેનિસન જે તત્ત્વનું પ્રતિપાદન 'ઇન્મેમોરિયમ'ના અનેક સ્ટેન્ઝામાં સ્પષ્ટ શબ્દો વડે કરે છે, અને બ્રાઉનિંગે જેના ઉપર પોતાનું સર્વ કવિજીવન ગાળ્યું તે જ તત્ત્વની અલૌકિક રેખા શેકસપિઅરે આલેખેલી ડેઝડિમોનાના મૃત્યુસમયની છબીમાં નજરે પડે છે; એ જ ડેન્ટિની બિએટ્રિસમાં, ભવભૂતિની સીતામાં, કાલિદાસની શકુન્તલામાં અને વ્યાસની સાવિત્રીમાં પ્રત્યક્ષ થાય છે.

આ પ્રમાણે કવિતાને અંગે બુદ્ધિ હૃદય કૃતિ અને પરતત્ત્વાનુસન્ધાનની અપેક્ષા બતાવ્યા પછી એ સંબન્ધે એક ભ્રમ ઉપજવાનો

સંભવ છે એને નિવારવો જોઈએ. કવિતામાં આ સર્વ હોવાં જોઇએ એમ કહેવામાં આવ્યું એટલા ઉપરથી એમ સમજવાનું નથી કે જે કાવ્યમાં દરેકનો છાંટો છાંટો આવ્યો હોય એ એક અંશે ખામીભરેલા કાવ્ય કરતાં હમેશાં ચઢીઆતું જ : ઘણીવાર એમ બને છે કે એકાદ અંશ એવો સારો હોય કે જેને લીધે અમુક કાવ્ય સર્વ અંશના સમાન લયવાળા કાવ્ય કરતાં સરસ થઈ જાય : આમ હોવાથી જ શેલિને લોક ચાહે છે, અને 'उत्तरे रामचरिते भवभूतिर्विशिष्यते' એમ ઉક્તિ ચાલે છે; આથી જ હાફિઝ્ ઉપર દુનિયા ફિદા છે, અને 'ઈન્-મેમોરિયમ'ને બાઈબલ માફક ખીસામાં લઈને લોકો ફરે છે.

કવિતામાં આત્માનો એક ધર્મ જે વ્યાપન તે હોવું જોઈએ; અને તે વ્યાપન બે પ્રકારનું; એક પિંડમાં અને બીજું બ્રહ્માંડમાં—અર્થાત્ વ્યક્તિગત અને સમષ્ટિગત. એમાં વ્યક્તિગત વ્યાપનનું સ્વરૂપ સમજાવવા ઉપર આટલી ચર્ચા થઈ. હવે સમષ્ટિગત વ્યાપન ઉપર બે શબ્દો બોલવાના રહે છે. કવિતા એ કે જેમાં એક જ વ્યક્તિને નહિ, પણ મનુષ્યમાત્રને રસ આવે. પત્ની મરી જતાં ઘણાઓને દુ:ખના ઉદ્દગાર થાય છે, એ ઉદ્દગારમાં તેઓ એનાં ગુણવર્ણન કરવા બેશી જાય છે, અને થોડીક લીટીઓ લખી કાઢી, એમને કાવ્યનું નામ આપે છે. પણ કહેવાની જરૂર નથી કે મનુષ્યના હૃદયમાં ઊંડો સર્વ-વ્યાપક કરુણ રસનો ઝરો છે એમાં જ્યાં સુધી વાચકને અવગાહન કરાવવામાં ન આવે ત્યાં સુધી કવિતા ઉપજતી નથી. આ સમષ્ટિ-વ્યાપન ત્રણ પ્રકારે સંભવે છે; મંડળવ્યાપન, પ્રજાવ્યાપન અને જગત્-વ્યાપન. કેટલાંક કાવ્ય એવાં હોય છે કે એ અમુક સંસ્કારવાળાઓને જ અસર કરી શકે છે. ટેનિસનનાં કેટલાંક કાવ્યો વર્તમાન ભૌતિક-શાસ્ત્ર ( Science ) ના જાણનારાઓને જેવાં સમજાશે, તેવાં અન્યને નહિ સમજાય. મોરિસનાં કાવ્યો 'સોશ્યલિઝમ'ના અનુયાયીઓને જેવાં સુન્દર લાગશે તેવાં અન્યને નહિ લાગે. વર્તમાન ગુજરાતી કવિતામાંથી એક દાખલો લઈએ તો રા. નરસિંહરાવની કવિતા

અંગ્રેજી ભણેલાઓને જેવી રુચિકર લાગશે તેવી અન્યને નહિ લાગે. રા. મણિલાલનાં કાવ્યો અદ્વૈતની 'મસ્તી'માં મસ્ત આત્માને જેવો આનન્દ આપશે તેવો અન્યને નહિ આપે. બીજો પ્રકાર, અમુક પ્રજાને અસર કરનાર કાવ્યનો છે. ટેનિસન, બર્ન્સ, કિપ્લિંગ વગેરે આ વર્ગમાં આવે છે. આપણે ત્યાં નર્મદાશંકરનાં સુધારાનાં કાવ્યો–અને જૂના વખતમાં જતાં, દયારામ નરસિંહ વગેરેનાં કૃષ્ણભક્તિનાં કાવ્યો આ વર્ગમાં પડે છે. ત્રીજો પ્રકાર, સર્વ જગત્‌ના અન્તરાત્માને હલાવી મૂકનાર વિશાળ પ્રતિભાવાળા મહાકવિઓનો છે; વાલ્મીકિ, વ્યાસ, હોમર, શેકસ્પિઅર, ગેટે વગેરેનાં નામ આ વર્ગના અલંકારરૂપે સુપ્રસિદ્ધ છે. આ ત્રીજો પ્રકાર બેશક ઉત્તમ છે, પણ પહેલા વર્ગ કરતાં બીજો કે બીજા કરતાં પહેલો હમેશાં ચઢતો એમ સમજવાનું નથી; તેમ જ વળી આ ભેદ આત્યન્તિક પણ ગણવાના નથી. રા. નરસિંહરાવનાં કાવ્યો અમુક સંસ્કારવાળાને આનન્દ આપે છે એમ કહ્યું એટલા ઉપરથી એમ સમજવાનું નથી કે મનુષ્યમાત્રને રસ ઉપજાવનાર તત્ત્વ એનામાં નથી. તેમ જ વળી ટેનિસનનાં કાવ્યોમાં ત્રણે પ્રકારના ધર્મો એકત્ર વસે છે એ પણ સ્પષ્ટ છે. છતાં મંડળ–વ્યાપક પ્રજા–વ્યાપક અને જગત્‌–વ્યાપક એવા કાવ્યરસના પ્રકાર પાડીએ તો તે ખોટા નથી: સર્વે એક જ પ્રવાહના પરસ્પર ભળેલા અને અવિચ્છિન્ન એકરૂપ એવા તરંગો છે તે જુદે જુદે રૂપે, ઘડી ઉપર ઘડી નીચે, એમ રમતા ચાલ્યા જાય છે.

ચૈતન્ય અને વ્યાપન ઉપરાન્ત કવિતામાં રહેલો ત્રીજો આત્મધર્મ તે 'એકમાં અનેકતા' અને 'અનેકતામાં એકતા' છે. એક જ મુખ્ય બિન્દુ યા સૂત્રની આસપાસ અનેક અનેક પાત્રો, પ્રસંગો, ઉક્તિઓ, વર્ણનો વગેરે રચવાં એમાં કવિનું માહાત્મ્ય રહેલું છે. જેમ એક તરફ, અનેકતા વગર વૈચિત્ર્ય નથી અને વૈચિત્ર્ય વિના આનન્દ નથી, તેમ બીજી પાસ એકતા વગર રસનો પ્રવાહ–રસની જમાવટ–નથી, અને પ્રવાહ–જમાવટ વિના તન્મયતા નથી; રસ એકતા અને અનેકતા

ઉભયને અપેક્ષી રહ્યો છે. અસંખ્ય નદીઓ મળીને થએલા મહાસાગર ઉપર જ મ્હોટી નૌકાઓ ચાલે છે.

કવિતામાં વ્યક્તિ અને સમષ્ટિગત આત્માના ધર્મો છે એટલું જ નહિ પણ વ્યક્તિ અને સમષ્ટિ ઉભયમાં રહ્યા છતાં ઉભયથી પર જે પરમાત્મા–त्रिपादस्यामृतंदिवि--એની કવિતા એ એક 'કલા' નામ અંશ છે, આપણી સાથે સંબન્ધ ધરાવતું એનું એક સ્વરૂપ છે, અને તેથી જ એને દેવીરૂપ કહે છે.

(૩) **કવિતા એ વાગ્દેવીરૂપ છે.** કવિતા અમૃતસ્વરૂપ અને આત્માની કલા–રૂપ છે એ બતાવ્યા પછી, એ દેવી–રૂપ છે એ બતાવવું કઠિન નથી; આપણા દેશમાં તો ખાસ સહેલું છે, કારણ પ્રાચીનમાં પ્રાચીન સમયથી આપણે કવિતાને દેવીરૂપે પૂજતા આવ્યા છીએ; આપણા ધાર્મિક જીવનમાં કવિતા એ ઉત્તમોત્તમ સાધન ગણાઈ છે. જ્યારે બીજી પ્રજાઓ સાધારણ રીતે પરમાત્માને જગત્‌ની પાર એક તત્ત્વરૂપે સ્વીકારીને બેસી રહી છે, ત્યારે આપણે ત્યાં પરમાત્માને વિવિધ રૂપે પ્રત્યક્ષ કરી લેવા માટે કવિતાનો પુષ્કળ ઉપયોગ કરવામાં આવ્યો છે. કવિતા એ પરમાત્માની પ્રત્યક્ષ મૂર્તિ છે. શબ્દબ્રહ્મનો એ આવિર્ભાવ આત્મા ઉપર અલૌકિક પ્રકાશ પાડે છે; એની ઝળહળ જ્યોતિ જડ અને ચૈતન્ય પદાર્થોના ઊંડા અન્ધકારને નાશ કરે છે. આ જડ જગત્‌નાં ઊંડાં મર્મો કવિઓએ પ્રથમ જણાવ્યાં છે ત્યાર પછી જ પદાર્થવિજ્ઞાનશાસ્ત્રીઓને જણાયાં છે. પદાર્થવિજ્ઞાનશાસ્ત્રીઓ પણ કલ્પનાશક્તિને બળે જ નવી શોધો કરી શક્યા છે. તેમ જ, અન્તર્–ગુહામાં સંતાઈ રહેલાં અનેક અજ્ઞાત સામર્થ્યો અને અશક્તિઓ, સત્ અસત્ વૃત્તિઓ અને વાસનાઓ, કવિતાના પ્રકાશથી પ્રકટ થાય છે.

કવિતાની દેવીરૂપતા અર્થાત્ દિવ્ય પ્રકાશમયતા માત્ર બાહ્ય અને આન્તર જગત્‌નાં જ રહસ્યસ્થાનો ઉપર અજવાળું નાંખવામાં સમાએલી નથી, પણ પરમાત્માના દિવ્ય જ્યોતિનું ભાન કરાવવાનું કવિતા સામર્થ્ય ધરાવે છે. ખરેખર, કવિ ફક્ત કવન કરનારો એટલે ગાનારો

જ નથી, પણ 'ક્રાન્તદર્શી'—પારદર્શી—છે; અને જે સત્ત્વ એ નજરે જુએ છે એ પરમાત્માના પ્રતીકરૂપ—મુખછાયારૂપ—છે. કવિઓ એ જ જગતના આદિકાળમાં ધર્મગુરુઓ હતા; અને હજી પણ છે—કારણ, કવિઓ જ જનસમાજની શ્રદ્ધાને આજ પણ મૂર્તિમન્ત કરે છે. જનસમાજની ભક્તિ હમેશાં તે તે સમયના કવિઆત્માની ભાવનાને—જે ભાવના કવિતારૂપે બહાર પ્રકટી પ્રત્યક્ષ થાય છે એને જ—સ્વવિષય કરે છે. માટે કવિતાને વાગ્દેવીરૂપ—શબ્દબ્રહ્મરૂપ કહી એ યથાર્થ છે.

૧૯૦૨

# ખાંડાની ધાર

"રાજા હરિશ્ચન્દ્ર છોડી ચાલ્યો શે'ર સત્યવાદી સતને કારણે જીરે;
વેચ્યાં રાણી ને કુંવર રોહીદાસ બૌચરી તારે વારણે જીરે. ૧
ત્યાં તો બંનો પગ ન ઠેરાય શેરી નથી સો'યલી જીરે;
મારગ ખરો છે ખાંડાની ધાર દીસે વાટ દોહ્યલી જીરે. ૨
સીપને ઉપની'તી સત્ય અપાર ઊંડીથી ઉપર આવવા જીરે;
માથે વેહતા વૂઠયા મેઘ મોતીને મેળાવવા જીરે. ૩
મુને રત્ન લાધ્યું રામનું નામ સદ્‌ગુરુજીના સાથમાં જીરે;
ભોજલ સ્નેહ રે કરીને ચિત્ત રાખ્ય હીરો આવ્યો હાથમાં જીરે." ૪

ભોજો

સંસારમાં આવી રાત દિવસ અનેક વ્યાવહારિક વ્યવસાયમાં આપણે કાળ નિર્ગમીએ છીએ; કાળ એની મેળે વહ્યો જાય છે, અને એમાં આપણું જડ જીવન એક તૃણવત્ ખેંચાયું જાય છે એમ કહીએ તો ચાલે. કોઈ કાયમ ઉદ્દેશ, અને એ ઉદ્દેશનું અનુસરણ,—એ આપણને તદ્દન અજ્ઞાત છે. પરમાત્માએ આપણને જે સંસારના પ્રસંગોરૂપી અક્ષરો આપ્યા છે એ ગોઠવી એમાંથી આપણા જીવનનું એક અર્થવાળું પુસ્તક રચવાનું છે એ વાત આપણે તદ્દન વીસરી જઈએ છીએ.

કોઈક વાર કામને, કોઈક વાર ક્રોધને, કોઈક વાર લોભને; એમ અસંખ્ય વૃત્તિઓને વશ પડી રહીએ છીએ: એ જ્યાં લઈ જાય ત્યાં દોરાઇએ છીએ. એ માંહોમાંહે કલહ કરે, આપણને સ્હામસ્હામી ઊભી રહી ખેંચે, અને એ ક્રિયામાં આપણા કકડા થાય તો તે પણ આપણે વિવશ રહી થવા દઈએ છીએ! આ વાત બરાબર થાય છે? આપણે કોણ? આ દેહમાં અને આ વિશ્વમાં આત્માનું શું સ્થાન છે? આ દેહ મારાથી ઊભો રહ્યો છે, અને આખું વિશ્વ મારામાં પરોવાએલું છે. ઉભય ઉપર રાજ્ય ચલાવવું એ મ્હારો અધિકાર ખોઈ બેસું તો હું મારી જાતને ગુમાવું છું, આ દેહને અને આ વિશ્વને અર્થશૂન્ય કરી મૂકું છું, અને સર્વત્ર અન્ધકાર છાઈ રહે છે. વસ્તુત: હું સત્ય–સ્વરૂપ છું, ચૈતન્ય–સ્વરૂપ છું, અને આનન્દ–સ્વરૂપ છું; મ્હારો સિક્કો આખા જગત્‌માં ચલાવવો, મ્હારી 'લિવરી'[1](પટોળી) આખા જગત્‌ને પહેરાવવી, કોઈના ઉપર જુલમ ન કરતાં સર્વને ખુશીથી મ્હારા સત્–ચિત્ અને આનન્દમય રાજ્યમાં ભાગ આપવો, એ મ્હારી અધ્યાત્મ રાજ્યભાવના છે.

લોક ખોટું કહે છે કે હરિશ્ચન્દ્રે રાજ્યપાટ ત્યજ્યાં, અને રાણી–કુંવરને વેચ્યાં, અને પોતે પણ વેચાયો! જડ શરીરને એક સ્થાનેથી ખશી બીજે સ્થાને જતાં જોયાં, આ શરીરને પેલા શરીરની સેવા કરતાં જોયાં, અને એ ઉપરથી પોતાની ભાષામાં કહ્યું કે 'હરિશ્ચન્દ્રે રાજ્ય ત્યજ્યું,' ઇત્યાદિ! વસ્તુતઃ હરિશ્ચન્દ્ર સત્યસ્વરૂપ ચૈતન્યસ્વરૂપ અને આનન્દસ્વરૂપ હતો, એણે પોતાની અલૌકિક રાજ્યભાવના સિદ્ધ કરી, અને એ રાજ્યમાં પોતાને આત્મવત્ વહાલાં એવાં પોતાનાં પત્ની અને પુત્રને ભાગ આપ્યો.

સ્મરણ રાખજો કે આ સઘળું પોતાના ન્હાના સરખા 'હું' ખાતર નહિ; હરિશ્ચન્દ્રનું રાજ્ય જેમ વિશાળ–દેશકાલ પ્રસંગના અવધિ-રહિત–હતું તેમ એનો 'હું' પણ વિશાળ હતો. એના ન્હાના 'હું'ને

1. ખાસ પોષાક; 'પટોળી;' 'પ્રેમની પટોળી' એ ભોજાનો શબ્દ છે.

તો એણે 'બહુચરી'–અનન્ત વૈભવ અને લીલાવાળી ચૈતન્યશક્તિને ખોળે મૂકી દીધો હતો; બહુચરાજીના સેવકો મા આગળ મરઘડું રમતું મૂકે છે એમ.

તમને થશે કે હરિશ્ચન્દ્ર જેવા આપણાથી શી રીતે થવાય ? તમારી નમ્રતા હું વખાણું છું, અને એ નમ્રતા ખરા હૃદયની છે એ પણ હું સમજું છું–પણ હું તો બેધડક તમને કહું છું કે તમે હરિશ્ચન્દ્ર જેવા તો શું પણ હરિશ્ચન્દ્ર પોતેજ છો. વળી એ પણ કહેવું જોઈએ કે આ વિશ્વની નિયામક શક્તિ ત્હમે માની લો છો એવી વૈષમ્ય અને નૈર્ઘૃણ્યવાળી–અન્યાયી અને ક્રૂર–નથી. તમે હરિશ્ચન્દ્રને મ્હોટો માન્યો છે તો ભલે માન્યો, એ શક્તિએ એના ઉપર એને લાયક કસોટીના પ્રસંગ નાંખ્યા છે, અને તમારે લાયક તમારા ઉપર નાંખ્યા છે. બંને પોતપોતાના પ્રસંગમાંથી પાર ઉતરે, એટલે બંનેનો જય સમાન થાય છે.

એટલું તો ખરું કે કષ્ટ વિના રાજ્ય નથી. હમણાં થોડા જ દહાડા ઉપર તમે વાંચ્યું હશે કે જાપાનીઓએ કિંચાઉ અને નાનશાનની સંયોગીભૂમિમાંથી રશિયનોને હઠાવ્યા. સાધારણ રીતે તો લઢાઈમાં એક લશ્કર બીજા લશ્કરના પડખા તરફથી હલ્લો કરે છે; પણ એવા વિકટ પ્રસંગો પણ આવે છે કે જ્યારે દુશ્મન સાથે સ્હામે સ્હામી આંખ મેળવી લઢવું પડે છે. માર્ગ સાંકડો હોય છે, અને દુશ્મનોની 'ટ્રેન્ચિઝ'–ખાઈ–ઉપર ચાલીને જવું પડે છે.

'મારગ ખરો છે ખાંડાની ધાર દીસે વાટ દોહ્યલી જીરે.'

'क्षुरस्य धारा निशिता दुरत्यया'–उपनिषद्.

'....strait is the gate, and narrow is the way which leadeth unto life, and few there be the that find it.'

—The Bible.

અરે ! પણ આવું બળ કેમ આવે ? પોર્ટ આર્થર લેવું છે એમ નિશ્ચય કરો એટલે જોઈતું બળ એની મેળે આવશે. 'મરીને માળવો લેવા' સ્હામે ઉપદેશ આપનારી કહેવત બાયલાઓની છે. જેઓ પોર્ટ

આર્થર લે છે, એ જીવીને નથી લેતા; મરીને જ લે છે. Into the valley of Death rode the six hundred'—રશિયન બૅલેક લેવાની લઢાઈમાં છસેં ઘોડેસવાર અંગ્રેજો સ્હામી તોપે મૃત્યુની ખીણમાં પડ્યા! અને લૉર્ડ રોબર્ટ્સે કંદહાર લીધું તે વખતે ઇન્દ્રવીર નામના ગુરખા સિપાઈએ દુશ્મનની અગ્નિ વર્ષાવી રહેલી તોપ ઉપર ધસી તોપને કબજે કરી! એ 'પુરુષો' હતાઃ ઉદ્દેશ ઉપર દૃષ્ટિ ચોંટાડી સ્હામી નજરે કામ કરનારાઓ હતા. કાર્લાઇલ યોગ્ય જ કહે છે કે

"No king or man attempting anything considerabe in this world need expect to achieve it except tacitly on those same terms, 'I will a chieve it or die.'"

પણ ક્રિંચાઉ અને કંદહાર કરતાં પણ વધારે દારુણ યુદ્ધના પ્રસંગ આપણા અન્તરૂમાં આવે છે. એમાં વધારે વિકટ યુદ્ધ કર્યું હશે એ વિષે તમને શંકા રહે છે? શંકા રહેતી હોય તો—થોડાંક દૃષ્ટાન્ત વિચારો. રાવણ હજાર તોપથી પણ પાછો હઠે એવો હતો? છતાં કેવી અધમ વૃત્તિ આગળ એ નમી પડ્યો? યુધિષ્ઠિર રણમાંથી પાછું પગલું ભરે એવા હતા? છતાં, એક વિષમ પ્રસંગે 'નરો વા કુંજરો વા' એમ બોલાઈ ગયું! અને એ વખતે એમના હૃદયમાં એવું પ્રચંડ યુદ્ધ થયું હતું કે જેની સરખામણીમાં મહાભારતના સાતે કોઠા રમત જેવા હતા.

જો પરમાત્મા મેળવવો હોય તો એ મેળવવાનો દૃઢ નિશ્ચય જોઈએ. એ નિશ્ચય કાંઈ મગજના વિચારમાત્રથી ઉપજતો નથીઃ સમગ્ર આત્માએ ઉછળી ઊડવું જોઈએ; હનુમાનજી સૂર્ય તરફ ઊડ્યા હતા એટલા વેગે. કવિઓ કહે છે કે સમુદ્રતળીએ પડેલી છીપને વર્ષાબિન્દુનું મોતી ઝીલવાનું મન થાય છે ત્યારે તે ક્યાંથી ઉપડી ક્યાં સુધી પહોંચે છે! એમ જે જીવાત્મારૂપી છીપને પરમાત્મારૂપી મોતી અન્તરૂમાં ઝીલવું છે, એને તો પૂરેપૂરો વેગ લાગવો જોઈએ, અને સદુપદેશ માટે એણે અન્તર્ ખુલ્લું રાખી બેસવું જોઈએ. એમ

કરવામાં આવે તો પરમાત્મારૂપી મોતી અન્તરમાં જામ્યા વિના નહિ રહે. અને એ મોતીની જેને કિંમત છે એની દૃષ્ટિએ ત્રૈલોક્યનો ખજાનો પણ એક કોડી સમાન છે.

'મુને રત્ન લાધ્યું રામનું નામ, સદ્‌ગુરુજીના સાથમાં જીરે !
ભોજલ સ્નેહ રે કરીને ચિત્ત રાખ્ય, હીરો આવ્યો હાથમાં જીરે.'

૧૯૦૪

## મુક્તિનાં સાધન

नाथ कैसो गजको बन्ध छुड़ायो–
गज और ग्राह लरत जलमीतर
लरत लरत गज्ज हार्यो. नाथ कैसो० १
शबरीके बोर सुदामाके तान्दुल,
रुचि रुचि भोग लगायो. नाथ कैसो० २
दुर्योधनका मेवा छांडके,
भाजी विदुरघर पायो. नाथ कैसो० ३"

શ્રીમદ્ ભાગવતમાં શુકદેવજીએ પરીક્ષિત્ રાજાને 'ગજેન્દ્રમોક્ષ' નામનું એક ઉત્તમ આખ્યાન સંભળાવ્યું છે. વાર્તા આવી છે:—ક્ષીરસમુદ્રના મધ્યમાં 'ત્રિકૂટાચળ' નામે ત્રણ શિખરવાળો એક પર્વત હતો, એના ઉપર નાના પ્રકારનાં વૃક્ષો પવનથી ડોલતાં હતાં; અસંખ્ય પક્ષીઓ વિવિધ સ્વરે નાદ કરી રહ્યાં હતાં; સ્થળે સ્થળે નિર્મળ જળનાં સરોવરો સ્ફટિકવત્ પ્રકાશતાં હતાં; એક બાજુએ પત્થરોમાં થઈને મધુર ઝરણાં ખળખળ વહેતાં હતાં, અને ચોતરફ સમુદ્રનાં મોજાં એના પાદને અથડાઈ ધોતાં હતાં. એ પર્વતના એક ભાગમાં વરુણદેવનો બાગ હતો, એમાં દેવાંગનાઓ રમતી હતી. એ બાગમાં ખજૂરી, આંબા, તાડ, મહુડાં, સાગ, વડ, ગુલાબ, ચંપા, કેળ, દ્રાક્ષ વગેરે વિવિધ જાતનાં ન્હાનાં મ્હોટાં ફળફુલનાં ઝાડ અને વેલ ઊગેલાં હતાં.

એની વચમાં એક સરોવર હતું. એની મનોહરતાનું શું વર્ણન કરવું? શ્રીમદ્ ભાગવતમાં એનું બહુ સુન્દર વર્ણન કર્યું છે, પણ ટૂંકામાં આ સ્થળે હું એટલું જ કહું છું કે બાણકવિની કાદમ્બરીનું પંપા કે અચ્છોદ સરોવરનું વર્ણન કલ્પી લ્યો. એમાં એક ગન્ધગજ–ઉમદા હાથી, જેના ગંડસ્થળમાંથી ઝરતા મદની સુગન્ધથી આખું વન મગમગી રહે છે–એ અનેક હાથણીઓને લઈ એ વનમાં ફરતો હતો; શ્રીમદ્ ભાગવત કહે છે કે 'यथा गृही,' 'ગૃહસંસારી જીવ કુટુમ્બજનોથી વીંટાઈ સંસારમાં વિચરે છે તેમ.' ફરતો ફરતો બપોરના તાપથી તપેલો એ ગજ એક સરોવરમાં હાથણીઓ સહવર્તમાન ન્હાવા પેઠો. ઉત્તરરામચરિતમાં ભવભૂતિએ વર્ણન કર્યું છે તે પ્રમાણે, એ હાથી સૂંઢવતી પાણી લઈ હાથણીઓ ઉપર વરસાવે છે, હાથણીઓને પાય છે, પોતે પીએ છે, અને એમ સૌ આનન્દ કરતાં કાળ નિર્ગમે છે, એટલામાં એક મહામઘરે આવી હાથીનો પગ ઝાલ્યો! હાથી જોરાવર હતો–મઘરથી સહેજવારમાં ખેંચાઈ જાય એવો ન હતો. ઉપરની ચીજમાં કહ્યું છે તેમ 'गज और ग्राह' વચ્ચે એક 'હજાર વર્ષ' એ જળમાં લઢાઈ ચાલી. લઢતાં લઢતાં, શુકદેવજી પરીક્ષિતને કહે છે કે, એ ગજનાં 'મન બળ અને ઓજસ્' ક્ષીણ થઈ ગયાં, પણ એ ગ્રાહના મુખમાંથી છૂટવાની પોતાની શક્તિ ન જણાઈ. આખરે વિચાર કરી 'અન્તકાળે જીવ વિવશ થઈ પ્રભુને સ્મરે છે તેમ' એ હાથીએ પ્રભુને સ્મર્યા–તેથી સ્મરતાં વાંત જ હૃદયમાં પ્રભુની છબી ખડી થઈ ગઈ! ખડી થઇ ગઇ કે બીજું કાંઈ જ નહિ, માત્ર 'नमामि'=હું નમસ્કાર કરું છું એટલો જ ઉચ્ચાર! 'તમને' એટલું ઉચ્ચારવાનો પણ અવકાશ નથી, જરૂર નથી.

'[नमामि] मे ज्ञातय आतुरं गजाः कुतः करिण्यः प्रभवन्ति मोचितुम्।
ग्राहेण पाशेन विधातुरावृतोऽप्यहं च तं यामि परं परायणम्॥
यः कश्चनेशो बलिनोऽन्तकोरगात् प्रचण्डवेगादभिधावतो भृशम्।
भीतं प्रपन्नं परिपाति यद्भयान्मृत्युः प्रधावत्यरणं तमीमहि॥'

'મારા બન્ધુઓ મને આ સંકટમાંથી છોડવી શકે એમ નથી તો બિચારી અબળા હાથણીઓ તો શું જ કરે? આ ગ્રાહરૂપી વિધાતાના પાશમાં પકડાએલો હું "પરાત્પર" મ્હોટામાં મ્હોટું "અયન" શરણાગતિનું સ્થાન-પ્રભુ-તેને હું શરણે જાઉં છું. પ્રચંડ વેગવાન મૃત્યુ-રૂપી બળવાન અજગર પૂંઠે પડ્યો છે તેનાથી બ્હીને એ પ્રભુને શરણે જાય છે તેનું આ ચારે તરફથી રક્ષણ કરે છે. મૃત્યુ સુદ્ધાંત જેના ભયથી ન્હાસે છે-એ પ્રભુને અમે શરણે જઈએ છીએ.'

આમ ધ્યાન, ધ્યાન પછી નમસ્કાર, અને નમસ્કાર પછી પ્રપત્તિ-શરણાગતિ.

પછી ગજેન્દ્ર પ્રભુની ધર્મ અને તત્ત્વજ્ઞાનના ભવ્ય સિદ્ધાન્તથી ભરપૂર સ્તુતિ કરે છે:—

'ओं नमो भगवते तस्मै यत एतच्चिदात्मकम् ।
पुरुषायादिबीजाय परेशायाभिधीमहि ॥

... ... ... ... ...

नमो नमस्तेऽखिलकारणाय
निष्कारणायाद्भुतकारणाय ।
सर्वागमाम्नाय महार्णवाय
नमोऽपवर्गाय परायणाय ॥

... ... ... ... ...

एकान्तिनो यस्य न कंचनार्थं
वाञ्छन्ति ये वै भगवत्प्रपन्नाः ।
अत्यद्भुतं तच्चरितं सुमङ्गलं
गायन्त आनन्दसमुद्रमग्नाः ॥

... ... ... ... ...

स वै न देवासुरमर्त्यतिर्यङ्
न स्त्री न षण्ढो न पुमान् न जन्तुः ।

नायं गुणः कर्म न सन्न चास-
निषेधशेषो जयतादशेषः ॥’

... ... ... ... ... ઇત્યાદિ.

પ્રભુ ગરુડ ઉપર બેસી એ ગજની વ્હારે ધાય છે, એમને જોતાં વાંત જ ગજ એક કમળનું પુષ્પ સૂંઢમાં લઈ પ્રભુને અર્પે છે અને

‘नारायणाखिलगुरो भगवन्नमस्ते’

—એમ કહી નમસ્કાર કરે છે. પાછળના કવિઓએ આ છેવટનું વર્ણન આ કરતાં પણ વધારે રસિક કર્યું છે. કહે છે કે પ્રભુ લક્ષ્મીજીની સાથે એકાન્તમાં બેઠા હતા, તે આ ગજેન્દ્રની ચીસ સાંભળી, લક્ષ્મીજીને પડતાં મૂકી, ક્યાં જાઉં છું એટલું પણ કહેવા ન રહી, એકદમ ગરુડ ઉપર સ્વાર થયા, અને ગજના મુખમાંથી ‘हरे!’—શબ્દનો ‘ह’ પૂરો થઈ ‘रे!’ ઉચ્ચારાય છે એટલામાં તો એ ગજેન્દ્રની સામે આવીને ઊભા! ચક્ર વતી ગ્રાહનું વિદારણ કર્યું. ગ્રાહ જે દેવલ ઋષિના શાપથી આ તિર્યગ્યોનિમાં પડ્યો હતો તે પોતાનું મૂળ ગન્ધર્વરૂપ પામ્યો. અને ગજેન્દ્ર પણ ભગવાનના સ્પર્શ માત્રથી ‘અજ્ઞાનના બન્ધનમાંથી મુક્ત થઈ ભગવત્સ્વરૂપ બની ગયો.’

આ ક્ષીરસમુદ્ર તે શું? ત્રિકૂટાચળ પર્વત તે શું? એમાં વરુણનો બાગ અને સરોવર તે શું? એમાં હાથણીઓ સાથે વિહરતો તથા જળપાન અને સ્નાન કરતો ગજેન્દ્ર તે શું? એને પકડનાર ગ્રાહ તે શું?—ઇત્યાદિ આ આખ્યાયિકાની અંગભૂત[1] અતિશયોક્તિના અર્થ વિચક્ષણ વાચકે ક્યારનાએ પોતાના મનમાં કરી દીધા હશે. છતાં અત્રે અધિક સ્પષ્ટતા ખાતર હું મારા તરફથી એ અર્થ કરીશ, અને પછી ઉપલી કડીઓમાં રહેલા ધર્મ અને તત્ત્વજ્ઞાનના સિદ્ધાન્તો ઉપર આવીશ.

ત્રણ શૃંગનો ‘ત્રિકૂટાચળ’ પર્વત તે સત્ત્વ રજસ્ અને તમસ્

---

૧ ઉપમાન અને ઉપમેયમાંથી ઉપમેયને ગળી જઈને ઉપમેયનું ઉપમાન રૂપે જ વર્ણન કરવામાં આવે તે ‘અતિશયોક્તિ’ અલંકાર કહેવાય છે.

એ ત્રણ ગુણોનું બનેલું[૨] આ જગત્ છે. એની આસપાસ અનન્તતારૂપી ક્ષીરસમુદ્ર પથરાએલો છે—જેમાં પરમાત્મા લક્ષ્મીજી સહવર્તમાન વિરાજે છે. એ અનન્તતાનાં મોજાં આ જગત્ સાથે હંમેશાં અથડાયાં જ કરે છે, અને આ જગત્‌ને ધૂવે છે, પવિત્ર કરે છે. આ જગત્‌માં પાપ-પુણ્યના ક્ષેત્રરૂપી જે સંસાર તે આખ્યાયિકામાં 'વરુણનો[૩] બાગ'. એ બાગમાં અનેક હાથણીઓ સહવર્તમાન વિચરતો હાથી તે અનેક વૃત્તિથી વીંટળાએલો **જીવાત્મા.** એ જીવાત્મા, સંસારના તાપને સંસારનાં જ સુખરૂપી શીતળ જળથી શમાવવા અને વૃત્તિઓ સાથે મ્હાલવા, વિષયભોગરૂપી સરોવરમાં ઊતરે છે. ત્યાં અમુક વખત તો પોતે અને પોતાનાં સૌ એકઠાં મળી આનન્દ કરે છે. પણ આખરે જ્યારે મૃત્યુરૂપી ગ્રાહ એને પકડે છે, ત્યારે એ પ્રભુને સ્મરે છે—ખરા મનથી સ્મરે છે, સ્મરતાં વાંત જ પ્રભુ ભક્તની વ્હારે ધાય છે, મૃત્યુ-રૂપી 'ગ્રાહ'નું વિદારણ કરે છે, અને પ્રભુના સ્પર્શથી જીવાત્મા પરમાત્માસ્વરૂપ બની જાય છે.

આ આ આખ્યાયિકાનો રહસ્યાર્થ છે. હવે એનું થોડુંક મનન કરીએ.

આ સંસારરૂપી બાગ રમણીય છે, મોહક છે, છતાં એનાં શીતળ લાગતાં 'સરોવરો' અંદરથી ભયંકર અને દુઃખદાયક છે. રમણીયતા એ માત્ર એનું બાહ્ય સ્વરૂપ છે, પણ તે એવું ધ્યાન ખેંચનારું છે કે કવિએ જાણી જોઈને એ સ્વરૂપને આગળ પડતું ચીતર્યું છે, અને એ ચીતરવામાં પોતાની સઘળી વર્ણનશક્તિ વાપરી છે. સંસારની મધુર વિષમયતાનો આ સિદ્ધાન્ત જેને એક શબ્દમાં આપણે વૈરાગ્યની

---

૨ 'શૃઙ્ગાણીમાનિ ધિષ્ણ્યાનિ બ્રહ્મણો મે શિવસ્ય ચ'— ભાગવત.
આ ત્રણ શૃંગો તે બ્રહ્મા, વિષ્ણુ અને શિવનાં ત્રણ સ્થાન—એટલે રજસ્ સત્ત્વ અને તમસ્ એ ત્રણ ગુણ છે.

૩ વેદમાં વરુણને 'સત્ય' અને 'અનૃત' યાને પાપ-પુણ્યનો જોનાર દેવ કહ્યો છે.

**ભાવના** કહીએ તે કેટલાકને એવો અરુચિકર થઈ પડે છે કે એના પ્રત્યે પોતાની અરુચિ દર્શાવવામાં તેઓ એક પણ કટુ વિશેષણ વધારે પડતું ગણતા નથી, અને હિંદુસ્થાનની અવનતિનું બીજ આ એક સિદ્ધાન્તમાં જ સમાએલું છે એમ માની લે છે. બીજા કેટલાક જેઓ જરા વધારે શાન્તિથી વિચાર કરવાની ટેવવાળા છે, તેઓ આ ભાવનાને હિન્દુસ્થાનનાં આબોહવા અને એની પ્રજાના રાજકીય અને સાંસારિક ઇતિહાસથી ખુલાસો કરે છે: તેઓ કહે છે કે આ દેશનાં આબોહવાથી **આર્ય** પ્રજા તવાઈ ગઈ, અને એના ઇતિહાસમાં અન્ધાધુન્ધી ચાલીને એનો સંસાર એવો દુઃખમય થઈ ગયો કે એને સ્વાભાવિક રીતે 'सर्वं दुःखं दुःखम्' એ સિવાય અન્ય સિદ્ધાન્ત સૂઝે એમ જ ન હતું! આમ ચૈતન્ય ઉપરથી દોષ કાઢી તેઓ જડ ઉપર ચઢાવે છે, જડ અને ચૈતન્યનો સંબંધ–જે આ ખુલાસાના ગર્ભમાં રહ્યો છે–તે વિષે અત્રે વિવેચન કરવાનો અવકાશ નથી, પણ આ ખુલાસા સામે આપણે એટલું તો કહી શકીશું કે–પશ્ચિમની પ્રજા વર્તમાન યુગમાં ભોગવિલાસમાં રચીપચી છે તેથી એને વૈરાગ્યનો મહિમા સમજાતો નથી, અથવા તો પશ્ચિમ દેશમાં જીવનકલહ અત્યારે એવો તીવ્ર બની રહ્યો છે કે ત્યાંના લોકને અથાગ પ્રવૃત્તિ કર્યા સિવાય જીવનનિર્વાહ કરવો અશકય હોઈ નિવૃત્તિની કદર એનાથી થઈ શકતી જ નથી–એમ કોઈ તરફથી કહેવામાં આવે તો તેમાં પૂર્વોક્ત ખુલાસા કરતાં ઓછું સત્ય છે એમ કોઈથી એકદમ કહી શકાશે નહિ.

મનુષ્યનો સંસારનો અનુભવ એ બેશક એના સિદ્ધાન્ત ઉપર અસર કરે છે પણ એ અનુભવ પૂરતો જ એ સિદ્ધાન્ત હોતો નથી. તેમ એ અનુભવ પોતાને શિર ગુજર્યો હોવો જોઈએ એમ પણ નિયમ નથી. મહાન આત્મામાં અનુભવથી સૂચવાએલો સિદ્ધાન્ત બુદ્ધિથી વિસ્તરે છે; અને અન્યનો અનુભવ કલ્પનાશક્તિથી પોતાનો કરી લેવાય છે. આ દેશમાં જે મહાત્માએ '**सर्वं दुःखं दुःखम्**' એ સિદ્ધાન્ત, એક **બૌદ્ધ** ગ્રન્થ કહે છે તેમ, 'આકાશમાં ઘંટ વગાડીને'

સૌને સંભળાવ્યો, તે મહાત્મા અન્નપાણી વિનાના ટળવળતા કે કુટુમ્બનાં ખાનગી દુઃખોથી પીડાતા એક પામર જીવ ન હતા. તેમ ક્ષમા નમ્રતા વગેરે સદ્દગુણોનો એમણે ઉપદેશ કર્યો તે વખતે આ હિન્દ દેશ અનિવાર્ય જુલમથી કચરાઈ ગએલો કે પરાધીન થઈ પડેલો હતો એમ પણ કાંઈ ન હતું,[૪] પણ જગતના સ્વરૂપ ઉપર ચિન્તન કરતાં એમને જે સત્ય લાગ્યું તે એમણે જણાવ્યું, અને તે પોતાની અમોઘ શક્તિથી અન્ય જનોને ગળે ઉતાર્યું. બુદ્ધ ભગવાન ઉત્તમ ક્ષત્રિય કુળમાં અને પૂર્ણ સમૃદ્ધિમાં ઉછર્યા હતા. પણ એમનું હૃદય એવું અનુકમ્પાભર્યું અને એમની કલ્પનાશક્તિ એવી તેજસ્વી હતી, કે પોતે રથમાં બેસીને ફરવા ગયા ત્યાં અન્ય જીવોનાં જરા વ્યાધિ અને મરણનાં દર્શન થકી એમને વૈરાગ્ય થઈ આવ્યો, અને એને પરિણામે, વ્હાલી દારા અને વ્હાલા સુતને ઊંઘતાં મૂકી, તથા પામર જનને પ્રાણ સમાન વ્હાલી લક્ષ્મીને તૃણવત્ ત્યજી,—એ એક 'શ્યામ રજની'-માં મહેલ છોડી ચાલી નીકળ્યા. આખરે પોતે જ્ઞાન પામ્યા, જગતને એ જ્ઞાન પમાડ્યું, અને જે સ્ત્રી પુત્રને ઊંઘતાં મૂકી એ ગયા હતા તેમને પણ જગાડ્યાં, ખરા અર્થમાં જગાડ્યાં. આમ બુદ્ધ ભગવાનની વૈરાગ્યભાવના બાયલા કે કાયર હૃદયમાં પ્રકટી ન હતી—પણ સંસારમાં પારકાનાં દુઃખ જોઈને દ્રવતા કોમળ હૃદયમાંથી જન્મી, પરદુઃખ-ભંજનની મહાપ્રવૃત્તિમાં પરિણત થઈ હતી.

ખાનગી સુખ દુઃખનો અનુભવ અને જીવનના સિદ્ધાન્ત વચ્ચે

---

૪ નીચ્ચે (Neitchze) નામનો એક પ્રસિદ્ધ અર્વાચીન યુરોપિઅન ફિલસુફ ક્રાઇસ્ટના મહાન ઉપદેશનો આ રીતે ખુલાસો કરે છે! એના જીવન અને તત્ત્વજ્ઞાનનો એક વિવરણકાર વર્તમાન યુરોપમાં એની પ્રસિદ્ધિ અને અસરનું બહુ વર્ણન કરે છે—એ વાંચી મને થયું કે જ્યાં સુધી આવું તત્ત્વજ્ઞાન વિચારને મોખરે રહે ત્યાં સુધી યુરોપમાં નિત્ય યુદ્ધની ગર્જના વિના શું સંભળાય? [ વૈશાખ ૧૯૬૯ એટલે હાલમાં ચાલેલા યુદ્ધની શરૂઆત થતાં પહેલાં આશરે દોઢ વર્ષ ઉપર આ નોટ લખાઈ હતી. ]

નિયત કાર્યકારણભાવનો સંબન્ધ નથી એ બતાવવા બીજો દાખલો રામચન્દ્રજીનો લ્યો : અંગત અનુભવથી જો કોઈ પણ સિદ્ધાન્ત રામને માટે સ્વાભાવિક હોય તો તે આ સંસારની દુઃખમયતાનો અને તેને પરિણામે સંસાર છોડી વનમાં ચાલી નીકળવાનો હતો. મહાકવિ ભવભૂતિ ઉત્તરરામચરિતમાં રામને જ મ્હોંએ કહેવડાવે છે ત્હેમ ' दुःखसंवेदनायैव रामे चैतन्यमर्पितम् '=' દુઃખ ભોગવવા માટે જ રામમાં ચૈતન્ય મૂકાયું હતું.' એકવાર વન સેવવાનો પ્રસંગ આવ્યો હતો ત્યારે પણ સંસારની પવિત્ર મીઠાશ–સીતા–એમણે પોતાની સાથે જ રાખી હતી. પોતે કહે છે તેમ ' आरण्यकाश्च गृहिणश्च रताः स्वधर्मे सांसारिकेषु च सुखषु वयं रसज्ञाः ' વનમાં ગૃહી અને વાનપ્રસ્થ ઉભયનો રસ એમણે લીધો હતો. અને જ્યારે એ મીઠાશ દૈવની કુટિલ ગતિએ પડાવી લીધી, ત્યારે પૂર્ણ વીરતાથી એ સામે પોતે લઢ્યા, વિજય મેળવ્યો. અને સંસારી થયા. કાળ જતાં, સંસારની મીઠાશ અળગી કરવાની ફરજ પડી ત્યારે એ ફરજ બજાવી–પણ છતાં પણ એમણે ભગવાં ન કર્યાં : અશ્વમેધ યજ્ઞમાં સીતાજીની સુવર્ણની મૂર્તિ કરીને પાસે બેસાડી, અને વ્યવહારની સ્થૂલ દૃષ્ટિએ જે ત્યાગ હતો તે ભાવનાની સૂક્ષ્મ દૃષ્ટિએ પરમ યોગરૂપ બની રહ્યો.

આમ બુદ્ધ અને રામના જીવનમાં વૈરાગ્યની ભાવના જુદે જુદે રૂપે સિદ્ધ થાય છે. ઉભય નિત્ય–શુદ્ધ–બુદ્ધ–મુક્તસ્વરૂપ પુરુષ હતા, અને એમને આ સંસારસરોવરનો ' ગ્રાહ ' પકડી શકે એમ ન હતું. પણ આપણે પામર જીવો એ ' ગ્રાહ ' થી પકડાએલા છીએ, અને એનાથી છૂટવાનો યત્ન કરવાનો છે. આ યત્ન કેવળ આપણા જ બળ વીર્ય અને પરાક્રમ ઉપર આધાર રાખીને કરવો જોઈએ એમ કેટલાક કહે છે. જેઓને સ્વબળ ઉપર એટલો વિશ્વાસ હોય તેમને ધન્ય છે. એ વિશ્વાસ યથાર્થ છે કે કેમ એ પરિણામથી જણાય. પણ એ વિશ્વાસ આપણા જેવા જીવોને માટે નિષ્ઠુર અને અહંતાભર્યો છે એ તો એને કસોટીએ ચઢાવતાં પહેલાં પણ કહેવામાં બાધ નથી. પ્રભુના

અનુગ્રહની દરકાર ન કરતાં જે કેવળ ન્યાય જ માગે છે તેના સંબન્ધમાં ફ્રેડરિક હેરિસને 'The Positive Evolution of Religion' નામના પુસ્તકમાં એક સ્થળે કહેલું તે અત્રે યાદ આવે છે. એ કહે છેઃ—

'He stands alone before his offended God-waiting for strict justice, prepared to meet his fate. I am not about to deny that the thought is one of tremendeous power that must rouse and inspire some natures with desperate energy. The strong, resolute, proud nature, with hard brain and untamed self-confidence may go to this dread ordeal with magnificant heroism. There have been such natures: but are all men, all women, all the timid and the weak ones able to bear such a strain? I do not deny that some men can be raised to heroic mood by such a religion as this Theism. But I say the majority would be crushed and appalled by it. It is the religion of the strong, the independent, the masterful. It would be the purgatory of the feeble, the irresolute, the clinging natures.'

હવે આ 'ગ્રાહ' તે શું?—અને એમાંથી મુક્તિ પામવાનાં શાં સાધન? એ વિચારીએ. ઉપર કહ્યું કે 'ગ્રાહ' તે મૃત્યુ. પણ હજી 'મૃત્યુ' તે શું એનું વિવેચન કરવું બાકી છે. આ શરીર હું જીવું એવી ઇચ્છા મૂર્ખાઇભરેલી છે. એમ નિત્ય જીવી શકાતું જ નથી, અને એમ જીવવામાં આનંદ પણ નથી. એક ગ્રીક આખ્યાયિકા છે કે ઉષાએ પોતાના કાન્ત ટિથોન્સ માટે દેવ પાસેથી અમૃતત્વ માગી લીધું, પણ યૌવન માગવું ન સુઝ્યું—તેથી એ બિચારો નિત્ય ઘસાતો જ જાય પણ મૃત્યુ આવે નહિ! આ કેવી દુર્દશા? વળી નિત્ય યૌવન, જેમાં વધારો નહિ અને ઘટાડો નહિ, એ પ્રાપ્ત થાય તોપણ શું?—નવીનતાને અભાવે એ પણ કંટાળો આપે. વસ્તુતઃ જે અમૃતત્વ

માટે મહાત્માઓ મથે છે તે આ દૈહિક જીવનની નિત્યતા નહિ, ઉલટું એ જીવનનો લોપ. કિસા ગોતમી બુદ્ધ ભગવાન પાસે ગઈ અને કહ્યું કે 'મહારાજ! મારા બાળકને જીવતું કરો.' ત્યારે બુદ્ધ ભગવાને એને મૂઠી રાઈના દાણા માગી લાવવા કહ્યું—પણ તે એવે ઘેરથી કે જ્યાં આજ પર્યન્ત કોઈ મરી ગયું ન હોય. બિચારી બહુ ભટકી, પણ બુદ્ધ ભગવાને માગી હતી તેવી રાઈ ન મળી. કોઈને ઘેર પિતા તો કોઈને ઘેર પુત્ર, કોઈને ઘેર પતિ તો કોઈને ઘેર પત્ની, કોઈને ઘેર ભાઈ તો કોઈને ઘેર બેન—એમ ઘેર ઘેર કોઈને કોઈ તો મરી ગએલું ખરું જ. આ અનુભવ કરાવીને કિસા ગોતમીને બુદ્ધ ભગવાને સમજણ પાડી કે મરણ જીવમાત્રને માટે આવશ્યક છે, અને એનાથી મુક્ત થવાનો માર્ગ એક જ છે કે જીવનું જીવપણું નાશ કરવું. એ જીવપણું શી રીતે નાશ પામે? તૃષ્ણાનો નાશ કરવાથી:[૫] હું જીવું, જીવું, અન્યને મારીને પણ જીવું, એવી જે જીવનની તૃષ્ણા જીવમાત્રમાં રહેલી છે, તેને મૂળમાંથી નાશ કરવી જોઈએ. એ તૃષ્ણા વિષયમાં લપટાવાથી ઉત્પન્ન થાય છે. આ વિષય તે તે પદાર્થો નથી, પણ એ પદાર્થોમાં જે મોહકતા છે તે છે. એ મોહકતાનો નાશ કરવા સંબન્ધી બ્રાહ્મણ શાસ્ત્રકારોએ એક પરમ સત્ય એ બતાવ્યું છે કે જ્યાં સુધી સકલ સૌન્દર્યનિધાન, પ્રેમનિધાન, રસનિધાન પરમાત્માની છબી નેત્ર આગળ ખડી થઈ નથી ત્યાં સુધી જ એ મોહકતા છે. સંસારની મહુડી ઉપરથી હોઠ—મ્હોં ઉઠાવી એકવાર એ અમૃતકલશને લગાડો, પછી મહુડી તરફ વળવાનું તો શું, પણ એ અમૃતકલશને હોઠ આગળથી ખસેડવાનું પણ તમને મન નહિ થાય. પરમાત્માનો રસ એ તો માતાના સ્તનનું દૂધ છે. બાળક એ સ્તનને વળગ્યું હોય તે વખતે એને બોલાવશો રમાડશો તો એ તમારા સામું જોશે, હસશે, ખુશ થશે, પણ પાછું સ્તનને વળગશે—તેમ ધાર્મિક આત્માઓ પણ

૫ ઉપનિષદ્‌માં ઇન્દ્રિયોને અને વિષયોને 'ગ્રહ' અને 'અતિગ્રહ' કહ્યા છે. ગ્રહ એ મૃત્યુ છે, પણ ઇન્દ્રિયોને અને વિષયોને વશ થવું એ જ ખરૂં મૃત્યુ છે. આમ બંને અર્થની એકતા છે.

આ સંસાર સામું જોઈને, હસીને, પણ પાછા પરમાત્મા તરફ પોષણ માટે વળે છે. આમ પ્રભુ પ્રત્યે પ્રેમ એ જ વૈરાગ્યનો ખરો અર્થ છે. એ પ્રેમ અને આર્તસ્વરે શરણાગતિ એ આ સંસારરૂપી 'ગ્રાહ'ના મુખમાંથી છૂટવાનું પરમ સાધન છે. પ્રેમ, શરણાગતિ એ હૃદયનો ભાવ છે, પણ પરિણામમાં એ મનુષ્યના સર્વ સ્વરૂપને વ્યાપી નાંખે છે. મુખવડે સ્તુતિ એ એનો વાચિક ઉદ્‌ગાર છે, અને હસ્ત વડે અર્પણ એ એનો કાયિક આવિર્ભાવ છે. ગજની પાસે કમળ વિના શું અર્પવાનું હતું? પણ જે અર્પવાનું હતું તે આહ્‌લાદભરી સૂંઢ ઉંચી કરીને અને નમ્રતાભર્યું મસ્તક નમાવીને આપ્યું, અને એટલાથી હજારો અશ્વમેધ કરતાં પણ અધિક એવી પ્રભુની સેવા થઈ ગઈ!

શબરીએ રામચન્દ્રજીને બોર અર્પણ કર્યાં; ખરી ભક્તિથી રામ અને સીતાજી આગળ બોરનો પડીઓ મૂકી દીધો, ત્યારે લક્ષ્મણજીએ પૂછ્યું: 'બાઈ! ખાટાં તો નથી ને?' શબરીએ જવાબ દીધો: 'મહારાજ! એકેએક ચાખી ચાખીને મૂકયું છે!' લક્ષ્મણજી અને સીતાજી હસ્યાં. ભોળી ભીલડીને અધકરડેલાં ઉચ્છિષ્ટ બોર પ્રભુને ધરાવતાં કાંઇ બાધ લાગ્યો નહિ. શા માટે લાગે? સંસારનાં સુખ યાચો અને તે પરમાત્માને અર્પતા જાઓ એ ભક્તિનું ઉત્તમ સ્વરૂપ છે. પ્રભુ ભોળી ભીલડી જેવાં આપણ પામર જનો પાસે તે કરતાં અધિક માગતો નથી.

જે હોય તે આપો. સુદામાના ઘરમાં ખારા પહુંવા સિવાય બીજું કાંઈ જ ન હતું. સ્ત્રીના આગ્રહથી ફાટચા તૂટચા લુગડામાં એ દારિદ્રય બાંધીને મિત્ર પાસે લઈ ગયા. અને બહુ દહાડે મળ્યા, તેથી પ્રેમથી ભેટી પ્રભુએ એમને પાસે બેસાડચા. સ્ત્રીએ પ્રભુને આપવાની ભેટ તો જોડે બંધાવી છે, પણ તે કેમ અપાય?—એમ સંકોચમાં ને સંકોચમાં પેલું પોટકું સંતાડે પણ એ આપવાની હિંમત ચાલે નહિ. સર્વજ્ઞ પરમાત્માએ હસીને કહ્યું: 'ભાઈ સુદામા! ભાભીએ શું મોકલ્યું છે? લેવા દો.' સુદામા 'કાંઈ નહિ' 'કાંઈ નહિ' કહેતા જાય, અને પેલું પોટકું દબાવે. ભગવાને પોટકું લેવા માંડ્યું—લીધું—છોડ્યું.

અને એમાંથી પહુંવા લઈ એક મૂઠી, બીજી મૂઠી એમ ખાવા માંડચા, ત્રીજી મૂઠી ભરવા જાય છે ત્યાં નરસિંહ મહેતા કહે છે કે—

'રુકમણી કર ગ્રહ્યો શીશ નામી :

એક રહ્યાં અમો, એક બીજા તમો, ભક્તને અઢળક દાન કરતાં
પ્રેમદાએ પ્રેમનાં વચન એવાં કહ્યાં, હાથ સાહ્યો ત્રીજી મૂઠી ભરતાં.'

પણ એ મૂઠી થોડી નહોતી. એ મૂઠીમાં તો પ્રભુએ સુદામાનું દારિદ્રચ હર્યું, ઘર સોનાનું કરી દીધું, સકળ સમૃદ્ધિથી ભરી દીધું! દારિદ્રચથી શરમાશો નહિ. જે કંઈ થોડું ઘણું—ખારા પહુંવા જેવું પણ—તમારી પાસે હોય તે પ્રભુને અર્પણ કરશો તો એ તમારું દારિદ્રચ ટાળશે. આ દેશ પાસે મૂડી નથી, પણ પ્રભુનો એ બાળમિત્ર છે, અને પોતાના દારિદ્રચનું પોટકું પણ એ પ્રભુ પાસે જઈને ધરશે તો પ્રભુ એ સ્વીકાર્યા વિના રહેશે નહિ અને આ સુદામાની ઝુંપડીને સુવર્ણમય સુદામાપુરી જરૂર બનાવશે.' આપણું ધન જ્યાં સુધી આપણે પ્રભુને સમર્પતા નથી—સત્ય પ્રામાણિકતા લોકોપકાર વગેરે ગુણોથી એને પવિત્ર કરતા નથી—ત્યાં સુધી જ જગતની સમૃદ્ધ પ્રજામાં સ્થાન પામવાનો આપણને વિલંબ થાય છે.

પ્રભુ નમ્ર અને નીતિમાનનો છે, અભિમાની અને દુષ્ટનો નથી. વિદુરની ભાજી એને વધારે ગમે છે. દુર્યોધનના મેવા ગમતા નથી. વિદુર યમરાજાનો અવતાર હતા. એમ કહેવાય છે કે માંડવ્યઋષિએ છેક બાળપણમાં એક તીતીઘોડો વીંધ્યો હતો. તે માટે જ્યારે યમરાજાએ એમને સજા કરી, ત્યારે ઋષિએ યમરાજાને શાપ દીધો કે 'બાલ્યકાળના અજ્ઞાનાવસ્થામાં કરેલું પાપ કર્તાને વળગતું નથી એમ શાસ્ત્રની મર્યાદા છે, છતાં તમે અન્યાયથી મને સજા કરી તેથી મર્ત્ય લોકમાં અવતરજો!' અર્થાત્ અદલ ઇન્સાફ એ યમરાજાની ભાવના છે. એ વિદુરમાં અવતરી હતી—અને એ પરમાત્માને વહાલી છે. અન્યાયી દુર્યોધન પાંડવોનાં રાજપાટ પચાવી બેઠો છે, અને અન્યાયથી મેળવેલી લક્ષ્મીના મદથી એવો આંધળો બની ગયો છે કે એને પ્રભુની

દરકાર નથી. પ્રભુની મદદ લેવા દોડે છે ત્યારે પણ અર્જુનની પેઠે નમ્રતાથી પ્રભુના ચરણ સેવવા બેસતો નથી, પણ અભિમાનથી મસ્તક આગળ અક્કડ થઈ બેસે છે, અને છેવટે જ્યારે મદદની માગણીના ઉત્તરમાં પ્રભુ એને કહે છે કે 'કહે તો હું તારી તરફ રહું, અને કહે તો આ સેના તને લઢવા આપું: પણ એટલી શરત કે હું જેના તરફ રહું તેના તરફથી શસ્ત્ર હાથમાં ઝાલીશ નહિ.' ત્યારે એ મૂર્ખ અભિમાની જીવ પ્રભુને બદલે સેના પસંદ કરે છે. વસ્તુતઃ આ સંસારના કુરુક્ષેત્રમાં પ્રભુ શસ્ત્ર લઈને લઢતા નથી, પણ જે પક્ષ તરફ એ રહે છે તે જ પક્ષ વિજયી થાય છે. વીર્ય ઉદ્યોગ આદિ પ્રભુની જ સેના છે, પણ જે ઘડીએ એમાંથી પ્રભુનું પવિત્ર તત્ત્વ છૂટું પડે છે તે ઘડીએ એ આ જગતના યુદ્ધક્ષેત્રમાં વિજય મેળવવા માટે તદ્દન નિરર્થક નીવડે છે. દુર્યોધનની માફક ક્ષણિક ફતેહમન્દીથી કદી રાચવું નહિ: છેવટે Might is *not* rignt પ્રભુ બળવાનનો નથી, ન્યાયવાનનો છે—એ જ સાબીત થાય છે. અને એ સિદ્ધાન્ત જ દુર્યોધનના દૃષ્ટાન્તમાં પ્રત્યક્ષ થાય છે.

આ પ્રમાણે આપણે ટુંકામાં, સંસારનું મોહક સ્વરૂપ, એના અન્તરમાં રહેલો 'મૃત્યુ' રૂપી મહાભય, 'મૃત્યુ' નો અર્થ—જીવનું જીવપણું, એ મૃત્યુમાંથી મુક્ત થવા માટેનાં સાધનો—પ્રભુનું સ્મરણ, એના પ્રત્યે પ્રેમ અને પ્રપત્તિ, એની સ્તુતિ અને નૈવેદ્ય, નીતિ અને નમ્રતા—ઇત્યાદિ વિષયો અવકાશાનુસાર આપણે ચર્ચ્યા.

૧૯૧૩

## સ્વ. રમણભાઈ

ભાઈ રમણભાઈનો દેહ પડયો! ગૂજરાતે ગઈ સદીમાં અને આ સદીમાં કાલની બાજીમાં અનેક કિંમતી મ્હોરાં ખોયાં છે, પણ આવી ખોટ એણે કદી પણ અનુભવી નથી. મહાત્મા ગાંધીજીએ

કહ્યું છે તેમ રમણભાઈ એટલે છેલ્લાં પચાસ વર્ષના ગૂજરાતનો ઇતિહાસ. અને ઇતિહાસ એટલે એની સર્વ પ્રવૃત્તિઓ મળી રચાએલો એક પટ. સ્વ. રણછોડલાલ છોટાલાલે મ્યુનિસિપેલિટિના વહીવટનો આદર્શ સ્થાપ્યો; રમણભાઈના પિતા મહીપતરામે કેળવણીકાર અને બહાદુર 'સુધારક' તરીકે યશ મેળવ્યો; અંબાલાલ સાકરલાલે ગૂજરાતની બુદ્ધિશક્તિને શોભાવી; લાલશંકર ઉમિયાશંકરે સંસાર-સુધારાને લગતી અનેક સંસ્થાઓ સ્થાપી; ગોવર્ધનરામે સાક્ષરજીવનની ભાવના સિદ્ધ કરી; મણિલાલે પત્રકાર તરીકે અદ્‌ભુત પ્રભાવ પાડ્યો; રાજ્યપ્રકરણમાં ગોકળદાસ પારેખ, ચિમનલાલ સેતલવાડ, વિઠ્ઠલભાઈ પટેલને ગૂજરાત અગ્રસ્થાને મૂકશે; અને ઊંડી ધાર્મિકતામાં ગાંધીજી સર્વોપરિ સ્થાન ભોગવે છે. પરન્તુ જે વ્યક્તિએ જીવનનો પ્રત્યેક ક્યારો પાયો છે એ તો ભાઈ રમણભાઈ જ. ગૂજરાતે એવો સકલ પુરુષ, એની સ્મરણશક્તિ પહોંચે છે ત્યાં સુધી, કદી પણ જોયો નથી. એમના સાક્ષરબન્ધુઓ એમના સાહિત્યશાસ્ત્રથી મુગ્ધ બની ઘણીવાર ખેદ દર્શાવતા કે રમણભાઈ પોતાનો સમય મ્યુનિસિપેલિટિના કામમાં કેમ ખરાબ કરે છે! પણ જીવન એ સાહિત્ય કરતાં ઉચ્ચતર અને વિશાલતર પદાર્થ છે અને એને અંગે ઉત્પન્ન થતાં કર્તવ્યો સાહિત્યની કીર્તિ કરતાં વધારે પવિત્ર છે એ સમઝણથી પ્રેરાઈ, મ્યુનિસિપેલિટિનાં કામકાજમાં એ સમય આપતા, અને મને આજ સ્મરણ આવે છે કે શરીરસ્વાસ્થ્ય ખાતર મ્યુનિસિપેલિટિના મેમ્બર થવાની ઉમેદવારી ન કરવી એમ સ્નેહી સંબન્ધીઓ તરફથી કહેવામાં આવ્યું ત્યારે એમણે ઉત્તર આપ્યો કે 'આરામ લેવાની જરૂર પડશે તો હું વકીલાત છોડી દઈશ, પણ મ્યુનિસિપેલિટિ નહિ છોડું. કેટલાક જનોની રાજ્યપ્રકરણી સેવાની સમઝણ ધારાસભામાં ભાષણો કરવામાં સમાઈ રહે છે, પણ વસ્તુતઃ ફિરોઝશાહ, ગોખલે આદિ સાચા દેશભક્તોએ દેશના સ્વરાજ્યના પાઠ સ્થાનિક સ્વરાજ્ય ચલાવવામાં લીધા છે અને આપ્યા છે; અને તેજ પ્રમાણે સ્વ. રમણભાઈએ સ્થાનિક સ્વરાજ્યને પોતાનાં સર્વ

કાર્યક્ષેત્રોમાં પ્રથમ સ્થાને મૂકી એના વહીવટમાં કર્તવ્યનિષ્ઠા અને નિષ્પક્ષપાતનું ઉત્તમ દૃષ્ટાન્ત એમણે લગભગ ત્રીસ વર્ષની સેવાથી ગૂજરાત આગળ ધર્યું છે. પરન્તુ સ્થાનિક સ્વરાજ્યની સેવા કરીને, એઓ હિન્દની મ્હોટામાં મ્હોટી પ્રવૃત્તિ–નેશનલ કોન્ગ્રેસ–પ્રત્યે વિમુખ કે બેદરકાર હતા એમ નહોતું. અઢાર વર્ષ સુધી નેશનલ કોન્ગ્રેસની બેઠકમાં હાજરી આપવી એવો એમણે સંકલ્પ કર્યો હતો, અને એ એમણે શરીરના સુખદુઃખની દરકાર કર્યા વગર દૃઢતાથી પાળ્યો હતો. જ્યારે કોન્ગ્રેસ 'અસહકારી' થઈ, અને એમની ઠરેલ અને વિનીત બુદ્ધિ 'અસહકાર' નાં તોફાન સહન ન કરી શકી, ત્યારથી એમણે એ મહાન સંસ્થાનો હિંમતથી ત્યાગ કર્યો, અને ઉચ્છૃંખળ અસહકારીઓનો રોષ પણ વ્હોર્યો, પણ કોન્ગ્રેસ ગોખલે, ફિરોઝશાહ અને દાદાભાઈના નેતાપણા નીચે હતી તે સમયમાં એ મણે 'કોન્ગ્રેસ બહાર તે નાત બહાર' એવો ઉદ્‌ગાર કાઢેલો અમે સાંભળ્યો છે.

સંસારસુધારક તરીકે સ્વ. રમણભાઈનું જીવન સાચું, આડંબર વિનાનું, કાર્યપરાયણ, અને દૃઢ છતાં ઉદાર હતું. સ્વમતમાં અડગ શ્રદ્ધા અને તદનુસાર આચાર હોઈને પણ પરમત તરફ સહિષ્ણુતા અને માનની લાગણી ધરાવવી એ ઉચ્ચ સંસ્કારનું ચિહ્‌ન છે, જે વિરલ ગુણ સ્વ. રમણભાઈમાં બહુ સ્પષ્ટપણે હતો. સંસારસુધારાના નિશ્ચયને અનુસરતા વર્તન પ્રત્યે એ બેદરકાર ન હોતા, બલ્કે આવા કામમાં દૃષ્ટાન્તનો મહિમા માનતા, પણ સામાન્ય વ્યવહારમાં વ્યવહારબુદ્ધિ (Common sense) થી આચાર અને વિચારનો જેટલો સમન્વય થઇ શકે તેટલો કરવા ઉપરાન્ત, સુધારાની સવિશેષ પ્રગતિ માટે તેઓ કેળવણીમાં શ્રદ્ધા ધરાવતા. સંસારની આધારશક્તિ સ્ત્રી છે, તો સ્ત્રીકેળવણી ઉપર સંસારસુધારાનો મુખ્ય આધાર છે એ સાચી સમઝણથી ઘણા સુધારકો સ્ત્રીકેળવણીને ઉત્તેજન આપે છે, પણ સ્વ. રમણભાઇએ સ્ત્રીકેળવણીની જે સેવા કરી છે તે કોઈએ કરી નથી– અને તે એ કે એમનાં પત્નીના ઉચ્ચ શિક્ષણ ખાતર, મુનસફ થવાનું

માંડી વાળી, સરકારી નોકરીનું રાજીનામું આપ્યું, અને અમદાવાદમાં વકીલાતનો ધંધો સ્વીકાર્યો; એટલું જ નહિ પણ છેલ્લાં પાંત્રીસ વર્ષથી એમના ગૃહને સ્ત્રીકેળવણીની સુન્દર સંસ્થારૂપ કરી મૂક્યું હતું, અને આજ ગૂજરાત ઉચ્ચ સ્ત્રીશિક્ષણમાં જે સ્થાન ભોગવે છે તેનો મ્હોટો યશ સ્વ. રમણભાઈને પોતાને છે.

સ્વ. રમણભાઈનો જીવનપ્રવાહ જેમ સર્વ કાર્યક્ષેત્રમાં પ્રસરી રહ્યો હતો, તેમ એમના આત્મકુસુમની પ્રત્યેક પાંદડી પૂરેપૂરી ખીલેલી અને સૌરભની ભરેલી હતી. એમના વિદ્યાભ્યાસની કારકીર્દી યશસ્વી હતી એટલું જ નહિ પણ અભ્યાસકાળ પૂરો કર્યા પછી પણ વિદ્યા ઉપરનો એમનો પ્રેમ યાવજ્જીવ સ્થિર હતો. એમની બુદ્ધિ ઝીણી હતી, તે સાથે વિદ્યાને જ્ઞાનમાં પરિણત કરવાનું અદ્ભુત સામર્થ્ય એમાં રહેલું હતું. એલ્ફિન્સ્ટન કૉલેજના ગૂજરાતી મંડળમાં ‘કવિતા’ ઉપર વાંચેલો એમનો નિબન્ધ એના સિદ્ધાન્ત માટે જે ગૌરવ ધરાવે છે તે કરતાં પણ એ સિદ્ધાન્તનો ગૂજરાતી સાહિત્યમાં એમણે જે વિનિયોગ કર્યો છે તે માટે એ અધિક માનને પાત્ર છે. એમનાં સર્વ લખાણોની પાછળ સંસ્કૃત અને અંગ્રેજી સાહિત્યનો બહોળો પરિચય રહેલો હતો, પરંતુ તે એમની સમર્થ અને તેજસ્વી બુદ્ધિમાં એવો સારી રીતે પચી ગએલો છે કે સૂત્રરૂપ થઈ એ ગૂજરાતી સાહિત્યનાં દૃષ્ટાન્તોમાં અકૃત્રિમ રીતે સ્ફુરે છે. એમની હાસ્યરસની કૃતિઓમાં પણ એ હાસ્યરસનું વિશિષ્ટ સ્વરૂપ જે પશ્ચિમના લેખકોમાં લેવાથી યોગ્ય હોય તે એમણે લીધું છે, તથાપિ એમની બુદ્ધિને પ્રભાવે ગજરાતી ભાષામાં એ નવો અવતાર પામી ગયું છે. અને અત્યારે ગૂજરાતી ભાષામાં હાસ્યરસના સાહિત્યકાર તરીકે સ્વ. રમણભાઈનું સ્થાન ખાલી પડ્યું છે. એમની બુદ્ધિની પરિપક્વતાનું એક ઉત્તમ ઉદાહરણ એમની રસવૃત્તિ છે. જૂની મૂર્તિઓને પૂજ્યા કરવું કે નવીન આચાર્યોને નમી પડવું—બન્ને અન્તથી સ્વ. રમણભાઈ દૂર હતા, તેથી રા. કવિ જેવાનાં નવાં કાવ્યોનો આદર કરવામાં સદા તત્પર છતાં અર્થગૌરવ વિનાનાં

ઉચ્છૃંખળ છમકલાં કે અનુકરણથી એ કદી મુગ્ધ બનતા નહિ. એમનું સ્વાભાવિક વલણ બલ્કે પક્ષપાત શિષ્ટ શૈલી તરફ હતો, અને એ શૈલીનું ઉત્તમ ઉદાહરણ ભાષામાં તેમ જ અર્થમાં–એમનું પ્રસિદ્ધ નાટક ‘ રાઈનો પર્વત ’ છે.

સ્વ. રમણભાઈની જેવી વિદ્યા સંગીન અને બુદ્ધિ પરિપક્વ, તેવી નીતિ પણ દૃઢ હતી. અમને સ્મરણ આવે છે કે રમણભાઈ અંગ્રેજી ત્રીજા ધોરણમાં હતા ત્યારે કોઈ એક સહાધ્યાયીએ એમને એક ચંચળ અને ‘ કદી પણ જૂઠું ન બોલે ’ એવા વિદ્યાર્થી તરીકે મને ઓળખાવેલા. બુદ્ધિ સાથે નીતિની એ દૃઢતા એમના સમસ્ત જીવનમાં કાયમ રહી હતી. વળી, જેમ એમની બુદ્ધિ પાંડિત્યના બોજાથી દબાઈ ગઈ ન હતી, તેમ એમની નીતિ પણ ઉગ્ર અને કર્કશ રૂપ ધારણ કરતી ન હતી. એમનો વિનોદી સ્વભાવ એમની વિદ્વત્તામાં તેમ જ નીતિમાં એક જાતની સુન્દર સરળતા પૂરતો. બન્નેમાં આડંબરનો છાંટો પણ ન હતો. જમણો હાથ ઉપકાર કરે એ ડાબો હાથ ન જાણે એવી એમની ભલું કરવાની સ્વાભાવિક વૃત્તિ હતી. હું ઉપકાર કરું છું એવું જ્ઞાન એમને પોતાને ન થતું, ત્યાં ઉપકૃત જનને એ ભાવ જણાવવાની તો વાત જ શી ?

સ્વ. રમણભાઈના સર્વ ગુણોના મૂળમાં ઊંડી પ્રભુનિષ્ઠા રહેલી હતી. વર્તમાન સમયમાં થોડા જ સજ્જનો એ મહાન શક્તિનો મહિમા સમજે છે, પણ એ પ્રભુનિષ્ઠામાં જે રમણભાઈની કર્તવ્યપરાયણતા અને સેવાવૃત્તિનું બીજ હતું એણે એમના આત્મામાં કેવો વ્યાપક વાસ કર્યો હતો એ જાણવું હોય તો ‘ જ્ઞાનસુધા ’ના અંકોમાં વખતો વખત પ્રસિદ્ધ થએલાં અમદાવાદ પ્રાર્થનાસમાજમન્દિરમાં એમણે આપેલાં વ્યાખ્યાનો જોવાં. એ વાંચનાર આજ ઉદ્‌ગાર કર્યા વિના રહેશે નહિ કે આ પ્રભુનિષ્ઠ આત્માને પ્રભુ એમના દરબારમાં સદા વાસ આપો !

સ્વ. રમણભાઈના જીવનની સુન્દરતા, સરળતા, સાક્ષરતા અને વ્યાપકતાને અશેષ ગૂજરાત આજ નમ્રશિરે જે પ્રશંસાની નિવાપાંજલિ

અર્પી રહ્યું છે તેમાં સંપૂર્ણ હૃદયે જોડાવા ઉપરાંત, એમાં 'वसन्त' તરફથી, તેમજ અમારા અંગત સંબંધથી ઉપકારભાવ અને સ્નેહની અંજલિઓ અમે ઉમેરીએ છીએ.

૧૯૨૮

# ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી

## ( ૧૮૭૦–૧૯૨૪ )

## સ્વ. ગોવર્ધનભાઇ

### એક નિરીક્ષણ

वदनं प्रसादसदनं, सदयं हृदयं सुधामुचो वाचः ।
करणं परोपकरणं, येषां केषां न ते वन्द्याः ॥
जो कछु पाप कियो नहीं तो पुन्य कियो शतवार ॥

There may be Heaven: There must be Hell,
Mean while there is our Earth here–well.

—Browning.

ગઈ તા. ૪ થી જાન્યુઆરીને રોજ ગરવી ગુજરાતનો એક તેજસ્વી તારો અસ્ત થયો! સરસ્વતીચન્દ્રદ્વારા ગુજરાતની આબાલ-વૃદ્ધ પ્રજાને આશ્વાસન ઉપદેશ અને પ્રોત્સાહન આપનાર ગોવર્ધન-ભાઈ–ગો'ર્ધનભાઈ તે દિવસે યશઃશેષ થઈ રહ્યા! મુંબાઈમાંથી ધન્ધો છોડી સ્વજનની, સ્વદેશની, અને માનવકુલની સેવામાં પોતાનું જીવન અર્પણ કરનાર આ મહાપુરુષ સાથે આપણું લ્હેણું બહુ થોડું નીકળ્યું. શાન્તિ અને મધુરતાના વાતાવરણમાં રહી કોઈ અપૂર્વ સાક્ષર-સેવા કરવાનો ઉત્સાહ ધરાવનાર આ જીવે મુંબઈ છોડી, ધન્ધો છોડયો અને નડિયાદ જેવા શાન્ત પ્રદેશમાં અને સ્વજનના મંડળમાં

નિવાસ કર્યો; પરંતુ ત્યાં પણ સાંસારિક સંયોગોએ તેમના મનોરથ પાર પાડવાને પૂરતો અવકાશ ન આપ્યો, અને અનેક શારીરિક અને માનસિક વ્યથાઓથી શીઝાતો આ જીવ ટુંકી મુદતમાં પરલોકવાસી થયો !

પ્રખ્યાત રાજકવિ ટેનિસન્ ઈન્ મેમોરિયમના આરંભમાં કવે છે કે:–

I sometimes hold it half a sin
To put in words the grief I feel,
For words like Nature half reveal
And half conceal the soul within.

ટેનિસનનો આ અનુભવ સાચો છે. છતાં કવિજનો આવાં અર્ધ સત્ય પ્રકટ કરી શકે તેવાં પણ વચનો ઉદ્ભાવી શકે છે, પરંતુ મારી પાસે તો સ્વ. ગોવર્ધનભાઈના અવસાનથી થયેલા શોકને પ્રકટ કરવાને શબ્દો નથી જ. તેમ જ એ સાક્ષરશિરોમણિના અકાલ પરલોકવાસથી આપણા સાહિત્યને અને આપણી પ્રજાના ભવિષ્યને કેટલી હાનિ થઈ છે તેનું યોગ્ય માપ લેવાનું બળ પણ મારી બુદ્ધિમાં હોવાની મને ખાત્રી નથી. તથાપિ સાક્ષર પંડિતના પરલોકવાસના દુ:ખદ અવસરે તેમના કનિષ્ઠ બન્ધુવર્ગને કેટલાક ધર્મો પ્રાપ્ત થાય છે, અને તેવા ધર્મને વશ થઈને બે અક્ષર લખવાના આ ઉપક્રમમાં પડવું પડે છે.

સ્વ. ગોવર્ધનરામના ઉપકારો સુવિદિત છે. તેમના ઉપકારોની નોંધ અત્યાર સુધીમાં ઘણી લેવાઈ છે અને લેવાશે; અને હું પણ એ પુણ્ય કાર્યમાં યથાશક્તિ ભાગ લઈશ. તેમની કલ્પનાશક્તિ અત્યંત દૂરગામી હતી; તેમની સ્મરણશક્તિ બહુ સ્વચ્છ અને વશવર્તિની હતી; તેમનો બુદ્ધિપ્રભાવ ઘણો તેજસ્વી હતો; તેમનું વાંચન વિશાળ અને સર્વદેશી હતું; તેમની કલમમાં અપૂર્વતા અને અનનુકરણીય કુશલતા હતી; તેમની વિચારશક્તિ ગંભીર હતી; અને તેમની વિવેકશક્તિ સૂક્ષ્મ હતી: આટલું તેમનાં પુસ્તકોને વિવેકથી વાંચનારા સહજ સમજી શકે તેમ છે. પરંતુ આ બધાની સાથે તેમનું જીવન અત્યંત સરલ અને સાદું હતું અને

તે સરલતા અને સાદાઈ સાધનના અભાવથી નહિ પણ સાધન છતાં ભોગૈશ્વર્યના વૈરાગ્યથી ઉત્પન્ન થઈ હતી; કોઈ પ્રકારના દમ્ભથી નહિ પણ વિવેક અને વિજ્ઞાનથી સુસ્થિર થએલી અંતઃકરણની નિર્મળતાથી ઉદ્ભવ પામેલી હતી. તેમની સરળતા અને સાદાઈ તેમના હૃદયની સાધુતાનું પ્રકટ સ્વરૂપ હતું. અને તે તેમના બુદ્ધિપ્રભાવમાંથી ઉત્પન્ન થયેલા છતાં, એટલા તો આગળ વધેલાં હતા કે અત્યારે તેમના જીવનનું ચિંતન કરતી વખત તે સાધુતાનું તેજ વધારે જણાય છે અને તેનું જ ચિંતન કરવામાં વિશેષ આનંદ આવે છે.

'લીલાવતીની જીવનકલા'ના આરંભમાં સ્વ. ગોવર્ધનરામે સાધુજનોના ગુણ વિષે એકવીસ વાક્યોનો સંગ્રહ કર્યો છે. એજ પ્રકારનાં વાક્યો એમના સરસ્વતીચન્દ્રમાં સાક્ષરજીવનમાં અને બીજા ગ્રંથોમાં પણ યથાપ્રસંગ તેમણે ગુંથ્યાં છે. તેમને આવાં વાક્યોનાં શ્રવણ મનન અને નિરૂપણ ઉપર અત્યંત પ્રીતિ હતી એમ આપણે જાણીએ છીએ. અને સ્વાભાવિક રીતે એમના જીવનનાં ધોરણો ઉપર એ વાકયોની અસર ઘણી હતી એમ આપણે સમજી શકીએ છીએ. ગોવર્ધનભાઈ ઇંગ્રેજી તેમ જ સંસ્કૃત ભાષામાં નિષ્ણાત હતા, અને તે તે ભાષામાં લખાયલાં શાસ્ત્રોના તેમને સારા સંસ્કાર હતા. પણ તેમના મનનું વલણ કોઈ એક શાસ્ત્રને અનુસરવા કરતાં સર્વનાં સારાં તત્ત્વોનું ગ્રહણ કરવા તરફ વિશેષ હતું. એમની ભાવનાઓમાં પણ પૂર્વ અને પશ્ચિમ બન્નેની સદ્ભાવનાઓનું સંમિશ્રણ હતું. પોતાના શ્રવણમાં આવેલી સર્વ પ્રકારની શ્રેષ્ઠતા સંપાદન કરવા કરાવવા તેમનું મુખ્ય લક્ષ્ય હતું. પ્રાચીન પૂર્વ, અર્વાચીન પૂર્વ અને પશ્ચિમના 'ત્રિવેણી'–સંગમમાં જનસમાજના નેતાઓના આચાર વિચાર અને ઉપદેશો કેવા હોવા જોઈએ તેનો નિર્ણય કરવો, તે આચરવા અને તેનો ઉપદેશ કરવો, એ તેમના જીવનનું વ્રત હતું. અને તે વ્રત પાળવા Practical Asceticism, વ્યવહારમાં રહીને સાધુજીવન, 'આત્મસંયમ અને પરોપકાર'–પ્રધાન જીવન તેમણે પોતાને

માટે નિર્માણ કર્યું. અને તે તેમણે જન્મારા સુધી યથાર્થ રીતે પાળ્યું. તેમના આ મહાવ્રત ઉપર તેમની કીર્તિની પ્રતિષ્ઠા થશે, અને તે અચળ રહેશે.

આ વ્રતનું પ્રતિપાલન થાય તેવી રીતે જીવનની જે સંયમપ્રધાન યોજના પ્રથમથી જ તેમણે શાસ્ત્રદષ્ટિએ વિચારપૂર્વક ઘડી મૂકી હતી—તે એલએલ. બી. થવું, મુંબઈની હાઈકોર્ટમાં વકીલાત કરવી, અમુક વયે તેમાંથી નિવૃત્ત થવું, અને પછી જનસેવાપરાયણ જીવન ગાળવું: એ હતી. આ નિશ્ચય કરવામાં અને જન્મપર્યંત પાળવામાં તેમણે અતિશય મનોનિગ્રહ બતાવ્યો. આ નિશ્ચયનો અમલ કરવામાં અને તેને જીવિત સુધી પ્રબળ પ્રલોભનો વચ્ચે અને કટ્ટી જરૂરિયાતો વચ્ચે પણ વળગી રહેવામાં અનુપમ વૈરાગ્ય અને ત્યાગશક્તિ તેમણે પ્રકટ કર્યાં. સ્વ. ગોવર્ધનભાઈની ખરી મહત્તા આમાં જ સમાયલી છે. આ મહત્તાનું માપ તેમની તે તે કાળની પરિસ્થિતિના જ્ઞાનથી જ યથાર્થ રીતે થાય છે. બી. એ. થતી વખતના સંયોગોનો, તે વખતે તેમને થયેલી ઉંચી નોકરીઓની માંગણીઓનો, નિવૃત્તિ સ્વીકારતી વખતના અને તે પછીના તેમના ઇતિહાસનો, એ સર્વનો સાક્ષાત્કાર કરતાં પ્રસંગોના બળની સામે ફતેહથી ટક્કર ઝીલનાર આ મહાત્માનું મનોબળ ઘણું પ્રતાપી લાગે છે; અને જો મોટી ભાવનાઓ અને મોટા શબ્દોની પવિત્રતાનું અતિક્રમણ ન થતું હોય તો સ્વ. ગોવર્ધનરામના જીવનની આ ગતિ ‘ તપ ’ ની પવિત્ર સંજ્ઞાનો દાવો કરે તો તે અયોગ્ય નથી.

તપ એ જ પ્રાચીન પૂર્વમાં પરાપૂર્વથી મહત્તાની અંતિમ કસોટી મનાઈ છે, અને જેટલે અંશે આપણી અર્વાચીન ભાવનાઓ પ્રાચીન ભાવનાઓને અનુસરે છે તેટલે અંશે હજુ પણ આપણે તપને જ તેવી કસોટી માનીએ છીએ. પરાક્રમ એ અર્વાચીન પશ્ચિમની મહત્તાની કસોટી છે, અને જેટલે અંશે આપણી ભાવનાઓ અર્વાચીન પશ્ચિમની ભાવનાઓથી રંગાઈ છે, તેટલે અંશે આપણે તેને પણ મહત્તાની

કસોટીમાં સ્થાન આપીએ છીએ. અર્વાચીન પશ્ચિમની પેઠે આપણે તપસ્વિતા (Asceticism)ને ધિક્કારતા નથી, તેમ જ પ્રાચીન પૂર્વની પેઠે પરાક્રમને કેવળ અનાવશ્યક માનતા નથી. આપણે એની વ્યવસ્થા કરીએ છીએ. આપણે પરાક્રમ–જો ઉપકારરૂપ હોય–તો તેને અભિનન્દીએ છીએ, અને ઉપકારથી મહત્તાનો અધિકાર પામનારને આપણે ખુશીથી 'મહાન્' નું સ્પૃહણીય પદ આપીએ છીએ; કારણ કે આપણે એમ ધારીએ છીએ, કે કોઈ પણ પ્રકારના સંયમ (Self denial) વિના, એટલે તપસ્વિતા (Asceticism) નો કાંઈક અંશ સિદ્ધ કર્યા વિના કોઈ મહાન્ કાર્ય થઈ શકતું નથી. ચિત્તવૃત્તિને ઇતર વિષયોમાંથી ખસેડીને કોઈ એક માર્ગમાં એકાગ્ર કર્યા વિના કોઈ પણ મહત્ કાર્યની સિદ્ધિ થતી નથી એ ઇતિહાસસિદ્ધ છે, અને અનુભવગોચર પણ છે. સંસારના વિષયોનું જોર એટલું બધું છે, કામક્રોધાદિકનો પ્રતાપ એટલો ઉગ્ર અને તીવ્ર છે, જગત્‌ની માયાનો મોહ અને સુખની સ્પૃહા એવાં તો અનિવાર્ય છે કે તેમાંના કોઈ એકમાંથી પણ નિવૃત્ત થવાની વૃત્તિ એ એક વિરલ સંપત્તિ છે. તેવી રીતે નિવૃત્ત થયા પછી મનુષ્યે જગત્‌માં શું કરવું એ પ્રશ્ન અત્યંત ગંભીર છે. પણ કંઈ પણ સત્કાર્ય કરવા માટે નિવૃત્તિ–તપ–અમુક અંશે આવશ્યક હોવાથી મોટાં કાર્ય કરનારાઓને પણ આપણે મહાન્ ગણીએ છીએ. પરંતુ તેની સાથે સમજીએ છીએ કે મોટું કાર્ય થવું ન થવું એ સંયોગબળને આધીન છે. પણ ભોગૈશ્વર્યમાંથી, વિષયવાસનામાંથી, નિવૃત્ત થવું, અને સાધુતા સંપાદન કરવી એ આપણું પોતાનું કાર્ય છે, અને આપણા પોતાના વશમાં છે; અને એટલા માટે જ તપ મનુષ્યની પૂજ્યતાની ખરી કસોટી છે અથવા હોવી જોઈએ. કહેવું જોઈએ કે દેશકાળના બળે મનુષ્યમાત્રને યુગધર્મો પ્રાપ્ત થાય છે અને તે યુગધર્મના પ્રતિપાલનમાં મનુષ્યે શું કર્યું, તેની પણ સ્વાભાવિક રીતે ગણના થાય છે અને થવી જોઈએ; અને તે ગણનામાં ફળની કસોટી પણ આપણે વાસ્તવિક રીતે

સ્વીકારીએ છીએ. તોપણ મહત્તાનું ખરૂં બીજ તપોમયતામાં હોવાથી એ જ મુખ્ય કસોટી ગણાવી જોઈએ, અને ફલને પ્રમાણમાં ગૌણ ગણવું જોઈએ. કાલે કાલે પ્રાપ્ત થતા યુગધર્મોને આપણે માન આપીએ છીએ, તોપણ તેની પાછળ તપોમય, સંસારના વિષયના મોહમાંથી નિવૃત્તિપરાયણ જીવન જો અધિષ્ઠાનરૂપે ન હોય, તો એ યુગનું પરિપાલન છતાં, લોકભાષામાં મહત્તાની સંજ્ઞાનો અધિકાર છતાં, તત્ત્વદષ્ટિથી મહત્તાની યોગ્યતાનો અધિકાર અપૂર્ણ છે, અથવા અપૂર્ણ ગણાવો જોઈએ. બીજી રીતે જોઈએ તો જગત્‌માં મોટા મનાતા પુરુષોના જીવન ઉપરથી એમ પણ બતાવી શકાશે કે એકાદ કોઈ વિષયમાંથી નિવૃત્તિ, કામક્રોધાદિકમાંથી એકાદ કોઈનો જય, કોઈ પણ પ્રકારનો મનોનિગ્રહ સર્વ પ્રકારની મહત્તા સંપાદન કરવામાં આવશ્યક છે. આપણી પ્રાચીન ભાવનામાં મહત્તા અને પૂજ્યતા સમાનાર્થ હતાં; અર્વાચીન ભાવનામાં–મહત્તામાં ઉપકારને પણ સ્થાન મળ્યું છે; પરંતુ પૂજ્યતા તો આપણી ભાવનામાં સાધુતા, તપસ્વિતાની સાથે જ જોડાયલી છે અને રહેશે. પરાક્રમ–ઉપકાર સિદ્ધ થવાનું જેમ સંયોગબળને આધીન છે તેમ તે ઉપર રહેલી કીર્તિ પણ સંયોગબળને વશ થઈને જ રહે છે. સરસ્વતીચન્દ્ર કરતાં વધારે ઉંચી કાવ્ય-પ્રતિભાવાળા, અને આખ્યાનકુશળતાવાળા ગ્રન્થો લખાય, અથવા સરસ્વતીચન્દ્રાદિક દ્વારા પ્રવર્તાવેલા ઉપદેશોની યથાર્થતા અથવા સિદ્ધિ-કરતામાં ભવિષ્યની પ્રજાને ન્યૂનતા જણાય, તો વખતે ઉપકાર માત્ર ઉપર રહેલી ગોવર્ધનરામની કીર્તિનો પ્રકાશ ઝાંખો પડે. પરંતુ આપણે જાણીએ છીએ કે એમની કીર્તિ ઉપકાર અને તપસ્વિતાના દ્વિદલ પીઠ ઉપર પ્રતિષ્ઠા પામવાને પાત્ર છે, અને જેટલા અંશમાં તે, તપ-સ્વિતાના નિત્ય અને નિશ્ચલ પીઠ ઉપર પ્રતિષ્ઠાપિત થશે, તેટલા અંશમાં તે સ્થિર રહેશે એ નિઃસંદેહ છે.

ઈ. સ. ના ઓગણીસમા સૈકાના છઠ્ઠા સાતમા દસકામાં આપણા દેશમાં સંગમયુગની કર્ત્તવ્યદિશાનો નિર્ણય કરવાનું કામ સરળ નહતું.

આ વખતે પશ્ચિમમાં કેટલાક કાળથી ઉત્પન્ન થયેલો નવીન બૌદ્ધવાદ[1] (Rationalism) પરિણત કોટિએ પહોંચ્યો હતો. ક્રિશ્ચ્યન ધર્મ-શાસ્ત્રનું ઐતિહાસિક દૃષ્ટિએ પરીક્ષણ થતાં જીસસનું ઈશ્વરત્વ વિગેરે સિદ્ધાન્તો નવીન બૌદ્ધોએ છિન્નભિન્ન કરી નાંખ્યા હતા; અને તેના પરિણામમાં ક્રિશ્ચ્યાનિટિને પોતાને અને સામાન્ય રીતે ધર્મની ભાવનાને પણ થોડો ધક્કો પહોંચ્યો ન હતો. પશ્ચિમમાં જ્યારે આ સ્થિતિ હતી ત્યારે આપણે ત્યાં તેવા જ ઐતિહાસિક પરીક્ષણદ્વારા ક્રિશ્ચ્યન મિશનરિઓએ આપણા ધર્મ અને ધર્મસંસ્થાઓ ઉપર સખ્ત પ્રહારો શરૂ કર્યા હતા, અને તે ફતેહમંદ થવાની તૈયારીમાં હતા. આપણા ધર્મના અનેક સ્થરોને ન જાણનારા અને આ મિશનરિઓનાં પરી-ક્ષણોને પ્રમાણરૂપ માનનારા આપણા નવીન વર્ગમાં પણ આપણા ધર્મ ઉપર અનાદર અને અમિત્રતાની વૃત્તિઓ સબળ થતી હતી. તેની સાથે આચારના પ્રદેશોમાં સ્વાતન્ત્ર્ય સમાનતા અને ભ્રાતૃભાવના, હેતુવાદને અંગે ઉત્પન્ન થયેલા અહંપરતા અને જનહિતપરતાના પડઘા વેગથી વાગી રહ્યા હતા. અને આપણા કેળવાયલા જન-સમાજના આચાર વિચારને રંગી રહ્યા હતા. અને તેથી આપણા સ્માર્ત વિધિનિષેધો બન્ધનરૂપ મનાવા લાગ્યા હતા; પરાપૂર્વથી ચાલતી આવેલી રૂઢિઓ હેતુવાદે અયોગ્ય અને હાનિકર ગણાતાં તેને પલટી નાંખી સ્થિત્યંતર કરવાના ઉપક્રમો, સત્ય વ્રતના ઉત્સાહથી, અજ્ઞાન હિંદુઓ તરફ પૂજ્ય અનુકમ્પાથી, અને ઉદાર આત્મસમર્પણ-વૃત્તિથી, આગ્રહ સાથે વીરવૃત્તિથી થઈ ચૂક્યા હતા. આ પછી આપણામાં ક્રિશ્ચ્યાનિટિના સંચારનો ઉચ્છેદ કરવા દયાનન્દ સરસ્વતીએ હિન્દુ ધર્મની એક શોધિત આવૃત્તિ રચવા અને ઉપદેશવા માંડી હતી. પરંતુ તેમાં પણ ઈશ્વરવિચારમાં પાશ્ચાત્ય પદ્ધતિ અને આચારમાં હેતુવાદનાં ઘણાં અંગોનો પ્રત્યક્ષ કે પરોક્ષ સ્વીકાર હતો.

બીજી તરફ આ જ અરસામાં પાશ્ચાત્યોમાં બૌદ્ધવાદને અંગે

1 Rationalism in Theology=બૌદ્ધવાદ, in Ethics=હેતુવાદ.

ઉત્પન્ન થયેલા પ્રપંચવાદ ( Materialism ) ના પ્રતીકાર રૂપે નવીન અધ્યાત્મ શાસ્ત્રનો ઉદય થઈ ચૂકયો હતો, અને કાંઈક થિઓસોફિકલ સોસાઈટીથી, અને કાંઈક ક્રિશ્ચ્યન ધર્મના સંજીવનથી, પ્રપંચપરાયણતા ઉપર આઘાતો શરૂ થઈ ગયા હતા. આપણે ત્યાં પણ આ નવા પ્રવાહો પહોંચ્યા અને એક નવીન બળ આપણા દેશમાં જન્મ પામ્યું. લૉર્ડ મેકાલેએ જ્યારે તેના યુગમાં તેને જણાયલી જરૂરીયાતો પ્રમાણે સંસ્કૃતદ્વારા શિક્ષણ આપવાના માર્ગનો અનાદર કરી ઈંગ્રેજી વિદ્યાનો પ્રચાર કર્યો, ત્યારે નવીન યુગમાં યુનિવ્હર્સિટિઓએ પશ્ચિમની ગ્રીક લૅટિનના અનુસરણમાં પ્રાચીન ( સંસ્કૃતાદિક ) ભાષાઓ દાખલ કરી હતી. અને આ ભાષાનું આપણા સાર્વજનિક અભ્યાસક્રમમાં પુનઃ પ્રતિષ્ઠાપન થવાથી એક નવું બળ ઉત્પન્ન થયું હતું. પશ્ચિમના બૌદ્ધ-વાદના પરિશીલનથી તીક્ષ્ણ થયેલી બુદ્ધિ પ્રાચીન સત્યોના સંશોધનમાં વ્યાપ્ત ન થઈ અને તેને પરિણામે આપણે ત્યાં પણ સંજીવનયુગનો આરંભ થયો. આમ ગોવર્ધનભાઈના વિશિષ્ટ દેશકાળમાં જે બળથી 'સુધારો' જન્મ પામ્યો હતો તે બળ ક્ષીણ થતું ચાલ્યું હતું. સુધા-રાનો પ્રક્ષોભ શાન્ત પડ્યો હતો, અને તે પ્રક્ષોભના કાળના સંસ્કારોની યથાર્થતાની પરીક્ષા કરવાનો સમય શરૂ થઈ ગયો હતો.

આ સ્વ. ગોવર્ધનરામના શબ્દોમાં 'પ્રાચીન પૂર્વ, અર્વાચીન પૂર્વ, અને પશ્ચિમ એ ત્રણના ત્રિવેણી સંગમના કાળમાં' જનસમાજ-ના શિષ્ટ વર્ગના આચારવિચારનો નિર્ણય કરવો, તે આચરવા અને ઉપદેશવા એ મહાવ્રત એમણે સ્વીકાર્યું હતું. અને તે વ્રતની સિદ્ધિને માટે ગૃહસ્થાશ્રમમાં અન્ય કર્તવ્યો પૂરતી જ વ્યાવહારિક પ્રવૃત્તિ રાખીને, નિવૃત્તિપરાયણ સ્વાધ્યાયપરાયણ અને પરહિતપરાયણ, જીવન તેમણે ઘડ્યું હતું. ઉપર કહ્યું છે તે પ્રમાણે તે કાળ જ એવો હતો કે સર્વ વિચારશીલ મનુષ્યને આવા નિર્ણયની પરમ આવશ્યકતા જણાય જ: પરંતુ ગોવર્ધનભાઈને તેનો ખાસ પ્રસંગ હતો. તેમના પોતાના કુટુંબમાં પ્રાચીન અને અર્વાચીન પૂર્વનો અને તેમાં પણ ઘરે ઘરનો

સંયોગ હતો. લીલાવતીની જીવનકળામાં લીલાવતીની આસ્થાના સંબંધમાં ગોવર્ધનભાઈ લખે છે કે:—

'સંસારમાં કોઈ નાસ્તિક હોય છે, કોઈક મૂર્તિપૂજક હોય છે, કોઈ એક ઈશ્વર અને જુદા જીવ એમ માને છે, અને કોઈક જીવ અને ઈશ્વરનું અદ્વૈત બ્રહ્મરૂપે માનનાર હોય છે. લીલાવતીની આશ-પાશ આ સર્વ ભાવનાઓ હતી. એનાં માતામહી લ્હેરલક્ષ્મી, હીંદુ, મુસલમાન સર્વ દેવની બાધા રાખતાં. લીલાવતીના પિતામહ આ લેખકના પિતા પરમ વૈષ્ણવ હતા. તેઓ ગોસાંઈજી મહારાજના અનુયાયી ન હતા, પણ ષોડશોપચારથી શાલિગ્રામની અને દેવની પૂજા કરતા, પોતાનું સર્વસ્વ દેવને હૃદયથી સમર્પી દેવના પ્રસાદથી પોતાને મળ્યું સ્વીકારતા, દિવસ રાત્રિનો ઘણો ભાગ હૃદયપૂર્વક દેવાર્ચનમાં અને બાકીનો કાલ ભક્તિભજનમાં, વાંચવામાં, કથાકીર્તનમાં, અને ધર્મકાર્યમાં ગાળતા...તેમને ક્રિયાકાંડ ઉપર અત્યંત આસ્થા હતી...દેવપૂજા,દેવભક્તિ, હૃદયની સાધુતા, હૃદયનો લય, આદિ પવિત્ર પદાર્થો લીલાવતીએ...પ્રત્યક્ષ કર્યા હતા.'

આપણા સાંપ્રત દેશકાલની ધર્મભાવનાનાં સારાં અને નરસાં બે સ્વરૂપો આમ ગોવર્ધનભાઈને પ્રત્યક્ષ હતાં. બીજી તરફ સદ્‌વિદ્યાના પરમ ઉપાસક મનઃસુખરામભાઈનો તેમને બાલ્યથી સહવાસ હતો. તે મહાશય તેમના કુટુંબમાં પ્રાચીન પૂર્વના અભ્યાસી હતા. વેદ-શાસ્ત્રાદિકનો વિચાર અને ઈંગ્રેજી સાહિત્યમાં આપણા પ્રાચીન વિચારોની શોધ એ આ સદ્‌વિદ્યાવિલાસી માન્યવરની સાક્ષરપ્રવૃત્તિ હતી. અને તેના સ્વ. ગોવર્ધનભાઈ બાલ્યથી જ સાક્ષી થયા હતા. આની સાથે પશ્ચિમની વિદ્યાનો પ્રવાહ તેમના પોતાનામાં વહન થતો હતો. અને મુંબઈના તે કાલના જગત્‌માં તેના આચારનો પ્રવાહ શિષ્ટ વર્ગમાં પ્રકટ થયો હતો.

આવી વસ્તુસ્થિતિમાં જો નવીન પ્રવાહ મંદ હોય તો વડીલોના આચારવિચારનાં અનુકરણ ( conformity )ની બહાર વિદ્યાર્થીઓનું

જીવન જતું નથી. જો નવી વિદ્યાથી સમજાતી આચારની નિરંકુશતામાં વ્યાસંગ ઉત્પન્ન થયો હોય તો નવા નિરંકુશ આચારને નવા વિદ્યાર્થીઓનું જીવન શરણ થાય છે, અને પરાપૂર્વથી ચાલતું આવેલું સર્વ, બન્ધનરૂપ ગણી લેવાની વૃત્તિ વૃદ્ધિ પામે છે. નવીન વિદ્યાનો પ્રવાહ સબળ હોય અને પ્રાચીન જીવનયોજનાનો સારો ભાગ ગ્રહણ કરવાની વૃત્તિ અથવા શક્તિ ન હોય, ત્યારે નવી નિરંકુશતામાં વ્યાસંગ ન હોય તોપણ, તે જીવનની ભાવનાઓ નવીન નેમ પ્રમાણે જ રચાય છે અને નવીન આચારવિચારનો સ્વાભાવિક રીતે સ્વીકાર થાય છે. પરંતુ સ્વ. ગોવર્ધનરામની પરિસ્થિતિમાં આપણે જોયું તે પ્રમાણે પ્રાચીન વિચારનો આગ્રહી પક્ષ સદ્‌વિદ્યાવિલાસી મનઃસુખરામભાઈમાં, અને પરાપૂર્વના આચારના શુભ અંશો અને તેનાં અત્યંત શુભ અને વિશુદ્ધ ફળ પોતાના તીર્થરૂપમાં સહજ ઉપલબ્ધ હતાં. નિરંકુશ આચારનો વ્યાસંગ થાય એવું તેમના બંધારણમાં ન હતું. તેમ વિવેકવિચારથી અને ઉદાહરણથી તેને દૂર પણ રાખી શકાયો હતો. તેમ છતાં પોતે સંપાદન કરેલો નવીન વિદ્યાનો રંગ મંદ ન હતો પણ વ્યાપક અને ઘેરો હતો, અને વિશેષમાં આચાર અને વિચારમાં તે નવીન પ્રવાહ જ તે કાલના સાક્ષર વર્ગ અને તેમના સહાધ્યાયીઓએ ઘણા અંશમાં સ્વીકાર્યો પણ હતો. તેમજ, પ્રાચીન વ્યવહારના અસદંશો, 'લ્હેરીબાના વ્હેમી' પરમેશ્વરની ભાવના અને તે ભાવનાના આચારમાં તેમને ચારે તરફ પ્રત્યક્ષ થતા હતા; અને સુધારકોના જીવનમાં અને નર્મદ વિગેરેના સાહિત્યમાં નિરંકુશ આચારના વ્યાસંગનાં ફલો પણ તેમને પ્રત્યક્ષ હતાં. આમ ગોવર્ધનભાઈ પોતાના ઘરમાં અને પોતાની આંખ આગળ જ વર્તતી સર્વ પૃથક્ પૃથક્ ભાવનાઓ અને તેના આચારોના દ્રષ્ટા હતા; અને પોતે પરંપરાના આચારમાં સુસ્થિર રહેવાની સાથે દ્રષ્ટાના ધર્મ પ્રમાણે તે તે ભાવનાઓનાં તત્ત્વોનો અભ્યાસ આદરણીય ગણ્યો, તે કરવા નિશ્ચય કર્યો, અને તે અમલમાં મૂક્યો.

આ અરસામાં નવીન શિક્ષણવાળા બે વિદ્વાનો ગુજરાતમાં ઉદય પામ્યા હતા: આપણા ગોવર્ધનરામ અને સ્વ. મણિલાલ નભુભાઈ. બન્ને વિદ્યામાં સુસંપન્ન હતા. બન્ને ઉપર થયેલા ઇંગ્રેજી અને સંસ્કૃતના સંસ્કારોમાં પણ કંઈ બહુ ફેર ન હતો. પરંતુ મણિલાલનો થિઓસોફિ સાથે સંબંધ થવાથી તેમના નિર્ણયો સત્વર અને સબળ થયા. તેમની નિશ્ચિત આગ્રહી અને સમર્થ કલમે 'સુધારા'થી ભોળાતી ગુજરાતને સનાતન પક્ષમાં સ્થિર કરી, સનાતન પક્ષને માટે હેતુવાદનું અનુમોદન શોધનારાને તે અનુમોદન આપ્યું અને શાંકર સિદ્ધાન્તના નિશ્ચલ પીઠ ઉપર ધર્મ ગૃહ અને રાજ્યના સર્વ વ્યવહારનું પ્રતિષ્ઠાપન કરી પ્રાચીન વ્યવહાર સુસ્થિત કર્યો, અને નવીન ભાવનાઓની વ્યવસ્થા કરી વાદ-વિવાદથી પ્રાચીન પક્ષનું સમર્થન અને નવીનોનું ખંડન આગ્રહથી શરૂ કર્યું. સ્વ. ગોવર્ધનરામભાઈએ આમ એકદમ ન કરતાં એક અન્વીક્ષણ-કાર્યાધિકારી (Commission of Inquiry)નું કામ હાથમાં લીધું, અને અસાધારણ ધૈર્યથી ત્રિવેણીના ત્રણે પ્રવાહોની અન્વીક્ષા કરવાનું કામ આરંભ્યું. આપણા આચારકાંડનું, ગૃહ ધર્મ અને રાજ્ય એ ત્રણે પ્રદેશોમાં આપણા વર્તનનું, આખું પ્રકરણ ફરી ફાઇલ ઉપર લીધું (reopened) અને નિર્ણય થતા સુધી પૂર્વ પ્રમાણે પોતાનો આચાર કાયમ (Status quoante) રાખી બીજાઓને ઉદાહરણથી તેમ જ કરવા ઉપદેશ્યું. તેમણે બન્ને પક્ષના પુરાવા લીધા, દલીલો નોંધી, અને સરસ્વતીચન્દ્રદ્વારા પોતાની અન્વીક્ષાનાં પરિણામો પોતાના સ્વજન આગળ એક પછી એક મૂકતા ગયા.

સ્વ. મણિલાલે જ્યારે સિદ્ધાન્તભાગ ઉપર સ્થિર દૃષ્ટિ રાખી, ઇતિહાસ (સિદ્ધાન્તસાર) અને નિબન્ધોદ્વારા પોતાના નિર્ણયો મૂકયા અને પ્રત્યક્ષ રીતે બુદ્ધિને ઉપદેશ્યા, ત્યારે ગોવર્ધનરામે વ્યવહારની ઝીણી ઝીણી ખુંચો અને મુસ્કેલીઓ ઉપર નજર રાખી નવલકથાના વેશમાં તે આપણી આગળ રજુ કર્યા. આ માર્ગ સ્વીકારવાથી આપણા સાહિત્યને 'સરસ્વતીચન્દ્ર'નો અપૂર્વ લાભ થયો. તેમણે તલસ્પર્શી

વિદ્વત્તા, સૂક્ષ્મ અવલોકનશક્તિ અને અપક્ષપાત સર્વગ્રાહી વિવેકશક્તિનો ઉપયોગ નવલકથાદ્વારા કર્યો. અને, અપૂર્વ કલ્પનાશક્તિથી હૃદયના ઊંડા ભાવોના ઝીણા ઝીણા ભેદોને મૂર્તિમાન કરવા સારૂ વિવિધ રમણીય પ્રસંગો કલ્પી, ધર્મ ગૃહ અને રાજ્યના પ્રદેશોમાં ત્રિવેણીસંગમના કાળનાં વિવિધ ચિત્રો કુશળ શબ્દ–ચિત્રકારની પીંછીથી આલેખ્યાં અને અત્યંત સૂક્ષ્મતા સાથે ચઢતી ઉતરતી આછાશ ઘેરાશવાળા મનોહર રંગો પૂરી-કંઈક ભાવમય કંઈક ભાવનામય સૃષ્ટિ ઉદ્‌ભાવી; સંગમયુગનો એક સંકુલ પણ રસિક ચિત્રપટ ઉત્પન્ન કર્યો; તેનાં વિવિધ પાત્રોના ગૂઢ અને પ્રકટ વિચારો, વચનો અને કૃતિઓ દ્વારા વિચારો અને ભાવનાઓના સંગમયુગના આચાર અને સ્વભાવના નાના પ્રકારો પ્રદર્શિત કર્યાં; પ્રત્યેકનાં લાભહાનિ તોળ્યાં, પ્રત્યેકની સારાસારતા અને શિષ્ટાશિષ્ટતા, અનુભવગોચર કરાવી, ધર્મ (Ethics) અર્થ (Economics) કામ (Æsthetics) દૃષ્ટિએ તપાસી, અને રસદ્વારા પ્રાચીન નવીન આચાર વિચારનાં સત્યોનો સર્વને રુચિકર થાય તેવી રીતે બુદ્ધિને ઉપદેશ કર્યો. ગોવર્ધનભાઈના માનસિક બંધારણમાં જ 'કવિત્વ'ના પરમાણુઓનો સંગ્રહ મોટો હતો. તેમના તે સ્વરૂપે એમને આ માર્ગ ઉપદેશ્યો અને તેથી ગુજરાતી સાહિત્યને એથી અપૂર્વ લાભ થયો. 'સરસ્વતીચન્દ્ર'માંના વિચારોની ગમે તે તુલના થાઓ, પણ તેમાં પ્રકટ થતી ગોવર્ધનરામની કલ્પનાશક્તિ, જનસ્વભાવનું જ્ઞાન, ભાષા ઉપરનું ઐશ્વર્ય ઇત્યાદિ કવિત્વની જે અમીરી સામગ્રીની પ્રતીતિ તે ગ્રંથોએ આપણને કરાવી છે, તે સામગ્રી સ્વ. ગોવર્ધનરામની લોકપ્રિયતાની ખરી કુંચી છે. અને તેણે જ ગુજરાતી ભાષા જ્યાં સુધી રહેશે ત્યાં સુધી ગોવર્ધનરામને માટે ગુજરાતની સાહિત્યસંસદ્‌માં સર્વકાળને માટે એક ઊંચું અને અભેદ્ય સ્થાન સંપાદન કરી આપ્યું છે. નિવૃત્તિનિવાસ સ્વીકાર્યા પછી શારીર આદિ શાસ્ત્રોની, સાંપ્રત રાજકીય પ્રશ્નોની, ઇંગ્રેજ અને ભારતકુલના સંબંધની આવી જ અન્વીક્ષા તેમણે શરૂ કરી હતી, પરંતુ તે કામ અધુરું રહ્યું! જેટલું છે

તેટલું કાગળ ઉપર છે અને તેમના ઉત્તરાધિકારીઓ જનમંડળ આગળ રજુ કરશે એવી વિનંતિ આ સ્થળે કરૂં તો અયોગ્ય નહિ ગણાય.

એમના ગ્રંથોદ્વારા રજુ કરેલાં તેમની અન્વીક્ષાનાં પરિણામોને અને તે પરિણામો મૂકવાની પદ્ધતિમાં કેટલીક કુંચીઓના ઉપયોગથી સહજ સમજાઈ આવતા તેમના પોતાના નિર્ણયોને આ પ્રસંગે હું હાથમાં લેવા માંગતો નથી. પણ આ પ્રકરણ પૂરૂં કરતાં પહેલાં આટલું કહેવાની રજા લઈશ કે મારા અભિપ્રાય પ્રમાણે એમના અન્વીક્ષણમાં એમણે ઊંચો અપક્ષપાત સાચવ્યો છે, અને સૂક્ષ્મ વિવેક અને ઉગ્ર નિર્ણયોમાં બુદ્ધિચમત્કાર આપણા સમજવામાં આવે છે. પણ તે પ્રકટ કરવાના અભિલાષથી એવા નિર્ણય થયા છે એમ માનવાને કારણ નથી. પણ આ પ્રકરણ હવે આટલેથી સમાપ્ત કરીશું, અને એમના હૃદયનું, અને હૃદયની ઊંચી ગગનચુંબી ભાવનાઓનું, એમની રસિકતાનું, એમની મધુરતાનું સ્મરણ કરી આ લેખ સમાપ્ત કરીશું.

એમના લેખોમાં વચને વચને પ્રતીત થાય છે તે પ્રમાણે એમનું વાચન વિશાલ અને સર્વદેશી હતું: એમની અવલોકનશક્તિ ઘણી સૂક્ષ્મ ત્વરિત હતી: પંચતંત્રથી માંડીને કાલિદાસ, ભવભૂતિ, બાણ, માઘ અને નૈષધ, મહાભારત અને રામાયણ, ગીતા, પંચદશી, ધર્મશાસ્ત્ર અને કામશાસ્ત્ર, ઉપનિષદો, સાંખ્ય, ન્યાય અને વેદાન્તદર્શન: અને આ બધાં ઉપરાંત સુભાષિતો અને પ્રમાણવાકયોના કોશના કોશો, સંસ્કૃતમાં: તે જ પ્રમાણે શેકસ્પિયર, મિલ્ટન, સ્કોટ, શેલિ, વર્ડ્ઝવર્થ, ટેનિસન અને કેટલાંક કાવ્યદોહનો; ઝોલા લિટન ઇત્યાદિ નવલકથાકારો; મિલ સ્પેન્સર, કિડ, મેકસનોરડુ વિગેરે સમાજશાસ્ત્રીઓ, પશ્ચિમના નીતિશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર રચનારાઓ, ઈંગ્લંડ અને ઇન્ડિયાના ઇતિહાસો, સ્ટેટસમેન ઇયરબુક, વિગેરે સામાયિક વર્તમાન સંગ્રહો, Astrological Self–Instructor જેવાં વર્તમાનપત્રો, મેન લિ વોર્નર જેવા આધુનિક લેખકો:-વિગેરે ઇંગ્રેજીમાં: ભવાઈસંગ્રહથી માંડીને આપણા ગુજરાતના સર્વ પ્રાચીન અને કેટલાક

હાલના લેખકો, ગુજરાતીમાં; અને જનસ્વભાવનાં લક્ષણો મનોરમ્ય રીતે મૂર્તિમાન કરનારાં સુભાષિતો અને બેતો બીજી ભાષાઓમાં: ટુંકામાં, તત્ત્વદર્શનો, કાવ્યો, નાટકો, નવલકથાઓ, અવલોકનો, સમાચારસંગ્રહો, વર્તમાનપત્રો, ઇત્યાદિ દરેક તરેહનું, સંસ્કૃત ઈંગ્રેજી ગુજરાતી સાહિત્યમાત્ર તેમના અભ્યાસ અને અવલોકનમાં આવી ગયેલું જોવામાં આવે છે. તેમ જ ધન્ધાના પ્રસંગમાં મુંબઈમાં તેમ જ ગુજરાતમાં જ્યાં જ્યાં ફર્યા, જ્યાં જ્યાં રહ્યા, ત્યાં ત્યાં જન-સ્વભાવનાં સૂક્ષ્મ અવલોકનો જનશ્રુતિઓ અને લોકવાર્તાઓ પણ સંઘરતા રહેતા હોય એમ આપણને સમજાય છે. અને તે બધાનો એક સંચાની પેઠે અવિરત શ્રમ કરતા દૂરગામી કલ્પનાશક્તિ અને કહ્યું કરનાર સ્મરણશક્તિવાળા મગજમાં અનેક પ્રકારના યોગસંયોગો થતાં, જે કાંઈ નવીન પ્રકાશ તેમની પોતાની અપૂર્વતાથી પડતો તે જૂદો. આવા વિશાળ, સર્વદેશી, સર્વસ્પર્શી કાયદાના હીમાયતી તરીકે ટેવાયલા મગજના વાચને અને અવલોકને, તેમનું હૃદય પણ તેવું જ વિશાળ અને સર્વસ્પર્શી બનાવ્યું હતું; તેમનો સ્નેહ પણ તેવો જ ગાઢ અને સ્થિર થયો હતો; તેમની સમાનતા અને ઉદારતા અસાધારણ બન્યાં હતાં. વિશાળ અને ઉન્નત હૃદય, ઉદાર ઊંચી અને સર્વસ્પર્શી ભાવનાઓ, અને તે પણ વિવેકી, સ્થિર, અને સિદ્ધિપ્રદ: જીવનનાં લક્ષ્ય વિવિધ છતાં સમતુલિત (balanced) અને અન્યોન્ય-સંશ્લિષ્ટ (harmonious) દૃઢવ્રત, સંયમી, અભ્યાસી, આત્મ-પરીક્ષાશીલ, ગંભીર અને સમગ્ર વિચારશીલ, પરોપકારવ્યસની: આવું કાંઈક ગોવર્ધનભાઈના અંતરાત્માનું ચિત્ર નીકળે છે.

જીવનને કોઈ અંતિમ શુભ અને પરોપકારી લક્ષ્યના સાધન તરીકે માનવું; કાર્યને, શ્રમને, જ જીવનનું ફલ માનવું; અને તે શ્રમ જનસેવામાં અર્પણ કરવા સારૂ અહંતામમતામાં ઇતર કર્તવ્યોને માટે જરૂર પૂરતો જ સંબંધ રાખીને વર્તવું; તેવી રીતે જીવનની રચના ઘડવામાં અને અનુવર્તવામાં, જેટલા મનોનિગ્રહો કરવા પડે તેટલા

કરવા; આ તેમના આંતર જીવનની છબિ જેટલી મનોહર છે તેટલી જ ધર્માનુસારી છે, જેટલી સ્થિતિ ધર્માનુસારી છે તેટલી જ હેતુવાદ-સિદ્ધ છે. પોતાની ભાવનામાં તેમણે ધર્મ અર્થ અને કામ એ ત્રણેનો સમન્વય કર્યો હતો, અને સર્વ પ્રશ્નોમાં ત્રિદલ નિકષથી સિદ્ધ થતો નિર્ણય પોતે સ્વીકારતા, અનુસરતા અને ઇતરને અનુસરાવવા યત્ન કરતા હતા.

આ પ્રમાણે તેમનું જીવન બુદ્ધિમાંથી ઉદ્ભવ પામેલું હતું, છતાં સ્વાર્થશુષ્ક ન હતું; તત્ત્વનિષ્ઠ છતાં રસપૂર્ણ છતાં અનીતિનો ગંધ પણ તેમનામાં ન હતો; હેતુવાદી છતાં સ્માર્તશાસ્ત્રના વિધિનિષેધોને અનુ-સરનારૂં હતું; અને આ સર્વના સુસંવાદી સમન્વયથી ઉદ્ભવ પામેલી અસાધારણ મધુરતા એ એમના જીવનનું ખાસ લક્ષણ હતું. એ મધુરતા પોતાના જીવનમાં જ સમાપ્ત થઈ ન રહેતાં બહાર પણ છૂટથી વ્હેંચાતી. પોતાની આસપાસ શાન્તિ અને મધુરતા પ્રસરતી જોવાની તેમને અત્યંત પ્રબળ ઇચ્છા હતી. અને પોતાના વ્યક્તિત્વનો ભોગ આપીને પણ આ સ્થિતિ સંપાદન કરવાનું તે ઇષ્ટ ગણતા.

પોતાના કુટુંબવર્ગના સુખે સુખી અને દુઃખે દુઃખી એ એમનું ગૃહવ્રત હતું. પોતાનો ધર્મ અને ધાર્મિક વ્યવહાર તત્ત્વજ્ઞાનીની કક્ષાનો છતાં આસપાસના વર્ગ ઉપર તેમની અનુકમ્પા અને સમદૃષ્ટિ હતી, અને બને ત્યાં સુધી તેમને તેમની અને પોતાની વચ્ચેના મહાન અંતરનું ભાન પણ આચારમાં થવા ન દેતા. એટલું જ નહિ પણ એક પરિપકવ ગુરુની પેઠે તેમની ધાર્મિક વૃત્તિઓ જે ભૂમિકામાં હોય તે ભૂમિકામાંથી આગળ વધારવાની સર્વને અનુકૂળતા કરી આપવામાં, પોતાનો સમય, પોતાનું ધન, પોતાનો અભ્યાસ, અને પોતાની બુદ્ધિ એ બધાં સર્વદા સન્નિહિત રાખતા, અને તે શુભ કાર્યમાં તેમનો વ્યય કરવામાં પોતે આનન્દ માનતા. વિશાળ વિદ્યાથી સિદ્ધ થતી ઉદારતા તેમને સિદ્ધ હતી અને પોતાના નિશ્ચયો ભિન્ન હોવા છતાં અન્યમાં 'બુદ્ધિભેદ' ન ઉત્પન્ન કરવો, અને કલ્યાણને માર્ગે ઉત્કર્ષ જ થશે

એવી એક ઉત્કર્ષવાદી ( Evolutionist )ની કહો તો ઉત્કર્ષવાદીની શ્રદ્ધાથી, સ્માર્તશાસ્ત્રાભિજ્ઞ ગુરુની કહો તો તેવા ગુરુની શ્રદ્ધાથી, તેમાં જ પ્રોત્સાહન આપતા અને આગળ વધવાનો માર્ગ બતાવતા. તેમનું ગૃહજીવન આવી રીતનું હતું, તેમ તેમના પ્રસિદ્ધ થયેલા લેખોમાં પણ આ અધિકાર અને ઉત્કર્ષવાદના પાયા ઉપર રચાયલું, આપણા પ્રાચીન ધર્મમાર્ગને ઘણે અંશે મળતું સર્વાનુમોદન જ આપણને સ્પષ્ટ જણાય છે. તેની સાથે એમ કહેવું જોઈએ કે એક હેતુવાદી ( Rationalist )ને, એક સર્વાત્મવાદીને, એક જનહિતવાદીને ( Utilitarian ), એક અંતઃપ્રજ્ઞાવાદીને ( Intuitionist ) શોભે તેવી નીતિ તેઓ ઉપદેશતા અને પોતે આચરતા, અને ક્ષમાવાન્ છતાં તેમનો અનીતિનો તિરસ્કાર અત્યંત ઉગ્ર હતો.

ઊંચી માનસિક સંપત્તિ અને ઉન્નત હૃદયસંપત્તિની સાથે ઉદ્યોગ—શારીરિક માનસિક અને આધ્યાત્મિક ઉદ્યોગ—નો પણ શુભ યોગ તેમનામાં થયો હતો. પ્રકૃતિ તો બાલ્યથી જ તેમની અસ્વસ્થ હતી, અને મુંબઈ જેવા શહેરમાં અલ્પ ધનસંપત્તિવાળા અને કુટુંબસેવા-પરાયણ જીવને સુખચેનનો અવકાશ જૂજ જ હતો; હાઈકોર્ટની વકી-લાતના ધન્ધાનું કામ પણ દિવસે દિવસે વધતું જતું હતું: છતાં સરસ્વતીચન્દ્ર આદિને જન્મ આપનારા અનેક ઈંગ્રેજી ગુજરાતી સંસ્કૃત ગ્રન્થોનો વિવેકવિચારપુરઃસર અભ્યાસ; પોતાના ગ્રન્થો કલ્પવા રચવા વિગેરેનો માનસિક શ્રમ; અને લખવા છપાવવાનો ભગીરથ શારીરિક શ્રમ: આ ઉદ્યોગશીલતાનો સંગીન પુરાવો છે. આ સિવાય સ્વ. ગોવર્ધનરામને વિચાર માત્ર લખીને કરવાની ટેવ હતી. અને તેમની નોટબુકોમાં પણ તેમના વાંચનની વિશાળતાનો, તે વાંચનના સિદ્ધાન્તભાગના સત્વર ગ્રહણનો, તે સિદ્ધાન્તોને સાંપ્રત દેશકાલમાં યોજી આપણા ઉત્કર્ષના માર્ગોનો નિશ્ચય કરવા વિગેરેમાં તેમની અહોનિશ પ્રવૃત્તિનો આપણને પૂર્ણ સાક્ષાત્કાર થાય છે, અને તેમના વિચારોની સાથે એકમત ન હોય તેને પણ તેમને માટે ગભીર પૂજ્ય-બુદ્ધિ ઉત્પન્ન થયા વિના રહેતી નથી.

શ્રીમદ્ભગવદ્ગીતા ઉપદેશે છે કે,—

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥
अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥
मन:प्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ।
भावसंशुद्धिरित्येतत् तपो मानसमुच्यते ॥

આ ઉપદેશ સાંગોપાંગ પાળનારા તો વિરલ જ હોય છે. તે પાળવાનો યત્ન કરનારા પણ ક્વચિત્ જ દૃષ્ટિગોચર થાય છે. પણ સ્વ. ગોવર્ધનરામનું આખું જીવન આ મહોપદેશને પોતાના જીવનમાં આચરવાનો એક લાંબો પ્રયત્ન હતો અને તે ઘણે અંશે સફળ હતો, એમ કહીએ તો અતિશયોક્તિ થતી નથી.

આ લેખક એકવાર ધન્ધાને પ્રસંગે તેમની સાથે વીસ પચીસ દિવસ સુધી તેમના ઘરમાં જ રહેલો છે, તે સિવાય પણ તેણે તેમના પ્રેમી આતિથ્યનો ઉપભોગ ઘણીવાર કર્યો છે. તે પ્રસંગે તેમના આત્માની સુંદરતાનો પ્રીતિકર અનુભવ લેવાને આ લેખક ભાગ્યશાળી થયો છે. શરીર વ્યાધિગ્રસ્ત હોય, મન તીવ્ર ઉપાધિથી ઘેરાયલું હોય, તે વખતે પણ, પરમાત્માનો આનન્દ તેમણે છોડ્યો હોય એમ મને યાદ નથી. પોતાના અનુભવની કથાઓ, પોતાના ચાલતા સ્વાધ્યાયનાં આવર્તનો, પોતાનાં નવાં જુનાં ગદ્યપદ્યોનાં શ્રવણો, પુરાણી નોંધપોથીઓ, અને છેવટે કાંઈ નહિ તો પોતાના વિચિત્ર વેશની અને વિચિત્ર ઔષધોપચારની રમુજી કથાઓ: આમાંના એક અથવા બીજાથી અને વખતે મેઘધનુષ્યના રંગની પેઠે એકથી બીજું અને બીજા ઉપરથી ત્રીજું મેળવીને પોતે આનન્દ લેતા અને શ્રોતાને આપતા. તેમના હૃદયનાં સંબંધીઓ ઉપરનો તેમનો ખરો દૂંટીનો ઉમળકો, તેમના હિતને માટે અવિરત ચિંતા અને આત્મસમર્પણ; અને એ બધાની પાછળ રહેલું રસિક તથા સાદાઈ અને વિશુદ્ધતાથી આજના જમાનામાં

વિરલ જણાતા સાધુઓને પણ લજ્જા પમાડે તેવું સાધુજીવનઃ આ સર્વનું સ્મરણ થતાં સ્વ. ગોવર્ધનરામની છબિ દૃષ્ટિ આગળ તરે છે; અને નિવૃત્તિનિવાસની નાની સરખી મેડીમાં પોતાના સહાધ્યાયીઓ અને પ્રિય સ્વજનોની અને ગ્લેડસ્ટન, તેલંગ, મહેતા વિગેરે મહાપુરુષોની મૂર્તિઓ વચ્ચે, અનેકવિધ પુસ્તકોના સુવ્યવસ્થિત સંગ્રહો વચ્ચે, હીંચકા ઉપર, વિચિત્ર વેશમાં, સ્મિતવદનથી રસસુન્દરી અને તત્ત્વાનન્દની પોતાની રચેલી કવિતાનું એક ભાગ્યશાળી ક્ષણે તદાકારવૃત્તિથી શ્રવણ કરાવતા તે પ્રેમી મહાત્માને આ અંતઃકરણ ભક્તિભાવથી નમન કરે છે, અને વર્ડ્ઝવર્થનાં અમર વચનોનો સાક્ષાત્કાર કરે છે કેઃ—

.. .. .. Serene
Will be our days, and bright
And happy will our nature be
When Love is an unerring light
And joy its own security.

૧૯૦૭

# બલવંતરાય કલ્યાણરાય ઠાકોર

## (૧૮૬૯–)

## 'રજની'

આ નવલમાં ચાર જ પાત્ર છે. બંકિમચંદ્રની નવલોમાંથી એકેમાં વિવિધ પાત્રોની મોટી સંખ્યા કે અનેક ચિત્રવિચિત્ર તંતુમય કથાજાલ જોવામાં આવતી નથી. એની કેટલીક નવલોમાં કંઇક ઐતિહાસિક વસ્તુ આવતું હોવાથી એને બંગાળાનો—હિન્દનો—સ્કોટ કહેવામાં આવે છે ખરો; પરંતુ એમ તો આપણા 'ધીરે ધીરે સુધારાનો સાર' શાંત રસે ગાઈ સંભળાવનાર દલપતરામને તમામ

જામેલી સત્તાની સામે આત્માના પરમ ગૌરવના સનાતન ખંડનો વાવટો ભૂતળથી વ્યોમશિખર સુધી સ્થિર રોપનાર ઉચ્છૃંખલ વીરોના અગ્રણી મિલ્ટનની સાથે સરખાવવામાં નથી આવ્યા શું? એવી સરખામણીઓનો અર્થ એટલો જ કે અંધ કવિઓમાં મિલ્ટનનું અને ઐતિહાસિક નવલકારોમાં સ્કોટનું જ નામ જગતને મ્હોંએ સૌથી પહેલું ચ્હડે છે. જેન ઑસ્ટેનની કૃતિઓ વિષે સ્કોટે પોતે કહ્યું હતું: મારા ગાજવીજ, મારા શોરબકોર, એ બધું તો ઠીક પણ આ કલા તો ઓર જ છે. બંકિમની કલા પણ સ્કોટ અને જેન ઑસ્ટેન એ બંનેનાથી તદ્દન જૂદા પ્રકારની છે. સૂક્ષ્માતિસૂક્ષ્મ તંતુઓથી એ જે વેલબુટ્ટીનો અલંકાર હિંદુ સંસારના પટ ઉપર ઉપસાવે છે તે એટલો તો આછો, કોમલ, અને નાજુક હોય છે કે તે સામાન્ય દ્રષ્ટાઓને કદાચ આકર્ષી પણ શકતો નહીં હોય—તેઓ કદાચ જોઈ પણ ન શકે એવો તે પારદર્શક હોય છે, જુવે તોપણ તેની એમને મન કંઈ કીંમત ન વસે એવો તે સ્વલ્પ હોય છે—પણ જેને જેને તે આકર્ષે છે, તેઓ તેને જેમ જેમ વધારે લક્ષપૂર્વક જુવે છે, તેમ તેમ તેમાં તેમને ચિત્તના સ્થાયી રાગોના પાકા રંગ, ચારિત્રવિકાસનાં સનાતન તત્ત્વોનું ગંભીર નિરૂપણ, અને સદાચાર દુરાચારનો સામાન્ય મનુષ્યોને સમજવો પણ મુશ્કેલ પડે એવો પરમ દયાળુની સાથે સાથે અત્યંત દૃઢ કલાન્યાય, એ ત્રણે એક બીજામાં સુંદર રીતે સાંકળી લીધેલાં જોવામાં આવે છે.

'રજની'માં કથા બહુ ઓછી છે; પાત્રો ચાર જ છે, અને વળી કર્તાએ દરેક મૂલ પ્રકૃતિ અને તેના વિકાસના નિરૂપણને માટે આધ્યાત્મિક પૃથક્કરણની પદ્ધતિ અને દરેક પોતાની આપવીતી કહેતો આવે તેમ તેમ નવલકથા ગુંથાતી જાય એ શૈલી સ્વીકારેલી છે. આથી કરીને 'કમલાકાંતેર દફ્તર', 'કૃષ્ણકાંતેર વિલ', 'રાજસિંહ' કે 'વિષવૃક્ષ' જેટલી પણ 'રજની' લોકપ્રિય નથી થઈ. ઇ. સ. ૧૮૭૬ માં એ 'બંગદર્શન' નામના બંકિમચંદ્રના માસિકમાં કટકે કટકે પ્રથમ પ્રકટ

થઈ અને તે પછીને વર્ષે ઘણા સુધારા વધારા સાથે પુસ્તકરૂપે પ્રસિદ્ધ થઈ, ત્યારથી આજસુધીમાં એ આવી પદ્ધતિ અને શૈલી છતાંયે આટલી પ્રસરવા પામી એ જ કર્તાની પ્રતિભા અને વર્ણનશક્તિનો વિજય ગણવાનો છે.

વર્ણનોની રસિક મોહકતામાં તો આ નવલ એક ગદ્યકાવ્ય જેવી છે અને એની બીજી કોઈ કૃત કરતાં ઉતરે એવી નથી. રજની જન્માંધ હતી; છેક બચપણમાં એનાં માબાપ મરી જતાં એ બીચારી અત્યંત નિર્ધન અને ફુલ વેચવાનો ધંધો કરી મહાકષ્ટે પેટપૂરતું પામનાર માસામાસીને પનારે પડી હતી; કુદરતે આપેલી શક્તિઓનો અંધાપાના કુદરતી એકાંતમાં વિકાસ થતાં જે શિક્ષણ મળે તે શુદ્ધ કુદરતી શિક્ષણ જ તે પામેલી હતી. પણ અંધાપાની કાચલીમાં સુરક્ષિત હોવાથી જ જાણે વધારે સ્પષ્ટ અને લોકોત્તર પ્રકાશવાળું જે સરલ ઉન્નત અને દૃઢ આંતરજીવન એ એકલી જ અનુભવતી હતી તેનું વર્ણન; ફુલોથી એને થતાં આનંદોલ્લાસનું વર્ણન; શબ્દ, સ્પર્શ અને ગંધની એની તીવ્ર સંવેદનાનું વર્ણન; શબ્દબાણ અને સ્પર્શબાણથી એને એકાએક ઉદ્દ્ભવેલા પ્રેમોન્માદનું વર્ણન; પોતાના એકાકીપણાના દુ:ખનું વર્ણન; લવંગલતાના સંસારનું અને ચારિત્રનું એનું વર્ણન; હીરાલાલ સાથેના એના પ્રવાસનું વર્ણન; અને છેવટ એણે પોતાને તજી જતા હીરાલાલને પોતાની હાથમાંની લાકડી છૂટી મારી અને પછી જીવતા રહેવાની ભૌતિક પ્રેરણા છંડાતી ન હતી તે છતાં ગંગાજીના જલમાં પોતે આગળ આગળ વધતી ચાલી તેનું વર્ણન; એ સર્વ ઉષાપ્રકાશમાં જાણે મૃદુમૃદુ ગાનવહન કરતાં નિર્મલ પાણીનાં અવિનશ્વર ઝરણાંઓ છે. વળી ઝરણાંઓ જેમ પોતાની મેળે વાંકાં-ચુંકાં વળતાં જાય છે, તેમ એ દરેકમાં ઘટતે સ્થળે ઘટતા જ માપમાં હર્ષ, શોક, આશા, નિરાશા, સ્મિત, અરુચિ, તિરસ્કાર, ક્રોધ, હાસ્ય, મુંઝવણ, દુ:ખ અને મોહના વિકાર ભળતા આવે છે. કરુણરસની પરિસીમા કર્તાએ રજની ડુબતી હતી તે ઘડીના વર્ણનમાં મુકી છે. પણ તે એ

બનાવના રજનીના પોતાના કથનમાં નહિં; સંન્યાસી શચીન્દ્રને યોગ-નિદ્રા આપી તેની ઉપર જે વ્યક્તિનો અજ્ઞાત પણ સૌથી વધારે પ્રેમ છે તે રજનીનાં–એ ડુબતી ક્ષણુમાં જ દર્શન (આત્માની વિશ્વદષ્ટિ વડે) કરાવે છે. તે અનુભવના એના પોતાના પ્રથમ કથનમાં પણુ નહીં, પણુ પછી આ હઠપ્રયોગથી હલાવી નાંખવામાં આવેલું મસ્તિષ્ક રોગાનુકૂળ સંસ્થિતિમાં આવી પડતાં ઉદ્‌ભ્રાંત થઈ જઈ બધો વખત એને એ પ્રત્યક્ષ દેખ્યા કરે છે તેના વર્ણનમાં–

"ઓચિંતું મેં દીઠું કે ત્યાં આગળ ઉષાના ઉજ્જવલ વર્ણથી પૂર્વ દિશા પ્રકાશવા માંડે છે; અને એ ગંગાપ્રવાહની અંદર રેતીના આરા આગળ રજની ઉભી છે! રજની જળમાં ઉતરે છે. ધીરે, ધીરે, ધીરે! અંધ! છતાં વાંકી ભ્રમરવાળી; વિકળ છતાં સ્થિર; એ પ્રભાતની શાન્તિથી શીતળ બનેલી ભાગીરથીના જેવી ગંભીર, ધીર, તેમ જ તે જ ભાગીરથીના જેવી અંતરમાં દુર્જય વેગ ધરાવનારી! ધીરે, ધીરે ધીરે–જળમાં ઉતરે છે. દેખાવ કેવો સુંદર! રજની કેવી સુંદર! વૃક્ષ ઉપરથી આવતી નવા મહોરની ખુશબો પેઠે, દુરથી સંભળાતા સંગીતના શેષ-ભાગ પેઠે, રજની જળમાં ધીરે, ધીરે ધીરે, ઉતરે છે! ધીરે, રજનિ, ધીરે! હું તને જોઉં. અગાઉ અવગણુના કરી જોઈ નહોતી. હવે એકવાર સારી પેઠે જોઈ લઉં. ધીરે, રજનિ ધીરે!

મને મૂર્ચ્છા આવી...દીઠી ફક્ત–એ મૃદુમૃદુ નાદ કરતી ગંગા; અને એ ધીરે, ધીરે, જળમાં ઉતરતી રજની! આંખો મીંચી તો ફરી દીઠી. એ જ ગંગા અને એ જ રજની! ફરી જોયું તો ફરી દીઠી એ જ ગંગા અને એ જ રજની! બીજી દિશાએ જોઉં છું તો ફરી એ જ રજની ધીરે ધીરે ધીરે જળમાં ઉતરે છે, ઉંચે જોઉં છું તો ઉંચે પણુ આકાશવિહારિણી ગંગા ધીરે, ધીરે, ધીરે વહે છે; અને આકાશવિહારિણી રજની ધીરે, ધીરે, ધીરે જળમાં ઉતરે છે. બીજી તરફ મન વાળ્યું છતાં તે જ ગંગા અને તે જ રજની!"

પુરુષપાત્રોમાં શચીન્દ્રના કરતાં વધારે મહત્ત્વનો અમરનાથ છે. ૧૮૭૦ થી ૧૯૦૦ સુધીની ત્રીશીમાં સુશિક્ષિત બંગાળાના વિચાર-વાતાવરણુમાં જે મોટો ફેરફાર વિવેકાનંદ, બંકિમચંદ્ર, અને કેશવચંદ્ર સેન જેવા અગ્રણીઓના પ્રયાસથી થવા પામ્યો છે, તે ફેરફાર પહેલાં-

ના એ બંને યુવાનો છે. બંને ગર્ભશ્રીમંત છે, બંને સુશિક્ષિત છે, બંને સ્વાર્થપરાયણ જડ લાલસાઓના ઉપભોગનું ભરેલું જીવન ગાળે છે; એ ઉપભોગમાં બંને અતિદક્ષ છે, એ ઉપભોગોથી બંને અતૃપ્ત છે. ખરી શાંતિ, ખરું સુખ, ખરું જીવન શેમાં હશે એ વિષે બંને પશુઓના જેવા મૂઢ છે. ઉદરપોષણની એકેને ચિંતા નથી, ને સમય હરે, મન ભરે, નીતિબળ વધારતું જાય, અને આત્માના સ્વાસ્થ્યનો સાક્ષાત્કાર વધારે વધારે સ્પષ્ટ કરાવતું જાય, એવું કંઈપણ કર્તવ્ય એકેને જડતું નથી. પ્રેમની ભાવનાના ભક્ત છીએ એમ બંને કહેનારા છે, પણ તે કયો પ્રેમ? લિઙ્ગી (sexual) પ્રેમ, શુદ્ધ પ્રેમ નહીં. વાર્તાની શરૂઆત પહેલાં થોડા વખત ઉપર જ શચીન્દ્રનું પ્રેમપાત્ર–એની પહેલી પત્ની–મરી ગઈ છે, પણ તેને પિતા, માતા, મોટોભાઈ, સાવકી મા (લવંગલતા) છે, એટલે પિતાના કુટુંબજાલમાં બંધાયેલો એ દિવસો કહાડે છે, પણ તેથી કંઈ એનું મન ઓછું ખાલી અને ચંચલ ગણવાનું નથી. અમરનાથને કોઈ કુટુંબી છે નહીં, અને જે બાલિકાના રૂપ ઉપર તે મોહ્યો હતો તે (લવંગલતા)ને એ પરણી શકતો નથી, એટલે એ દેશદેશ ભટક્યા કરે છે, પણ તેથી એનું મન ખાલી કે વધારે ચંચલ ગણવાનું નથી. બંને નાસ્તિક, બંને સ્વાર્થપરાયણ, બંને કર્તવ્યમૂઢ, બંને વિહ્વલ, બંને એક ઝાડનાં પાન, એક જમાનાનાં બાળક, અને સંસ્કારી જળનાં માછલાં એ કારણથી અને એટલે દરજ્જે જ નીતિમાન; રાજકીય સ્વતંત્રતાના એ બંને ઉપાસક, આત્મીય પરતંત્રતાના પૂરેપૂરા નમૂના.

જે બાળાના રૂપ ઉપર પોતે મોહ્યો હતો તે લવંગલતા ઉમરમાં આવતાં બીજાને દેવાઈ, પણ અમરનાથ જેને પ્રેમ કહેતો હતો પણ જે રૂપોન્માદ માત્ર હતો, તેનો તે એવો તો ગુલામ થઈ ગયો હતો કે તેની નીતિબુદ્ધિ મારી જ ગઈ. લવંગલતા એના પિતાના ઘરમાં જે ઓરડામાં સૂતી હતી તેમાં એ મોડી રાતે ખાતર પાડીને પેઠો. લવંગે યુક્તિ પ્રયુક્તિથી લોકો એકઠા કરી દીધા. અમરે પ્હેરેલું

પ્હેરણુ મ્હોંએ ઓઢી લીધું એટલે કોઈ તેને પૂરેપૂરો ઓળખી ન શકયું, પણ લવંગે તેના ઉઘાડા વાંસાના મધ્યમાં એક સળિયો લાલ-ચોળ તપાવીને **ચોર** એવો બે અક્ષરનો ડહામ દીધો, અને એ ન્હાસી છૂટ્યો. પવિત્ર વીર યુવતીના આબરૂના જતનને પોતાનો પરમ ધર્મ ગણનારા લોકોએ એ વાત ત્યાં ને ત્યાં દાટી દીધી. અમર-નાથ દેશવિદેશ ભટકતો થઈ ગયો; પણ એક મોટો લાભ તો એને તે જ ઘડીથી થઈ ગયો; એના ચંચળ મનમાંના અનીતિના અંકુર ડહમાયા તે ડહમાયા જ.

ડહામ દેનારી લવંગલતા જ્યાં પરણી તે કુટુંબની આગલી પાછલી વિષે નવરો અને ભટકતો ફરતો અમરનાથ પૂરેપૂરો વાકેફગાર અને એ કુદરતી જ છે. એણે દસ્તાવેજી પુરાવા પણ એકઠા કર્યા. લવંગલતાનો પતિ જે માલમિલકત ભોગવતો હતો તે તેને એક વસિયતનામા ઉપરથી મળેલી હતી. પણ એ વસિયતનામામાં એ માલ-મિલકત મૂલ એક બીજા માણસને ને તેના વારસોને આપવામાં આવેલી હતી, એ બીજો ધણી નવારસ ગત થાય તો તે આને મળે એવું તેમાં સ્પષ્ટ લખાણ હતું, અને એ બીજો માણસ નવારસ થયો છે એમ માની લેવાઈને જ તે આના કબ્જામાં આવી હતી. એ બીજો ધણી ગત થયેલો તો હતો જ. પણ અકસ્માત અમરનાથના જાણવામાં આવ્યું કે તેને તો એક જન્માંધ છોકરી હતી. અમરનાથે નિશ્ચય કર્યો કે એ આંધળી છોકરી જો જીવતી જ હોય તો તેને ગમે તે પ્રકારે હુંઢી કહાડવી. અમરનાથ પોતે તો આ વિષે એટલું જ કહે છે કે નવરા જીવને ચાલો એક મોટું કામ ઈશ્વરે બતાવ્યું. જન્માંધ નિરાધાર છોકરીનું ભલું કરવા મથું એ શું મારા લાયકનું કામ નહી? પણ આમાં એના અંતરની વૃત્તિ શી હશે? શું એના દિલમાં પ્રગટ અપ્રગટ રૂપે લવંગલતા ઉપર વેર લેવાનો હેતુ લેશ પણ નહી હોય? કર્તા આ વિષે કંઈ જ કહેતો નથી. લવંગલતા પણ અમરનાથને એમના મેળાપોમાં આ પ્રકારનો જરાયે ઈસારો કરતી

નથી. વાંચનારે અમરનાથની આ વખતની માનસિક સ્થિતિ, જેવી ઈચ્છા થાય તેવી કલ્પવી.

આવો નિશ્ચય કર્યા પછી કલકત્તે આવવા નીકળેલો અમરનાથ કલકત્તા પાસેના એક ગામમાં એક સગાને મળવા ગયો. અને સવારમાં ગંગાતીર ઉપરનાં જંગલમાં ફરવા ગયો. એણે એક આંધળી યુવતીને એક નીચ જાતના પુરુષના બળાત્કારમાંથી ઉગારી લીધી. આ ભલું કામ કરવા જતાં એ પેલા માણુસના દાતરડાથી ઘવાયો તો ખરુ, પણ એ જ સ્ત્રી રજની નીકળી.

'રજની'ના હવે પછીની વાતના વિભાગમાં સામાન્ય વાંચનારને પૂરતો રસ પડતો જણાતો નથી. અને એની લોકપ્રિયતા ઓછી હોવામાં આ પણ એક કારણ છે. આ બાકીના વિભાગમાં વાંચનારને ગોટો લાગે છે, કર્તા લથડતો લાગે છે, અમરનાથ રજનીને પરણશે એમ કહેવાય છે, શચીન્દ્ર ઉપર રજનીને પરણીને મિલકત જ્યાં ને ત્યાં રહે એમ વેતરવા દબાણ થાય છે પણ શચીન્દ્રને તે રુચતું નથી. લવંગલતા અમરનાથનું જુનું જુનું પાપ ઉઘાડું કરતી નથી, રજની કોને પરણવું છે તે મ્હોંએ બોલતી જ નથી, પોતાની મિલકત લવં-ગલતાને આપી દેવાનું કહે છે, વગેરે સામસામાં શાં વહનો અથડાય છે તે અધીર સામાન્ય વાંચનારથી કંઈ સ્પષ્ટ સમજાતું નથી. વાર્તા અધવચાળે આવે, પછી તેની ગતિમાં વત્તી વત્તી ત્વરા આવવી જ જોઈએ જે આપવીતીકથનની પદ્ધતિમાં કેવળ અશક્ય છે, એ એ પદ્ધતિનો અક્ષમ્ય દોષ પણ છે.

કર્તાનાં લક્ષ્ય ત્રણ છેઃ રજનીના ચારિત્રનું નિરૂપણ, અમર-નાથના ચારિત્રનો વિકાસ, અને લવંગલતાના ચારિત્રનો વિકાસ.

આપણે લવંગલતાના તંતુને પકડીને આખું ઉકેલીએ. યુવાવસ્થાનો કુદરતી મદ, આર્યગૃહિણીનું કુદરતી શીલ, રૂપ અને લક્ષ્મીની કુદરતી હાકમી, ઈશ્વરે આપેલો બુદ્ધિપ્રભાવ, અને એક વિરલ અનુભવની છાપથી બહુ ઉપસી આવેલી આત્મશ્રદ્ધા, એ ઉપરાંત આપણે લવં-

ગલતામાં આરંભમાં શું જોઈએ છીએ ? કંઈ જ નહિ. આ દરેક એનામાં વિશેષ પ્રમાણમાં છે, અને આટલા બધાનો એનામાં સમન્વય છે, એ જ એની વિશેષતા. શચીન્દ્રની માતા હોવાનો ડોળ રાખે છે, નિર્ધન કન્યાઓને પરણાવી દેવાના ઉદ્યમ કરે છે, પણ એ માતૃત્વ ઉપર ઉપરનું છે. પણ પોતાની લીધેલી લક્ષ્મી બીજા માલિકની ઠરે છે, અને શચીન્દ્રને અસાધ્ય જેવો રોગ લાગુ પડે છે, એ બે ઘા ઉપરાઉપર વાગતાં, એનું ચારિત્ર વિકસવા માંડે છે, અને એનામાં નિઃસ્વાર્થ પ્રેમ–પ્રેમપાત્રનું યથાશક્તિ ભલું (તેનું ઇપ્સિત ભલું, નહીં કે પોતાનું કપોલકલ્પિત ભલું) કરવામાં જ કૃતકૃત્ય થવું એ ભાવના અંકુર ફુટે છે. પોતે વર્ષોથી ભોગવતી આવેલી મિલ્કતની એકાએક વારસ ઠરેલી રજની ઉપર અકારણ પણ ઘણાને કુદરતી થઈ આવે એવી ક્રોપ કે ઇર્ષ્યાની હલકી વૃત્તિ તેને થતી જ નથી. તેના ઉપર ખરેખરી દયા આવે છે. અમરનાથ રજનીને લાયક નથી જ એ બુદ્ધિ એ દયાનું પરિણામ છે. એ લગ્ન થાય અને મિલ્કત તેઓ કબ્જે લે એ ભવિષ્ય એને દુઃખકર લાગે છે, તે એથી કરીને પોતાના કુટું-બીઓને દુઃખ થાય તેને લીધે છે, માત્ર પોતાના સ્વાર્થને લીધે નથી. પરંતુ એ લગ્ન અટકાવવાને માટે પણ અમરનાથનું છિદ્ર જાતે રજનીને કહેવું એ તો નીચપણાનું કૃત્ય જણાય છે, અને એમ કરતાં એ ખંચાય છે. એમ કરવા લલચાય છે ખરી કે ? એમ કરવાની એ અમરનાથને ધમકી આપે છે ખરી કે ? કર્તાએ આ વાત બાંધે ભારે રાખી છે, છેવટ સુધી એ એમ કરતી નથી જ, એટલું જ સ્પષ્ટ છે.

પછી તો એના ઉપકારોથી દબાયેલી અને એની દયાથી આક-ર્ષાયેલી રજની લવંગની આગળ પોતાના હૃદયનો પડદો ઉઘાડી નાંખે છે. શચીન્દ્ર ઉપરનો પોતાનો નિઃસીમ પ્રેમ જણાવે છે, સાથે આંધળી બૈરીને તે કોણ પરણે, એ પોતાની પ્રતીતિ અને તજ્જન્ય નિરાશા પણ જણાવે છે. અમરનાથે પોતા ઉપર એવા મોટા ઉપકાર કરેલા છે કે એ ફરમાવશે તો પોતે એને શી રીતે ના કહી શકે એ પણ

જણાવે છે. પરંતુ શચીન્દ્ર અને એના વ્હાલાઓનું પોતાથી બનતું ભલું કરવાની ખાતર મિલ્કત તેમને આપી દેવા માગે છે એ પણ જણાવે છે, અને આવા ઠરાવ ઉપર એ આવે છે તેમાં આ પ્રકટ હેતુ ઉપરાંત બીજો અપ્રકટ હેતુ પણ રહ્યો છે. અમરનાથ એને પરણવાની ઇચ્છા કરે છે તે એની પોતાની ખાતર કે મિલ્કતની ખાતર? માટે (એ નિશ્ચય કરે છે કે) લાવને એ મિલ્કત જ આપી દઉં એટલે એ મોટો સંશય તો પતે. પછીની વાત પછી.

રજની અને અમરનાથના સમાગમથી લવંગ રજનીને અમરની અને અમરને રજનીની દૃષ્ટિથી જોતાં પણ શીખે છે. અમરનાથને વિષે એનો મત સુધરે છે. એના ઉપર ભાવ થતો આવે છે. અમરનાથને લવંગ, રજની અને શચીન્દ્રના સુખ દુઃખનો નિર્મલ અનુભવ થતો જાય છે તેમ તેમ એની પ્રેમશક્તિ વિકસે પણ છે. દરમિયાન શચીન્દ્રના આત્માને તેના ઉપરના રજનીના અગાધ પ્રેમનું દર્શન કરાવાય છે. આથી શચીન્દ્રના દિલમાં રજની ઉપર પ્રેમ રોપાય છે. અને તે એવો દૃઢમૂલ રોપાય છે કે તેને ઉગવા દેવામાં આવે તો જ શચીન્દ્ર પાછો સાજો થાય. આમાં વાંધા કે વિરુદ્ધતાનો સંભવ માત્ર અમરનાથ તરફથી હતો. રજનીના પ્રેમનું પાત્ર શચીન્દ્ર છે એમ તેને રજનીએ કે લવંગે કહ્યું જ નહોતું. અમરનાથનો રજની ઉપર પ્રેમ કલ્પો તો તે એવો વિશુદ્ધ કલ્પો કે વગર કહ્યે અમરે રજનીનું હૃદય જાણી લીધું અને રજનીનું ખરું ભલું કરવાનો માર્ગ એને કુદરતી થઈ ગયો. ખરા પ્રેમમાં બે પ્રેમીઓ વચ્ચે એક પ્રેમપાત્ર માટે સ્પર્ધા હોઈ શકે શું? પ્રેમપાત્ર પોતે એ બેમાંથી જેનું પ્રેમી હોય તેને તે એ બીજો સમર્પણ કરી જ દે. અથવા તો રજની ઉપર અમરનાથનો પ્રેમ તેને પોતાની કરવી એ રૂપનો નહતો; રજની, લવંગલતા, અને શચીન્દ્ર એ ત્રણે ઉપર એને મૈત્રીભાવ થયો અને એ ત્રણેના સુખનો માર્ગ એણે લીધો એમ કલ્પો. એણે પોતાની મિલકત શચીન્દ્રને આપી દીધી અને ચાલ્યો ગયો. લવંગલતાને એના

ઉપર ભાવ થવા માંડ્યો હતો તે વધી ગયો. એટલે સુધી વધી ગયો કે તે પ્રેમ જ કહેવો પડે. અમરનાથના પાપનું આ પ્રમાણે સંપૂર્ણ નિવારણ થઈ તે લવંગલતાના ચિદાકાશમાં પણ નિષ્કલંક બન્યો. વાંસા ઉપરનો ડહામ નિર્જીવ થઈ ગયો. આ દેહ ઉપર તો–આ ભવમાં તો–એ ડહામ રહેવાનો જ, પણ તેથી શું? કેવળ રૂઢિજ્ઞાની લવંગલતાને તો આ અનુભવાતો ભાવ માયારૂપ હતો; શબ્દપ્રમાણસિદ્ધ ભવપરંપરા જ સત્ય હતી. અમરનાથ ઉપરના પ્રેમાંકુરને પણ તેણે આવતા ભવ માટે જ સ્થાન આપ્યું. 'લોકાન્તરે હું તમને જ વરીશ,' એ લવંગલતાનું છેલ્લું વાક્ય–જોકે આર્ય ગૃહિણીની પાતિવ્રત્ય ભાવનાને લીધે એ વાક્યમાં પણ તેને આ લોકના પતિ તરફ બેવફાદારીનો સ્પર્શ લાગતાં, એ વાક્ય-તેણે અધુરૂં જ રાખ્યું.

કર્તાએ વાર્તાનું જે છેવટ આણ્યું છે તેમાં વિજયી પ્રેમના પ્રકાશની પાછળ કરુણરસની છાયા રહેવા દીધી છે. પણ એ છાયામાંથી એણે લવંગલતાને તો આ પ્રમાણે ઉગારી લીધી છે. પોતાના વૃદ્ધ સ્વામી ઉપર પોતાની ભક્તિ સંપૂર્ણ છતાં એ ભક્તિ તે પ્રેમ નથી, એ પ્રમાણેનો અસંતોષ કર્તાએ એના દિલમાં ઉત્પન્ન કર્યો છે, પણ તેની સાથે મારા પ્રેમને માટે અમરનાથ ખરેખરૂં લાયક પાત્ર છે અને અમારા બેનો પ્રેમસંયોગ લોકાન્તરે થવાનો જ એ પ્રકારની પ્રતીતિ પણ લવંગલતાના દિલમાં ઉત્પન્ન કરીને કર્તાએ એને અશાન્તિમાંથી ઉગારી લીધી છે. પરંતુ અમરનાથને કર્તાએ કરુણરસની છાયામાં જ રહેવા દીધો છે. અમરનાથને ખરી શાન્તિના બે માર્ગ ખુલ્લા હતા: લોકાંતરમાં શ્રદ્ધાળુનો માર્ગ; સ્ત્રીપુરુષના કે વ્યક્તિ વ્યક્તિના સ્નેહને મોહ ગણતા પણ સાથે પ્રાણીમાત્ર પ્રતિ દરેક પ્રાણીની યોગ્યતા પ્રમાણે મૈત્રી અને મુદિતાના ભાવવાળી બંધુતા વિકસાવવા મથતા ખરા સંન્યાસીનો માર્ગ. પરંતુ આમાંથી પહેલો માર્ગ અમરનાથને લાયક-નો નહોતો, અને બીજા માર્ગને–ખરા સંન્યાસને–અમરનાથ પોતે લાયક નહોતો.

રજની શચીન્દ્ર પરણ્યાં, પછી જન્માંધ રજની દેખતી થઈ, અને એમનું સંસારસુખ પૂર્ણ કલાએ વિલસ્યું. પ્રેમની આગળ વાતોન્માદ હાર્યો એટલું જ નહિ પણ કુદરત પણ હારી ગઈ.

કોઈ કહેશે, જન્માંધ તે વળી દેખતી થાય? લોકાંતર કેવાં? વળી યોગનિદ્રા—આત્માની વિશ્વદૃષ્ટિ—તેમાંથી બીજારોપણ—તેમાંથી ઉન્માદ—અને પ્રેમપ્રાપ્તિથી ઉન્માદશાન્તિ—એક પછી એક ગપાટા જ હાંક્યા છે. અરે હરિ, વળી એમ પણ કહ્યું છે કે જગતમાં છૂપો પ્રેમ જ ઘણો છે, અને એકનો બીજા ઉપર પ્રેમ છે એવી બીજાની પ્રતીતિ થતાં તેનો પણ પહેલા ઉપર પ્રેમ થાય એવો પ્રેમનો સનાતન નિયમ છે. આ સર્વ વિષે એટલું જ કહેવું બસ છે, કે આ બધું કે એમાંનું કંઈયે એક પણ વાંચનાર માને એવો કર્તાને લેશ પણ આગ્રહ છે નહીં. આ વિષે એણે જે લખ્યું છે તે એને ન્યાયની ખાતર ધ્યાન દઈને વાંચવું ઘટે છે. એને આગ્રહ એટલો જ છે કે જ્ઞાન અનંત છે, અને આપણા જાણવામાં અમુક ચીજ આવી નથી માટે તે હોઈ શકે જ નહિ, એ તો દલીલ નહિ પણ કેવળ મિથ્યાલાપ છે. આવો પ્રતિવાદ થઈ શકે છે—ધારો કે અમુક ચીજ આપણા જાણવામાં આવી નથી, છતાં તે હોઈ શકે, માટે તે ખરી જ છે, એ પણ દલીલ નહિ પણ કેવળ મિથ્યાલાપ છે. હશે. નવલકથા કે તેનું ટૂંકું અવલોકન આવા ગંભીર વિષયોની ચર્ચા માટે ઘટતું સ્થળ નથી, એ અભિપ્રાયમાં તો આપણે સર્વ એકમત થઈ શકીશું.

૧૯૧૫

# ઝમીનદારી અને ઝમીનદાર વર્ગોમાં સાચી ક્રાન્તિ

## ૧

વોલ્તેયર નામે અઢારમા સૈકામાં એક નામીચો લેખક થઈ ગયો. તેના જીવનચરિત્રમાં નોંધાયેલો એક બનાવ ટૂંકામાં આ પ્રમાણે બન્યો હતો.

એક રાતે એક લોકપ્રિય ખેલ જોવાને માટે તેણે ટિકિટો ખરીદી, અને મિત્રો તથા સખીઓ સાથે તે નાટકશાળામાં વચ્ચે ઉત્તમ સ્થાને આવેલા એક ખાસગી ઝરૂખા ( બોક્સ box ) ની બધી ખુરસીઓ રોકીને સૌ ગોઠવાયાં. તે વખતનો એક જાણીતો ઝમીનદાર પોતાના મિત્રો અને સખીઓનાં મંડલ સાથે એ જ ખેલ જોવા ઇચ્છતો હતો, પણ એ મંડલ પાંચેક મિનિટ મોડું પડી ગયું. તપાસ કરતાં આખી નાટકશાલા ભરાઈ ગયેલી, અને માલેકે વધુ ટિકિટો વેચવાનું પણ બંધ કરી દીધું હતું. ત્યાં એ ઝમીનદારની નજર વોલ્તેયર બેઠો હતો તે ઝરૂખા પર પડી, અને તેણે માલેકને કહ્યું, 'જો, પેલો કંગાલ કવિ બેઠો છેને, એને ને એના મંડલને હાંકી કહાડ! લે એ છને બદલે આ આઠ ટિકિટોના પૈસા, અને બે વધુ ખુરસી મુકાવી અમને એ જ ઝરૂખો આપ જોઉં!' ઝમીનદાર ડ્યૂક...તે વખતના પારિસમાં એટલો તો મોટો માણસ ગણાતો કે માલેકને તેને રાજી રાખવાની ફરજ જ પડી અને વોલ્તેયર બિચારો નીચી મૂડીએ પોતાના મંડલ સાથે પાછો ઘેર ગયો.

પછી એણે એ ડ્યૂક ઉપર નુકસાની મેળવવા દાવો માંડ્યો. ડ્યૂકનો વકીલ કહે, 'નામદાર ન્યાયમૂર્તિ સાહેબ, મ્હારા કુલના પ્રપિતામહ ડ્યૂક...એમણે લા રોશેલના ઘેરામાં લોહી રેડીને ડ્યૂકનું મહામોટું પદ મેળવ્યું હતું. મ્હારા કુલના દાદાજીએ યૂટ્રેક્ટની જગ-દ્વિખ્યાત લડાઈમાં શત્રુની બાર તોપોનો જંગી મોરચો છૂટી લગામે ઝુકાવી સર કર્યો હતો. મ્હારા કુલના પિતાશ્રીએ ફોન્ટનોયના મશહૂર યુદ્ધમાં અંગ્રેજ સેનાના બે વાવટા...'

વોલ્તેયર વકીલ પણ થયો હતો, એટલે પોતાનો દાવો ચલાવવા જાતે હાજર હતો, તે વચ્ચે જ બોલી ઊઠ્યો: 'પણ ન્યાયમૂર્તિ સાહેબ, મારો દાવો એ દેશભક્ત અને વીર પુરુષ ડ્યૂકોમાંના કોઈની સામે છે જ નહીં. મ્હારો દાવો જેમની સામે છે તે નામવર ડ્યૂક સાહેબે મ્હારી ટિકિટો પડાવી લઈ મ્હારી બેઆબરૂ કરવા ઉપરાંત

કશું જ પરાક્રમ કરેલું જાણવામાં નથી. એમના પોતાના આ પરાક્રમને અને એમના વડવાઓની બહાદૂરીને કશુંય લાગે વળગે ખરું, સાહેબ ?'

૨

જગતના સમગ્ર ઇતિહાસનો એક મોટામાં મોટો સિદ્ધાન્ત આ છે કે :

**જેની ખેડ તેનો દેશ.**

ખેડૂત વર્ગનો જેને ટેકો હોય તે જ રાજધણીના સિંહાસને ટકી શકે. સિંહાસનો ખાલી પડે છે, એક રાજકુટુંબનો પાંચસાત પેઢીએ અસ્ત થાય છે, નવું આવે છે, અને વળી થોડે દાયકે તેની જગાએ ત્રીજાનો ઉદય થાય છે, એમ અનેક ઉથલપાથલ અને વારાફેરા પાછળ આ વ્યાપક સિદ્ધાન્ત જ પ્રવર્તતો હોય છે.

રાજ સામે આસપાસના વધુ સમૃદ્ધ કે ઓછા સમૃદ્ધ મુલકમાંથી ચડાઈઓ થવાની જ. વધુ સમૃદ્ધ રાજા મહત્ત્વાકાંક્ષાથી ચડી આવે, ઓછો સમૃદ્ધ વખાનો માર્યો કે લોભે આકર્ષાઈ ચડી આવે. તે સમયે રાજના રક્ષણનો આધાર તેના લશ્કરની સરસાઈ ઉપર જ અવલંબે. જાતખેડ કરનાર, ઢોરઢાંખર સાંઢિયા ઘોડા પાળનાર અને કેળવનાર, અને વગડાઉ જીવન જીવનાર વર્ગોમાં જ લશ્કર સામે ઝઝૂમવાની અને મરાણુયા થઈને સામો થાકે ત્યાં લગી ઝઘડવાની સ્નાયુશક્તિ અને સહનશક્તિ હોય. શહેરી જીવનમાં પડી ગયેલા વર્ગોમાં એ શક્તિ ક્યાંથી હોય? એ ગ્રામ્ય અને વગડાઉ વર્ગો પૂરતું લશ્કર પૂરતા સમય લગી જે પૂરું પાડે તે જ રાજ્ય લાંબો કાળ ટકી શકે.

૩

ઝમીન ઉપરના વિગ્રહોમાં ટકાય માટે જે ગૌરવ ખેડૂત, ગોપાલક, અને વગડાઉ જાતોનું છે, તે જ ગૌરવ દરિયાઈ વિગ્રહોને માટે માછી અને વેપારી વ્હાણો ખેડનાર, ખલાસી વર્ગોનું છે. આ જાતો-

માંથી દરિયાઇ કાફલા માટેના સૈનિકો અને નાયકો પૂરતી સંખ્યામાં મેળવ્યા કરે, તે જ રાજ્યસત્તા દરિયા ઉપરનું પોતાનું બલ લાંબા કાલ લગી ટકાવી શકે; અને દરિયાઈ વેપાર દ્વારા જે સમૃદ્ધિ પોતાને દેશ અને પોતાની પ્રજાને ભાગ આવ્યા કરે, તેની માલેકી લાંબા સમય સુધી ભોગવી શકે.

માત્ર પગાર આપીને ઊભાં કરવામાં આવતાં લશ્કર અને નૌકા-સૈન્ય અણીને વખતે જ રાજસત્તાને દગો દે, સામાંથી ફૂટી તેની તરફ જતાં રહે, અથવા ભેંસનાં શિંગ ભેંસને ભારે એ ન્યાયે એમાં અસન્તોષ અને બખેડા થતાં એમાંનો કોઈ એક ભાગ પણ આખી રાજસત્તાને ઊંધી વાળી ધણીધોરી થઈ બેસે, એમ વારંવાર બન્યું છે. ઘણીયે વાર કતલો થઈ છે, લોહીની નદીઓ વહી છે, ડોકાંના ડુંગરો ખડકાયા છે, અને પાટનગરો અને રાજકુલો ભોં ભેગાં થયાં છે, એવા એવા (ઇતિહાસમાં પાને પાને દેખાતા) અકરાકેરના ખુલાસા આ પ્રકારના જોવામાં આવે છે.

દેશભક્તિની જાગતી જ્યોત સદાસર્વદા કુદરતી રીતે પ્રકટે અને સર્વનાશ જેવા ભયના પ્રચંડ લોઢ ઉછાળતા વાવાઝોડા સામે પણ કુદરતી રીતે જ્વલંત રહે, એવા વર્ગોમાંથી જ સ્વરાજ્યરક્ષાસમર્થ સૈનિકો અને નાવિકો રાજ્યસત્તાને સદાકાલ અને પૂરતી સંખ્યામાં મળ્યા કરે. એવા સૈનિકો અને નાવિકો જ દેશભક્ત અને સ્વરાજ્યપાલક ક્ષત્રિયો નીવડે.[1]

---

૧. આ તમામ વર્ગ ક્ષત્રિય વર્ગ છે, પણ આ નિબંધની દલીલમાં મુખ્યત્વે જાતખેડૂતના એક વર્ગને જ વળગી રહેવામાં આવે છે: વક્તવ્ય જેમ બને તેમ સાદા અસંકુલ રૂપમાં રજુ કરવાના હેતુથી, વળી એ દાખલો સૌથી વધારે વજનદાર હોવાથી. જાતખેડ કરનાર વર્ગો વિષે અહીં જે કહેવામાં આવ્યું છે, તે વાચકોએ ઘટતા ફેરફાર સાથે આ બીજા 'ક્ષત્રિય' વર્ગોને પણ લાગુ પાડી લેવું.

૪

હિંદમાં સ્વરાજ્યસૂર્ય ઊગશે ત્યારે પણ ગુજરાત અને ગુજરાતી પ્રજાએ આ નિશાન ચૂકવાનું નથી, આ સિદ્ધાન્ત અભરાઈએ રાખી મકવાનો નથી, આ કર્તવ્યબોધને પોથીમાંનાં રીંગણાંની જેમ કાગળમાં કે મગજમાં જ દાટી રાખવાનો નથી, આચારમાં ઉતારવાનો છે; હિંદનાં સ્વરાજ્યસૈન્ય અને સ્વરાજ્યનૌકાસૈન્યમાં ગુજરાત કાઠિયાવાડે પણ પોતાની વસ્તી અને આર્થિક હાલતના પ્રમાણમાં વાજબી હિસ્સો ભર્યે જ છૂટકો છે. અને એ ફાળો કુલ ખર્ચમાં વરાડ ભરી દેતાં ચુકવાઈ જાય એવો નથી. ગુજરાતી પ્રજા માત્ર ખર્ચ ભરવાને લપસણે ઢાળે ગબડવાનું પસંદ કરશે, તો હિંદના બીજા ભાગ એને વારશે નહીં–શા માટે વારે જે!–પરંતુ એનું કુદરતી પરિણામ થોડા દાયકામાં જ આવશે આ, કે સ્વરાજ્ય ભોગવતા હિંદમાં પણ ગુજરાત અને ગુજરાતી પ્રજાનું સ્વાતંત્ર્ય નામનું જ હશે; ગુજરાત અને ગુજરાતી પ્રજાની ખરી હાલત ખંડિયા મુલક અને ખંડણી ભરતી પ્રજાની જ હાલત બની જશે બેશક. ગુજરાત અને ગુજરાતી પ્રજાએ સ્વરાજ્યરક્ષક સૈન્ય અને નૌકાસૈન્ય ટકાવવાને માટે વર્ષોવર્ષ આપ્યા કરવાનો ફાળો વાર્ષિક વરાડના રૂપનો હશે, તે વરાડ બે પ્રકારનો સમજી રાખવાનો છે: નાણાંનો વરાડ, અને સાથે સાથે સ્નાયુશક્તિ તેમ સહનશક્તિમાં હિંદના બીજા કોઈ પણ ક્ષત્રિયોથી ઊતરતા ન પડે એવા ગુજરાતી ક્ષત્રિયોનો પણ પૂરતો વરાડ. અને આવા ક્ષત્રિયોની પૂરતી સંખ્યા હિંદના બીજા ભાગોને તેમ ગુજરાત કાઠિયાવાડને પણ ખેડૂતો, ગોપાલો, વનેચરો, માછીઓ, ખલાસીઓ, લુહારો, ખાણિયા, ખાટકીઓ અને એવા એવા ઉદ્યોગોમાં જીવન ગાળનારા તથા એવા ઉદ્યોગોમાંથી ઉપજીવિકા ઉપરાંત પૂરતી સ્નાયુશક્તિ અને સહનશક્તિ કુદરતી રીતે કમાનારા વર્ગોમાંથી જ મળી આવશે. બીજા વર્ગોમાંથી પણ સુદૃઢ શરીરો મળી આવે, ન મળે એમ નહીં; પરંતુ તે વિરલ અપવાદરૂપે, કુદરતી ન્યાયે હરગીજ નહીં, એ જ વક્તવ્યનો મુદ્દો છે.

૫

અને હવે આપણે આ વિચારણાને આરંભે મુકેલા વોલ્તેયરના જીવનમાંના એ બનાવને આપણી વિચારમાલામાં સાંધી લઇયે.

બુરબોન રાજવંશ ફ્રાન્સની ગાદી ઉપર સૈકાઓ લગી ટકયો, તે અતિ લાંબા અરસામાં બન્યું એવું કે ઝમીનદારી અને જાતખેડ વચ્ચે વધારે વધારે અંતર પડતું જ ગયું. અત્યારે ફ્રાન્સની ઝમીનના માલેકો ઘણા મોટા પ્રમાણમાં જાતખેડ કરનારા લાખો ન્હાના ન્હાના ઝમીનદારો છે. અને એમ હોવાથી જ ફ્રાન્સ અજેય છે, સનાતન સ્વતંત્રતા ટકાવી રાખવાની અમોઘ શક્તિવાળો દેશ છે, જેનું વઝન આખી દુનિયાના મોટામાં મોટા રાજકારણના પ્રશ્નોમાં પણ બીજા કોઇ પણ દેશ કે સામ્રાજ્ય કરતાં જરાયે ઊતરતું નથી. પણ ફ્રાન્સમાં આ પરિસ્થિતિ, ફ્રાન્સની આ પ્રકારની ઝમીનવ્હેંચણી, ફ્રેન્ચ રેવોલ્યુશન (French Revolution) નામે સૌજાણીતા ક્રાન્તિના બનાવે જ ઉત્પન્ન કરેલી છે, અને એ બનાવથી જ એટલે ઇ. સ. ના અઢારમા શતકના અંતથી જ ચાલી આવેલી છે. તે પ્હેલાંની—લુઇ બારમાથી લુઈ સોળમો ગાદીએ હતો ત્યાં લગીની ફ્રાન્સની સ્થિતિ છેક જુદી અને વધુ વધુ રોગાવિષ્ટ થતી જતી હતી. એટલા મોટા દેશની ખેતીને પ્હોંચી વળવા લાખો ખેડૂતો જોઇએ જ, અને પેઢીએ પેઢીએ લાખો ખેડૂતો ખેતી કરતા પણ હતા. પરંતુ તેમની હાલત આરંભમાં ધીમે ધીમે અને પછી વધતી જતી ઝડપે બગડતી ગઇ હતી. અંતે તો તેઓ ગુલામ જેવા અને છેક કંગાલ થઇ ગયા હતા. ખેતીનો બધો કસ જે વર્ગ ચૂસતો તે 'ઝમીનદાર' કે અમીર ઉમરાવ વર્ગ રાજ-મહેલોની આસપાસ બણબણતો અને શહેરોમાં જ મોજશોખ કરતો, વગસગના અને કાયદેસર તેમ સામાજિક હક્કોના ભોગવટામાં એકલ-પેટો, તો સંખ્યા તેમ ખરી માનવતા અને ક્ષત્રિયવટમાં નબળો થઈ ગયો હતો. આખો દેશ ચૂસાતો હતો, અને જે એક ન્હાનું અંગ આ સર્વ પોષણનો કાયદેસર અને લોકાચાર પ્રમાણે ધણીધોરી બન્યો

હતો, તે પણ આ 'ભાગ્ય'થી ન્હોતો સુખી, કે ન્હોતો દેશને રક્ષીવા તારી શકે એવા એક પણ સામર્થ્યવાળો. વોલ્તેયરની ટિકિટો ઝુંટવી લેનાર ડયૂક સાહેબમાં આટલું જ ક્ષત્રિયત્વ અવશિષ્ટ રહ્યું હતું, કે તે સાચા ક્ષત્રિયોની ઓલાદનો હતો. અને એના કુળમાં જ્યારે જરાતરા ક્ષત્રિયત્વ છેક એના બાપ લગી ઝાંખી શકાય, ત્યારે ફ્રાન્સના તે વખતના ઘણાખરા ઝમીનદારોનું તો આગલી બે ત્રણ પેઢી પ્હેલાં જ ક્ષત્રિયત્વ છેક ઊડી ગયેલું, એ પ્રમાણે સ્થિતિ હતી.

૬

આટલું ધ્યાનમાં રાખીને ગુજરાતી પ્રજામાં એટલે ગુજરાત કાઠિયાવાડમાં હાલના ખેડૂતોની શી સ્થિતિ છે તે જરા જોઈએ.

ન્હાના રાજાઓ, ઠાકોરો, ક્ષત્રિયો, કાઠીઓ, અનાવિલો, બ્રાહ્મણો, પાટીદાર, કણબી, ઠાકરડા, મહંતો, દેવળાધ્યક્ષો, મુસ્લિમો, મેમણ, વ્હોરા, વગેરે આપણી પ્રજામાં ઝમીનદારો છે, વતનદારો છે, ઈનામદારો છે, દેસાઈઓ છે. ગુજરાતી પ્રજામાં અમીર પદનો, સરદારીનો અને ખાનદાનીનો દાવો કરનાર આ વર્ગો છે, તેમની સામે આ લેખકને રજ પણ વાંધો ઉઠાવવાનો નથી. આ વર્ગોની એકંદર સંખ્યા લાખ્ખોએ પ્હોંચે એ પણ ખુલ્લું છે. પરંતુ આમાંથી આજ દાયકાઓ અને શતકોથી પેઢી દર પેઢી સાચે જાતખેડ કરનારી સંખ્યા ઘટતી જ ગઈ છે, એ વિષે કોઇને પણ શંકા છે શું? અત્યારે એ વર્ગમાં સાચે જાતખેડ કરનારની સંખ્યા અત્યંત અલ્પ છે, એ ચોકખી નિર્વિવાદ હકીકત નથી શું? જાતખેડ કરનાર પણ જૈન સ્વામીનારાયણ આદિ સંપૂર્ણ સુલેહ શાંતિના સમયને જ અનુકૂલ આવે એવા પંથોના અતિ ફેલાવને લીધે શસ્ત્રાસ્ત્રની વાપરથી છેક જ અજ્ઞ બની રહ્યા છે, અને ચિત્તા વરુ કે માત્ર વાંદરાથી પણ ત્રાસી જ રહે છે, એ કોઈનું પણ અજાણ્યું છે શું? બળદોને આંકવા નાથવામાં પણ પાપ સમઝનાર આ વર્ગ ખેતીમાં પણ કેટલો તો પરાધીન બની ગયો છે, એ સર્વ હકીકત વિગતવાર આલેખવાની હજી યે જરૂર છે શું?

અને આ ચિત્ર જો વાસ્તવિક, સૌએ કબૂલ રાખવું પડે એવું, તો એવી રોગી સમાજવ્યવસ્થાવાળી પ્રજાની, સ્વતંત્રતા ખાટચા કે મળ્યા પછી તેને ટકાવવા અને ભોગવવાની શક્તિ કેટલી તો ઘટી ગયેલી હોવી જોઈએ, એ જ આપણી વિચારણામાં સૌથી ગંભીર મુદ્દો છે.

બીજે છેડેથી જુવો. ગુજરાતમાં ખેતી કરનાર કોળી ભીલ ઠાકરડા દૂબળા ઢેડ વગેરે 'કાળી પરજ' લાખોની સંખ્યાબંધ જનતાને એમના ઉજળિયાત 'ઝમીનદારો' ખેતીની ઉત્પન્નમાંનો કેટલો ભાગ ભોગવવા દે છે? ઉત્પન્નની વ્હેંચણી (ડિસ્ટ્રિબ્યુશન distribution) આ બે હિસ્સેદારો વચ્ચે વાજબી ગણાય એવી થાય છે ખરી? 'ઉજળી પરજ' ઝમીનદારો આ 'કાળી પરજ' ખેડૂતોને હિસ્સેદાર માનવીઓ અને કાયદેસર તો શું ધર્મ પ્રમાણેના ભાગીદાર ગણે છે પણ ખરા? બળદની જોડ વગર ખેડાય નહીં. તે બળદોની સારી બરદાસ્ત રાખવી તે એક વાત છે; આ માનવદેહી બેલોની સારી બરદાસ્ત ઉપરાંત તેમને માનવીઓ ગણવા એ બીજી વાત છે; અને તેમને ધર્મબંધુઓ ગણી એ દૃષ્ટિએ જેટલું એમને મળવું જ જોઈએ, તે તમામ તેમને આપ્યા કરવું, પોતાના ધર્મ પ્રમાણેના હિસ્સાથી જ પોતે સંતોષ માનવો, એ છેક ત્રીજી વાત છે. ઉત્પન્નની વ્હેંચણમાં ઝમીનદાર અને કામગાર વચ્ચેની મહામોટી ખાઈ લગભગ પૂરાઈ જઈ આ ત્રીજી દૃષ્ટિનું જ આધિપત્ય સામાન્ય રીતે પ્રવર્તતું હોય, તે જ વ્હેંચણીવ્યવસ્થા (સિસ્ટમ ઑફ ડિસ્ટ્રિબ્યુશન System of distribution) સમાજનું શાશ્વત હિત સાધનારી છે. એમાં જેટલી ખામી, સાચા ખેડૂતને જેટલે દરજ્જે હેવાન ગણવાની રીતનું સામ્રાજ્ય, તેટલે દરજ્જે એ ખેડૂતો પોતાની માણસાઈ પોતાની કલા પોતાની બુદ્ધિ પોતાની જવાબદારી અને પોતાનું મહેનતુપણું પણ ખોઈ દે છે, પોતે પડે છે અને સમાજ આખાને લેતા પડે છે, અને માનવ જેવા માનવમાંથી માનવતાનાં માત્ર ખોઠાં બનેલા એ વર્ગોમાં દેશ-

ભક્તિની જાગતી જ્યોતની આશા રાખવી, તે એમનાં ઢોરમાં દેશ-ભક્તિની આશા રાખવા જેવું બેહુદું છે.

પાછા આગલા છેડેથી જોઈએ. જે ઝમીનદાર વર્ગોને જાત-ખેડના કઠણ પણ પોષક અનુભવ વગર અને જાતખેડના મીઠા સાત્ત્વિક પરિસ્વેદ વગર ઝમીનની ઉત્પન્નનો મોટો ભાગ ભોગવવાની આદતો પડે છે, તેઓ શહેરી જીવનમાં પડી જાય છે, શહેરી ભોગવિલાસ અને આશાતૃષ્ણામાં તણાય છે, ખેડૂતો સાથે એમને ભાઈચારો કે કોઈ તરેહનો સમભાવ રહેતો નથી, શહેરી જીવનમાંનો કુદરતી લોભ પણ તેમના ઉપર ચડી બેસે છે, ચૂસવાની આદત પડતાં તેઓ વધુ વધુ ચૂસવા માંડે છે, વધુ વધુ ચૂસવાની રીતો રૂઢિઓ કાયદાઓ આદિનાં અટપટાં તંત્ર બડા કૌશલથી ગુંથે છે અને અમલમાં મુકે છે, અને સામી બાજુએ એટલી જ ઝડપથી લશ્કરી જીવનને આવ-શ્યક સ્નાયુબલ સહનશક્તિ તપોબલ આદિથી રહિત થતા જાય છે, સ્વરાજ્ય ખોઈ બેસતાં જે ઝમીનદાર વર્ગને સર્વનાશ જેટલું નુકસાન નિઃસંશય થવાનું, તે વર્ગ પણ આ રીતે સ્વરાજ્યરક્ષા માટે અશક્ત—અક્ષત્રિય—બની જાય છે. અને જે વર્ગને ચૂસી ચૂસીને આ પોતાના ભોગ ભોગવે છે, તેને તો એ કચરી કચરીને ઢોર જેવો કરી નાખે છે જ. એટલે આ 'ઝમીનદાર' જશે અને બીજા આવશે તેમાં 'કાળી પરજ' જન્મેલા બાપડાને શું?—એ જ તેનું તો માનસ, તેવા કને સ્વરાજ્યરક્ષાની વાત તેને પાનો ચડાવવાને પણ કરવી, એ ભેંસ આગળ ભાગવતપારાયણના જેવું જ વ્યર્થ છે.

મતલબ કે યુરોપીય ચિંતકો જેને 'ગેરહાજર ઝમીનદારી' (એબ્સન્ટી લેન્ડલૉર્ડિઝમ absentee landlordism) નો મહા રોગ કહે છે, તેની આ સ્થિતિ છે. આપણાં શાસ્ત્રપુરાણોની વાક્યા-વલિમાં કહિયે, તો ક્ષત્રિયત્વ લગભગ ઊડી ગયેલું જેમાંથી એવો જે સમાજ, તે આ ન—ક્ષિત્રય સમાજ છે. અને જ્યાં વસ્તીમાં ક્ષત્રિયો જ એટલા ઓછા થઈ જાય, કે આખા સમાજને ન—ક્ષત્રિય કહીને

વર્ણવવામાં અતિશયોક્તિ થતી નથી, ત્યાં સ્વરાજ્ય ખાટવાની કે ટકાવવાની કે ભોગવવા ખીલવવાની વાતો ડોહળવી, તે હવાઈ કિલ્લા ચણવા જેવું છે.[૨]

૭

ગુજરાત કાઠિયાવાડની ઊજળી પરજે, ગુજરાત કાઠિયાવાડના ક્ષત્રિય ઓલાદના વર્ગોએ, અને ગુજરાતી પ્રજામાંના ઝમીનદારોએ હાલના સમયમાં સૌથી વધારે નજર પ્હોંચાડવાનો અને આચરણમાં વધુ વધુ ઉતારવા મથવા માટેનો ગંભીરમાં ગંભીર ઇતિહાસબોધ આ છે. 'ક્રાન્તિ ઘણું જીવો!'- વગેરે વાવટા ઊડાવવા અને પોકારો ગજવવા એ તો કેવળ બાલિશતા છે. અક્ષત્રિય થઈ ગયલા સમાજને પાછો સક્ષત્રિય સનાથ અને સ્વરાજ્યપ્રાપ્તિ અને રક્ષા માટેના સામર્થ્યવાળો બનાવવાને બધી યે શક્તિઓ સંયોજીને મથવું, એમાં જ આપણું સ્થાયી હિત છે. પોતે જાતખેડ કરતા વધુ વધુ સંખ્યામાં થાય, શહેરી મટી ખેતર વગડા અને ગામડાંનાં જીવન વધુ વધુ જીવતા

---

૨. કેટલાક માને છે કે આપણી ખેતીને લાગુ પડેલો મહારોગ આ નહીં પણ બીજો છે. ખેતીનું એકમ પેઢી દર પેઢી વારસાના કાયદા પ્રમાણે ન્હાનું થતાં થતાં એટલું તો અણુમાત્ર થઈ ગયું છે, કે તેના ઉત્પન્નમાંથી એક કુટુંબનું ભરણપોષણ થાય જ નહીં. વળી એક એક ખેડૂતની માલેકી વા ખેડ કરવા પૂરતી માલેકીનું આ અણુ જેટલું રહ્યું છે તેટલું પણ એક જથે હોતું નથી, ચાર પાંચ જુદે જુદે ઠેકાણે આવેલી પટીઓ મળીને જ આ અણુ બને છે, જે બધી પટીઓને ખેડવાની મજૂરી અને બીજી તકલીફ એક જ જથે આવેલ અણુને ખેડતાં પડે તે કરતાં ચાર પાંચ ગણી વધારે થઇ જાય છે; વગેરે વગેરે.

આ હકીકત ખરી છે, પરંતુ આ હકીકત પણ પરિણામ માત્ર છે, જાતે કારણ નથી. અને એનું કારણ પણ 'ગેરહાજર ઝમીનદારી' નો મહારોગ જ છે. 'ગેરહાજર ઝમીનદારી' ઘટે નહીં, ત્યાં લગી એના આ કે અન્ય પરિણામોનો ઉપાય પણ જડવાનો નથી. પરંતુ બેશક વિષય અતિ મોટો છે, તેની ચર્ચા બરાબર ઉપાડવાને માટે ઘણી વધારે જગા લેવી જોઇએ. આ અતિ ટુંકા નિબંધમાં બીજનિક્ષેપનો જ આશય છે.

થાય, એ જીવનમાં અધમુવા કેમકે પાશવ રીતે જ તેને જીવી રહેલા લાખો 'કાળી પરજ' ને પોતાની બંધુતા સહકારિતા અને સુખ-દુ:ખાનુભવમાં સોબતના સાત્ત્વિક અમીથી વધુ વધુ ઉદ્ધારવાના સામર્થ્યવાળા પણ થાય, પોતાના દુર્ગુણોનો ચેપ તેમને લગાડવાને બદલે તેમના સંગીન ગુણો પોતે અપનાવતા થાય, તેમ તેમ જ આ 'ગેર-હાજર ઝમીનદારી'નો મહારોગ ઓસરે; અને પૃથ્વીદત્ત અર્થસમૃદ્ધિની ન્યાય્ય ધર્મ્ય વ્હેંચણી શરૂ થઈ, માનવ તેમ કુદરત બંનેમાં બરકત વધે અને શાશ્વત સામર્થ્યો ખીલતાં આવે. ઊજળી પરજમાં આવો સાચો હૃદયપલટો થવા પામે અને ઝમીનદારવર્ગ આપસમઝે આમ નવા ધર્મમાર્ગ જુવે અને કેળવે, એવી સાચી સ્વાશ્રય અને સ્વતંત્રતા-જનક ક્રાન્તિ જ નષ્ટપ્રાય ક્ષત્રિયત્વનું પુનરુત્થાન સાધી શકે. આર્થિક વ્હેંચણી અને સાત્ત્વિક સામર્થ્ય વચ્ચેના સૂક્ષ્મ સંબંધોનો બોધ કરતો ઈતિહાસ આ જ સિદ્ધાન્તને અનેકાનેક દૃષ્ટાન્તો વડે સ્થાપે છે. અને વળી એવી ક્રાન્તિ સિદ્ધ કરવી કેટલી તો વિકટ છે, તે વિષે પણ સત્યવાદી ઈતિહાસ સમઝફેર થવા દેતો નથી.

૧૯૩૦

## વીમો

૧. વીમો એટલે ભાવિમાં સંભવે એવા જોખમ આડે પ્રથમથી પાળ બાંધી રાખવાની ક્રિયા. ભાવિ, એટલે પ્રથમ લઈયે દૂરનું ભાવિ, એટલે મૃત્યુ પછીનો સમય. એ સમય માટે જુના ઝમાનાના લોક આત્માનું શું થશે એવો આત્મા–કેન્દ્રી વિચાર કરતા; અને નરકના ભય સામે પુણ્યની પાળ બાંધતા. એ ઝમાનાઓમાં વીમો એટલે પુણ્યકાર્યો, દાન, વ્રત, યજ્ઞ, યાત્રાદિ. આપણા ઝમાનાના લોક એ મૃત્યુ પછીના સમય માટે ગૃહ–કેન્દ્રી વિચાર કરે છે. કમાનારની આંખ મીંચાય પછી બૈરાંછોકરાંનું શું? અને મોતનું પ્રમાણપત્ર ટપાલમાં પડે તેના જવાબમાં જ ત્રણ ચાર મીંડાં વગર લખાય નહીં

એટલી થાપણ બૈરાંછોકરાંના હાથમાં આવી જાય, એવી ગોઠવણો સાંકડ વેઠીને ટુંકી કમાણીમાંથી પણ કરી રાખે છે. આપણા ઝમાનામાં વીમો એટલે 'ફેમીલી સેટલમેંટ પોલિસી.' નહીં આપણો અને નહીં બહુ જુનો એવા વચલા ઝમાનાના લોક વચલા રસ્તા લેતા. વતનમાં અને પોતાની જ્ઞાતિની પોળમાં ઘર ખરીદી લેતા અથવા નવું બાંધતા, છોકરા છોકરીનાં સગપણ ખપતાં કુટુમ્બોમાંથી સારી સ્થિતિનાં વસ્તારી અને કુલીન હોય એવામાં સાંધી દેતા, વગેરે વચલા ઝમાના-ઓમાં વીમો આ પ્રકારનો હતો; જે હજી પણ ગુજરાતી વસ્તીના પછાત વિભાગોમાં ચાલુ વહીવટમાં છે. એ વચલા ઝમાનાઓમાં તેમ ચાલતા સમયમાં સુશિક્ષિત દક્ષિણીઓમાંથી મધ્યમ વર્ગના સેંકડો લોકને મેં બેવડો અને ત્રેવડો વીમો કરતા જોયા છે. વીમામંડળીમાં પોલિસી ઉતરાવે એ પહેલો વીમો. સગામાંથી ગરીબ પણ ચાલાક જણાય એવા એક બે છોકરાને પોતાનાં છોકરાં સાથે પાળીને તેમને ભણાવે, એ એમનો બીજો વીમો:—ચાલાક છોકરાની સાથે પોતાનાં છોકરાંનું ભણતર સુધરે એ એક લાભ, તે ચાલાક છોકરો મોટો થઈ સારી સ્થિતિએ ચડે તો તે આ સૌની સાથે કુટુમ્બીનો નાતો રાખે એ બીજો લાભ. અને પુના જેવા સ્થળમાં સુધરેલી ઢબનું બે માળનું મકાન પણ કરે, એ એમનો ત્રીજો વીમો:—ઉત્તરાવસ્થામાં પોતે ભોંયતળિયે રહે, મેડીનું સારૂં ભાડું આવે, જે બચત આમ રોકી હોય તે દર દાયકે દોઢ દાયકે આપોઆપ બમણી થાય, અને વળી પોતાને તેમ પુત્ર પૌત્રાદિને પુના જેવા સ્થલમાં નિવાસના અનેકાનેક સ્થૂલ સૂક્ષ્મ લાભ પણ અનાયાસે મળે; આ સૌથી મોટો લાભ. ગુજરાતીઓ પોતાને બુદ્ધિશાળી વ્યવહારકુશળ આદિ માને છે, અને આ માન્યતા કેટલી સાચી હશે કેટલી માત્ર ફુલાશ, તે જાણવાને દુનિયા નવરી નથી; પણ સુશિક્ષિત અને મધ્યમ વર્ગના ગુજરાતીઓમાં આમ બેવડો ત્રેવડો વીમો વેતરનારા મ્હેં ઘણા નથી જોયા, જ્યારે એ જ પંક્તિના દક્ષિણીઓમાં ઘણા જોયા છે.

૨. પરંતુ મૃત્યુ પહેલાં પણ ઘડપણ માંદગી અને કમાણી મુકાબલે ઓછી એવા એવા ગાળા આવે છે, જ્યારે ખર્ચ તો દાયકે દાયકે કુટુમ્બ વધતાં વરો વગેરે માથે આવતાં અને આસપાસનાં સૌની સાથે આપણી આદતો પણ ખર્ચાળ થતી જ જતાં, વધ્યા જ કરવાનો એ સિદ્ધ. વળી જે વડીલો આખા કુટુમ્બનો ભાર ઉપાડવા મથે છે, તેમની પોતાની ઉમર વધતી જતાં તેમને કપડાં લત્તાં ઘરેણાંનું ખર્ચ નિયમિત બંધાઈ જાય અને ઘટે એ ખરૂં, પરંતુ તેમને દવા હવાફેર આદિનું ખર્ચ તો વધવાનું જ. ઈ. સ. ૧૮૭૦ થી ૧૯૩૦ લગીના દાયકા છ, એમાંનો એકે દાયકામાં આગલા દાયકા કરતાં સોંઘવારી જે માણસે જોઈ હોય તેના દર્શન માટે હું ઉત્સુક છું; દાર્જીલિંગ કે લંડન, ટોકિયો કે સાન્ફ્રાંસિસ્કો જોવાને હું એટલો ઉત્સુક નથી. એ દરેક ક્યાં આવ્યું તે જાણું છું, રસ્તે પડું એટલી જ વાર, પહોંચીને માંડું જોવા અને ન્યાળી ન્યાળીને જોઈ શકું. પણ આગલા કરતાં પછીના દાયકામાં સોંઘવારી જોનારો માણસ ખલકને કયે ખુણે વસતો હશે, તે પણ નથી જાણતો. અને કમાણીની બાબત છોડિયે તો હાલના ઝમાનામાં તો બાંધેલા પગારવાળો વર્ગ જ સૌથી વધારે નિશ્ચિન્ત ગણાય એમ લાગે છે. વકીલ, દાક્તર, વેપારી, યંત્રશાહ, દુકાનદાર, દલાલ, કંઈક હોટેલવાળા, ગવૈયા, શરાફ, સોની, વણકર, વગેરે ઘણા ઘણાને નસીબ નામે કોઈક અજ્ઞાત મશ્કરાનો વિચાર વધુ વધુ આવ્યા કરે એવા સંજોગો પ્રવર્તે છે. નસીબ નામે એવું કોઈ અડપલું સત્ત્વ હસ્તીમાં હોય અને આ લેખ વાંચે તેને આ નિબંધથી ચેતાવું છું અને સલાહ આપું છું કે ભાઈ, તું તારી જિંદગીનો વીમો ઝટ ઉતરાવજે, કેમકે જ્યાં જોઉં છું ત્યાં ઉપલા-વર્ગોમાં તારી સામે ખુન્નસથી ઉભરાતા માણસો વધતા જ જોઉં છું! આકાશવૃત્તિ ઘણાં ઘણાં માણસો વિમાસી રહ્યાં છે, કે આ તે બેઠું છે શું? પાંચ વર્ષ પણ સરખાં નથી નીકળતાં, એવી હાડમારી આગળ કેમ નભાય? દશે આંગળીએ પુણ્ય કર્યાં હશે એવા ભાગ્ય-

શાળીને જ એક દાયકો પણ સારો આવી જશે, જેની બચત ઉપર આખો જન્મારો લેવાનો અને એવા દાયકા દરમિયાન આગળ પણ આમ ને આમ નહીં ચાલ્યા કરે એવું જે વિરલ અતિવિરલ માણસને સુઝ પડે તે જ બચત કરે કની ?

૩. ત્યારે આવા સંયોગોમાં મૃત્યુ પછીના સમય કરતાં પણ મૃત્યુ તો આવતાં આવે ત્યાં લગણના જે દાયકાઓ લેવાના, તે દરમિયાન કમાણી ઓછી થઈ જાય એવા ગાળાઓને માટે પણ પાળ બાંધી રાખવાની ખરીને ? બની શકે તો અને બની શકે તેવી. વીમા શબ્દમાં આ અર્થ પણ આવે, અને તે ઉપલા કરતાં કદાચ વધારે મહત્ત્વનો છે. કેમકે માણસોનાં આયુષ્ય વધતાં જાય છે અને અકસ્માત મોતોનું તેમ અકાળે મોતોનું પ્રમાણ ઘટતું જ જાય છે. વળી વસ્તી પણ વધતી જ જાય છે. એટલે અત્યારે જે ભીંસાભીંસ અનુભવાય છે તે તો હજી પહેલા બીજા પહોરની જણાય છે. ખરા બપોરની ભીંસાભીંસ કેવીક હશે તે તો જેને વેઠવી પડી હશે તે જ સમઝશે. આમ મૃત્યુ પછીના સમય કરતાં તો આયુષ્ય ચાલે છે તે દરમિયાનના ભાવિનો વિચાર વધારે મહત્ત્વનો ઠરે. અને આ વિચારણા આપણે બે કટકે કરીશું. ઘડપણરૂપ ભાવિનો પ્રથમ, ઘડપણ પહેલાંના ભાવિનો છેવટે.

૪. ઘડપણ એટલે કમાણી અને પ્રવૃત્તિ અટકી જ જાય તે વર્ષો, આયુષ્યનાં છેલ્લાં વર્ષો. આયુષ્ય લંબાતાં જાય છે તેમ તેમ આ છેલ્લાં વર્ષો વેઠવાં પડશે જ એવાં માણસોની સંખ્યા પણ વધતી જ જાય છે. જુના ઝમાનાઓમાં આ છેલ્લાં વર્ષોમાં આપણું શું થશે એવી ચિંતાને સ્થાન જ ન્હોતું. હું બાળક હતો ત્યારે જ્યાં જ્યાં ઘુસું ત્યાં ત્યાં એક ડોસો કે ડોસી હોય જ; આંધળું કે અપંગ ના હોય તો તેટલું તે નસીબદાર, જ્યાં તે રહેતું હોય ત્યાંનાં ગૃહપતિ અને ગૃહિણી તેનાં સંતાન કે નજીકનાં સગાં હોય જ એમ પણ નહીં. અને તથાપિ તેમનાં પગચંપી, સ્નાન વસ્ત્ર, દવાદારૂ, ખાસ ખાનપાન, કશાની અડચણ આવતી જ નહીં. બાળકો અળવીતરાં વાંદરાં જેવાં

હોય તે પણ મોટાંઓના ધાકને લીધે આ ઘરડાંને અનુકૂળ રહેતાં. હાલનાં યુવક યુવતીઓ આ કશું નહીં સ્વીકારે; અથવા કહેશે, એ તો તે જમાનાનાં ઘરડાં, એવાં તીર્થરૂપ હવે ક્યાં? પરંતુ આવી વાણી અનાર્ય થતા જતા આચારની ઢાંકપછેડી માત્ર છે. હાલનાં આ માનશે પણ નહીં; કેમ જે તેઓ પોતાનાં માતાપિતાનાં આવાં આચરણ જોવા જ પામ્યા નથી. મેં તો ચાલીશ વર્ષના ન્યાયાધીશને પાંસેઠ વર્ષના દૂરના કાકાનું રોજ રાતે દીલ દાબી આપતાં જોયો છે; ત્રણ બાળકની માને વડસાસુને નવડાવી, લોહી, સાડી પ્હેરાવીને ઉંઘાડતી જોઈ છે. ઘરમાં ઘી ખુટ્યું હોય ત્યારે પાડોસીને ત્યાંથી આણીને ઘરડાંને ઓળેલી રોટલી જમાડતી ગૃહિણીઓ મને સાંભરે છે. પંદર માણસની રસોઈ કરી સૌને જમાડી તે પછી ચાતુર્માસ પાળતા વૃદ્ધને ફલાહાર કરી આપે, તેને જમાડે અને પછી જ પોતે જમે, એવી કુલવતીઓને યાદ કરૂં છું. અને સાથે માનું છું કે આવાં સદાચરણી સ્ત્રી–પુરુષો ઉપર વૃદ્ધસેવાના નામે કેટલોક જુલમ પણ ગુજરતો હતો, તે ગયે તેથી રાજી છું. પરંતુ એ કુલીનતા આખીયે ઉડી જતી લાગે છે ને મ્હને તો પ્રગતિ સધાતી નથી જણાતી. સ્ત્રીઓ પરણે છે ચોરીમાં જેનો હાથ સાહ્યો છે તેને, નહીં કે તેનાં ઘરડાં વયડાંને સુદ્ધાં; પુત્રે માતપિતાના ઓશીંગણ રહેવું એટલે નહીં કે છોકરાનાં છોકરાં થતાં સુધી ગુલામ થઈ રહેવું, વગેરે કટાક્ષોને પણ અનુકૂળ છું. પરંતુ ઘરડા દુ:ખી થાય તેને પણ સમાજનું એક કલંક માનું છું. કાં તો તેઓ દુ:ખી થતાં ન્હોતાં એવી જુની પરંપરા પાળ્યા કરો, કાં તો સ્થળે સ્થળે પૂરતાં નિવાસસ્થાનો ઉભાં કરો જેમાં ઘરડાંઓની ખાસ માવજત થાય. ઘરડાંઓની સંખ્યા સ્થળે સ્થળે વધવાની એ ધ્યાનમાં રાખશો; અને તેમાં પોતાનાં અંગનાં સગાં બધાંય સીધાવી ગયેલાં એવાં પણ રહેવાનાં જ.

૫. પણ વૃદ્ધાશ્રમો થઈ જતાં ઘણીવાર લાગશે અને આગલી કુટુમ્બનીતિ ભૂસાઈ જવા આવી છે, એવા આ ચાલતા સમયમાં

શું? હાલ બાળક અને યુવાન છે તેમણે સમય ફરી ગયો છે એમ ચેતીને વીમો ઉતરાવવો. પેન્શન કે પ્રોવીડન્ટ ફન્ડ એક જાતનો વીમો જ છે. તે ન હોય તેણે અમુક ઉમરે રકમ પોતાને મળે, તે પહેલાં મોત થતાં વારસોને મળે, એ જાતના વીમા જરા વધુ વાર્ષિક રકમો ભરીને પણ ઉતારવા. વળી યુરોપ આદેમાં એન્યુઈટીઓ ઘણી ખરીદાય છે, તે જાતના વીમા આપણા દેશમાં પણ વધવા જોઇએ. આગળના લોક સોનું રૂપું સંઘરતા કે ઘડપણમાં વટાવાય. હમણાંના ભાવઉછાળા દરમિયાન જેમણે સોનું વટાવ્યું છે તેમણે સારું જ કર્યું છે. પણ સોનાનો ભાવ પહેલાં તો લાંબા સમય લગી સ્થિર રહેતો, તેમ હવે આ એરોપ્લેન, વાયરલેસના ઝમાનામાં સંભવિત નથી. તે કરતાં તો થોડું વાર્ષિક વ્યાજ આપે એવી સરકારી લોન આદિ શ્રદ્ધેય સિક્યુરિટી સારી. છપ્પનિયા પહેલાં સાડાત્રણ ટકાની લોનનો ભાવ ૧૧૧ નો હતો. ધારો કે જુવાન માણસે એવા રૂપમાં ૧૯,૦૦૦ ની મુડી રાખેલી હોય. એણે તે વખતે આપેલી રકમ અત્યારે પોણી જ ઉપજે એ ખરૂં; પણ એને ક્યાં વટાવવી છે? એને તો વાર્ષિક વ્યાજ જ મળ્યા કરે તે જ એન્યુઈટી છે.

૬. છેવટે, ઘડપણ આવતાં પહેલાંના ઓછી કમાણીના ગાળા. આગલા ઝમાનામાં આપણા લોક સહનશીલ અને ખડતલ હતા. આસમાની સુલતાની વારાફેરા એ સૈકાઓ દરમિયાન વીશીએ વીશીએ કે એથી પણ વધારે ગુજરતા. કેટલીક વાર તો વર્ષો ને વર્ષો એક-સરખી આફતમાં ગુજરતાં. હજારો અને લાખો માણસો રાત પડે અને પાછું વહાણું વાય એટલા અરસામાં પણ તાલેવતમાંથી નિષ્કિંચન બની જતાં. વહાણ ડુબે, ચાંચિયા લૂંટારા કે ઠગ મળે, રાજા કે દરબારની ઈતરાજી થાય, કોઈ લશ્કરની અડફટમાં આવી જવાય, આગ લાગે, કોલેરા શીળી કે બીજા રોગ નડે, એક ફટકો પડે, એક જ પાસો અવળો પડે, અને માણસ સાત પેઢીની સમૃદ્ધિ ખોઈ ભોં ભેગા થઈ જતા. એ સૈકાઓ દરમિયાન રાય રંક સૌ કોઇ વ્રત તપ પગે ચાલીને

કે ઘોડા ઉપર પંથ, વગેરે વગેરે પુષ્કળ કરતા. રાજા પણ ગામડામાં હોય ત્યારે જંગલ–વગડામાં રાતે જે કંઈ મળી આવે તેથી ચલાવી લેવા ટેવાતા હતા. મોટામાં મોટા દાખલા જુવો. અકબરનો નિયમ એવો હતો કે પોતે રાજમહેલમાં હોય તે દરમિયાન અને રાતના અમુક સમય લગી દર પા પા કલાકને અંતરે ભાત ભાતનાં ભોજનનાં ખુમચા રસોડેથી ચાલ્યા આવે. ગમે તે વખતે પોતે એકવાર જમી લે, અને તે ક્ષણે સાથે જેટલાં આસન માંડવા વરધી થાય તેટલા બીજા ખુમચા પણ આવે. પરંતુ આમ એકવાર જમી લીધું પછી બીજી સવાર લગી રસોડું બંધ ! બહાર જ્યાં જે વખતે મોજ આવે તે ક્ષણે જે હાજર હોય તેનાથી ચાલે. ઘણુંખરૂં તો નજર આગળ તોડાતાં ફળ અને નજર આગળ રંધાતા શિકાર આદિથી ચલાવે; વળી એ વ્રત જાત્રા આદિ પણ પુષ્કળ કરતો, અને તે દરમિયાન ધર્મિષ્ઠ માણસ પાળે તે બધા નિયમો પાળતો. શિવાજીનો દાખલો જુવો. આલમગીરના પંજામાંથી એ જીવ લઇને નાસી છૂટચો ત્યારે એ કેટલે મહિને સ્વદેશ પહોંચી શક્યો તે જુવો. અને એ માથું ઉતારીને ઉગરવાના વિકટ સમય દરમિયાન ખાનપાન, પ્હેરવેશ, વેશપલટા, નિદ્રા, મજલ દોડ, સંતાવું આદિ બાબતોમાં કેવી કેવી હાડમારી વેઠવી પડેલી, તે ધ્યાનમાં લ્યો. અથવા સિદ્ધરાજનાં છેલ્લાં વર્ષો દરમિયાન કુમારપાળ કેટકેટલી મુશીબતો ઉગરવા પામ્યો તે હકીકત વિચારો. આપણે જેને જાનમાલાદિની સલામતી કહિયે છીએ, આપણે જે નિયમિત ખાનપાન હાલચાલ વસ્ત્રભોગાદિના ઘડિયાળ પ્રમાણે નિયમિત વ્યવસ્થિત જીવનને માત્ર અને નર્યું જીવન ગણીએ છીએ, અને એટલું તો ઓછામાં ઓછું મળ્યા જ કરે તેને આપણો જન્મસિદ્ધ હક્ક ગણતા થઈ ગયા છીએ, એ સર્વ અત્યંત અર્વાચીન કાળની જ માયા છે. અને સુશિક્ષિત વિશારશીલ ભાઈ-બ્હેનોએ સાફ સમઝી લેવું ઘટે કે આજકાલનાં આપણાં શહેરોમાં એ જીવન જેટલું ટકાઉ અને સ્થાયી બનેલું લાગે છે, તેટલાં એનાં

મૂળ આપણા દેશમાં હજી ઉંડાં ઉતરેલાં છે જ નહિ. આજે લખેશરી હશે એવાં કુટુમ્બોમાં પણ જો કોઈ કિશોર કિશોરી યુવક યુવતીને હાથે રસોઈ કરી લેતાં, ઓરડો વાળી લેતાં, ચાર ગાઉ ચાલી નાખતાં, કે છત્રી જોડા વગર હાથમાં કે બગલમાં આવશ્યક ચીજોની પોટલી સાથે બ્હાર નીકળતાં અઘરૂં પડી જાય એવું માનસ ઘડાઇ ગયું હશે અથવા તો ઘડાવામાં હશે, એવા કિશોર કિશોરી યુવક યુવતીની મને દયા આવે છે.

તાત્પર્ય કે ખરો વીમો એક જઃ—નિષ્કિંચન માણસના જેવો સ્વાશ્રય.

૧૯૩૫

## ન્હાનાલાલ દલપતરામ કવિ

(૧૮૭૭-)

### શ્રીમન્ત મહારાજ સયાજીરાવ ગાયકવાડઃ

#### તેજછાયાનું એક ચિત્ર

છાયા વિનાનું તેજ કોઈએ દીઠું છે? જગતનો મધ્યાહ્ન તપતો હોય છે ત્યહારે યે જગત્માં પડછાયાઓ પડેલા નથી હોતા? સૂર્યમાં સૂર્યધાબાં છે, અને પૃથ્વીનો ગોલાર્ધ નિરન્તર અન્ધકારમાં જ હોય છે. વિશ્વમાં દિવસ અને રાત્રિ ઉભય છે. પરાજય ન જ દીઠા હોય ત્હેવો અજીત વિજયનોબત જ સુણનારો સેનાપતિ માનવ ઇતિહાસે દીઠો નથી. આવા કુદરતી નિયમને લીધે કોઈ પણ મનુષ્યની તુલના જમે ઉધારના સરવૈયાથી જ થઈ શકે. ઉડી જતાં ધુમ્મસથી છલાછલ ભરેલા સ્હવારની વનમાળામાંથી તેજછાયાના મનોહર વાઘા સજીને ઉપર તરી આવતા કોઈ શિખર સમોવડ મહારાજ સયાજીરાવ ગુજરાતનાં વન ઉપર આજે તરી આવે છે.

પ્રારબ્ધ અને પુરુષાર્થ ઉભયના પ્રકાશ અને પડછાયા એ માનવ-શિખર ઉપર પડી પોતપોતાનાં વિધવિધ રંગોની રંધોળીની જીવન-

ભાત પાડી ગયેલ છે. એલેકઝાન્ડર કિન્લૉક ફૉર્બ્સ સમા થોડાક મહાન વિદેશી ગુજરાતીઓ સમા શ્રીમન્ત મહારાજ સયાજીરાવ ગાયકવાડ એક મહાન ગુજરાતી છે. યૌવનકાલમાં મુંબઈ નગરીના સિંહ સર ફિરોઝશાહ મહેતા અને ગુજરાતભક્ત પ્રેમશૌર્યનો ડંકો વગાડનાર કવિ નર્મદ જેવા કેટલાક ગુજરાતી વીર પુરુષોના નામોચ્ચારણથી ગુજરાતીઓના કલ્પનાતરંગ હિન્ડોળે ચ્હડે છે ત્હેવા થોડાક કલ્પના-પ્રકાશક ગુજરાતીઓમાંના એક મહારાજ સયાજીરાવ છે. પ્રાચીન યુગમાંથી નવા યુગમાં થયેલી અને થતી ગુજરાતની યુગસન્ક્રાન્તિના આદિ નાયક કવિ દલપતરામથી માંડીને આજ સુધીના એ સન્ક્રાન્તિકાલના સર્વ ગુર્જર વિચારકો અને કાર્યધુરંધરોમાં વડોદરાના વર્તમાન નરેશનું સ્થાન પ્રથમ સિંહાસને છે. ગુજરાતના સર્વશ્રેષ્ઠ અને સર્વવિશાલ દેશી રાજ્યના છેલ્લાં પાંત્રીશ વર્ષથી કમાન ઝીલનાર ને મુગટ ધરનાર ગુર્જર મંડલીકેશ્વરનું જીવનચરિત્ર પ્રેરક, ઉલ્લાસક અને આનન્દાશ્ચર્યજનક છે. ઇ. સ. ૧૮૬૩ માં મરાઠાઓના કવલાણાના ગામડામાં જન્મેલા ગોપાલ બાલકનું ગુજરાતને સ્મરણપ્રિય ખંડેરાવ મહારાજનાં સદ્‌ગત મહારાણી જમનાબાઈ સાહેબને ખોળે દત્તક લેવાઈ ઇ. સ. ૧૮૭૫ માં ગુર્જરાધીશ બનવું: ઇ. સ. ૧૮૭૫ થી ૧૮૮૧ સુધી ૭ વર્ષના સતત પરિશ્રમથી એ નિરક્ષર ગ્રામ્ય ગોપાલના આરસપહાણને ઘડી ઘડી સયાજીરાવ ગાયકવાડની સાક્ષર-વન્દનીય નગરશોભાસ્પદ રાજમૂર્તિ રચાવી: તે પછી પાંત્રીસ વર્ષથી ચાલતો એકચક્ર યશસ્વી યુગસન્ક્રાન્તિ સમો રાજકારભાર: મહારાણી લક્ષ્મીબાઈ સાહેબ કાજે યોજેલા લક્ષ્મીવિલાસ મહેલમાં મહારાણી ચીમનાબાઈ સાહેબનો રાજવૈભવ; સિન્ધિયા મહારાજને દીધેલાં રાજકુમારીનો કુચબિહાર મહારાજ સાથે લગ્નપ્રસંગ: સ્વર્ગસ્થ ધર્મપત્નીના સ્મરણાંશ તરીકે ઉછરેલા યુવરાજનું નવયૌવનમાં અમરાજની પાંખમાં ઝડપાવું: જાહોજલાલી અને કીર્તિની જાજ્વલ્યમાન કલગી રાજમુગટમાં વિરાજી ઘડીક ફરકતી થઈ ત્હાં તે યશકલગીનો તેજ-

કલાપ ઝંખવાવો: શ્રીમન્ત સયાજીરાવ મહારાજના જીવનમાંનાં આવા મહાપ્રસંગોમાં પ્રારબ્ધ અને પુરુષાર્થની અટપટી પરમેશ્વરી ભાત વિરાજી રહેલી છે. પ્રારબ્ધવાદીઓએ તેમ જ પુરુષાર્થવાદીઓએ પોતપોતાનાં સત્ય અને સીમાઓ એ જીવનગ્રન્થમાંથી શોધી શીખવાનાં છે.

મહારાજની તરુણાવસ્થામાં બે બનાવ બન્યા, અને મહારાજના પ્રત્યેક કાનમાં અકૂકેક જીવનમન્ત્ર તે સંભળાવી ગયા છે.

પહેલો પ્રસંગ પોતાની જ જીવનકથામાં હતો, ને તે ઉપર સૂચવેલો છે. અપ્સરાઓ જાણે કોઈને ઝડપી જાય ને ક્ષુદ્ર માનવ બાલને દેવશણગારે શણગારી દેવસિંહાસને સ્થાપે એવો ચત્મકાર ગાયકવાડ મહારાજની જીંદગીમાં બન્યો. બારમે વર્ષે કવલાણાના ખેતરમાંથી વિધિએ ત્હેમને ઝડપી લઈ ગુર્જર મહારાજનો ખિલઅત પહેરાવી ગુર્જર સિંહાસને સ્થાપ્યા, એ દત્તકક્રિયા અને એ તખ્ત-નશીન ક્રિયાઓને પ્રસંગોએ સયાજીરાવ ગાયકવાડમાં જીવનના પાયારૂપ એક સુદૃઢ માનીનતા પ્રગટાવી કે 'હું મહારાજ.' વડોદરાના મહેલમાં ચહા પીતાં કે રાજદરબાર ભરતાં, સ્હવારે ફરવા જતાં કે બપ્પોરે રાજકાર્યના હુકમો આપતાં; રાજકુટુંબ વચ્ચે વિરાજતાં કે પ્રજાની મહાસભાઓના પ્રમુખસ્થાનમાં: મહારાજનો એ રાજખિલઅત ઉતારાતો નથી, ને 'હું મહારાજ'ની માનીનતા વિસારાતી નથી. 'હું બીજાથી નિરાળો છું' 'અદ્વિતીય છું' એ ભાવનામાં વીર પુરુષોનાં પરાક્રમની પ્રેરણા રહેલી છે, તેમ જ એમાંથી અન્ય સકલમાં અનાદર અને અશ્રદ્ધા જન્મે છે. મહારાજ સયાજીરાવને એ ભાવનાના લાભાલાભ ઉભય મળ્યા છે.

મહારાજના બીજા કાનમાં જીવનમન્ત્ર સંભળાવ્યો તે બીજો પ્રસંગ હિંદુસ્તાનના ઇતિહાસમાંનો હતો. મહારાજ તખ્તનશીન થયા ત્હેવામાં સિમલામાં સર્વ વાઈસરોયના ભૂષણરૂપ ને જેની કસોટીએ હિન્દી પ્રજા સર્વ–ભૂત વર્તમાન ને ભાવિ–વાઈસરોયોને ચ્હડાવી પારખશે તે ઉદારચરિત મહાશય માર્કિવસ રિપનનો લોકહિતૈષી અમલ

હતો. સ્થાનિક સ્વરાજ્ય—Local Self-Government નો કાયદો ઘડી તે મહાનુભાવ બ્રિટિશ રાજનીતિવેત્તાએ બ્રિટિશ ઇતિહાસમાંનું ને બ્રિટિશ પ્રજાજીવનમાંનું એક પરમ રાજસૂત્ર હિન્દી પ્રજાને શીખવ્યું કે રાજસંસ્થા એટલે અમલદારવર્ગ નહી પણ પ્રજાના પ્રતિનિધિઓ. તે સમયે ભારતવર્ષમાં ઠામઠામે ઉત્સવો થયા, ઉદારવાદ–Liberalism—ની હિન્દના રાજ્યઅમલમાં ફતેહ થઈ, અને ભારતી પ્રજાએ બ્રિટનને અને બ્રિટનના વિશાલહૃદય રાજધુરંધરોને આશીર્વાદ આપ્યા. માર્કિવસ રિપને હિમાલયના શિખરેથી ઉચ્ચારેલા પ્રજાપ્રતિનિધિત્વના એ રાજમન્ત્રની મહાઘોષણા સારા હિંદુસ્તાનમાં ગાજી ઉઠી–અને હજુ યે ગાજે છે–અને મહારાજ સયાજીરાવના કર્ણદ્વારે એ પ્રજાભાવનાનો ધ્વનિ પહોંચ્યા વિના રહ્યો નહી જ હોય. બ્રિટિશ સલતનતના પ્રમુખ પ્રતિનિધિને એ મહામન્ત્ર ઉચ્ચારતા, ને ભારત સમુદાયને એ રાજસૂત્ર હર્ષગર્જનાથી વધાવતા મહારાજે સાંભળ્યા હોવા જ જોઇએ. તે પછીની આજ સૂધીની વિધવિધની પોતાની પ્રજા–ઉદ્ધારની સકલ પ્રવૃત્તિઓનો એ નીતિમન્ત્રને પ્રાણ અને પ્રેરણારૂપ મહારાજે કીધેલ છે.

મહારાજ સયાજીરાવ ગાયકવાડના જીવનનો નિકટથી અભ્યાસ કરનાર સન્ત નિહાલસિંહ મહારાજને વડોદરાના Autocrat–એકચક્ર સત્તાધારી–અને Dictator–સર્વસત્તાધીશ–કહે છે, અને સાથે એમ પણ વર્ણવે છે કે 'Preparing his people for autonomous Government' પોતાની પ્રજાને પ્રજાપ્રતિનિધિના રાજતન્ત્રને કાજે કેળવનાર મહારાજા છે. એ બન્ને ભાવનાઓ ઉપરના બે મહાપ્રસંગોએ મહારાજમાં જન્માવી હોય એમ જણાય છે, ને એમ મહારાજના જાહેર જીવનમાં બે આદર્શ બંધાયા લાગે છે. એ બે પ્રસંગોમાં મહારાજના રાજજીવનની કુંચીઓ છે, અને મહારાણી લક્ષ્મીબાઈ સાહેબનું દેવ થવું ને મહારાણી ચીમનાબાઈ સાહેબ સાથે લગ્ન થવાં એ પ્રસંગમાં મહારાજના કુટુંબજીવનની ચાવી છે. એ ત્રણ પ્રસંગોમાંથી મહારાજના

જીવનમહાલયના લગભગ સકલ ઓરડાઓની ત્રિગુણ સમી ત્રણ ચાવીઓ જડે છે, અને એ ત્રણે પ્રસંગો મહારાજની પહેલી પચ્ચીશીમાં જ બની ગયેલા છે.

મહારાજાએ શું શું કર્યું છે એ પ્રશ્નનો થોડામાં ઉત્તર આપવો સહેલો નથી, કારણ કે મહારાજે થોડું કર્યું નથી. છતાં એક બાદબાકી આવડે તો કરોઃ હાલનાં વડોદરા અને વડોદરા રાજ્યમાંથી ઇ. સ. ૧૮૮૧નાં વડોદરા અને વડોદરા રાજ્ય બાદ કરો, અને જે જવાબ આવે ત્હેમાં ઉપરના પ્રશ્નનો ઉત્તર ત્હમને મળશે. લગભગ એકડે એક અને મૂળાક્ષરથી જ મહારાજને પ્રજાઉદ્ધારનું પરિયાણ કરવાનું હતું, અને ત્હેમાં શારદાપીઠના પદવીધર જેટલો પ્રગતિવિજય મેળવ્યો છે. હવે તો પદવીધરની ને પ્રજાજીવનની ફતેહની પરીક્ષાઓ બાકી છે. રાજનીતિના ભૂમિતિસિદ્ધાંતો અનુસાર બારમા સ્કન્ધ પ્રમાણેના પ્રજાઉદ્ધારનાં મહાઅટપટાં રેખાચિત્રો મહારાજે દેશપટભરી દોરેલાં છે, પણ ચિત્રકારનું જીવનચિત્ર, જાણે પ્રજામૂર્તિની રગેરગમાં જીવન ધબકે છે, અને મુખમુદ્રામાં ચેતન ઝબકે છે એવું જીવન્ત પ્રજાચિત્ર, હજી એ રાજચિતારાથી ચીતરાયું નથી.

ઇ. સ. ૧૮૮૧માં વડોદરા રાજ્યમાં પ્રાથમિક શાળાઓ ને હાઈસ્કુલો કેટલી હતી, અને આજે કેટલી છે? તે વખતે ભણેલા નરનારના ટકા પ્રજામાં કેટલા હતા, ને આજે કેટલા છે? મહારાજે પ્રજાકેળવણીનાં ત્રણે સ્વરૂપોની ખીલવણીથી પ્રજાઉદ્ધારનો સુયોગ્ય પાયો માંડ્યો, અને શારદાપીઠની અનેક વિદ્યાશાળાઓના અભ્યાસક્રમ પ્રજાને સુલભ કર્યા. ભણ્યા પછીયે તે જગતનાં સર્વોત્તમ અનુભવભંડારનાં પુસ્તકો ભણેલાઓ વાંચતા નથી એ જોઈ મહારાજે પુસ્તકભંડાર નગરેનગરે અને ગામેગામે સ્થાપ્યા. ઇ. સ. ૧૮૬૯માં વડોદરામાં એક પુસ્તકશાળા સ્થાપવાની વિનંતિ મ્હારા પિતાએ મહારાજ સયાજીરાવના રાજપિતાને કરી હતી, ને એ બે વૃદ્ધોના મેળાપની કથા દલપતકાવ્યના ગુર્જરીવાણીવિલાપમાં વર્ણવેલી છે. ખંડેરાવ

મહારાજે કવિ દલપતરામને એ પ્રસંગે વચન પણ આપ્યું હતું કે પુસ્તકશાળા સ્થાપીશું અને નિશાળ માંડીશું, પણ એ વચન સિદ્ધ થાય તે પહેલાં વરસેકમાં મહારાજ દેવ થયા. એ ગુર્જરપ્રિય મહારાજે ૪૭ વર્ષ ઉપર મ્હારા પિતાને આપેલ રાજકોલ એ રાજપિતાના રાજપુત્રે આવી અણુકલ્પી સરસ રીતે પાળેલો નિહાળી મ્હારા પિતાના પુત્રને આશ્ચર્યાનન્દ વિના બીજું શું થાય?

સંસ્કૃત વિદ્વાનો ખિલાવે મહારાજ વિસર્યા ન હતા, ને આજે પણ વડોદરાની પરીક્ષામાં પાસ થયેલો શાસ્ત્રીવર્ગ ગુજરાતમાં કે ગુજરાત બહાર થોડો નથી. પણ સયાજીરાવ મહારાજના રાજ્ય-અમલનો જે એક ઉત્તમ વિદ્યાપ્રચારનો પ્રયત્ન તે તો કલાભવન. ગુજરાતીઓ સાહસિક વ્યાપારીઓ છે ને ગુજરાત વ્યાપારમુલક છે એ જોઈ કવિ દલપતરામે હુન્નરખાનની ચઢાઈ લખી. ને અમદાવાદના પિતામહતુલ્ય પરમ નાગરિક દીર્ઘદર્શી રણછોડભાઈએ વણવાકાંતવાની મિલ કાઢી, ને પરિણામે મુંબઈ અમદાવાદ હિન્દનાં લિવરપુલ માન-ચેસ્ટર જેવાં થઈ રહ્યાં. ગુર્જરરત્ન પ્રો. ગજ્જરે પણ પ્રજાજીવનની એ દિશા જોઈ, અને મહારાજ સન્મુખ હુન્નરકલાની વિકાસયોજના ઘડીને મૂકી. ચકોર મહારાજે એ યોજના મંજૂર કરી, વિશ્વકર્માની એ શાળામાં વિશ્વકર્માના પુત્ર પ્રો. ગજ્જરને આચાર્ય નીમ્યા, ને કલાભવન ઉઘડ્યું. એ પ્રિન્સિપાલ સાથે સાક્ષરરત્ન મણિશંકર વાઈસ-પ્રિન્સિપાલ તરીકે જોડાતાં હુન્નરઉદ્યોગોમાં અને સુતારલુવાર રંગારી જેવા કારીગરોમાં યે સાક્ષરતા જાગી, જ્ઞાનમંજૂષાની માલા શરૂ થઈ, રંગરહસ્ય નામનું સચિત્ર સુકલાવન્તું માસિક નીકળવા માંડ્યું, હુન્નર-વિદ્યાકલાની પરિભાષા ઘડાવા માંડી, ને હિન્દી ગુજરાતી સંસ્કૃત અંગ્રેજી એમ ૭ ભાષાઓનો અનેકભાષાકોષ રચાયો. મિલોને વર્તમાન રંગાટ કામના રંગારા મળ્યા, સુતારોને વર્તમાન કલાશિક્ષિત કામ કરનારા મળ્યા, ને ગુજરાતના કારીગરોમાં થયું કે કારીગિરીનો ને દેશનાં હુન્નરકલાના પુનરુદ્ધારનો યુગ આવી પહોંચ્યો છે. કલાભવનનાં

પહેલાં દશ વર્ષની કથા મહારાજ સયાજીરાવના રાજ્યઇતિહાસનું અને પ્રો. ગજ્જરનાં જીવનઇતિહાસમાંનું સોનેરી પ્રકરણ છે. હરિઇચ્છા જૂદી હશે. એ બે મહાપુરુષોની સહિયારી પેઢીના ભાગીદારોએ જુવારુ કરી જૂદી જૂદી પેઢીઓ માંડી, પણ બન્નેને અણપૂરાએલી ખોટ ગઇ છે. પ્રો. ગજ્જર મોતી ને હીરા ધોવામાં, મહાન્ કલ્પનાઓ કલ્પવામાં, અને ઝવેરીઓના કોર્ટકલહોમાં પડ્યા. મહારાજ સયાજીરાવ આજે પણ કલાભવન ચલાવે છે, જ્ઞાનમંજૂષા અને રંગરહસ્ય બંધ થયાં, અને અનેકભાષાકોષ વણછપાયેલો સડે છે, ને ગુજરાતનાં હુન્નરકલા કારીગિરીનો ઉદ્ધારનો પ્રશ્ન જેવો ને ત્હેવો અનુત્તર હજી ઉભો છે. મહારાજે બેન્ક કઢાવી, વ્યાપારનું ખાતું કાઢી મન્ત્રી નીમ્યા, ઉદ્યોગોના ખિલાવનું કમિશન નીમ્યું, ને ત્હેને લાખોની રકમ સોંપી: પણ ફરી એ રંગ જામ્યો નહીં: પ્રો. ગજ્જર જેવા સેનાપતિ વિના મહારાજ સયાજીરાવ ગાયકવાડ હુન્નરખાનની ચઢાઈ જીતી શક્યા નહીં.

મહારાજ સયાજીરાવના બાંધકામ ખાતાએ મહેલ હવેલીઓ વિદ્યામન્દિરો ન્યાયમન્દિર બાગબગીચાથી વડોદરા એવું શણગાર્યું છે કે પશ્ચિમ હિન્દમાં તો મહારાજ ગાયકવાડનું પાટનગર એક અલબેલી મુંબઈ નગરીથી જ બીજે નંબરે છે. અમરેલી નવસારી પાટણ મહેસાણા પેટલાદ સિદ્ધપુર, એ પ્રાંતપુરોમાં પણ પાટનગરની કેટલીક પ્રજા–પ્રવૃત્તિઓ પ્રસરેલી છે ને પ્રસરતી જાય છે. વેરાયેલાં ગામોને રેલ્વેની જાળીથી ગૂંથવામાં આવે છે, ને એમ વ્યાપારના નવા ધોરી માર્ગ મંડાય છે. બાલલગ્નપ્રતિબંધક અને કન્યાવિક્રયનિષેધના કાયદા, પુરોહિતનો ખરડો, સર્વ જાતિઓમાં પરસ્પર લગ્નની છૂટ, એ અને એવા સંસારસુધારાને પ્રસરાવનારા કાયદાઓ ઘડી પ્રજાને અનિષ્ટ રૂઢિબન્ધનોમાંથી મહારાજે કંઈક મુક્ત કરેલ છે. ન્યાયખાતું, પોલિસખાતું અને રાજ્યનાં અન્ય ખાતાંઓની નિયમબદ્ધ ને પદ્ધતિપુરસ્સર ખીલવણી મહારાજના અમલ દરમિયાન જ થયેલી છે. એ સૌ રાજ્યતંત્રની વર્તમાનતા મહારાજ સયાજીરાવના રાજસિંહાસને પધાર્યા પછીની જ છે.

મહારાજનો આ પ્રત્યેક મહાપ્રયાસ છે, પણ સયાજીરાવ ગાયકવાડનો પ્રજાઉદ્ધારનો પરમ પ્રયાસ આમાંનો કોઈ નથી, એ તો નિરાળો જ છે. એ પ્રયાસ સાથે મહારાજના મંત્રી અને અમાત્યશ્રેષ્ઠ ભારતરત્ન રમેશચન્દ્ર દત્તનું કીર્તિવન્ત નામ સદાનું જોડાયલું રહેશે. પ્રજાપ્રતિનિધિત્વનો જે મહામન્ત્ર ભારતપ્રિય નામવર માર્કિવસ રીપનને મુખેથી સાંભળ્યો હતો, અને પોતાની પૃથ્વીયાત્રામાં દેશદેશાન્તરમાં જેનાં મૂર્તિમન્ત પુણ્યદર્શન મહારાજે કીધાં હતાં, એ મન્ત્રપ્રેરણા પચ્ચીસ વર્ષે પોતાની પ્રજાના જીવનમાં સ્થાપવાનો સયાજીરાવ ગાયકવાડે પ્રસંગ લીધો, ને રાજનીતિનિપુણ અમાત્યે મહારાજના એ સદ્‌વિચારને ઝીલી લઈ સિદ્ધ કીધો. બ્રિટનમાં જેમ પેરિશ ને કાઉન્ટી કાઉન્સીલો છે તેમ હિન્દમાં યે પ્રાચીન અને મધ્યકાલમાં ગામડાંમાં ગ્રામ્યપંચાયતો હતી. નગરોમાં લોર્ડ મેયરો સમા નગરશેઠો હતા. લોકલ બોર્ડ અને મ્યુનિસિપાલિટિની નવી સંસ્થાઓ સ્થપાતાં એ જૂની લોકસંસ્થાઓનો લોપ થયો. ચતુર ગાયકવાડે અને નિપુણ મન્ત્રીવરે જોયું કે એ જૂની લોકસંસ્થાના સંજીવનમાં પ્રજાનું સંજીવન છે, એ પ્રાચીન પ્રણાલિકાનો અર્વાચીન નવઅવતાર જન્માવવામાં પ્રજાપ્રતિનિધિત્વના રાજ્યમન્ત્રની પરમ સિદ્ધિ છે. એ પ્રજાકલ્યાણની શુભ માનવતા બલવત્તર થતાં વડોદરા રાજ્યને ગામેગામ ગ્રામ્યપંચાયત ને પ્રાન્તેપ્રાન્ત પ્રાન્તપંચાયત સ્થપાઈ. પ્રજાપ્રતિનિધિઓની રાજસભાયે વડોદરા રાજ્યમાં મળતી હતી. એમ પ્રજાપ્રતિનિધિત્વનું રાજસૂત્ર વડોદરા રાજ્યમાં પ્રચાર પામ્યું. એ પ્રજાપ્રતિનિધિઓની ન્હાનીમ્હોટી સભાઓને કેટલીક સત્તાઓ સોંપવામાં આવી છે. પણ પ્રજાપ્રતિનિધિત્વનું અંજન મહારાજની એક આંખમાં અંજાયેલું છે, એટલે થોડાં ઘણાં પ્રજાપ્રતિનિધિત્વનાં કિરણ પ્રગટ્યા પછી હજી યે સર્વસત્તામૂળ ને સર્વસત્તાધીશ તો વડોદરા રાજ્યમાં શ્રીમન્ત મહારાજ સયાજીરાવ ગાયકવાડ જ છે. પણ મહારાજને હજી લોભ છે કે પશ્ચિમની સુધરેલી મહાપ્રજાઓ જેવી કાંઈક પોતાની પ્રજાને બનાવવી.

એ લોકભદ્ર લોભમાં પ્રજાકલ્યાણુની પ્રજાને આશા છે કે પ્રજાપ્રતિનિધિત્વનો મહામન્ત્ર હજી વધારે રાજકારભારમાં સત્કારશે. મહારાજે અને રમેશચંદ્ર દત્તે પ્રજાપ્રતિનિધિત્વનાં વાવેલાં બીજને જળ સીંચવાં ને ઉછેરવાં એ વડોદરાના વર્તમાન તેમ જ ભાવિ અમલદારવર્ગ તેમ જ મન્ત્રીમંડળનો પ્રજાકલ્યાણુનો પરમ કર્તવ્ય ધર્મ છે, ને તે તેઓ પાળશે એવી મહારાજ અને ગુર્જર પ્રજા આશા રાખે છે.

મહારાજ સયાજીરાવના પાંત્રીશ વર્ષના અખંડ પરિશ્રમને ઘણાં ફળફૂલ આવ્યાં છે, છતાં એ ખરૂં છે કે વડોદરાની વાડીઓમાંની કેટલીક હજી કોળી નથી. 'ભાંગ્યું ભાંગ્યું ત્‌હો યે ભરૂચ' એવું વડોદરા રહ્યું છે, અને અમદાવાદ કે મુંબાઈ જેવું થયું નથી. વડોદરાના સુંદર રાજમહેલો, વડોદરાનાં વિશાળ કોલેજ, કોઠી, ન્યાયમન્દિર, પુસ્તકશાળા, સંગ્રહસ્થાન એ સર્વ રાજમન્દિરો, સ્થૂલ ને સૂક્ષ્મ ઉભય રીતે, મહારાજે ધરાવેલા પાટનગરના ઉપયોગી શણગાર છે. પણ વડોદરાનાં પ્રજામન્દિરો ક્ય્હાં? મુંબઇમાં રાજમન્દિરની પડોશમાં જ શારદામન્દિર છે, અને સેક્રેટરિયેટ, હાઇકોર્ટ ને તારઓફિસની માલા સમોવડો જ બોરીબન્દર ને પ્રજામન્દિરના મહેલનો ચોક છે. અમદાવાદના પ્રાચીન કિલ્લાના વિશાળ ચોકમાં જ કારંજ, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી ને નાગરિકોની પુસ્તકશાળા છે. મજૂર વર્ગના હૃદયમાંથી ઉડતા હોય ત્‌હેવી મિલચીમનીઓના ધુમાડા મુંબઈ અમદાવાદમાં જાણે પરમેશ્વર પાસે ફરિયાદે જતા આકાશમાં ઠામ ઠામ ઉડતા દેખાય છે. મોટર, ઘોડાગાડી, ટ્રામની ધમાલ, જાણે દોડતા જતા હોય તેવા લોકોની ગીરદી, છલકાતી ભરેલી દુકાનો, ઉદ્યોગી ને ખંતીલા દુકાનદારો, સન્ધ્યાએ સન્ધ્યાએ નગરનો મેળો હોય ત્‌હેવી ધોરી માર્ગની ભીડ; લોકસમુદાયની જાગૃતિ અને પ્રવૃત્તિનાં એવાં ચિહ્નો વડોદરામાં આવ્યાં નથી. અમલદારવર્ગ પાસે સત્તા જૂજ છે, એટલે સત્તાનો આડંબર વિશેષ રાખવો પડે છે. મહારાજને કરવાના અભિલાષો છે, કરાવવાના નથી. દેશી રાજ્યોમાં પ્રજાનાયકોને કાજે રાજપ્રવૃત્તિથી

નિરાળું અસ્તિત્વ કે સ્થાન હજી રચાવું બાકી છે. આ સંજોગોમાં મહારાજનાં આદર્શ ને આકાંક્ષા છતાં સાધનના અભાવે પ્રજાવિકાસનું લક્ષ્ય હજી વડોદરામાં સધાયું નથી. ગાયકવાડના વેરાયેલા પ્રાન્તો સમી ગાયકવાડની પ્રજા યે હજી વિખૂટી ને વેરાયેલી જ છે. મહારાજના વિશ્વાસુ દાકતર બટુકરામના પુત્રરત્ન ડૉ. સુમન્ત મહેતા અને ત્હેમનાં સદ્‌ભાવનાવન્તાં ધર્મપત્ની અ. સૌ. શારદાગૌરીને પોતાની પ્રજાસેવાની અભિલાષાઓ પરિતર્પવા સુરત ને અમદાવાદને આશ્રયે જવું થયું. ગમે તો ધરતીમાં કસ નથી, ગમે તો પૂરતાં ખાતરપાણી નથી, ગમે તો એટલો ચતુર ને કાર્યદક્ષ બાગવાન નથી; ગમે તે કારણ હો પણ અગ્નિહોત્રના અખંડ અગ્નિસમી મહારાજના અન્તરની અભિલાષાજ્વાલા નિત્યપ્રજ્વલિત છતાં પ્રજાજીવનમાં હજી વસન્તની ઊષ્મા આવી નથી.

સયાજીરાવ ગાયક્વાડની ભૂલો યે ગંભીર થઈ છે, ને એ ભૂલો માટે મહારાજને ખમવું યે ગંભીરપણે પડેલું છે. ન મળે મિત્ર કે ન મળે મન્ત્રી, ન મળે શ્રદ્ધા કે ન મળે સ્નેહ; નિરન્તર રાજ્યહિતનું ચિન્તન કરવાની ટેવને લીધે બારે માસ ને બત્રીસે ઘડી રાજખિલઅત પહેરી રાખવાની મહારાજને ટેવ પડી ગઈ જણાય છે. રાજકુટુંબમંડળમાં યે મહારાજભાવના ઉપર પતિ કે પિતાની ભાવના વિરલ પ્રસંગે જ વિજયવતી થતી હશે. યશસ્વી ને સદ્‌ભાવી મહારાણી વિક્ટોરિયાનો ઉત્તરાવસ્થામાં બ્રિટનના રાજ્યચક્રમાં દીર્ઘ ને વિવિધ અનુભવને લીધે જેવો અપ્રતિમ વ્યક્તિપ્રભાવ પડતો હતો ત્હેવું મહારાજનું આજ થયેલું છે. મહારાજ સયાજીરાવ નરેશ ન હોત ને મન્ત્રી હોત ત્હો પણ ૩૫ વર્ષના જૂના મન્ત્રીશ્વર મન્ત્રીમંડળમાં નરેશ જેવા જ થઈ પડત. મહારાજ સયાજીરાવ દેવમન્દિરમાંના દેવના વૈભવ ને જાહોજલાલી માણે છે, પણ દેવમૂર્તિથી ઉલટું કોઈ પૂજારીનાથી યે વિશેષ પરિશ્રમ વેઠે છે. નિદ્રાલોપ Insomnia—નો રોગ પણ એ ભાવનાની સજા તરીકે મહારાજને મળી ચૂક્યો છે. મહારાજા થવામાં માત્ર સુખ ને વૈભવ છે એવું તો અજ્ઞાની ને બાલક માત્ર આજ માનતા હોવા જોઈએ.

ગાયકવાડ મહારાજ એક મહાન હિન્દી છે, અને હિન્દમાં ઘૂમાઘૂમ કરતી સર્વ વિચારવાદલીઓની રમણા ધ્યાનથી નિહાળે છે ને ત્હેમની જલવર્ષા યે ઝીલે છે. ના. આગાખાન જેવા તો નહીં, પણ કંઈક દરજ્જે સર્વ સુશિક્ષિત પ્રજાઓના પ્રજાજન જેવા છે, જગતમાં પ્રકાશતી વિચારશક્તિઓનાં જન્મ વિકાસ ને પ્રેરણાનાં ઉન્નતિક્રમનો અભ્યાસ સદા રાખે છે. છતાં મહારાજ ગાયકવાડ કે ગાયકવાડનું રાજકુટુંબ હજી ગુજરાતી નથી. જાપાનમાં જાપાની પોશાકમાં શોભતી મહારાજની છબી નિરખી છે, પણ ગુજરાતમાં ગુજરાતી પોશાકધારી ગુર્જરનરેશની છબિ હોય તો નિરખી નથી. મહારાણી જમનાબાઈ સાહેબના દત્તક પુત્રરત્ન હજી ગુર્જર દેશના યે દત્તક પુત્ર જ છે. ગુર્જર ભાષાની સર્વોત્તમ નવલકથા છપાયે લગભગ પા સદી વીતી ગઈ છે, પણ ત્રણ ચાર વર્ષ ઉપર સુધી તો મહારાજે તે વાંચી ન હતી. ગાયકવાડનું રાજકુટુંબ ગુજરાતમાં આવી વસ્યે બે સૈકા થયા, પણ પારસીઓની પેઠે ત્હેમની કુટુંબભાષા ગુજરાતી થઈ નથી. મહારાજનું કે રાજકુટુંબનું ગુર્જર સાહિત્યનું વાંચન વિશાળ નહીં હોય. એવો યે સમય હતો જ્‌હારે મણિલાલ, બાલાશંકર, મણિશંકર, ગજ્જર જેવા ગુર્જર સાક્ષરો વડોદરાને શોભાવતા. હાલ વડોદરાને વડલે માત્ર લલિતજી વિરાજમાન છે. એ હકીકત તો મહારાજા સાહેબને અજ્ઞાત નહીં હોય કે ગુર્જર પ્રજાને મન પ્રમુખપદે વડોદરા પ્રેમાનન્દનું અને પછી ગાયકવાડનું છે. રમેશચંદ્ર દત્ત જેવા ઇતિહાસસંશોધકે પ્રેમાનન્દને વિસારેલ છે, અને મહારાજે પણ પાંત્રીસ વર્ષમાં એ સાહિત્યદેવનું દેવાલય રચાવેલ નથી. પ્રાચીનકાવ્યમાળા, પાટણના ભંડારમાંથી દ્વયાશ્રય સમાં પુસ્તકોનો ઉદ્ધાર, જ્ઞાનમંજૂષાની માલાઃ સાહિત્યવિલાસી મણિભાઇ અને સાક્ષરરત્ન પ્રો. ગજ્જરનાં એ ભૂતકાળનાં સ્મરણો છે. ને વર્તમાનની વહતી તે ગંગા નથી. હાલ ચાલે છે તે ગંગા નહીં, પણ ગંગાનો આભાસ છે. ગુર્જર નરનારનાં ચિત્તનો ચોર રસિલો દયારામ અને ગુર્જર કવિચક્રચૂડામણિ પ્રેમાનન્દઃ

ગુર્જર કાવ્યદેવીના એ દેવપુત્રોની જેવી અને જેટલી પૂજાવન્દના મહારાજ ગાયકવાડ ને ત્હેમનું સાહિત્યરસિક રાજકુટુંબ કરશે, ત્હેના પ્રમાણમાં ગુર્જર પ્રજા ત્હેમને ગુજરાતી ગણશે. વિશાળ વડોદરાના દેશરાજવી શ્રીમન્ત સયાજીરાવ છે, પણ વડોદરાના હૃદયરાજવી તો ભટ્ટ પ્રેમાનન્દ જ છે.

વડોદરાથી ઈશાનમાં અઢારેક માઇલ ઉપર પાવાગઢ–પવનગઢનો ગિરિદુર્ગ છે. આકાશના વાદળિયા ચંદરવા નીચે ઉભેલા એ એકાકી ખડકને દિશદિશામાંથી આવીને પવનની ઊર્મિમાલા અથડાય છે: ગિરિશૃંગ ત્હેમને સર્વને સત્કારતું નિજસમાધિનિમગ્ન તે તરંગમાલાઓ વચ્ચે અડગ ને અડોળ વિરાજે છે. જેવો એ પવનગઢ દૂરથી વડોદરા ઉપર નિહાળતો, એકાકી ને મિત્રમંડળવિહોણો, પોતાના ગરવા ચિન્તનધ્યાનમાં જાણે વિલીન, ઉભેલો છે, એવા મહારાજ સયાજીરાવ ચિન્તનવિલીન એકાકી ગરવા ગાયકવાડ, લક્ષ્મીવિલાસ મહાલયના મિનાર સરિખડા, દૂરથી એક દષ્ટે વડોદરાના–ને ગુર્જર પ્રાન્તના–ભવિષ્યને ઉગતું નિહાળી રહેલા લાગે છે. મહર્ષિ દાદાભાઈ અને કર્મસંન્યાસ મોહનદાસ ગાંધી હિન્દને બ્રિટિશ સલ્તનતના રાજ્યમંડળમાં પ્રવેશ કરાવવાને જીવનભર પ્રયત્નશીલ હતા ને છે. મહારાજ સયાજીરાવે પણ, એ બે મહાન ગુજરાતીઓની પેઠે, હિન્દ ભણી જગતની મમતાભરી દૃષ્ટિ દોરવી છે. મ્હોટા પર્વતોમાં મ્હોટી ખીણો, તેમ મહાન્ પુરુષોમાં પણ ઘણી વેળા હોય છે. એ તેજચ્છાયાનું સરવૈયું કાઢતાં એમ જ કહેવું પડશે કે પિતામહ વૃદ્ધવીર દાદાભાઈ અને નિત્યયૌવનભર મોહનદાસ ગાંધી પછી ગુર્જરાધિપતિ શ્રીમન્ત મહારાજ સયાજીરાવ ગાયકવાડ સર્વશ્રેષ્ઠ વર્તમાન ગુજરાતી છે. બ્રિટિશ સલ્તનતના યન્ત્રમંડળમાં કે જગતના ભાવિ ઇતિહાસમાં મહારાજ સયાજીરાવથી ઓળખાતાં ગુજરાત શરમાશે નહીં.

૧૯૨૧

# રણજીતરામ વાવાભાઈ મહેતા

## (૧૮૮૨-૧૯૧૭)

## 'ચાણુકચનંદિની'[1]

હવે એવો સમય આવ્યો છે કે રા. રા. નારાયણ રા. રા. ગોપાળજી દેલવાડાકર અને બીજા નવલકથાકારોની કૃતિઓની કડક સમીક્ષા થવી જોઇએ. તેઓ ગુજરાતીવાંચકવર્ગની સતત સેવા કરે છે. એમના ગ્રંથો સારા વિસ્તારમાં વંચાય છે. ઉછરતી પ્રજા ઉપર એ ગ્રંથની અસર થતી હશે. તેમ સાક્ષરો કે સંસ્કારી લોકો આ નવલકથાઓ વાંચતા નથી એટલે એમાં પ્રવેશેલા અનિષ્ટ અંશો વિશે પ્રબળ લોકમત જાગ્રત થએલો નથી. પોતાના ગ્રંથોની બ્હોળી ઘરાકીથી આ લેખકો એવા મત્ત થએલા છે કે સભ્યતા અને વિવેકની પરવા કરે એવા નથી. એમના પ્રત્યે અંગત દ્વેષથી નહીં પરંતુ ગુજરાતના વાંચકવર્ગ અને ગુજરાતી સાહિત્ય પ્રત્યેની પવિત્ર ફરજની ખાતર એમની કૃતિ-ઓની કડક સમીક્ષા કરનારની તેઓ સખ્ત ખબર પોતાના નવા પુસ્તકની પ્રસ્તાવનામાં લીધા વિના રહે એવા નથી અને એટલાથી સંતોષ નહીં થાય તો 'સરસ્વતીચંદ્ર' અથવા રામાયણ મહાભારતની પણ નિંદા કરવા બેસી જશે. અને અમને આવું વીતેલું છે છતાં જે પવિત્ર કર્તવ્ય અત્યારે અમે સ્વીકાર્યું છે તેની પ્રેરણાથી એવા મલિન પ્રહારની દરકાર અમે રાખતા નથી અને અમને જે લાગશે તે અમે લખતાં બિલકુલ ડરીશું નહીં.

રા. રા. નારાયણ ગુજરાતી વાંચકવર્ગની જે સેવા બજાવે છે તે માટે ધન્યાર્હ છે. એની 'ભદ્રકાળી' અથવા 'પદ્મિની' જેવી વાર્તાઓ માટે અમને પક્ષપાત છે. સાહિત્યસેવા જ નિર્વાહનું સાધન હોવાથી

---

૧ ચાણાકચનંદિની અથવા સભ્ય અને સુંહધી—કર્તા રા. રા. નારાયણજી વસનજી ચતુર્ભુજ, સુપ્રસિદ્ધ સાપ્તાહિક 'ગુજરાતી'ની ઇ. સ. ૧૯૧૬ની ભેટ.

એમનો સમગ્ર સમય એમાં જ સમર્પિત હોવાથી એઓ વધારે સારી અને ઉંચી સાહિત્યસેવા કરી શકે એવા હોવાથી અમે આટલી તસ્દી લીધી છે. એઓ સારૂં લખશે તો અમને જેટલો આનંદ થશે તેટલો એમને પણ ભાગ્યે જ થશે.

વાંચનારને એમ લાગશે કે અપરાધના મુદ્દાઓ રજુ કર્યા પૂર્વે શિક્ષા કરવાનો ન્યાય સમાલોચકે સ્વીકારવો ન જોઈએ. એમનો મ્હોટામાં મ્હોટો અપરાધ, હમણાં હમણાં એમણે વ્યભિચાર—લંપટતાની—કીર્તિ ગાવા માંડી છે તે છે. 'હમીરહઠ'માં નિર્લજ વર્ણન કરવાથી તૃપ્તિ ન થઈ તે આ કથામાં પાછું લંપટતાનું ગૌરવ ગાયું છે. 'આર્યતા'-ના પક્ષપાતી, 'સુધારા'ના આરૂઢ વિરોધી રા. રા. નારાયણ સુંઁહધી અને ચચ્ચનું નિર્માણ કેમ કરી શકયા હશે ? નામ્બુદ્રી બ્રાહ્મણોની પેઠે સારસ્વતોને લુહાણાઓમાં આવો હક્ક અપાવવા વિચાર તો નહીં જ હશે ? અથવા લુહાણામાં પુનર્લગ્ન ક્યારે થવા માંડયાં તેની શોધખોળ તો આ કથાદ્વારા નહીં કરી હોય ? વિધવાવિવાહના વિરોધીએ વિધવા સુંઁહધીનાં પુનર્લગ્ન ચચ્ચ જોડે કરાવવા ઈંદ્રાણી ઈંદ્રાસનનો શાસ્ત્રાર્થ શોધી કહાડવામાં પોતાની અપૂર્વ (!) તર્કશક્તિ વાપરી છે. હિન્દુ જીવનમાં આવી રીતે શાસ્ત્રીય નિર્ણય થયેલા અને આર્ય પ્રજાએ તે મંજુર રાખેલા હોય એવું અમારી જાણમાં નથી. લેખક ઉદાહરણો આપી અમારી શંકાનું નિરસન કરશે તો ઉપકાર થશે.

વિશ્વમાં અનીતિ, દુરાચારને સ્થાન છે એટલે નવલકથાના વિશ્વમાં પણ તેને સ્થાન છે. પણ વિશ્વમાં ઘણી મલિન વસ્તુઓ છે, ખુલ્લી નજરે પડે છે છતાં તેની દાંડી પીટાતી નથી. કલાનું કામ જ્યાં વીગતે વીગત આપવાનું નથી—દુરાચારના અધમાધમ અંશનું પૃથક્કરણ કરવાનું નથી ત્યાં મલિનતા ઉપર પડદો નાંખવાનું અથવા ધ્વનિથી સૂચન કરવાનું અથવા નીતિના ઉત્કર્ષ અર્થે તેનું ચિત્ર આંકવાનું હોઈ શકે, પણ આ કથા તદ્દન Naturalistic ઐતિહાસિક છે. ઇતિહાસનો જે યુગ લીધો છે તે એવા દુરાચાર માટે મશહુર હોવાનું પ્રસિદ્ધ નથી.

વળી જુના સંસ્કૃત સાહિત્યમાં કે ફ્રેન્ચ અને ઈંગ્લીશ સાહિત્યમાં લંપટતાનું ગૌરવ કરનારા ગ્રંથો હોય અને ગુજરાતી સાહિત્ય એવા અનુપમ (!) ગ્રંથોથી બેનસિબ હોય માટે તે ખોટ પૂરી પાડવા આવા ગ્રંથો લખવા કેડ બાંધવાની હાલ તો જરૂર નથી. અત્યારે પ્રજાનું નિખિલ ચારિત્ર રૂપાંતર પામે છે, નવી રીતે Formative ભૂમિકા ઉપર છે તે વખતે નવલકથાકારે બહુ જ સાવધ રહેવાની જરૂર છે.

નીતિની દૃષ્ટિએ અમને આ કથા રુચિકર થઈ નથી તેમ કલાની દૃષ્ટિએ પણ થઈ નથી. કલાની નીતિ વિશ્વની નીતિથી જુદી છે. વિશ્વમાં અનીતિ સમૃદ્ધિ, વૈભવ, સત્તા, સુખ ભોગવે છે અને જગતની નજરે ચઢે એવી સજા કે અધોગતિથી મુક્ત રહે છે એવું બને છે, પણ કલા તો વિશ્વજીવનના છૂટાછવાયા, વિકાસ પામતા, વિલંબ લેતા–કાળ અને દિશામાં પથરાએલા અંશોને એકત્ર કરી તેમનું તત્ત્વ શોધી તેમને કાળ અને દિશાના ઓછા વિસ્તારથી વસાવે છે તે નીતિના પરિણામ માટે ઉદાસીન રહી શકતી નથી. ચચ્ચ જેવા વિષયાસક્તને પરાક્રમી, વિદ્વાન, પત્નીવત્સલ, અપમાનનું વૈર લેનાર આગ્રહી વર્ણવવામાં અમને તો કાંઈ અર્થ લાગતો નથી. ચચ્ચ જ્ઞાતિદ્રોહી, પત્નીદ્રોહી, પુત્રદ્રોહી, સ્વામીદ્રોહી, વિશ્વાસભંજક, પરદારારત, ખૂની, વિલાસી, પ્રજાદ્રોહી, અબ્રાહ્મણ છે. એના પાપમાં પણ પ્રતાપ નથી. સુંદરીની આસક્તિ એ જ એની અધોગતિનું કારણ છે. રશીઆમાં કેથેરાઈન અનેક પ્રીતમો કરે અને પ્રજા ઉપેક્ષા કરે એ સંભવિત છે પણ આર્યાવર્તમાં–જેની નીતિ માટે રા. રા. નારાયણને અભિમાન છે અને જે નીતિનો 'સુધારાવાળા' ભંગ કરે છે એવું માની તેઓ પોતાની લેખિનીનો પ્રહાર તેમના ઉપર કરે છે–તે આર્યાવર્તમાં લોકો આવું કેમ સાંખી રહે ? તેનો ખુલાસો કરવા પણ કર્તાએ પરવા રાખી નથી. હોલેંડમાં રાણી લંપટ પ્રધાનથી ભોળવાઈ વિપથગામિની થઈ હતી. તેથી આખી પ્રજા કલંકિત થઈ છે એમ માની વલંદાઓએ તે પ્રધાનને ફાંસીએ ચડાવ્યો હતો અને રાણીને જન્મપર્યંત કેદમાં રાખી હતી.

સિંધીઓમાં આવું પાણી ન્હોતું એવો હલકો મત કર્તા એમને માટે નહિ જ ધરાવતા હોય.

રા. રા. **નારાયણ** ઐતિહાસિક વાર્તાઓ લખે છે પણ ઇતિહાસ-નો અર્થ એમને ખબર હોય એમ લાગતું નથી. ઇતિહાસની વીગતો તેઓ મહેનતથી એકઠી કરે છે—જોકે આ વર્તામાં તો વીગતોમાં પણ કેટલાક કાલવ્યુત્ક્રમના દોષો થયેલા છે. Interpretation of Historyમાં તેઓનો બિલકુલ પ્રવેશ નથી, હિંદુ અને મુસલમાનના સંગટ્ટનના અનેક પ્રસંગોની વાર્તાઓ એમણે લખી છે, છતાં હિંદુઓ કેમ હારતા અને મુસલમાન કેમ વિજયી થતા તેનાં આધ્યાત્મિક અને પાર્થિવ ઐતિહાસિક કારણોથી એઓ વાકેફગાર હોય એવું અમને લાગ્યું નથી.

એમનું લખાણ એવું કૃત્રિમ હોય છે—સ્વયંભૂ ઊર્મિઓથી હીન હોય છે કે સંસ્કારી વાંચકોને તો કંટાળો જ આવે. માનસ વ્યાપારની મીમાંસા, સ્થળ કે પ્રકૃતિનાં વર્ણનો, કોઈ મહાભાવનું નિરૂપણ એમની વાર્તાઓમાં એવું નથી કે અમર થાય. ‘કરણઘેલા’ જેવી પ્રતિષ્ઠા એમની એકે વાર્તા હજૂ પામી શકી નથી એનું કારણ શું ?

જીવનના પ્રશ્નો સંબંધી પણ એમણે ઊંડો વિચાર કર્યો હોય એવું નથી. એવું છદ્મગંભીર, શબ્દપ્રચુર, ડાહ્યું ડાહ્યું લખી શકે છે કે સામાન્ય વાંચકોની સામાન્ય રસવૃત્તિ તૃપ્ત થાય છે.

સુંઘીને **ચાણુક્યનંદિની** કહેવામાં પણ **ચાણુક્યની** બેઆબરૂ કરવા જેવું છે. લેખકે મુદ્રારાક્ષસનું, અથવા રા. રા. **કેશવલાલ હર્ષદ-રાય ધ્રુવે** એ ગ્રંથના ગુજરાતી ભાષાંતરની પ્રસ્તાવનામાં **ચાણુક્યના** નિરૂપેલા ચરિત્રનું વાંચન કર્યું હોત તો આવું કથન તે કરત જ નહીં.

જટ કન્યાને બૌદ્ધ ભિક્ષુણી બનાવ્યા પછી પાછી ગૃહસ્થાશ્રમમાં મોકલી છે તે અમને અનુચિત અને બૌદ્ધ જીવનથી વિરૂદ્ધ લાગે છે. આજ કાઠીઆવાડમાં બાવાઓની જૂદી નાત થઈ છે તેમ બૌદ્ધ મઠો-માંથી પરણેલાં ભિક્ષુક ભિક્ષુકીની જૂદી જ્ઞાતિ થઈ હતી પણ તે વાત જૂદી છે અને આ વાત નિરાળી છે.

અમને એમ લાગે છે કે આ વાર્તા રા. રા. **નારાયણે** હમણાં નહીં લખી હોય પણ ઘણાં વર્ષો ઉપર લખી હશે. એમાં **મનઃસુખરામશાઈ સંસ્કૃતમય** ભાષા છે. એમને હાલ પ્રિય થઈ પડેલી ઉર્દુ ભાષાનો સંભાર નથી, એટલે આવું અનુમાન કર્યું છે.

**૧૯૧૭**

# ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા

## (૧૮૮૪–૧૯૩૭)

## પ્રો. ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જર

શુક્રવાર તા. ૧૬–૭–૧૯૨૦ને દિવસે પ્રો. **ગજ્જરે** પોતાના ઉન્નત અને ઉપયોગી જીવનની પૂર્ણાહુતિ આપી, એ બનાવની નોંધ લેતાં મ્હને તીવ્ર વેદના થાય છે—અંગત દૃષ્ટિથી તેમ જ રાષ્ટ્રીય દૃષ્ટિથી. પ્રો. ગજ્જર જતાં માત્ર ગુજરાતે જ નહિ, માત્ર મુંબઈ ઇલાકાએ જ નહિ, પરંતુ સમસ્ત **ભારતવર્ષે** એક પ્રતિભાશાળી વિજ્ઞાનશાસ્ત્રી, વ્યાવહારિક અન્વેક્ષણકાર, સાહસિક ઉદ્યોગયોજક, અર્વાચીનકાલોચિત શિક્ષણશાસ્ત્રી અને ઉત્સાહમય સમાજસેવક ગુમાવ્યા છે. પ્રો. ગજ્જર એક આશ્ચર્યકારક પુરુષ હતા. ત્હેમનું હૃદય, ત્હેમનું મગજ, અને ત્હેમનું શરીર એ ત્રણે અશાંતિમાં–નિરંતર પ્રવૃત્તિમયતામાં–એક બીજાની અવિરત સ્પર્ધા કર્યા કરતાં હોવાં જોઈએ. પ્રો. ગજ્જર એટલે નહિ ક્ષણની નીરાંત કે નહિ ક્ષણનો વિસામો. ત્હેમનું જીવન એટલી બધી વિવિધ દિશાઓમાં વ્હેંચાઈ ગયું હતું અને દરેક દિશામાં ત્હેમણે એવું અગત્યનું કાર્ય કરી બતાવ્યું છે કે ત્હેમના વ્યક્તિત્વની અનેકદેશીયતા માટે સવિસ્મય માન થયા વિના ન રહે. જેમને પ્રત્યક્ષ પરિણામો જ સંતોષ આપી શકે છે અને જેમને સ્થૂલ સાબિતીઓની જ જરૂર રહે છે ત્હેમને માટે સંક્ષેપમાં કાંઈક ઉલ્લેખ આવશ્યક છે.

વિજ્ઞાનના પ્રદેશમાં સામાન્યતઃ અને રસાયનશાસ્ત્રમાં વિશેષતઃ તેઓ એક પ્રતિભાશાળી વ્યક્તિ તરીકે સ્વીકારાતા. વ્યવહારમાં ઉપયોગમાં આવે તેવા પ્રયોગોથી સર્વાંશે સ્વતંત્ર એવાં શુદ્ધ સત્યોનું અન્વેષણ કે ત્હેમનું જ્ઞાન એ ત્હેમનો વિષય ન્હોતો, પરંતુ સુવિદિત સત્યો અને સ્વીકૃત નિયમોનો અપૂર્વ પ્રયોગ એવી રીતે કરવો કે જે વ્યાવહારિક ઉપયોગિતાવાળો હોય એમાં એમની પ્રતિભા જણાઈ આવતી. રાણીનું પૂતળું સાફ કરનાર તરીકે જે ખ્યાતિ પ્રો. ગજ્જર મેળવી શક્યા હતા તે એ પ્રતિભાથી જ. મોતી ધોનાર તરીકે તથા અનેક મહારોગોના સર્વભક્ષી ભયંકર વાવડ વખતે ઉપયોગી દવાઓના શોધનાર તરીકે તેઓ જે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી શક્યા હતા તે એ પ્રતિભાના પરિણામે જ. 'પ્લેગ' 'ઇન્ફ્લુએન્ઝા' વગેરે દરદો ઉપર ત્હેમનાં ઔષધો અકસીર મનાયાં છે, અને કેટલાંએ મનુષ્યો મૃત્યુના મુખમાંથી બચ્યાં હશે ત્હેનું માન તે લોકકલ્યાણમાં યોજાયેલી પ્રતિભાને જ ઘટે છે. વિજ્ઞાનના અને રસાયનશાસ્ત્રના શિક્ષણને ત્હેમણે આપેલું ઉત્તેજન તો અમૂલ્ય જ છે. વિજ્ઞાનના અભ્યાસને યુનિવર્સિટીમાં યોગ્ય સ્થાન અપાવવા ત્હેમણે જેવા તેવા પ્રયાસો કર્યા નથી એટલું જ નહિ, પરન્તુ વિજ્ઞાનનો અને વિશેષતઃ રસાયનશાસ્ત્રનો અભ્યાસ વધારે સુગમ અને સંગીન બને, તે માટે પોતાને ખર્ચે એક પ્રયોગશાળા મુંબાઈમાં સ્થાપવાનું સાહસ ત્હેમણે ખેડયું હતું. રાજામહારાજાઓ કે શેઠિયાઓ કે સરકારની મદદ સિવાય ગંજાવર પ્રયોગશાળા સ્થાપવાનું સાહસ તો પ્રો. ગજ્જર જેવા ઉત્સાહમય અને ભાવનાશાલી દેશભક્ત જ કરી શકે. સંક્ષેપમાં વિજ્ઞાનના પ્રદેશમાં સામાન્યતઃ અને રસાયનશાસ્ત્રના પ્રદેશમાં વિશેષતઃ પ્રો. ગજ્જરની સેવાઓ જેવી તેવી નથી. ઉદ્યોગયોજક તરીકે વડોદરામાં સ્થપાયેલાં 'Alembic Works' ત્હેમની શક્તિની સાબિતી આપે છે. પરન્તુ ઉદ્યોગોના પ્રદેશમાં ત્હેમની પરોક્ષ સેવા ઘણી છે. વડોદરાનું 'કલાભુવન' એ ત્હેમની કલ્પના અને યોજનાશક્તિનું પરિણામ છે. ત્હેમની 'પ્રયોગશાળા' એ જેમ ત્હેમની પુખ્તઉમ્મરનું

મહાકાર્ય છે તેમ 'કલાભુવન' એ ત્હેમની યુવાવસ્થાનું મહાકાર્ય છે. અન્ય કલાઓ અને ઉદ્યોગોની બાબત દૂર રાખીએ તોપણ મિલ-ઉદ્યોગે રંગના કામમાં કેળવાયલા કારીગરો પૂરા પાડવા માટે કલાભુવન પ્રસિદ્ધ છે, અને ત્હેનું માન પ્રો. ગજ્જરને જ પ્રધાનપણે ઘટે છે. શિક્ષણના પ્રદેશમાં પણ ત્હેમનો હિસ્સો ધ્યાન ખેંચે એવો છે. તેઓ જાતે અધ્યાપક હતા અને ત્હેમનું શિક્ષણ એવું તો સફલ હતું કે ત્હેમના શિષ્યો યુનિવર્સિટીમાં ઊંચે નંબરે પાસ થયા છે એટલું જ નહિ, પરન્તુ ત્હેમાંના અનેક જુદી જુદી કૉલેજોમાં અધ્યાપકો છે. પ્રેરણાશક્તિ એ શિક્ષકનો જેવો તેવો ગુણ નથી અને એ ગુણમાં પ્રો. ગજ્જરની બરાબરી કરી શકે એવા અધ્યાપકો વિરલ હશે. જાતે સફલ અધ્યાપક હોવા ઉપરાંત તેઓ યુનિવર્સિટીના કામમાં, ચંદારામજી હિન્દુ ગર્લ્સ હાઈસ્કુલના કામમાં, વનિતાવિશ્રામના કામમાં, એમ જુદી જુદી સંસ્થાઓના કાર્યમાં પ્રત્યક્ષ તથા પરોક્ષ રસ અને ભાગ લેતા. તે સર્વે સંસ્થાઓ ત્હેમને જેવી ત્હેવી આભારી નથી. 'યુનિવર્સિટી કમીશન' આગળ ત્હેમની જુબાની ત્હેમની શિક્ષણશાસ્ત્રી તરીકેની યોગ્યતાનો સબલ પુરાવો છે. આટલું જાણે બસ ન હોય તેમ સમાજસેવાના અને સ્ત્રીહિતના પ્રદેશોમાં પણ ત્હેમણે સંગીન હિસ્સો આપેલો છે. 'સેવાસદન'ની સ્થાપનામાં અને ત્હેની શરૂઆતની કારકીર્દીમાં પ્રો. ગજ્જરે ઘણો હિસ્સો આપ્યો હતો. ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ તથા વનિતાવિશ્રામને પણ ત્હેમના તરફથી જેવું તેવું ઉત્તેજન મળતું ન હતું. સંક્ષેપમાં, પ્રો. ગજ્જરની મહત્તાના સ્થૂલ પુરાવા સંખ્યાબંધ મોજુદ છે.

પરન્તુ આ વિસ્મયજનક વિવિધતાવાળાં મહાકાર્યો તે મહાશક્તિનાં મનોરાજ્યો પાસે કાંઈ હિસાબમાં નથી. ખરું છે કે પ્રો. ગજ્જર એક સમર્થ સંયોજક અને કાર્યકર્તા હતા, માત્ર વિચારનાર અને બોલનાર જ નહિ પરન્તુ કામ કરી બતાવનાર હતા, પરન્તુ જેઓ બ્હાર દેખાતા નહિ પરન્તુ અંદર વસતા 'ગજ્જર'ના પરિ-

ચયમાં આવ્યા હશે તેઓ જાણે છે કે તેઓ જબરજસ્ત કલ્પનાઓ કલ્પનાર તરંગી અને શેખચલ્લી--Dreamer and Visionary-હતા, અને ગંજાવર મનોરાજ્યમાં સ્વચ્છંદથી મ્હાલનાર ભાવનાશાલી-Idealist-હતા. ત્હેમની વાતો સાધારણ માણસોને તો ઠંડા પ્હોરના ગપાટા જ લાગે, અને અનેક વ્યાવહારિક મનુષ્યોને તેઓ માત્ર તડાકીદાસ તરીકે જ દેખાયા હોય તો ત્હેમાં નવાઈ પામવા જેવું નથી. અંગ્રેજીમાં જેને 'Men of ideas મ્હોટા મ્હોટા વિચારો કરનારા' કહેવામાં આવે છે તે પ્રકારના તેઓ હતા. ત્હેમની વાતચીત એટલે ઉત્સાહનો ઝરો, વિચારો અને શબ્દોનો જોરથી વ્હેતો ધોધ, ધડાકા અને ફડાકા; સપાટા અને ઝપાટા. એમાં નહિ કાંઈ ન્હાનું કે નહિ કાંઈ મોળું. ગજ્જરની મુલાકાત એટલે ગગનચુમ્બી ગિરિશૃંગની યાત્રા-એવી જ ઊંચે ઊંચે લઈ જનારી અને એવી જ આરોગ્યપ્રદ. જેવાં તેવાં હૃદયો ને મગજો તો ન એ વાતો ઝીલી શકે કે ન જીરવી શકે. ત્હેમના ગુણો યે ગંજાવર ને ત્હેમના દોષો યે ગંજાવર. ત્હેમના નફા યે મ્હોટા અને તોટા યે મ્હોટા. ત્હેમની સિદ્ધિઓ યે જબરજસ્ત ને ત્હેમની નિષ્ફળતાઓ યે જબરજસ્ત. એ તો ગજ્જરનો જ ગજો. હવે એ અજબ મહાવ્યક્તિના દિલાવર દિલના ધબકારા બંધ પડ્યા છે, એ અદ્‌ભુત મગજના ધમધમાવી નાંખતા ધડાકા શમ્યા છે, યન્ત્રવત્ નિરન્તર જોસભેર ઉદ્‌ગારો કાઢ્યાં કરતું મુખ મીંચાયું છે. પ્રભુને પણ પળભર પ્રશ્ન પૂછે એવી એ મહાવ્યક્તિએ જીવતાં તો ક્ષણની શાન્તિ જાણી નથી. ઇચ્છયા વિના નથી રહેવાતું કે ઉત્સાહની અને ભાવનામયતાની મૂર્તિરૂપ એ મહાવ્યક્તિને એ મહા શાન્તિ મળે, જે સાચા લોકસેવકોનો ખાસ હક છે.

૧૯૨૦

# ગુજરાતનું વક્તૃત્વ

## પ્રથમ પ્રવાહ

મ્હેં પોતે ઇ. સ. ૧૯૦૧ માં કોલેજ-જીવન શરૂ કર્યું તે સમયે જેઓ 'વન' માંથી પસાર થઈ સાઠ ઉપર જતા કે ગયા હતા ત્હેમાંથી મ્હેં જાહેરમાં બોલતા સાંભળેલા અનેક વૃદ્ધોને, પણ જેમણે વક્તા તરીકે મ્હારા ઉપર પ્રભાવ પાડેલો તે ચાર ગુજરાતી ગૃહસ્થોએ. ગુજરાતના વૃદ્ધોમાંથી જેમને બોલતા એક અથવા બીજે પ્રસંગે સાંભળેલા ત્હેમનાં નામ દઈ દઉં: સર **ફીરોજશાહ મહેતા**, સર **હોરમસજી વાડિયા**, શેઠ **વસનજી ખીમજી**, શેઠ **વીરચંદ દીપચંદ**, સર **દીનશા વાચ્છા**, શ્રીયુત **મનઃસુખરામ ત્રિપાઠી**, દી. બ. **રણછોડભાઈ ઉદયરામ દવે**, દી. બ. **અંબાલાલ સાકરલાલ દેસાઈ**, શ્રીયુત **લાલશંકર ઉમિયાશંકર ત્રવાડી**, સર **ગોકુળદાસ કહાનદાસ પારેખ**, રાજ્યરત્ન **હરગોવિન્દદાસ કાંટાવાળા** વગેરે વગેરે. એ વૃદ્ધ નામાવલિમાંથી હું ચાર નામ ગુજરાતના વક્તૃત્વની વિશિષ્ટ નોંધ માટે લઉં છું.

### ૧. સર ફીરોજશાહ મહેતા

એમના ઉપર ભાગ્યદેવી પ્રસન્ન હતી; એમનું દુર્ભાગ્ય માત્ર એક જ હતું કે એમની હતી એવી અદ્ભુત શક્તિઓ સહિત તે **ભારત** જેવા પરતંત્ર દેશમાં જન્મ્યા. અને આ માત્ર મ્હારો જ મનોભાવ કે મત નથી; **એલ્ફિન્સ્ટન** કોલેજના એક વિદ્વાન્ પ્રિન્સિપાલ મિ. **મૅક્મિલન**નો ઉદ્ગાર છે. સર **ફીરોજશાહ**ને સરકારે સ્વયમેવ "સર" બનાવી પોતાના કડકમાં કડક ટીકાકારની સેવાઓની કદર કરી હતી એ પ્રસંગ. સર **ફીરોજશાહ** એક સુપ્રસિદ્ધ **એલ્ફિન્સ્ટોનિઅન** એટલે કોલેજ તરફથી એમને અભિનન્દન આપવાનો અને ચાંદીનો કીમતી અને સુન્દર 'વાઝ' આપવાનો સમારંભ યોજવામાં આવ્યો હતો. પ્રિન્સિપાલ **મૅક્મિલન** પ્રમુખપદે હતા. **મૅક્મિલન** સાહેબ પોતે પણ ઠીક વક્તા હતા અને તે પ્રસંગે કવિત્વની કલ્પનાનાં ઉડ્ડયન જેવું અહોભાવજનક બોલ્યા હતા. ત્હેમણે કરુણતાના સ્પર્શથી કહ્યું હતું:

'હિન્દના એક મ્હોટામાં મ્હોટા પુત્રને અભિનન્દન આપતાં મ્હને જે ભારે હર્ષ થાય છે તે એક શોકછાયાથી અણછવાયલો નથી. મ્હને શોક થાય છે કે સર ફીરોજશાહ ઇંગ્લંડમાં જન્મ્યા નથી, નહિ તો એ જરૂર મુખ્ય પ્રધાન ( Prime–Minister ) હોત અને કોંગ્રેસ-કાઉન્સિલો નહિ પણ પાર્લામેન્ટ ગજવતા હોત. મહાન્ ડેરાયસની રાજસભામાં હોત તો ત્હેમના મહામંત્રી હોત. બ્રિટિશ સરકાર અકબર બાદશાહ જેવી ઉદાર હોત તો સર ફીરોજશાહ બ્રિટિશ સામ્રાજ્યના મુખ્ય ભારતીય સ્તંભ હોત ! પણ અફસોસ કે નથી સર ફીરોજશાહ ઇંગ્લંડમાં જન્મ્યા કે નથી મહાન્ ડેરાયસના સમકાલીન બન્યા કે નથી બ્રિટિશ સરકાર એવી ઉદાર કે એમની યોગ્યતાને અનુરૂપ મહાપદ એમને આપે–પરિણામે પ્રભુદત્ત અદ્ભુત શક્તિઓ વસ્તુતઃ અનુપયુક્ત રહી છે.' એક બ્રિટિશરને આવું જો યોગ્ય લાગ્યું હોય તો સર ફીરોજશાહના પોતાના મુગ્ધ દેશબન્ધુઓને શું નહિ લાગ્યું હોય ?–અને આટલા માટે જ હિન્દ સ્વરાજ્ય સંપૂર્ણ અને સદ્ય માગે છે. એનો અનુભવ છે કે 'ઇંગ્લંડથી હિન્દનો શુક્રવાર નથી.'

જે ભવ્ય ભાવનામયતાથી પ્રિન્સપાલ મૅકમિલને ઉચ્ચ વક્તૃત્વથી યુક્ત વ્યાખ્યાન કર્યું હતું ત્હેના ઉત્તરરૂપે સર ફીરોજશાહે આપેલું ભાષણ એમનાં ઇતર ભાષણોથી જુદી પડતી કોટિનું હતું. એ ભાષણ સાદી અને સીધી માણસાઈથી ઉભરાતું હતું--ન્હાના-ન્હાના આત્માનુભવના કિસ્સાઓથી સમભાવ પ્રકટાવતું હતું–સૂક્ષ્મ હાસ્યરસની છાંટવાળું હોઈ શ્રોતાઓને વારંવાર આપોઆપ સસ્મિત કરતું–પોતે એ મહાપ્રસંગના મહાન્ મહેમાન છે એ ભૂલાવી દઈ શ્રોતૃમંડલને પોતાના સમકાલીન હોવાનું ભાન સ્મરણકથનથી કરાવતું. સંક્ષેપમાં, માનવભાવભરેલું ( human ), રમતિયાળ ( playful ) અને ઘરગત્તુ (homely) હતું. એ એમની મહત્તા ! એ એમની આબાદ ઔચિત્યબુદ્ધિ ! એ એમની સમયજ્ઞતા કે પોતાની વિદ્યામાતાના મન્દિરવાસી બન્ધુઓ સાથે હૃદયની વાતચીત હોય–ભભકાભેર ભાષણ નહિ.

સર ફીરોજશાહને મ્હેં ઇ. સ. ૧૯૦૧ થી ઇ. સ. ૧૯૧૫ સુધી અનેકવાર જાતે જોયેલા અને સાંભળેલા—એમની ચેમ્બરમાં, પ્રેસિડેન્સિ ઍસોસિએશનમાં, ટાઉન હૉલમાં, યુનિવર્સિટી હૉલમાં, નેટિવ જનરલ લાઇબ્રેરીના હૉલમાં—અમદાવાદની અને સુરતની કૉંગ્રેસોના મંડપોમાં, ઇ. સ. ૧૯૧૧ ના ડીસેમ્બરમાં સમ્રાટ્ પંચમ જ્યોર્જને અને મહારાણી મેરીને આવકાર આપવાના 'ગેઇટ ઑફ ઇન્ડિઆ' ના 'એમ્ફી થીએટર' માં—સંક્ષેપમાં, કૈંક સ્થાનમાં. સર ફીરોજશાહ એટલે અંશેઅંશ સિંહ—એમનો દેખાવ સિંહનો, એમનો સ્વભાવ સિહનો, એમનો અવાજ સિંહનો. એ જ્યારે બોલવા ઉભા થતા ત્યારે જાતે ગાજતા અને દિગન્તો ગજવતા—જાણે મેઘરાજ ગાજ્યા.

એમનું વક્તૃત્વ? મ્હેં હિન્દમાં પ્રથમ પંક્તિના પ્રભાવશાલી વક્તાઓ ત્રણ સાંભળ્યા છેઃ (૧) સર સુરેન્દ્રનાથ બૅનરજી, (૨) સર ફીરોજશાહ મહેતા, (૩) શ્રીમતી મિસિસ બૅસન્ટ—માલવીયાજીને કે બિપિનચન્દ્ર પાલને કે શાસ્ત્રીજીને હું એ ત્રણની કોટિમાં ન મૂકું. સુરેન્દ્રનાથને અને ફીરોજશાહને સાથે બોલતા જોયા છે એટલે સામ્ય–વૈષમ્યનું પૃથક્કરણ કરી શકું તેમ છું. સુરેન્દ્રનાથની વાક્છટામાં આરોહ–અવરોહની વિવિધતા વિશેષ—ફીરોજશાહનું પ્રમાણમાં વધારે એકવિધ અને ઓછું કલાન્વિત. વિષય ગમે તે હોય અને ગમે તેવો ક્ષુલ્લક હોય પણ બન્નેનો ઉઠાવ ઉચ્ચ–ઉકેલ ઉચ્ચ–અન્ત કમાલ કરનાર. બન્ને ય ગજરાજ, ગિરિરાજ, ગરુડરાજ. શ્રીમતી બૅસન્ટ સ્ત્રી હોવાથી એ દેખાવ નહિ, એ ઉઠાવ નહિ, એ ગાજવીજ નહિ, એ પ્રભાવ નહિ—એમના વક્તૃત્વની ગુણસંપત્તિ વળી જુદાં આકર્ષણોવાળી. સુરેન્દ્રનાથના વિચારોમાં અને એમની વાણીમાં સર ફીરોજશાહની સામગ્રીની સમૃદ્ધિ કે સુશ્લિષ્ટતા નહિ, પ્રમાણમાં ખાલી ગોળીબાર–ઘેર મગજમાં તપાસ કરો ત્યારે 'ગૅસ' લાગે. સર ફીરોજશાહ એટલે માત્ર ભાષાસૌષ્ઠવ નહિ, માત્ર પ્રભાવશાળી વાક્છટા નહિ,

માત્ર સભા ગજવતી ગર્જના જ નહિ, સંગીન વિચારભાર અને ઉપયોગી ઉકેલ. સુરેન્દ્રનાથનાં વ્યાખ્યાનો સાંભળતાં જેવાં લાગે તેવાં વાંચતાં નહિ—ફીરોજશાહનાં જેવાં સાંભળતાં તેવાં વાંચતાં. શ્રીમતી બેસન્ટની કલા ઘણી ઉંચી ભૂમિકાની અને અનેકદેશીય સંપત્તિથી સમૃદ્ધ, પણ સુરેન્દ્રનાથનું તથા ફીરોજશાહનું સભાગર્જન એટલે ઇતર સર્વ શૂન્ય ને નિસ્તેજ.

સંક્ષેપમાં, વક્તા તરીકે ભારતવર્ષમાં હું સુરેન્દ્રનાથને પ્રથમપદે પધરાવું અને ગુજરાતમાં સર ફીરોજશાહને. છેલ્લી શતાબ્દીમાં મ્હારા જાણવા પ્રમાણે ગુજરાતે સર ફીરોજશાહ જેવો પ્રભાવશાળી વક્તા ઉત્પન્ન કર્યો નથી. ત્હેમની વિષયપસંદગી અને નામપસદગી પ્રસંગપ્રેરિત છતાં ઉચ્ચ ભૂમિકાની; ત્હેમની વિષયની રજુઆતની કલા મર્મગ્રાહી, મુદ્દાસર, પ્રસ્તુત છતાં કલાની દૃષ્ટિએ સ્વાભાવિક ખીલવટની મોહિનીવાળી; ત્હેમની વિષયવ્યવસ્થા સાધ્યસાધક, સુશ્લિષ્ટ, સ્પષ્ટ—સંકુલતા (complexity) ખરી, પણ ગહનતા કે ગોટાળો નહિ; ત્હેમની અંગ્રેજી ભાષા અંગ્રેજોને પણ વિસ્મય પમાડે એવી શુદ્ધ, સમૃદ્ધ, સમર્થ, પ્રૌઢ અને ઓજસ્વિની; એમની વાક્છટા વેગભરી, પ્રભાવશાલિની, જોમદાર, અસ્ખલિત શબ્દપ્રવાહવાળી—જાણે મૂસળધાર અખંડ વૃષ્ટિ. એમનો એક વિચાર નિર્બલ નહિ; એમનું એક વાક્ય નિર્બલ નહિ--એમનું સહુ સબલ અને વેગભર્યું.

સંક્ષેપમાં, મનુષ્ય તરીકે સિંહ; વકીલ તરીકે સિંહ; રાષ્ટ્રભક્ત તરીકે સિંહ અને આપણા વિષય માટે પ્રસ્તુત છે તે મુજબ વક્તા તરીકે પણ સિંહ—સાવ સાવજ.

એક વિચાર સહજ સ્ફુરી આવે છે. સર ફીરોજશાહે પોતાના અદ્દ્ભુત વક્તૃત્વ માટે અંગ્રેજી ઉપર પ્રભુતા કેળવી તેમ માતૃભાષા ગુજરાતી ઉપર પણ સાથે સાથે કેળવી હોત તો? ... ...

**૨. સર હોરમસજી વાડિયા**

સર હોરમસજી વાડિયા અને સર ફીરોજશાહ મહેતા બે સમવયસ્ક, બે સહાધ્યાયી–બે સાથે જ વિલાયત બૅરિસ્ટર બનવા ગયેલા, અને બે વકીલાતમાં પણ પ્રતિસ્પર્ધી. સર હોરમસજી બેશક બાહોશ ને બુદ્ધિશાલી, અને કાઠિયાવાડમાં રહીને ત્હેમણે પૈસો પણ સારો એકઠો કર્યો અને પ્રમાણમાં પ્રતિષ્ઠા પણ સારી મેળવી, પણ સાર્વજનિક પ્રતિષ્ઠામાં ને કીર્તિમાં ક્યાં સર ફીરોજશાહ અને ક્યાં સર હોરમસજી ? સર હોરમસજી પણ ઉંચી કોટિના વક્તા હતા, અને એ પણ કબૂલ કરવું જોઇશે કે જેમ બૅરિસ્ટર તરીકે તેમ વક્તા તરીકે એ સર ફીરોજશાહથી જ ઉતરતા હશે. સર હોરમસજી રાજકોટની પ્રેક્ટિસ છોડી મુંબાઈ પાછા આવ્યા ત્યાર પછી ટાઉનહૉલમાં થતી મુંબાઈના નાગરિકોની સભાઓમાં ત્હેમને બોલતા મ્હેં વારંવાર જોયેલા અને સાંભળેલા. ‘વાડિયા ચૅરિટીઝ’ ટ્રસ્ટના પ્રમુખ તરીકે ત્હેમણે અમુક પ્રકારની સાર્વજનિક ઉપયોગિતા અને પ્રતિષ્ઠા મેળવેલાં, તેમ જ સર ફીરોજશાહના પ્રતિસ્પર્ધી હોવા છતાં પરિચિત, એટલે કોઈ ને કોઈ ઠરાવ ઉપર તેઓને બોલવાનું હોય જ. વક્તા તરીકે તેઓ બેશક સર ફીરોજશાહની કોટિના નહિ જ અને છતાં એકંદરે લક્ષ ખેંચે એવા વક્તા. પોતે સ્વતંત્ર છે અને સર ફીરોજશાહના અનુયાયી નથી એવું બતાવવાનો જરા શોખ પણ ખરો. એમનો દેખાવ વિચિત્ર હતો અને કેટલીક વખત તો ગળગળી થઇને કોઈ બાઇ રોતી હોય એવો અવાજ કરી નાંખતા. પણ જ્યારે પાછા ખીલીને મૂઠી આંખ આગળ લાવીને ધ્રુજાવતા અને સરકારને ‘ચૅલેંજ’ આપતા–અને એ ચેષ્ટા એ વારંવાર કરતા–ત્યારે એમનો દેખાવ, એમનો ભાવ, એમની ભાષા, એમની વાક્છટા વગેરે સર ફીરોજ-શાહની હરીફાઈ કરવાનો વિચાર કરે તો તદ્દન નાલાયક ન ગણાયપણ કમીમાં કમી ‘ચા...લ...શે’નો ઉદ્‌ગાર કઢાવે એવી કોટિએ પહોંચતું દેખાતું. સર ફીરોજશાહની માફક તેઓ પણ અંગ્રેજી સાહિત્યના અભ્યાસી

હતા અને તેમાંથી સર ફીરોજશાહ માફક પ્રસંગોચિત અવતરણોથી પોતાનું વકતૃત્વ અલંકૃત કરતા. એકંદરે સર હોરમસજી વાડિયા પણ એ જમાનાના એક સારા સાર્વજનિક વક્તા ગણી શકાય, જો કે સર ફીરોજશાહ માફક તેઓ પણ તે જમાનાની ફૅશનને અનુસરી અંગ્રેજીમાં જ બોલતા—પોતાની માતૃભાષા ગુજરાતીમાં નહિ. રાષ્ટ્રનું દુર્ભાગ્ય કે રાષ્ટ્રનાં પ્રથમ પંક્તિનાં નરરત્નો મુખ્ય કાર્યવ્યવહાર પરદેશી રીતે પરદેશી ભાષામાં જ ચલાવે, અને માતૃભાષાને સમૃદ્ધ કરવાનું કે દરિદ્ર રાખવાનું કાર્ય સમાન્ય માણસોને જ સોંપે. આપણા ગુજરાતના પ્રથમ પંક્તિના રાજપુરુષોએ માતૃભાષાના સાહિત્યને જોઈએ તેવું સ્થાન વિદ્યાપીઠોમાં કે સંસ્થાઓના વ્યવહારમાં નથી અપાવ્યું એ એઓનો એક અક્ષંતવ્ય ધર્મદ્રોહ છે—પણ એ જમાનો એવો હતો.

૩. દી. બ. અંબાલાલ સાકરલાલ દેસાઈ

દી. બ. અંબાલાલનો બને તેટલો લાભ ત્હેમના જીવતાં અને ત્હેમના મૃત્યુ પછી ગુજરાતને મળે તે માટે જેટલી જહેમત પ્રો. બળવંતરાય ઠાકોરે કરી છે તેટલી બીજા કોઈએ પણ નથી કરી તે માટેના 'જશ'ના તેઓ પહેલા અને મુખ્ય અધિકારી છે. પ્રો. ઠાકોર હોત નહિ તો અંબાલાલકાકાને રાજકોટમાં ભરાયલી ત્રીજી સાહિત્ય-પરિષદ્‌ને પ્રમુખપદે અનેક જણ આવવા દેત નહિ. અંબાલાલકાકા એટલે 'ગુજરાતી ગ્રેજ્યુએટોના પિતા', એક ઉંચી ભૂમિકાના સફલ શિક્ષક અને રૂઆબવાળા હેડમાસ્તર, એક ન્યાયી અને પ્રમાણિક સર ન્યાયમૂર્તિ—ચીફ્ જસ્ટિસ; પરન્તુ એટલું જ નહિ. એમનું લખેલું જેમણે વાંચ્યું હશે, એમનું બોલેલું જેમણે સાંભળ્યું હશે ત્હેમને જણાયા વગર ભાગ્યે રહ્યું હશે કે અંબાલાલકાકા એટલે સાવ સાફ અને સાચ્ચું દિલ, સંગીન સાદી સમજણ (sound common-sense), કેળવાયલી અને કસાયલી બુદ્ધિ, સ્પષ્ટતાથી અને સચોટ-તાથી પોતાનો ભાવ પ્રકટ કરે એવી ભાષા ઉપર પ્રભુતા. સર ગોકુળદાસ પારેખના પ્રતિસ્પર્ધી તરીકે તેઓ કાઉન્સિલના ઇલેક્શનમાં

ફાવેલા નહિ, બાકી જરૂર કાઉન્સિલ ત્હેમનાં પ્રભાવશાલી ભાષણોથી ગાજત અને વર્તમાનપત્રોને સંગીન વિચારવા યોગ્ય ખોરાક મળત. ઈ. સ. ૧૯૦૨ માં અમદાવાદમાં ભરાયલી કોંગ્રેસ પ્રસંગે પણ ત્હેમણે અગ્રેસર ભાગ લીધેલો અને 'ઔદ્યોગિક પરિષદ્'ના પ્રમુખપદેથી વિચારમય અને વ્યાવહારિક વ્યાખ્યાન વક્તૃત્વની છટાથી આપેલું. ઈ. સ. ૧૯૦૭ની મુંબઈમાં મળેલી 'સાહિત્ય પરિષદ્' પ્રસંગે ગોવર્ધનરામ સ્મારક માટે ત્હેમણે મૂકેલી દરખાસ્ત વખતનું ત્હેમનું ભાષણ લાક્ષણિક હોઈ લક્ષ ખેંચે એવું હતું. મ્હને એનાં બે વાક્યો સ્મરણમાં છે: (૧) 'બંગાળામાં બુદ્ધિની ઝીણવટ વધારે હશે, મહારાષ્ટ્રમાં રાજ્યકાર્યકુશલતા વધારે હશે, મદ્રાસમાં અભ્યાસશીલતા વિશેષ હશે, પંજાબમાં ને ઉત્તરહિન્દમાં શરીરબળ વધારે હશે, પણ આખા હિન્દુસ્તાનમાં એક છેડાથી બીજા છેડા સુધી હુંડી આપણી ગુજરાતની સ્વીકારાય છે. એ તે આપણી આંટ-એ તે આપણા વહીવટની સફાઈની અને ચોકસાઈની સાખ!' (૨) 'ગોરધનભાઈ કોઈ ને મન હાઈકોર્ટના મ્હોટા વકીલ સાહેબ હશે, કોઈ ને મન ગુજરાતના મ્હોટા સાક્ષરશ્રી હશે, પણ મ્હારે મન તો ગોરધનભાઈ એ ન્હાનો ભાઈ છે.' એ એમનું તત્કાલ વક્તૃત્વ—સાદો ભાવ, સાદી ભાષા, સાદી વાક્છટા—પણ બધું યે જોમભર્યું અને હૃદયશુદ્ધિના સાચ્ચા રણકારવાળું. એમનાં અનેક વ્યાખ્યાનો મ્હેં સાંભળ્યાં છે અને એમનું હુંફાળું વાત્સલ્ય ભોગવ્યું છે—પણ એમના જીવનમાં કે એમના લેખનમાં કે એમના વક્તૃત્વમાં એક જ પોત અને એક જ રંગ—સાચ્ચા અને જોમભર્યા જીગરનો. એમનું જે જુઓ તે કળદારનો રણકો. એમની ઉમ્મરના કે એમનાથી ન્હાના કોઈ ગુજરાતીમાં એમનું વિશિષ્ટ વક્તૃત્વ મ્હેં નથી જોયું. એમના જમાનાના એ ખરેખર ગુજરાતી ભાષામાં સારામાં સારા વક્તા હતા.

### ૪. દી. બ. રણછોડભાઇ ઉદયરામ દવે

જે કોઈ રણછોડકાકાના સંસર્ગમાં આવ્યું હશે તે એમની સ્વાભાવિક ઉત્સાહમયતા જોઇ શક્યું હશે. અને એ અનન્ત ઉત્સાહ-

મયતા (unbounded enthusiasm) એમને જેમ નવજુવાનાની સંગતિનાં નવજીવન મણાવતી તેમ એમની વાતચીતને તથા એમનાં જાહેર વ્યાખ્યાનોને ચેતનભર્યાં બનાવતી. તનસુખભાઈ એમની વિનોદી રીતે કહેતા: 'કાકા જ્યારે જોઉં ત્યારે જુવાન,' એ જુવાનીની ચાવી એમની અમર આશામયતા અને અનન્ત ઉત્સાહમયતા. કુદરતી જ વાતોડિયા, એટલે બોલવાની છૂટ પુષ્કળ—વક્તા તરીકે પણ કોઇને 'વાચાળ' લાગે. વળી ડોસા રંગીલા એટલે તેઓ જે બોલે ત્હેમાં શ્રોતાઓને રસ પડે અને સ્વભાવે હોંસીલા અને ઉત્સાહી, એટલે એમનું બોલવું શુષ્ક કે કંટાળાભરેલું લાગે જ નહિ. બેશક વક્તૃત્વના શિષ્ટ આદર્શોની કડક કસોટીથી નહિ પરન્તુ જમાનાજોગ પ્રાપ્ત વસ્તુઓની કદરની નજરથી જોઇએ તો અંબાલાલકાકા અને રણછોડકાકા ઠીક વક્તાઓ.

રણછોડકાકા મૂળ ચરોતરના વતની, એટલે ચરોતરની બોલીનું જાડાપણું અને સીધાપણું મુંબાઈના 'પાલેશે' પણ પૂરેપૂરૂં દૂર કરેલું નહિ. તેમ એમ પણ ખરૂં કે એ સ્પષ્ટવકતૃત્વ—શ્રોતાને રોકડું પરખાવવાની ચરોતરિયાઓની પ્રકૃતિ—બીજાં સ્થાનોના શ્રોતાઓને પરિહાસ માટે ખોરાક પૂરો પાડવા ઉપરાંત સ્વયંમેવ મનોરંજનનું કારણ બને. રણછોડકાકા એટલે લાગણીનો ઉભરો અને ચરોતરિયા બોલીની છૂટ તેમ જ ચરોતરિયા ચેષ્ટાઓની છૂટ, એટલે ઉપર ઘીના ચુરમાલાડુની નાતની માફક રસની અને હાસ્યની રેલમછેલ—શિષ્ટતા અને સંસ્કારિતાનાં ધોરણો અપ્રસ્તુત. ટૂંકામાં ડોસા જાતે રસિયા અને રંગીલા એટલે એમનું વકતૃત્વ પણ રસીલું અને રંગીલું.

# મોહનદાસ કરમચંદ ગાંધી

(૧૮૬૯–)

## ગોખલેજીનો જીવનસંદેશ

'જે કરે ભોગવે જેહ જે હોમે દે જ દાન જે,
જે તપે તપ કૌંતેય, તે મ્હને અર્પ સર્વ તું.'
'હસતાં રમતાં પ્રગટ હરિ દેખું રે,
મારૂં જીવ્યું સફળ તવ લેખું રે,
મુક્તાનંદનો નાથ વિહારી રે,
ઓધા જીવન દોરી અમારી રે.'

જે શબ્દો શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યા તે કેમ જાણે હિન્દદેવીએ મહાત્મા ગોખલેજીને કહ્યા ને તેમણે ઉચકી લીધા હોય નહિ, તેવું વર્તન સદ્‌ગત મહાત્માનું હતુ. તેણે જે કર્યું, જે ભોગવ્યું, જે હોમ્યું, જે દાન દીધું, જે તપ તપ્યાં તે બધું હિન્દ માતાને અર્પ્યું હતું, એ સર્વમાન્ય વાર્તા છે.

જે દશા ઓદ્ધવની મુક્તાનંદે શ્રીકૃષ્ણ પ્રત્યે ચીતરી છે તે દશા સદ્‌ગત ગોખલેની હિન્દ પ્રત્યે હતી.

આવા જીવનનો સંદેશો શો હતો? તેમનો વારસો શો છે? મહાત્માએ એટલું પણ બાકી ન રાખ્યું. તેમના અવસાન સમયે હિન્દ સેવકસમાજના જે સેવકો હાજર હતા તેમને બોલાવીને આવા શબ્દો કહ્યાઃ—

'મારૂં જીવનવૃત્તાંત કરવામાં તમે ન રોકાશો, મારાં બાવલાં ઉભાં કરવામાં તમે કાળ ન ગાળશો, તમે હિન્દના ખરા સેવક હો તો તમે આપણા ઉદ્દેશો પાર પાડવામાં એટલે હિન્દની સેવામાં તમારૂં જીવન રેડજો.'

આ સેવા વિષે પણ તેમના મનના ઉદ્ગારો આપણી પાસે છે. કોંગ્રેસને નિભાવવી તે છે જ, ભાષણો લખાણો દ્વારા જનસમાજ પ્રત્યે દેશની ખરી સ્થિતિ મૂકવી તે પણ છે જ, દરેક હિન્દીને કેળવણી આપવાનો પ્રયત્ન કરવો તે પણ છે જ; આ બધું શા સારૂ? કઈ રીતે? એનો જવાબ આપવામાં તેમનું દૃષ્ટિબિન્દુ નજરે આવે છે. તેમણે સેવકસમાજનું ધોરણ રચતાં લખ્યું છે કે સેવકોનું કર્તવ્ય હિન્દનું રાજકીય જીવન ધાર્મિક બનાવવું એ છે. આમાં બધી વસ્તુનો સમાવેશ થાય છે. તેમનું જીવન ધાર્મિક હતું. જે સમયે તેમણે જે કર્યું હતું તે કેવળ ધાર્મિક વૃત્તિથી કરેલું એવી સાક્ષી મારો આત્મા પૂરે છે. વીસ વર્ષ પૂર્વે એ મહાત્માના ઉદ્ગારો કોઈ વેળા નાસ્તિકના જેવા ભાસતા. 'જે શ્રદ્ધા રાનડેની હતી તે મને નથી, હોય તો કેવું સારૂ?' એમ તેમણે એક વેળા કહેલું. પણ તે વેળા પણ તેમના કાર્યમાં હું ધર્મવૃત્તિ જોઈ શકતો હતો. તેમની શંકામાં જ ધર્મવૃત્તિ હતી એમ કહેવું અઘટિત નથી. જે પુરુષ સાધુ જીવન ગાળે છે જેની વૃત્તિઓ સાદી છે, જે સત્યની મૂર્તિ છે, જે નમ્રતામય છે, જે સત્યનું સ્વરૂપ છે, જેણે પોતાપણાનો આત્યંતિક ત્યાગ કર્યો છે તે પુરુષ પોતે જાણે અથવા ન જાણે તો પણ ધર્માત્મા છે. આવા પુરુષ મહાત્મા ગોખલે હતા, એમ હું લગભગ વીસ વર્ષની તેમની સાથેના મારા અનુભવમાં જોઈ શક્યો હતો.

સને ૧૮૯૬ ની સાલમાં નાતાલના ગીરમીટના સવાલ બાબત ચર્ચા મેં હિન્દમાં ચલાવી હતી. તે વેળા હિન્દના આગેવાનોને માત્ર નામથી જ જાણતો. તે પ્રસંગે કલકત્તા, મુંબઈ, પુના અને મદ્રાસમાં વસતા આગેવાનોના પ્રસંગમાં હું પહેલવહેલો આવેલો. સદ્ગત ગોખલે રાનડેના શિષ્ય તરીકે ત્યારે ઓળખાતા હતા. ફરગ્યુસન કોલેજને પોતાનું જીવન ત્યારે અર્પી ચૂકયા હતા. હું કેવળ બિનઅનુભવી જવાન હતો. અમારી પહેલી મુલાકાત જ્યારે પુનામાં થઈ ત્યારે જ અમારી વચ્ચે જે ગાંઠ બંધાઈ તે બીજા કોઈ આગેવાન ને મારી વચ્ચે ન બંધાઈ. મહાત્મા ગોખલેજી વિષે મેં સાંભળ્યું હતું તે તો

મેં પ્રત્યક્ષ અનુભવ્યું, પણ તેમના મુખારવિંદની કોમળતાએ મારાં મન ઉપર જે અસર કરી તે હું હજુ ભૂલી શકયો નથી. તેમને મેં તુરત જ ધર્મમૂર્તિ તરીકે ઓળખ્યા. રાનડેજીનાં પણ મને તે વેળા દર્શન થયેલાં, પણ તેમના અંતરમાં હું પ્રવેશ નહોતો કરી શકયો. તેમને હું માત્ર ગોખલેજીના ગુરુ તરીકે જાણી શકેલો. તેઓ વયે અનુભવે મારાથી બહુ મ્હોટા હતા તેથી અથવા તો બીજા ગમે તે કારણે હો, પણ હું જેમ ગોખલેજીને ઓળખી શકયો તેમ રાનડેજીને ન ઓળખી શકયો.

૧૮૯૬ ના ઉપર પ્રમાણે વર્ણવેલા સમાગમ પછીથી ગોખલેજીનું રાજકીય જીવન મને આદર્શરૂપે થઈ રહેલું. ત્યારે જ મારા હૃદયમાં તેમણે મારા રાજ્યગુરુ તરીકે નિવાસ કર્યો. તેમણે સાર્વજનિક સભાનું ત્રિમાસિક લખ્યું, તેમણે ફરગ્યુસન કોલેજમાં શિક્ષણ આપી કોલેજને દીપાવી. તેમણે વેલ્બી કમિશનમાં જુબાની આપી પોતાની ખરી ઝવેરાત હિન્દને બતાવી આપી. તેમની કુશળતાની એવી રૂડી છાપ તેમણે લૉર્ડ કર્ઝન ઉપર પાડેલી કે જે કોઈથી ન ડરતા તે સદ્દગત ગોખલેથી ડરતા. તેમણે વડી ધારાસભામાં મહત્ કાર્યો કરી હિન્દને ઉજ્જવળ કર્યું. પબ્લીક સર્વિસ કમિશનમાં પોતાની જીન્દગીને જોખમે તેમણે સેવા કરી. આ અને આવાં અનેક કામો તેમણે કર્યાં. તેનું વૃત્તાંત બીજાઓ મારા કરતાં બહુ વધારે સારૂં આપી ચૂકયા છે. વળી તેમનો સંદેશો જે મેં માન્યો છે અને જે ઉપર વર્ણવ્યો છે તે આ કાર્યોમાંથી સ્પષ્ટ રીતે ઘટાવી શકાય એમ ન કહેવાય. એટલે આ લેખમાં જે મેં પોતે અનુભવ્યું છે ને જે તેમના સંદેશાના પુરાવારૂપે છે તે જ આપી લેખ પૂરો કરવા ધારૂં છું.

સત્યાગ્રહની લડતે તેમનાં મન ઉપર એવી ઉંડી છાપ પાડી કે તેમની તબીયત બીલકુલ કબુલ કરે તેમ ન હતું, છતાં દક્ષિણ આફ્રિકાની મુસાફરી કરવાનો તેઓએ નિશ્ચય કર્યો. સને ૧૯૧૨ ની સાલમાં તેઓ દક્ષિણ આફ્રિકા પધાર્યા. ત્યાંના હિંદવાસીઓએ તેમને બાદશાહી માન આપ્યું. કેપટાઉનમાં ઉતર્યા તેને બીજે જ દિવસે ત્યાંના

ટાઉનહૉલમાં સભા હતી. ત્યાંના મેયર પ્રમુખ હતા. ગોખલેજીની તબીયત મેળાવડાઓમાં ભાગ લેવા અને ભાષણો કરવા જેવી જરાએ ન હતી. પણ તેમને સારૂ જે અસંખ્ય ને મહેનત આપનારી ગોઠવણો ઘડાઈ ચૂકી હતી તે બધી તેમણે કાયમ રહેવા દીધી. તે નિશ્ચયને આધીન થઈ પહેલી ટાઉનહૉલની સભામાં હાજર થયા. પહેલે જ અનુભવે તેમણે કેપટાઉનના ગોરાનાં મન હરી લીધાં. બધાંનાં મનમાં એવી છાપ પડી કે આ કોઈ પવિત્ર આત્મા દક્ષિણ આફ્રિકામાં આવેલ છે. મિ. મેરિમેન જે દક્ષિણ આફ્રિકામાં મહાન નેતા ગણાય છે ને જે ઉદાર અને ચારિત્રવાળા પુરુષ છે તેમણે પોતાની સાથેની મુલાકાત વખતે આ શબ્દો કહેલા:—'સાહેબ, આપના જેવા પુરુષો અમારી ભૂમિ પર આવે છે ત્યારે અમારૂ વાતાવરણ પવિત્ર બને છે.'

જેમ સદ્‌ગત ગોખલે પોતાના પ્રવાસમાં આગળ વધ્યા તેમ આ પ્રાથમિક અનુભવ વધારે દૃઢ થતો ગયો. જગે જગે ક્ષણભર તો ગોરા ને ઘઉંવર્ણ વચ્ચેનો ભેદ જતો રહ્યો. દરેક જગ્યાએ કેપટાઉન જેવા મેળાવડા થયેલા. ત્યાં ગોરા ને હિન્દી એક પંક્તિએ બેસતા ને સદ્‌ગત ગોખલેને એક સરખું માન આપી પોતે માન લેતા. જોહાનિસબર્ગમાં તેમના માનમાં ખાણું આપવામાં આવ્યું હતું. ત્યાં લગભગ ત્રણસે નામાંકિત ગોરા હાજર હતા. ત્યાંના મેયર પ્રમુખપદે બિરાજ્યા હતા. જોહાનિસબર્ગના ગોરા કોઈના તેજમાં અંજાઈ જાય એવા નથી. તેઓમાં કેટલાક જેમ કરોડાધિપતિ છે તેમ માણસોને ઓળખનારા છે. તેઓ સદ્‌ગત ગોખલે સાથે હાથ મેળવવાની હરિફાઈ કરતા હતા. આનું કારણ એક જ હતું. સદ્‌ગત ગોખલેનાં ભાષણમાં શ્રોતૃવર્ગ તેમનો પોતાના દેશ પ્રત્યે ઉભરાઈ જતો પ્રેમ અને તેની સાથે તેમની ન્યાયદૃષ્ટિ જોઈ શક્યા. દેશને સારૂ તેમણે સંપૂર્ણ માન મરતબો ઇચ્છયાં પણ પોતે બીજા દેશનું અપમાન ન ઇચ્છયું. પોતાના દેશના સર્વ હક્કો જાળવવા સારૂ તેમની જેટલી

તત્પરતા હતી તેટલી જ તેમ કરતાં બીજાના હક્ક ન ડુબે એવી તેમની આકાંક્ષા હતી. આથી તેમનાં વચનમાં બધાંને સ્વાભાવિક માધુર્ય લાગતું.

સદ્ગત ગોખલેની માન્યતા હતી કે દક્ષિણ આફ્રિકામાં તેમનું સરસમાં સરસ ભાષણ જોહાનિસબર્ગમાં કરવામાં આવ્યું હતું. તે ભાષણ પોણા કલાકથી ઉપરાંત ચાલ્યું હતું. છતાં શ્રોતાઓમાંના કોઈ કાયર થયેલા એવો આભાસ મારી ઉપર ન પડયો. આ ભાષણ તેમણે કેવી રીતે કર્યું ? તેની તૈયારી તેમણે છ દહાડા અગાઉથી કરવા માંડેલી. તેને સારૂ જોઇતો ઇતિહાસ જાણી લીધો, જોઇતા આંકડાઓ યાદ કરી લીધા; પછી પોતે આગલી રાતે જાગીને પોતાની ભાષા ગોઠવી લીધી. પરિણામ મેં જણાવ્યું તે આવ્યું. તેમણે ગોરાઓ અને પોતાના બંનેને સંતોષ્યા.

જનરલ બોથા અને જનરલ સ્મટ્સને જ્યારે તેઓ દક્ષિણ આફ્રિકાની રાજધાની પ્રીટોરીઆમાં મળ્યા ત્યારે તેને સારૂ તૈયાર થવામાં જે ખંત વાપરેલી તે હું મરણ સુધી ભૂલું તેમ નથી. મુલાકાતની આગલી તારીખે મિ. કેલનબેકની ને મારી પૂરી હાજરી લીધી. પોતે સવારના ત્રણ વાગ્યે ઉઠયા. અમને બંનેને ઉઠાડયા. તેમને આપેલું સાહિત્ય તેમણે વાંચી લીધું હતું. હવે મારી ઉલટ તપાસ કરવી હતી ને તેમ કરી પોતે પૂરી તૈયારી કરી હતી કે નહિ એ જાણી લેવું હતું. મેં તેમને વિનયપૂર્વક કહ્યું કે 'આટલી મહેનતની જરૂર નથી. અમને હાલ કંઈ નહિ મળે તો અમે લડી લેશું, પણ અમારી સગવડને સારૂ અમે આપનો ભોગ આપવા નથી માગતા.' પણ જે પુરુષે પોનાનો આત્મા પોતાના સર્વ કાર્યમાં રેડવાની ટેવ પાડી હતી તે મારા શબ્દો ઉપર કેમ ધ્યાન આપે ? તેમની ઉલટ તપાસનું શું વર્ણન કરૂં ? તેમની કાળજીનાં શાં વખાણ કરૂં ? આવી મહેનતનું એક જ પરિણામ આવે. પ્રધાનમંડળે સદ્ગત ગોખલેને વચન આપ્યું કે સત્યાગ્રહીઓની માગણી કબુલ રાખનારો કાયદો

મુલાકાત પછીની ત્યાંની પાર્લામેન્ટની આવતી બેઠકમાં લાવવામાં આવશે ને ગીરમીટીયા પરનો ત્રણ પાઉંડનો વાર્ષિક કર રદ થશે.

એ વચન નીમેલે વખતે ન પળાયું. પછી સદ્‌ગત ગોખલે ચુપ બેસી રહ્યા ? ક્ષણ વાર નહિ. મારી ખાત્રી છે કે ૧૯૧૩ ની સાલમાં તે વચન પળાવવા ખાતર તેમણે જે પરિશ્રમ વેઠયો તેથી તેમની જીન્દગીનાં દશેક વર્ષ તો ઓછાં થવાં જોઈએ. આમ તેમના દાક્તરોએ માન્યું છે. એ વર્ષમાં હિન્દને જગાડવામાં પૈસા એકઠા કરવામાં તેમણે જે મહેનત કરી તેનો ખ્યાલ આપવો મુશ્કેલ છે. દક્ષિણ આફ્રિકાના સવાલે હિન્દને હલાવી મૂકયું હતું. એ પ્રતાપ સદ્‌ગત ગોખલેના હતા. તવારીખમાં રહી જશે એવું ભાષણ મદ્રાસમાં લૉર્ડ હાર્ડિંજે કર્યું. તે પ્રતાપ પણ તેમના. તેમના ગાઢ પરિચયમાં રહેનારાઓ સાક્ષી પૂરે છે કે દક્ષિણ આફ્રિકાના સવાલની ફિકરમાં તેઓ ખાટલાવશ થયા. તેમ છતાં છેવટ સુધી પણ તેમણે આરામ લેવાની ના પાડી. દક્ષિણ આફ્રિકાના લાંબા કાગળો જેવડા તાર મધરાતે આવતા ને તે જ ક્ષણે વાંચતા, જવાબો તે જ ક્ષણે ઘડતા, તે જ ક્ષણે લૉર્ડ હાર્ડિંજ પર તાર જતા, ને તે જ ક્ષણે છાપાઓને આપવા યોગ્ય નોંધો તૈયાર થતી. તે સવાલની ઉપર ધ્યાન દેવામાં ખાવાનું બંધ રહેતું, સુવાનું બંધ રહેતું, દિવસ અને રાતનો તફાવત રદ કરવામાં આવ્યો હતો. આવી અનન્ય નિઃસ્વાર્થ ભક્તિ તો ધર્માત્મા હોય તે જ કરી શકે.

હિન્દુ અને મુસલમાનના સવાલમાં પણ તેમની કેવળ ધાર્મિક દૃષ્ટિ હતી. એક સમયે સાધુને વેશે હિન્દુપણાનો દાવો કરનાર એક પુરુષ તેમની પાસે આવ્યો. તેની ઈચ્છા મુસલમાનને નીચા ગણાવી હિન્દુને વધારવાની હતી. આ દાવમાં સદ્‌ગત ગોખલે ન આવ્યા ત્યારે તેમની ઉપર હિન્દુપણાને સારૂ અભિમાન નથી એવો આરોપ મૂકયો. સદ્‌ગત ગોખલેએ ભ્રમર ચઢાવી હૃદયભેદક સુરમાં જવાબ આપ્યો કે ' જો તમે કહો છો તેમ કરવામાં હિન્દુપણું હોય તો હું હિન્દુ

નથી. તમે મારી પાસેથી વિદાય થાવ.' સંન્યાસી સંન્યાસીને મેલી ચાલ્યો ગયો.

સદ્ગત ગોખલેમાં નિર્ભયતાનો ગુણ ભારે અંશે હતો. ધર્મનિષ્ઠામાં આ ગુણ લગભગ પહેલું સ્થાન ભોગવે છે. લેફ્ટેનન્ટ રેંડના ખુન પછી પુનામાં ત્રાસ છુટયો હતો. આ વેળા સદ્ગત ગોખલે વિલાયતમાં હતા. તેમણે પુનાના બચાવમાં ત્યાં ભાષણ કર્યું તે જગજાહેર છે. તેમાં કહેલી કેટલીક હકીકત પાછળથી સાબીત થઈ શકે એવું ન બન્યું. તેઓ થોડી મુદત બાદ દેશ આવ્યા. તેમણે અંગ્રેજી સિપાહીઓ જેની ઉપર આક્ષેપો કર્યા હતા તેમની માફી માગી. તે માફીથી હિન્દુસ્થાનનો કેટલોક પ્રજાવર્ગ નારાજ પણ થયો. મહાત્માને કેટલાકોએ સલાહ આપી કે તેમણે જાહેર કામ છોડી દેવું જોઈએ. બીરુતાનો આરોપ મૂકતાં પણ કોઈક અજ્ઞાન હિન્દી અચકાયા નહિ. આ બધાને તેમણે એક જ જવાબ બહુ ગંભીર ને મીઠી ભાષામાં આપ્યો: 'જે (દેશસેવાનું) કાર્ય મેં કોઈના હુકમથી માથે લીધું નથી તે હું કોઈના હુકમથી છોડી પણ શકતો નથી. મારી ફરજ બજાવતાં હું પ્રજામત મારી તરફ રાખી શકું તો સારૂં, પણ જો હું તેટલો ભાગ્યશાળી ન થાઉં તો પણ સારૂં જ હશે.' કરવું એ તેમણે ધર્મ માન્યો. કાર્ય કરતાં પ્રજામત ઉપર તેની શી અસર થશે એનો વિચાર તેમણે સ્વાર્થદૃષ્ટિએ કદી કર્યો હોય એવો અનુભવ મને નથી થયેલો. જો દેશને ખાતર સૂળીએ ચઢવું પડે તો તે કાર્ય નિડરપણે, હસમુખે ચહેરે કરવાની તેમનામાં શક્તિ હતી એમ મારી માન્યતા છે. હું જાણું છું કે ઘણી વેળા તેમને સારૂ સૂળી ઉપર ચઢવું એ જે દશામાંથી તેઓ નીકળી ચુકયા તેમાં રહેવા કરતાં ઘણું સહેલ હતું. આવી વિકટ સ્થિતિ તેમની એકથી વધારે વાર થયેલી, પણ તેમણે પાછી પાની કરી જ નથી.

આ બધા દાખલાઓમાંથી સાર એવો નીકળતો જણાય છે કે જો આપણે આ મહાન્ દેશભક્તના જીવનમાંથી કંઈ લેવું હોય તો તેમની ધાર્મિક વૃત્તિનું અનુકરણ કરવાનું છે. આપણે સહુ વડી ધારા-

સભામાં પેશી શકતા નથી, તેમાં પેસવામાં દેશસેવા થઈ જ જાય છે એવું આપણે હમેશાં જોયું નથી. આપણે સહુ પબ્લીક સર્વિસ કમિશનમાં જઈ નથી શકતા અને જનાર બધા દેશના ભક્ત જ હોતા નથી. આપણે સહુ તેમની વિદ્વત્તા મેળવી શકતા નથી અને વિદ્વાન માત્ર દેશના સેવક હોય છે એવું અનુભવતા નથી. પણ આપણે બધા નિર્ભયતા, સત્યતા, ધૈર્ય, નમ્રતા, ન્યાયબુદ્ધિ, સરળતા, અડગતા વિગેરે ગુણો કેળવી દેશને અર્પણ કરી શકીએ છીએ. આ ધાર્મિક વૃત્તિ છે. રાજકીય જીવન ધર્મમય કરવું એ મહાવાકયનો આ અર્થ છે. એ પ્રમાણે વર્તનારને પોતાનો રસ્તો હમેશાં સૂજી રહેશે એ સદ્‌ગત ગોખલેના વારસામાં ભાગીદાર થશે. એ નિષ્ઠાથી કામ કરનારને જે બીજી વિભૂતિઓની જરૂર પડશે તે પ્રાપ્ત થશે એવું ઈશ્વરી વચન છે. ને સદ્‌ગત ગોખલેનું જીવન તેનો મહાન્ પુરાવો છે.

૧૯૧૬

## શુદ્ધ સ્વદેશી

આપણી મીલોમાં જે માલ પેદા થાય છે તે હિન્દુસ્તાનને સારૂ પૂરતો નથી. મીલો વધારે કાપડ તુરતમાં પેદા કરી શકે તેમ નથી. જેટલું સૂતર મીલો કાંતે છે તેનાથી વધારે વણવાની તેમની તાકાત છે. એટલે મીલના સૂતરથી હાથવણાટ કરીએ તેટલું ઓછું કાપડ મીલો વણે, તેટલું વધારે કાપડ પેદા થાય નહિ. આનું પરિણામ એ આવે કે બહારથી કાપડ વધારે આવવાને બદલે સૂતર વધારે આવે, એટલે આપણે છીએ ત્યાંના ત્યાં જ રહીએ. વણાટના પૈસા તો આંહી બચાવી શકીએ એમ માનવાનું યે કારણ નથી, કેમકે સૂતરના દામ વધે. આ સ્વદેશી ન કહેવાય.

આપણે કલ્પેલી સ્વદેશીમાં ધર્મની અને અર્થની રક્ષા રહેલી છે. આપણા જ પડોશી, આપણાં જ ભાઈ બહેનોની સેવા આપણે ન કરી શકીએ, તેમના મોમાંથી કાઢીને દૂરનાંનાં મોંમાં નાંખીએ એ

પરમ અર્થ નથી, એ દયા નથી. એમાં તો આપણે આપણું ક્ષેત્ર છોડયું ગણાય. એટલે આપણી કાંતનારી બહેનોને અને આપણા વણકરોને ઉત્તેજન આપવા આપણે બંધાયા છીએ અને તેમ કરતાં આપણે સાઠ કરોડ રૂપિયા દેશનાં ભૂખે મરતાંના ઘરમાં નાંખીએ એ અર્થનું રક્ષણ. આ બન્નેની રક્ષા સાથે જ થાય એવો સ્વદેશી સહેલો ધર્મ છે.

એ ધર્મ તો હાથે સૂતર કાંતીએ ને તે વણીએ ત્યારે જ પાળી શકાય. તેથી સ્વદેશીની પ્રવૃત્તિ એ જ સાચી ને શુદ્ધ ગણાય કે જેથી આપણે વધારે સૂતર પેદા કરી તે વણાવી લઈએ; અને એમ વણાએલું કપડું આપણે વેચીએ. તેથી દરેક સ્વદેશીના શોખીને અને સ્વદેશી દુકાનો ચલાવનારને મારી સલાહ છે કે તેમણે કાંતનારીઓને પેદા કરવી ને તેમણે બનાવેલું સૂતર વણાવી તેનો પ્રચાર કરવો. હું જાણું છું કે આ કામ મુશ્કેલ છે, તેમાં નિરાશાઓ રહેલી છે. પણ મુશ્કેલીઓનો માર્ગ ખેડયા વિના ઉન્નતિ સંભવતી નથી. ધવલગિરિનો રસ્તો અસંખ્ય મુસાફરોનાં હાડકાંથી લદાએલો છે. કાચાપોચા તો તળેટીએથી જ થાકે છે, છતાં ત્યાં જવાનો રસ્તો ખીણો અને ટેકરીઓમાં જ રહ્યો છે. એટલે સ્વદેશીનું સાહસ કરનારાઓ સ્વદેશીનું તત્ત્વ સમજીને કાર્ય આગળ વધારશે તો પશ્ચાત્તાપ નહિ કરવો પડે. ભલે પોતે જ કાંતવાનું કરી વિરમે; ભલે થોડાને જ પોતાનો આવેશ આપી શકે, સ્વદેશી ન ચાલે તો સ્વદેશીને નામે ઓળખાતા સાહસથી સંતોષ પામવામાં નુકસાન છે. સુવર્ણની ગરજ ચકચકતા પિત્તળથી નહિ સરે. હીરાની ગરજ કાચ નહિ સારે. જેમ કાચને હીરા તરીકે માની લેવામાં હીરો મળતાં ઢીલ થાય તેમ ખોટા સ્વદેશીને સાચા સ્વદેશી તરીકે માની લેતાં આપણે સ્વદેશીના પ્રચારને ઢીલમાં નાખશું. જો સૂતર પેદા કરવાની જ વાત હોય તો કરોડો ઓરતોને સૂતર કાંતવાનું સમજાવવાને બદલે દસવીસ મીલો કાં ન બાંધવી, આવી શંકા કેટલાકને થશે. તેનો જવાબ હું 'નવજીવન' માં આપી ગયો છું. મીલો સહેલાઇથી પેદા થઈ શકતી નથી. મીલો પેદા કરવાનો પ્રયત્ન કોઇએ

કરવાની જરૂર પડે તેવું નથી. ધનાઢ્ય વર્ગ તે આદરીને વધાર્યા કરે છે. મીલો પેદા કરવાથી સંચા મેળવવાની પરાધીનતા આપણી ગાંઠે બંધાય છે. તેમ મીલો વધારવામાં કરોડોની ભૂખનો ઈલાજ આપણને નથી મળી જતો ને કરોડોમાં આપણે સાઠકરોડ રૂપિયા દર વરસે ફેરવી નથી શકતા. હિન્દુસ્તાનની કરોડોની પ્રજા જે ઓગણીસસો માઈલ જેટલા લાંબા ક્ષેત્રમાં પથરાએલી છે તેનો ભૂખમરો ત્યાં સુધી કરોડોના ઘરમાં ખેતીનો સહાયક ધંધો દાખલ ન કરીએ ત્યાંલગી મટવાનો જ નથી, અને એવો ધંધો કેવળ સૂતર કાંતવાનો અને કેટલેક અંશે વણવાનો જ છે. આ ધંધો દોઢસો વર્ષ પહેલાં હિંદુસ્તાનમાં ચાલતો હતો અને ત્યારે આપણે આજે છીએ તેવા કંગાલ ન હતા.

૧૯૨૦

## પરીક્ષા

ગુજરાતની પરીક્ષાના દહાડા નજીક આવતા જાય છે. હવે મહીના ગણવાના નથી રહ્યા, અઠવાડિયાની વાતો છે. ઘડીમાં દહાડાની વાત આવશે ને પછી કલાકો ગણાશે.

એક તરફથી ગુજરાતે મહાસભાને શોભાવવી રહી છે. પરોણાગતમાં, વ્યવહારકુશળતામાં, ઉદારતામાં આપણે પાછા ન પડીએ એ જોવાનું રહ્યું.

બીજી તરફથી અસહકારની જે પહેલ ગુજરાતે કરી તે શોભાવવી રહી. ગુજરાતે એક તાલુકો ઓછામાં ઓછો તૈયાર કરવો જોઈએ કે જે મરણપથારી કરવા રાજી હોય ને તેટલી શક્તિ ધરાવતો હોય.

તેની શરતો હું લખી ગયો છું. મહાસમિતિએ તે કબૂલ રાખી છે એમ કહી શકાય. એ શરતો તો એવી છે કે જેને વ્યવહારૂ સ્વરૂપ

આપી શકાય. પણ જેને વિષે ઠરાવ ન થઈ શકે અને છતાં જે પાળ્યા વિના તે શરતો ન પાળી શકે એ વસ્તુ પણ આપણે વિચારી જવી જોઈએ. ભૂમિતિના સિદ્ધાન્તો જે મોઢે ગોખી જાય પણ સમજે નહિ તે બારનું બારમું કરી નાખે તો શી નવાઈ? 'તેથી' ગોખેલ હોય ને 'કેમકે' બોલી જાય તો તેના શા હાલ થાય? જેમ તેની ગોખણપટ્ટી ઉઘાડી પડી જાય, તેમ જ જે સમજ્યા વિના સમિતિની શરતોનું પાલન કરવાનો દાવો કરે તે ઝાંપેથી પાછો વળવાનો; કારણકે ઝાંપે જતાં તે ઉઘાડવાની રીત તેને નહિ આવડતી હોય.

આ લડત ધર્મની છે. તેને વ્યવહારૂ કહો કે અવ્યવહારૂ, તેને રાજનૈતિક કહો કે સાંસારિક, ગમે તે નામે તેને ઓળખો; તેનું મૂળ ધર્મમાં છે. ધર્મને ખાતર, ધર્મને નામે, તે લડીએ છીએ. અલીભાઇ-ઓએ ચોખ્ખી વાત કરી, 'રાજ્યના કાયદાની ને ઈશ્વરના કાયદાની, પીનલ કોડની ને કુરાને પાકની સરખામણી કરવાની હોય ત્યારે અમે અમારા ઈશ્વરને ને અમારા પાક કુરાનને જ પસંદ કરીએ.' આ તેમનું કહેવું હતું. મુસલમાન પોતાનો, હિંદુ પોતાનો ને ખ્રિસ્તી પોતાનો ધર્મ જાણે ને પાળે એની આ લડત છે. સૌ ધર્મને ખાતર મરે. મરે તે તરે. મારે તે મરે. બીજાને મારીને પોતે ધર્મ પાળી શકત તો આજે લાખો મોક્ષ પામ્યા હત.

તેથી આપણે તો સંકટ સમયે ઈશ્વરને જ સ્મરવાનો રહ્યો છે. જેને એટલો વિશ્વાસ નથી તે છેવટ જતાં અટકવાનો. ખોટો રૂપિયો ભલે ઘણી દુકાને ફરી આવે; તેથી કંઈ તેની કિંમત વધવાની નથી. શરાફને ત્યાંથી તો પાછો જ ફરવાનો ને વચમાં જ્યાં જ્યાં તે ફર્યો હશે તે બધા તેના અડકવાથી થોડાઘણા અભડાયા હશે. તેમ જ આપણામાંના જે ખોટા હોઈશું તે છેલ્લી તકેથી પાછા ફરવાના જ.

જેને ગમે તે રમે. જેને પાલવે તે જ મેદાનમાં આવે. નોતરું સૌને છે પણ ભૂખ્યા જ ભાણે બેસે. બીજા બેસશે તો યે અકળાશે. જે ભૂખ્યો નથી તેને પકવાન્નો પણ નહિ ગમે. જે ભૂખ્યો છે તે

જારનો સૂકો રોટલો પણ રસપૂર્વક જમી જશે. તેમ જ જે અસહકાર સમજ્યા છે, જેણે ધર્મનો મર્મ જાણ્યો છે, તે જ ઊભા રહી શકશે. સમજેલાને સૌ સહેલું છે. અણસમજુને બધું અઘરૂં. આંધળાની પાસે આરસી શા કામની ?

આ સમય આકરો છે. વગર વિચાર્યે પગલું ભરી પાછળથી પસ્તાવો ન કરીએ. જો કોઈ તાલુકો તૈયાર ન હોય તો ગુજરાત ભલે હૂંડી પાછી વાળે. પણ તેમાં સહી કર્યા પછી તો ભર્યે જ છૂટકો. અત્યારે ગુજરાતને પસંદગીનો મોકો છે. પસંદગી કર્યા પછી પાછી પાની નહિ થાય. શેખીમાં ને શેખીમાં અત્યારે બીડું ઝડપી લીધું હશે ને પછી આપણાથી કંઈ ન થાય એ જીવતે મુઆ સમાન થશે. અત્યારે તો ગુજરાતને જરાયે ગભરાવાનું કે સંકોચાવાનું કારણ નથી.

હવે વિચારીએ કે આપણી લાયકાત શામાં રહેલી છે.

૧. શાંતિ
૩. સ્વદેશી
૨. હિંદુમુસલમાન એકતા
૪. અસ્પૃશ્યતાનિવારણ

આ તો સહેલું છે.

કાયદાનો સવિનય ભંગ ? એથી પણ આપણે અજાણ્યા નથી. જેલ તો તેની સાથે છે જ, તે ભોગવી આવીશું. ભલભલા ગયા છે, જોઈ આવ્યા છે, તો આપણે શીદને આટલું ન કરી શકીએ ? એટલે એમાં તો કંઈ નથી.

પણ–?

મારશલ લૉ થાય તો ? ગુરખા આવે તો ? ટૉમી ઍટકીન્સ આવે તો ? તે પછી ભાલાં મારે, ગોળી છોડે, પેટે ચલાવે તો ? અરે ભલેને આવે. છો આવતો. પેટે ચલાવે તો સારૂં ? મરીએ પણ પેટ ન ઘસડીએ. ભાલું મારે તો મારે. મરકીને બદલે ભાલે મરશું. તે ગોળીબાર કરે તો થોડા આપણે પીઠ ફેરવાના હતા ? હવે તો જોર એવું આવ્યું છે કે છાતી ખુલ્લી મૂકીને જેમ મોઈદાંડિયામાં મોઈ ઝીલીએ તેમ ગોળીને છાતીએ ઝીલશું, ગુરખાને ભાઈ બનાવશું, ને

નહિ બને તો ભાઈને હાથે મરવું તેના જેવું સુખ કયું? આમ કહેતાં તો શેર લોહી ચડે જ.

પણ કરતાં?

હું વિશ્વાસ તો રાખું છું કે બીકણું ગુજરાત આ વેળા કરી બતાવશે. પણ આ વચન લખતાં એ કલમ ભારે લાગે છે. ગુજરાતે બંદૂકના ભડાકા કયે દહાડે સાંભળેલા? ગુજરાતે લોહીની નદીઓ ક્યારે જોએલી? ફટાકડાની જેમ બંદૂકો છૂટતી હોય ને માટલીની જેમ માથાં ફૂટતાં હોય તે ગુજરાતીથી જોયાં જાય કે?

બીજાનાં માથાં ફૂટતાં ગુજરાત જોઈ શકે તો એ ગરવી ગુજરાત મટે. પોતાનાં માથાં ફૂટતાં જુએ તો ગુજરાત અમર પદ મેળવે. તેને સારુ તાલીમ શી?

વિશ્વાસ. એ વિશ્વાસ સમિતિના ઠરાવથી ન મળે. ઈશ્વર દુર્બલનો બેલી છે, ઈશ્વર હિંમતનો દેનાર છે. રામ રાખે તેને કોઈ ન ચાખે. તેણે આ દેહ દીધો; તે ભલે લઈ જાય. આ દેહને સંઘર્યો સંઘરાય તેમ નથી. જેમ રૂપિયો તેમ દેહ સારા કામમાં ખરચવો જ ઘટે. અને આ અત્યાચારમાંથી નીકળવાના કામમાં દેહ દેવો એના જેવો રૂડો બીજો અવસર દેહ દેવાનો કયો હોય? આમ જે હૃદયપૂર્વક માને તે તો હસતે મુખે, છાતી ઉઘાડી મેલીને નિશ્ચિતપણે ગોળીઓને દડાની જેમ ઝીલે.

આવો અડગ વિશ્વાસ હોય તો જ ગુજરાતના કોઈ તાલુકાએ રણમાં ઝુકાવવું.

એમાં કંઈ ભારે બળ આવી ગયું એમ પણ નથી. આત્માનો તો એ સ્વભાવ. બોઅરની ઓરતોએ એ બહાદુરી બતાવેલી. લાખો ઈંગ્રેજોએ એ બહાદુરી બતાવેલી છે. તુર્ક ઓરતમરદો આજે એ બતાવી રહ્યાં છે.

પણ ભેદ છે. તેઓ તો મારે પણ ને મરે પણ. પણ અમરપણું તો મરવામાં જ છે, એમ આપણે જાણીએ છીએ. મારવાનો ધંધો

છોડીને મરવાનો જ શીખવો એમાં કાંઈ મુશ્કેલી ખરી કે? મરતાં શીખતાં તો છાતી જોઈએ. તે વિશ્વાસુને પલકમાં આવે. મારતાં શીખતાં શરીર જોઈએ, બંદૂકનો મહાવરો જોઈએ. હજારો ધતીંગ શીખીએ ત્યારે મારતાં શીખીએ ને પછી ખૂનીમાં ખપીએ.

પણ કોઈ હિંદુ કહેશે, આ તો ક્ષત્રિયપણાની વાતો લખાઈ. ગુજરાતને ને ક્ષત્રીપણાને શી લેવાદેવા? આપણે તો વેપાર કરી જાણીએ. ગુજરાત ભલે આવું હોય; હિંદુપણું એવું ન હોય. ચારે વર્ણમાં ચારે ગુણ હોવા જ જોઈએ. દરેકમાં પોતપોતાના વર્ણનો ગુણ વિશેષ હોય ખરો, પણ જો બીજા ગુણ તેનામાં ન જ હોય તો તે નપુંસક છે; જે માતા પોતાનાં બચ્ચાંને સારૂ મરી જાણે છે તે ક્ષત્રિયાણી છે, જે પતિ પોતાની સ્ત્રીને સારૂ જાન દે છે તે ક્ષત્રિય છે. પણ આ બધાનો ધંધો જગતની રક્ષા કરવાનો નથી હોતો, તેથી તેવાને આપણે ક્ષત્રિય તરીકે નથી ઓળખતા.

આ કાળે જગતની–હિંદુસ્તાનની રક્ષા કરવાનો બધાનો ધર્મ છે, કેમકે તે કોઈનો નથી રહ્યો–નથી જોવામાં આવતો.

આટલું તો હિંદુનું. ગુજરાતના મુસલમાન પારસી વ. શું કરે? તેઓનું યે હિંદુસ્તાન છે, તેઓનું એ ગુજરાત છે, તેઓએ પણ હિંદુસ્તાનને ગુલામીમાંથી છોડવવાનું છે. અને તેઓ પણ કેવળ મરીને છોડવી શકે છે.

એટલે હિંદુ મુસલમાન પારસી ઇસાઈ યહુદી ગમે તે, જે પોતાને હિંદુસ્તાની માને છે, તે બધાએ મરવાનો મંત્ર શીખવાનો ને સાધવાનો છે. એ પાઠ તો કેવળ જે ઈશ્વર ઉપર આસ્થા રાખનાર છે તે જ ભણીને ભજવી શકે.

૧૯૨૨

## ત્યાગમૂર્તિ

હિંદુ વિધવાને ઘડીને વિધાતાએ હાથ ધોઈ નાંખ્યા છે. જ્યારે જ્યારે પુરુષવર્ગને પોતાનાં દુ:ખની કથા કરતો હું સાંભળું છું ત્યારે ત્યારે વિધવા બહેનોની પ્રતિમા મારી પાસે ખડી થાય છે. પોતાનું દુ:ખ રોનાર પુરુષને જોઈ હું હસું છું.

હિન્દુધર્મે સંયમને ઊંચામાં ઊંચી કોટિએ લઈ ગયો છે અને વૈધવ્ય તેની પરિસીમા છે. પુરુષ તો પોતાના દુ:ખનું નિવારણ કરે. તેનું દુ:ખ મૂર્ખાઇને લીધે હોય છે. ઘણું દુ:ખ તો કેવળ આર્થિક લોભને ખાતર ભોગવે છે. પણ વિધવાનું શું ? તેનો બિચારીનો પોતાના દુ:ખમાં હાથ જ નથી. તેના દુ:ખનું નિવારણ તેની પાસે નથી જ. રૂઢિધર્મે તે દ્વાર તદ્દન બંધ કર્યું છે. અનેક વિધવા દુ:ખને દુ:ખ માનતી નથી. ત્યાગ એ તેને સારૂ સ્વાભાવિક વસ્તુ થઈ પડી છે. ત્યાગનો ત્યાગ તેને દુ:ખરૂપ થાય. વિધવાનું દુ:ખ જ તેનું સુખ મનાયું છે.

આ સ્થિતિ ખરાબ નથી, સરસ છે. તેમાં હિન્દુધર્મની શ્રેષ્ઠતા રહી છે. વૈધવ્યને હું હિન્દુધર્મનું ભૂષણ માનું છું. વિધવા બહેનોને જોઉં છું ત્યારે મારૂં માથું અનાયાસે નમે છે. વિધવાનું દર્શન મારે સારૂ અપશુકનની નિશાની નથી. પ્રાત:કાલમાં તેનું દર્શન કરી હું કૃતાર્થ થાઉં. તેનો આશીર્વાદ મને મોટી બક્ષીસ માનું. તેને જોઈ સર્વે દુ:ખો ભૂલી જાઉં. વિધવાની પાસે પુરુષ પામર પ્રાણી છે. વિધવાના ધૈર્યનું અનુકરણ અસંભવિત છે. પ્રાચીન કાળનો વારસો જે વિધવાને મળ્યો છે તેની આગળ પુરુષના ક્ષણિક ત્યાગની પૂંજીની શી કિંમત હોઈ શકે ?

વિધવાને જો દુ:ખ થાય તો તે કોને સંભળાવે ? જો જગતમાં કોઈને સંભળાવી શકે તો તે માને જરૂર સંભળાવે. પણ સંભળાવીને કરે શું ? માની મદદ શી મળે ? 'ધીરજ રાખ બહેન' એટલું કહી મા પોતાને કામે વળગે. માનું ઘર તેનું ઘર જ ક્યાં છે ? વિધવાને

તો સાસરે રહેવું. સાસુનું દુઃખ તો વહુ જ જાણે. વિધવાને તો સેવા જ ધર્મ. દીયરની, જેઠની, સાસુની, સસરાની, જે આવે તેની તેણે સેવા જ કરવાની. એ સેવા કરતાં તે થાકતી જ નથી. તે તો વધારે સેવા કરવાનું બળ માગે છે.

આ વિધવાધર્મનો લોપ થાય, સેવાની આ સાક્ષાત્ મૂર્તિનું કોઈ પોતાના અજ્ઞાનમાં, ઉદ્ધતાઈમાં ખંડન કરે તો હિન્દુધર્મને મોટી હાનિ પહોંચે.

આવા વૈધવ્યને કઇ રીતે સુરક્ષિત કરી શકાય? દસ વર્ષની કન્યાને પરણાવનાર માબાપને વૈધવ્યના પુણ્યમાં કંઈ ભાગ મળી શકે? જે કન્યા આજે પરણી આજે જ રાંડી તે વિધવા ગણાય? વૈધવ્યની અતિશયતાને ધર્મનું નામ આપી આપણે મહાપાપ નથી કરતા? જો વૈધવ્યને સુરક્ષિત રાખવું હોય તો પુરુષે પોતાનો ધર્મ વિચારવાની જરૂર નથી? જેનું મન વિધવા નથી થયું તેનું શરીર વિધવા રહે? આજ પરણેલી બાળાના મનને કોણ ઓળખનાર છે? તેના પ્રત્યે બાપનો શો ધર્મ છે? કે બાપે દીકરીના ગળા ઉપર છરી ફેરવી તેની પ્રત્યેના પોતાના ધર્મનું પાલન કરી લીધું?

વૈધવ્યની પવિત્રતા સાચવવાને ખાતર, હિન્દુધર્મની રક્ષાને ખાતર, હિન્દુસમાજની સુવ્યવસ્થાને ખાતર આટલા નિયમોની જરૂર છે એમ મારો નમ્ર અભિપ્રાય છેઃ

૧. કોઈ બાપે પંદર વર્ષની અંદર પોતાની દીકરીને પરણાવવી જ નહિ;

૨. જે વિવાહ આજ લગી ઉપરની મર્યાદાની અંદર થઈ ગયા હોય તે દીકરી પંદર વર્ષની અંદર વિધવા થઈ હોય તો તે દીકરીને પરણાવવાની તજવીજ કરવાનો બાપનો ધર્મ છે;

૩. પંદર વર્ષની બાળા જો વિવાહ પછી એક વર્ષની અંદર વિધવા થાય તો ફરી પરણવાનું માબાપે તેને ઉત્તેજન આપવું જોઇએ;

૪. દરેક કુટુંબીએ વિધવા પ્રત્યે સંપૂર્ણ માનની નજર રાખવી

જોઇએ. માબાપે કે સાસુસસરાએ તેને પોતાનું જ્ઞાન વધારવાનાં સાધન પૂરાં પાડવાં જોઇએ.

આટલા નિયમો અક્ષરશઃ વળગવા સારૂ મેં નથી રજૂ કર્યા. તે કેવળ માર્ગદર્શક છે. વિધવા પ્રત્યેનું આપણું કર્તવ્ય એ નિયમોની દિશામાં છે એ વિષે મને તો શંકા નથી.

આ કે આવા નિયમોને અમલમાં કોણ મૂકે? હિન્દુસમાજની પાસે આવા કાર્ય માટે જ્ઞાતિઓ એ કુદરતી વાહન છે. પણ તેમાં સુધારો ન થાય ત્યાં સુધી જે માબાપો ઉપરના નિયમોને અનુકૂળ હોય તેમણે શું કરવું? તેઓએ જ્ઞાતિમાં સુધારો થાય એવા પ્રયત્નો કરવા ને તેમાં તાત્કાળિક સફળતા ન મળે તો બંધનમુક્ત થઈ વિધવાને સારૂ યોગ્ય વર શોધવો. બન્ને પક્ષ જ્ઞાતિ બહાર રહેવા તૈયાર થાય, અને બહાર રહીને પણ જ્ઞાતિને વીનવે, જ્ઞાતિના મહાજનને આઘાત ન પહોંચાડે, સત્યાગ્રહ કરવાનો વિચાર ન કરે, અથવા કરે તો સમજે કે પોતે વિનયપૂર્વક બહાર રહેશે તો તે જ સત્યાગ્રહ છે. જો આવો વિવાહ અનિવાર્ય સમજી કરવામાં આવ્યો હશે, જો તેમાં સંયમ જ ઉદ્દેશ હશે, જો આ બહિષ્કૃત થએલ કુટુંબનું બધું વર્તન શુદ્ધ હશે, તો મહાજન પોતે જ તેઓને પાછા જ્ઞાતિમાં દાખલ કરશે એટલું જ નહિ પણ મહાજન સુધારાનો સ્વીકાર કરશે ને બીજી દીન વિધવાઓ ઉપર થતો બળાત્કાર નાબૂદ થશે.

આવા સુધારા તુરત નથી થઈ શકતા. તેનું બીજ રોપાય એ જ બસ છે. પછી તેનું વૃક્ષ થયા વિના રહેનાર જ નથી.

આ તો મેં નાનો સુધારો સૂચવ્યો છે. મહાન સુધારો થવો અશક્ય લાગવાથી જ ઉપરનો સુધારો સૂચવ્યો છે. ખરો સુધારો તો એ છે કે જેમ સ્ત્રી તે પ્રમાણે પુરુષ ઘરભંગ થાય તો ફરી ન જ પરણે. હિન્દુધર્મના રહસ્યને આપણે ઓળખીએ તો દુઃખે કરી સાધી શકાય એવા સંયમને મોળો કરવાને બદલે તેવી જાતના બીજા સંયમ આપણા જીવનમાં દાખલ કરી એ સંયમને દઢ કરીએ. પુરુષ વિધુર રહે તો

સ્ત્રીને પોતાનું વૈધવ્ય ભારે ન લાગે. વળી પુરુષ વિધુર રહે તો હાલ જોવામાં આવતાં કજોડાં અને બાળલગ્ન બંધ થાય.

એક ભય રહે છે, તેમાંથી આપણે બચી જવું જોઈએ. 'વૈધવ્ય સર્વથા સરસ છે. થોડી બાળવિધવાઓ હોય તેમને પુનર્વિવાહ કરવાની જંજાળમાં પડવાની શી જરૂર છે? આપણે તો પુરુષને પણ ઘરભંગ થયે વિધુર રાખવા છે; વળી બાળલગ્નો પણ નાબૂદ કરવાં છે. એટલે કોઈ પણ સ્થિતિમાં સ્ત્રીના પુનર્લગ્નની જરૂર નથી.' આવી દલીલ સાંભળી છે. આ દલીલમાં ભય રહેલો છે; કેમકે ખરું જોતાં એ શબ્દજાળ છે. આ દલીલ કેટલાક અંગ્રેજ મિત્રોની દલીલના જેવી છે. 'તમે તો અહિંસાવાદી છો. અમને પણ અહિંસાધર્મ શીખવવા માગો છો. એટલે અમે ગમે તેવી હિંસા કરતા હોઈએ તોપણ તે હિંસાની સામે હિંસાથી થવાનું તો તમારાથી લોકોને કહેવાય જ નહિ.' આમ મને કેટલાક કહે છે. આ દલીલમાં જે દોષ રહેલો છે તેવા દોષ જાણ્યેઅજાણ્યે આપણે કર્યાં જ જઈએ છીએ. દલીલ કરનારા અંગ્રેજ ભૂલે છે કે જોકે મારે બન્ને પક્ષને અહિંસાધર્મ શીખવવો છે તોપણ જે અહિંસાધર્મને સમજવા અસમર્થ છે એટલે કે ભીરુ છે, તેને મારે અહિંસાની વાત કઈ રીતે કરવી? મારા પુત્રને હું એ ધર્મ નહોતો સમજાવી શકયો; ત્રાસથી ચીમળાઈ ગએલી બેતિયાની ગરીબ રૈયતને એ ધર્મ હું નહોતો શીખવી શકયો. તેમને મારે કહેવું પડયું હતું: 'જો તમારી પસંદગી કેવળ તમારી સ્ત્રીને પડતી મેલી ભાગવા અને લાકડી લઈ અત્યાચારીની સામે બચાવ કરવા વચ્ચે જ હોય, જો તમે અત્યાચારીની સામે નીડરપણે તેને ભાઈ સમજી ઊભા રહી પ્રહાર કર્યા વિના મરતાં સુધી સત્યાગ્રહ કરવા તૈયાર ન હો તો બેશક લાકડી વતી બચાવ કરી ઝૂઝજો.' સત્યાગ્રહ નામર્દનો ધર્મ નથી. નામર્દ મટી માનવી મર્દ બને પછી જ તે અહિંસાધર્મ શીખવાને પાત્ર બને છે.

હવે આપણે વિધવા વિષેની દલીલરૂપે પથરાએલી શબ્દજાળ

તપાસીશું તો માલૂમ પડશે કે તે દલીલ જે પુરુષ પંડે વિધુર રહેવા તૈયાર હોય તે જ કરી શકે; બીજા જેઓ વિધુરપણું પસંદ ન કરતા હોય, અથવા પસંદ કરતા છતાં તેનું પાલન કરવા તૈયાર ન હોય તેમને વિધુરપણાની આવશ્યકતાને સ્વીકારીને વૈધવ્યપ્રથાનો બચાવ કરવાની દલીલ તરીકે તેનો ઉપયોગ કરવાનો અધિકાર નથી. સાઠ વર્ષનો બીજવર ડોસો પોતાની નવ વર્ષની કહેવાતી સ્ત્રીનું વૈધવ્ય વધાવી પોતાના વસીયતનામામાં એ વૈધવ્યની સ્તુતિ કરે ને બિચારી વિધવા થનારી બાળાની વન્દના કરતાં લખેઃ ‘ન કરે નારાયણ ને મારું મૃત્યુ મારી પરમપવિત્ર ધર્મપત્નીના કરતાં વહેલું થાય તો હું જાણું છું કે તે તો વિધવા રહી મને, પોતાના ને મારા કુટુંબને, અને હિન્દુધર્મને શોભાવશે. આ બાળાને પરણીને હું શીખ્યો છું કે પુરુષે પણ વિધુર રહેવું જોઇએ. હું વિધુર રહ્યો હોત તો ઘણું સારું હતું. હું મારી દુર્બળતા કબૂલ કરું છું. પણ પુરુષની દુર્બળતા એ તો વૈધવ્યને વધારે શોભાવનારી છે. તેથી મારી બાળપત્નીની બાબતમાં હું ઇચ્છું છું કે તે મારા અવસાન પછી વિધવા રહી સંયમધર્મને શોભાવે.’ આવી દલીલની અસર તે બાળપત્ની ઉપર કે વસીયતનામું વાંચનારની ઉપર શી થાય?

આ દલીલ તપાસવાની આવશ્યક્તા હતી, કેમકે ઊંચા ધર્મના પ્રવર્તનના આશ્રય તળે કે તેને બહાને ધર્મ જેવા જણાતા અધર્મના બચાવ થયાં જ કરે છે. વૈધવ્યની વ્યાખ્યામાં બાળવિવાહ આવી જ ન શકે. વિધવા એટલે તે સ્ત્રી કે જેનો પતિ મૃત્યુ પામ્યો છે—એ સ્ત્રી કે જેણે લાયક ઉંમરે પોતાની ઇચ્છા કે સંમતિથી વિવાહ કર્યો છે ને જેણે સ્ત્રીપુરુષ વચ્ચેનો સંબંધ જાણ્યો છે. આ વ્યાખ્યામાં અક્ષતયોનિનો કે માબાપે હોમી દીધેલી કુમળી વયની બાળાનો સમાવેશ થતો જ નથી ને થવો ન જ જોઈએ. એટલે બાળાઓના મનાતા ‘વૈધવ્ય’નો બચાવ કરવો એ જ અનર્થ છે. પણ જ્યારે પુરુષે સુદ્ધાં વિધુર રહેવાની આવશ્યકતા છે, એવા કથનમાત્રથી આવી બાળાઓને વિધવા રાખવાનું જ પ્રતિપાદન કરવામાં આવે છે ત્યારે તો તેમ કરનાર અનર્થમાં ઉદ્ધતાઈ અથવા ઘોર અજ્ઞાન ઉમેરે છે.

## અભય

આની ગણના સોળમા અધ્યાયમાં દૈવી સંપદનું વર્ણન કરતાં ભગવાને પહેલી કરી છે. એ શ્લોક બેસાડવાની ખાતર હો કે અભયને પ્રથમ સ્થાન હોવું જોઈએ તેથી, એ વિવાદમાં હું ન ઊતરું. એવો નિર્ણય કરવાની મારામાં યોગ્યતા પણ નથી. મારી મતિ પ્રમાણે અભયને અનાયાસે પ્રથમ સ્થાન મળ્યું હોય તોયે તેને તે યોગ્ય છે. અભય વિના બીજી સંપત્તિઓ ન સાંપડે. અભય વિના સત્યની શોધ કેમ થાય? અભય વિના અહિંસાનું પાલન કેમ થાય? 'હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને.' સત્ય એ જ હરિ, એ જ રામ, એ જ નારાયણ, એ જ વાસુદેવ. કાયર એટલે ભયભીત બીકણો; શૂરો એટલે ભયમુક્ત, તલવારાદિ કસેલો નહિ. તલવાર શૂરની સંજ્ઞા નથી, બીકની નિશાની છે.

અભય એટલે બાહ્ય ભયમાત્રથી મુક્તિ—મોતનો ભય, ધનમાલ લૂંટાવાનો ભય, કુટુંબપરિવાર વિષેનો ભય, રોગનો ભય, શસ્ત્રપ્રહારનો ભય, આબરૂનો ભય, કોઈને ખોટું લગાડવાનો ભય, એમ ભયની વંશાવળી જેટલી લંબાવીએ તેટલી લંબાવી શકાય. એક માત્ર મોતનો ભય જીત્યો એટલે બધા ભયો જીત્યા એમ સામાન્ય રીતે કહેવાય છે; પણ એ બરોબર નથી લાગતું. ઘણા મોતનો ભય છોડે છે, છતાં નાના પ્રકારનાં દુ:ખોથી નાસે છે. કોઈ પોતે મરવા તૈયાર હોય છે, પણ સગાંવહાલાંનો વિયોગ સહન નથી કરતા. કોઈ કૃપણ આ બધું જતું કરશે, દેહ જતો કરશે, પણ એકઠું કરેલું ધન છોડતાં હેબતાઈ જશે. કોઈ પોતે માનેલી આબરૂ, પ્રતિષ્ઠા સાચવવા અનેક કાળાં ધોળાં કરવા તૈયાર થશે ને કરશે. જગતની નિંદાના ભયથી કોઈ સીધો માર્ગ જાણતા છતાં લેતાં અચકાશે. સત્યની શોધ કરનારે આ બધા ભયોને તિલાંજલિ દીધે જ છૂટકો. હરિશ્ચન્દ્રની જેમ પાયમાલ થવાની તેનામાં તૈયારી હોવી જોઈએ. હરિશ્ચન્દ્રની કથા ભલે કાલ્પનિક હોય, પણ આત્માર્થી માત્રનો એ અનુભવ છે; એટલે એ કથાની કિંમત કોઈ

ઐતિહાસિક કથા કરતાં અનંત ગણી વધારે છે, ને આપણે સૌને સંઘરવા, મનન કરવા યોગ્ય છે.

અભયવ્રતનું સર્વથા પાલન લગભગ અશક્ય છે. ભયમાત્રથી મુક્તિ તો જેને આત્મસાક્ષાત્કાર થયો હોય તે જ પામી શકે. અભય અમૂર્છ સ્થિતિની પરાકાષ્ટા છે. નિશ્ચય કરવાથી, સતત પ્રયત્ન કરવાથી અને આત્મા ઉપરની શ્રદ્ધા વધવાથી અભયની માત્રા વધી શકે છે. મેં આરંભમાં જ કહ્યું કે આપણે બાહ્ય ભયોથી મુક્તિ મેળવવી છે. અંતરમાં જે શત્રુ રહ્યા છે તેમનાથી તો ડરીને જ ચાલવાનું છે. કામક્રોધાદિનો ભય ખરો ભય છે. એને જીતી લઈએ તો બાહ્ય ભયોનો ઉપદ્રવ એની મેળે મટે. ભય માત્ર દેહને લઈને છે. દેહ ઉપરનો રાગ ટળે તો સહેજે અભય પ્રાપ્ત થાય. આમ વિચાર કરતાં આપણે જોઈ શકીએ છીએ કે ભય માત્ર આપણી કલ્પનાની સૃષ્ટિ છે. પૈસામાંથી, કુટુંબમાંથી, શરીરમાંથી 'મારા' પણું કાઢી નાંખીએ એટલે ભય ક્યાં છે? **तेन त्यक्तेन भुंजीथाः** એ રામબાણ વચન છે. કુટુંબ, પૈસો, દેહ જેવાં ને તેવાં ટકે, તેમને વિષેની આપણી કલ્પના બદલવી રહી. એ 'આપણાં' નથી, એ 'મારાં' નથી; એ ઈશ્વરનાં છે; 'હું' પણ તેનો છું; 'મારું' એવું આ જગતમાં કંઈ જ નથી. પછી મને ભય શાને વિષે હોઈ શકે? તેથી ઉપનિષદકારે કહ્યું 'તેનો ત્યાગ કરીને તે ભોગવ' એટલે આપણે તેના રખેવાળ રહીએ. તે તેની રક્ષા કરવા પૂરતી શક્તિ અને સામગ્રી આપી દેશે. આમ સ્વામી મટીને સેવક થઈએ, શૂન્યવત્ થઈ રહીએ, તો સહેજે ભયમાત્ર જીતીએ, સહેજે શાન્તિ મેળવીએ, સત્યનારાયણનાં દર્શન કરીએ.

૧૯૩૦

# અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી

( ૧૮૮૫– )

## જુનું ને નવું

જુનું એટલે શું? જુના વખતમાં, ભૂતકાળમાં થઈ ગએલું તે, કે જુનું થયેલું, ભૂતથી વર્તમાન સુધી ચાલતું આવેલું તે? આ બે અર્થની ગુંચવણોને લીધે જુનાના હિમાયતીઓ નવાના હિમાયતીઓ સાથે લડતા આવ્યા છે, એટલે સુધી, કે 'જુનું ને નવું' એ વિષય પણ દરેક દેશમાં જોઇએ તેટલો જુનો થઈ ગયો છે.

ડુંગરા દૂરથી રળીઆમણા. તે ન્યાયે આપણા સમયથી દૂરના સમયમાં થઈ ગએલી આચારવિચારોની પદ્ધતિઓ, ને ધાર્મિક સામાજિક, નૈતિક સંસ્થાઓ, એ બધું આપણને મોહક લાગે છે. આપણે વિધવાઓના પુનર્લગ્નની વિરુદ્ધ થઈએ છીએ. શા માટે? જુના વખતમાં તેમ હતું તે માટે. આપણે જ્ઞાતિ સંસ્થાઓને ચુસ્ત વળગી રહીએ છીએ. શા માટે? જુના વખતમાં તેમ હતું એમ આપણે માનીએ છીએ તે માટે. આપણે વધારે સ્ત્રીસ્વાતંત્ર્યની વિરુદ્ધ થઇએ છીએ. શા માટે? જુના વખતમાં તેમ હતું તે માટે. આપણે સ્ત્રીઓની ઉચ્ચ કેળવણીના પણ વિરોધી બનીએ છીએ. શા માટે? જુના વખતમાં તેવી કેળવણી નહોતી તેટલા માટે. આમ માત્ર જુના વખતમાં જે જે હતું તે તે માત્ર જુના વખતમાં હતું માટે જ આપણને સ્વીકાર્ય થાય છે. ભલે થાય! હું કહું છું, ભલે થાય. તે માત્ર સ્વીકાર્ય થવાથી આપણું બહુ બગડતું નથી. જે અનર્થકારક છે, તે તે સ્વીકાર્યતા નથી, પણ તેની સાથે કરવામાં આવતું તેનું સમર્થન છે. આ સમર્થન બહું અનિષ્ટ ઉત્પન્ન કરે છે. આ સમર્થન ભયંકર છે, અને આ સમર્થન માત્ર એવી જ રીતનું છે કે 'જુનું એટલું સારું,' 'શું આપણા પૂર્વજો કંઇ મૂર્ખ હતા?'

કમનસીબની વાત એ છે કે જુના સમયમાં થઇ ગએલા માણસો

આપણા પૂર્વજો હતા. એટલે જુનાને માન નહિ આપવામાં આપણે આપણા દૂરના બાપદાદાઓને માન નથી આપતા એવો અર્થ કરવામાં આવે છે. વસ્તુસ્થિતિ એ છે કે જુનાને કોઈ ચાહતું નથી, માત્ર પોતાના પૂર્વજોને જ સહુ કોઈ ચાહ્યુ છે. જુનાની પૂજા તે જુનાની પૂજા નથી, પણ પૂર્વજોની પૂજા છે. અન્યદેશના જુના આચારવિચારો કે સંસ્થાઓને કોઈ માનતું નથી. અહીંનો જુનાનો હિમાયતી ઇંગ્લેડના કે ફ્રાન્સના જુના આચાર વિચારો ને સંસ્થાઓ સાથે તેનો વિરોધ થતાં તેને તો નહિ સ્વીકારે એટલું જ નહિ, તેના તરફ બિનદરકાર રહેશે એટલું જ નહિ, પણ તેથીએ આગળ જઇને તેને 'જંગલી', 'અશિષ્ટ,' 'અણકેળવાયેલાં' એવા શબ્દોથી ધિક્કારશે. સર્વે દેશોમાં જુનાના હિમાયતીઓનું આ જ વલણ હોય છે. જુનાને ચાહનારાઓ, માત્ર પોતાના પૂર્વજોને ચાહ્યુ છે, છતાં કહે છે કે 'અમે જુનાને ચાહીએ છીએ.'

ધારો કે એક દેશના લોકો બીજા દેશમાં જઇને વસે. દેશ જીત્યા પછી કે સંસ્થાન તરીકે આમ ઘણીએ વાર થાય છે. શું મૂળના વતનીઓના જુના આચાર–વિચારો તરફ તેઓ પ્રેમની દૃષ્ટિથી જોશે? કદાપિ નહિ. ત્યાં પણ તેઓ તો પોતાના દેશના જ જુનાને વળગી રહેશે. જુનાને ચાહવું એટલે પૂર્વજોને ચાહવું, એ સિવાય બીજો કશો અર્થ નથી.

પણ આપણા પૂર્વજો તરફ આપણને આદરભાવ હોય છે, તેનું કારણ શું? આ ભાવ કાંઈ જેવો તેવો નથી હોતો. એ એક જાતની ધાર્મિક લાગણીમાં પરિવર્તન પામે છે, ને પૂર્વજપૂજા, એ ધર્મનું એક અગત્યનું સ્વરૂપ ગણાય છે. પણ ધર્મની ભાવના હોય તો એ શું? તેનો પણ કંઇક હેતુ તો બુદ્ધિથી સમજાવવો જોઈએ. પૂર્વજો તરફ આદર હોવાનું એ જ કારણ હોઈ શકે કે 'પૂર્વજો' એટલે આપણા 'અગાઉના ડાહ્યા વડીલો' એવો અર્થ રૂઢ થઈ ગએલો હોય છે. 'આપણા પૂર્વજો મૂર્ખ હતા' એવા વાક્યનો ઉચ્ચાર થાય તો

કટુતા ઉત્પન્ન થવાનો જ પ્રસંગ આવે. ‘પૂર્વજો’ ને ‘ડાહ્યા માણુસો’ એ બે જાણે લોકોને મન એક જ છે. પણ આનું પણ કારણ હોવું જોઈએ. આનું કારણ એ છે કે જેમ આપણાં કુટુંબોમાં આપણ વડીલોને આપણે ડાહ્યા ગણીએ છીએ તેનું કારણ એ હોય છે કે તેઓ વયોવૃદ્ધ હોય છે, ને તેથી અનુભવવૃદ્ધ પણ હોય છે, તેમ આપણા પૂર્વજો પણ અનુભવવૃદ્ધ હોય જ એમ માની લેવામાં આવે છે ને તેમના તરફની પૂજ્યબુદ્ધિ તે બીજું કંઈ જ નહિ પણ અનુભવસિદ્ધ વસ્તુઓ તરફની આપણી આદરબુદ્ધિ છે.

હવે પ્રશ્ન એ ઊઠે છે કે આમ જ જો છે, તો પછી જુનાની માત્ર જુના તરીકે પૂજા શા માટે જોઇએ? ‘જુના વખતમાં થઈ ગએલા’ તરીકે તેની પૂજા તો હસનીય જ છે. એનું સમર્થન જ્યારે અનુભવને આધારે છે ત્યારે જુના તરફનો પ્રેમ તે ‘જુનું થએલું, ભૂતથી વર્તમાન સુધી ટકેલું, અનુભવસિદ્ધ ને અનુભવમાં જુનું’ તે તરફનો પ્રેમ છે એમ જ બરાબર રીતે કહેવાય. આવી રીતે જોતાં જુનું શું? જુના સમયમાં થઈ ગએલું કે નવા સમયનું જે હોય તે? પ્રાચીન સમયના કરતાં અર્વાચીન સમય વધારે જુનો છે, અનુભવમાં વધારે રીઢો છે, કારણ આપણને ઇતિહાસ મદદ કરે છે. ભૂતકાળમાં જે જે થઈ ગએલું હોય છે તે બધું વર્તમાન સુધી આવે છે ને તેથી વર્તમાન સમય અનુભવની વાતો ભૂતના કરતાં વધારે જ જાણે છે. ભૂત નહિ પણ વર્તમાન સમય અનુભવમાં આગળ વધેલો છે, જુનું નહિ પણ નવું અનુભવમાં વધેલું છે, અને ‘જુનું’ એ શબ્દનો અર્થ ‘ટકી રહેલું’ એવો લઈએ, તો જુના કરતાં નવામાં વધારે જુનું છે એ દેખીતું છે. નવું એ જ જુનું છે, જુનું તો સરખામણીમાં નવું છે. જો ‘જુનું’ એટલે ‘અનુભવથી ભરેલું’ ‘ટકેલું’ ‘વધારે જ્ઞાનવાળું’ એવો અર્થ હોય ને એવા અર્થને લીધે આપણો પ્રેમ તે તરફ હોય–વાસ્તવિકતાથી તેમ જ હોવું જોઈએ–તો આપણે જુનાના નહિ પણ નવાના પૂજક હોવું જોઈએ.

ફેરફાર, એ સૃષ્ટિનો અગત્યનો નિયમ છે. જ્યાં ફેરફાર નથી ત્યાં જીવન નથી : સ્થિરતા એટલે મૃત્યુ. દરેક સમય મનુષ્યને માટે તેની નવીન પરિસ્થિતિ આણે છે, ને બુદ્ધિની ઉત્કૃષ્ટતા તેને અનુકૂલ આચાર વિચારો કરવામાં જ સમાયલી છે. જુનાને વળગી રહી જીવનને ફેરવાતી સ્થિતિઓને માફક બનાવવું નહિ એ મોટામાં મોટી ભૂલ છે, ને તેને પરિણામે વ્યક્તિઓ ને સમાજો જીવતાં મૃત્યુની દુઃખદ અવસ્થા ભોગવે છે

૧૯૧૭

## શિખામણ

'શિખામણ! શિખામણ સિવાય બધું જ. પણ શિખામણ નહિ.' આ પ્રમાણેના ઉદ્દગારો ખુલ્લી રીતે કે છુપી રીતે કેટલા બધા માણસો કાઢે છે; ને તે કાઢે જ, કાઢે તે સ્વાભાવિક છે. શિખામણ દેવી સર્વેને રુચે છે, ને લેવી બહુ જ થોડાઓને. પણ છેક એવું નથી. શિખામણ અપ્રિય થાય છે તેનું ખરેખરું કારણ કંઈ શિખામણ લેવા માટે લોકોની અરુચિ છે એમ નથી, પણ શિખામણ આપનારાઓને તે આપતાં આવડતું નથી તે છે. શિખામણ આપતાં આવડવું જોઈએ છે, તે આપવાની આવડત છે, જાણે ખાસ કળા છે.

દુનિયા ડહાપણથી ધરાઈ ગઈ છે, છતાં દુનિયામાં ડહાપણ દાખલ કરવા માટે જોઈએ તેટલો અવકાશ છે. હા, ડહાપણથી દુનિયા ધરાઈ ગઈ છે એ ખરું છે. 'હું કહું છું કે તમે સુધરો, તેમાં તમારું શ્રેય છે, તેમાં ઈશ્વર રાજી છે.' એવાં વચનો સામે તો એવા જ પડઘા મળશે કે 'અમે કહીએ છીએ કે અમારે નથી સુધરવું, અમારે જેવું શ્રેય છે તેવું ચાલશે, ઈશ્વરને કંઈ તમે જ ઓળખો છો? પહેલાં તમે જ તમારું સુધારો, પછી શિખામણ.' એટલું જ નહિ, પણ શિખામણ ઘણી વાર યદ્વાતદ્વા, ગમે તેમ, વધારે પડતી આપવામાં આવે છે, ને તેથી યોગ્ય રીતે તે આપનારાઓને દુનિયા 'ડાહ્યાપૂર્ણાક એકદ્વિતીયાંશ' (!) તરીકે સંબોધે છે. એવા ડાહ્યાપૂર્ણાક એક-

કેતીયાંશ માણસોથી દુનિયા હમેશ દૂર રહે છે. તોપણ કોણ કહેશે ડહાપણ દુનિયાને જોઈતું નથી? ડહાપણ તરીકે–ફિલસુફી તરીકે તેને નથી જ જોઈતું. છતાં દુનિયા ડાહ્યા ને સુશીલ પુરુષોની દાસ ઈને રહે છે, તેમને જાતજાતનું માન આપે છે, ને પૂજનીય પણ ણે છે. કઈ પ્રજામાં જ્ઞાનવીર પુરુષો પૂજાતા નથી? જ્ઞાન નથી જોઈતું એમ નથી, પણ જ્ઞાન તરીકે જ્ઞાન નથી જોઈતું.

'તમે આમ કરો' એમ કહ્યું, કે ઉત્તર એવો મળવાનો કે અમે તેમ નહિ કરવાના.' 'આ સ્થળે ગંદકી ન કરવી' એમ ખ્યું હોય છે, ત્યાં ખાસ ગંદકી હોય છે. જો અમુક સ્થળ સ્વચ્છ ાખવું હોય તો એક જુદો પ્રયોગ કરવો. એમ ન લખવું કે 'આ થળે ગંદકી ન કરવી'–'આ દિવાલ પર કાગળ ન ચોઢવા,' પણ ામ લખવું કે' 'આ સ્થળે ગંદકી કરવા જજો,' 'આ દિવાલ પર ાગળો ચોઢ્યા વિના આગળ ન જવું!' 'તમે કહ્યું માટે નહિ'– ામ હુંપદ દુનિયામાં ચોગરદમ છે, ને તે નાનામોટા, રાયરંક, ્રીપુરુષ સર્વેને છે. માટે જ શિખામણના રૂપમાં શિખામણ ફત્તેહ ામતી નથી.

નીતિનું પ્રત્યક્ષ શિક્ષણ સારું કે પરોક્ષ સારું, એ પ્રશ્ન ઘણીવાર ર્ચાય છે. તેમાં જાતજાતની દલીલો તરફેણ ને વિરુદ્ધમાં આણવામાં ાાવે છે. શિક્ષણ પ્રત્યક્ષ થયું કે શિખામણના રૂપમાં થયું જ, ને ટલા માટે તે પ્રત્યક્ષ ન જ જોઈએ એમ આ વિષય પરથી સમજાશે.

જગત્ માયાસ્વરૂપ છે. માયાનો માયાથી જ ઉત્તમ રીતે છેદ ાય. છલને છલ જ હરાવે. શિખામણના રૂપમાં શિખામણ કરતાં વાર્થના રૂપમાં શિખામણની વાત કરવામાં આવે તો તે સૌને પસંદ ડે છે. 'દારૂ ન પીશો, કારણ કે તેથી તમારા દ્રવ્યની ખરાબી ાય છે, તમે અનીતિમાં દોરવાઓ છો, તમે અધર્મ કરો છો,' આદિ ઈત્યાદિ વચનોથી કેટલા માણસોએ આ બદીનો ત્યાગ કર્યો? ને બદલે તેમને એમ કહેવામાં આવે કે 'દારૂ ન પીવો કહેનારા

મૂર્ખ છે, શા માટે નહિ? એમાં કંઈ અનીતિ નથી, અધર્મ નથી, પણ એટલું જોવું કે તમે જે શોધો છો તે તમે મેળવો છો. તમે લ્હેજત માટે તેમ કરો છો, પણ તે મેળવવાની શક્તિ તે પદાર્થથી ધીમે ધીમે ઘટે છે, લ્હેજત જાય છે, લ્હેજત મળતી જ નથી;' એવા કાંઈક સ્વરૂપમાં વાત કરવામાં આવે તો આપણા મહેરબાન દારૂડીઆઓ તમને સાંભળવાની તસ્દી લે, બાકી તો તેમનાં કર્ણ-વિવર મજબુત રીતે બંધ જ હોય છે. એમના થઈને જ્યારે એમને જીતાય ત્યારે જ, બાકી જીતવાનું કામ બહુ જ વિકટ છે.

સામાજિક સુધારાઓની બાબતમાં વ્યક્તિઓના સુધારાઓ જેવું જ છે. 'તમારો સમાજ બગડેલો છે, તેમાં અમુક અમુક સુધારાઓ જોઈએ, માટે મારું માનો'—એવાં વચનોથી કેટલા સુધારકો-ને ફત્તેહ મળી છે? 'તમે બહુ જ સારા છો, તમારું પ્રાચીન કેવું સુંદર હતું? તમારા પૂર્વજો કેવા ઉન્નત હતા? માટે જ તમારે તેવા હોવું જોઈએ.' એવી રીતે સ્વમાનની લાગણી ઉશ્કેરી કે પછી જોઈ લેવું. પછી શિખામણ કડવાશ ખોય છે, એટલે શિખામણ જ જાણે રહેતી નથી, ને માત્ર સાધારણ વિચારોના રૂપમાં આવતી હોવાથી ગ્રાહ્ય થવા સંભવ ધરાવે છે.

પણ ક્યાં છે એવા ખરી રીતે શિખામણના દેનારા? આજ-કાલ તો સૌને મુરબ્બીપદ ઇષ્ટ છે. સૌને ગુરુ થવું ગમે છે. અધિકાર! અધિકારની વાત નહિ. જેને કંઈ ન આવડે તેને મહેતાજી થતાં આવડે એમ ઘણી વાર કહેવાતું સાંભળવામાં આવે છે. મહેતાજીનું કામ આગળ કરતાં હવે ઘણું વિકટ થઈ ગયું છે. કારણ કે મહેતાજીથી મરાય નહિ, મહેતાજીથી ગોખાવાય નહિ, ને મહેતાજીથી પદ્ધતિ વિના શિખવાય નહિ, એટલે તેવી રીતે કામ કરવાની લાયકાત તો તેનામાં જોઈએ જ. માટે સૌ કોઈ મહેતાજી થઈ શકે એમ કહી મહેતાજીનો ધંધો હલકો દર્શાવવામાં આવે છે, તે મત યોગ્ય નથી. પણ મહેતાજીનો ધંધો નહિ કરનારા, છતાં મહેતાજીપદ સ્વીકારવાને રાજી, એવા

કેટલા બધા માણસો આ જગતનાં વસે છે! તેમને માટે ઉપલું કથન સત્ય છે ખરૂં—કે જેનું કંઈ ન ચાલે, તેનું શિખવવામાં ચાલે. સૌ કોઈ એમ માને છે કે શિખામણ દેવાને હું લાયક છું—જગતનો ગુરુ થવાને હું યોગ્ય છું. એવા ગુરુઓને માટે એટલું જ કે 'પ્રથમ તમે તમારા ગુરુ થાઓ, પ્રથમ તમે તમારા મુરબ્બી થાઓ, એટલે દુનિયા ખુશીથી તમારું પદ સ્વીકારશે.'

૧૯૧૭

## સાહિત્યમાં રસ

જે દેશનું સાહિત્ય ઉન્નત નથી તે દેશ જ ઉન્નત નથી. સાહિત્યમાં પ્રજાજીવન પ્રતિબિંબિત થાય છે. જેવું પ્રજાજીવન તેવું સાહિત્ય: અને એમ પણ ખરૂં કે જેવું સાહિત્ય તેવું પ્રજાજીવન. મનુષ્ય જે પ્રકારનું સાહિત્ય વાંચે તેનાથી તેના જીવનની પ્રવૃત્તિઓ નિર્ણીત થાય છે. સાહિત્યને ને જીવનને ગાઢ સંબંધ છે.

સાહિત્યનું સેવન આપણને આવશ્યક છે. છતાં ધંધામાં વળગ્યા પછી એકમાર્ગી જીવનમાં નિમગ્ન થનારા કેટલા બધા કેળવાએલા મનુષ્યો સાહિત્યની પ્રવૃત્તિ તરફ ઉદાસીન વૃત્તિ ધારણ કરે છે?

સાહિત્ય એટલે તેમને મન કામધંધા વિનાના માણસોના ઉન્મત્ત ઉદ્‌ગારો. સાહિત્ય એટલે સાક્ષરો (?) ને ખપનું કંઈક, સાહિત્ય એટલે વ્યવહારશૂન્ય, અર્થાત્ દુનિયાદારીથી અજાણ કેટલાકોના મનની પ્રવૃત્તિ. શા માટે તેમાં લક્ષ આપવું જોઈએ? સાહિત્યના સેવન કરતાં હંમેશ પોતાના ધંધારોજગારની વાતોમાં કે મિત્રો સાથે આડાંઅવળાં ગપ્પાંમાં કે કલબોમાં કે અન્ય સ્થળોએ રમતગમતમાં બે ઘડી આનંદ તેમને વધારે રુચે છે. આ પ્રકારની વૃત્તિનું એક કારણ આપણાં સાહિત્યોની ચિમડાઈ ગએલી દશા છે, તો બીજું કારણ તેમના પોતામાં પણ છે, ને તે એ છે કે તેમની સૂક્ષ્મ રસિકતા કેળવાઈ નથી હોતી. જેમની રસિકતા સૂક્ષ્મ હોય ને તે

રસિકતા કેળવાઈ હોય, તેમને સાહિત્યમાં રસ લીધા વિના નભી જ કેવી રીતે શકે ? વિચાર કરવાની શક્તિ એ મનુષ્યને વિષે લાક્ષણિક છે. તો જ્યાં સુધી તે શક્તિની ખીલવટ થાય ને તે શક્તિને આનંદ મળે તેવી પ્રવૃત્તિમાં મનુષ્ય રસ ન મેળવે, ત્યાં સુધી મનુષ્યત્વની એક ખાસ જરૂરીઆત એને વિષે પૂરી પડ્યા વિનાની જ રહે છે.

**साहित्यसंगीतकलाविहीनः साक्षात्पशुः पुच्छविषाणहीनः ।**

ઘણીવાર એમ કહેવામાં આવે છે કે સાહિત્યરસિકતા નકામી છે, કારણ તેનાથી કંઈ દ્રવ્યપ્રાપ્તિની શક્તિ મળે છે ? તેનાથી કંઈ ખાવાપીવાનું મળે છે ? નહીં જ. આ દલીલ એટલે અંશે ખરી છે કે સાહિત્યથી દ્રવ્યપ્રાપ્તિ થતી નથી, સાહિત્યથી ખોરાક મળતો નથી: પણ તેટલા માટે તે કામનું નથી એ કહેવું ખોટું છે, એટલું જ નહિ, પણ ઉલટું, તેટલા જ માટે તે કામનું છે, તેટલા જ માટે સાહિત્ય-રસિકતાનું પોષણ આવશ્યક છે. દ્રવ્યપ્રાપ્તિ કે ખોરાકીથી કંઈ મનુષ્યને પૂરતો સંતોષ મળતો નથી. તે બધું મળતાં છતાં જીવનના પ્રશ્નોમાં એને કંઈ કંઈ સંશયોનું નિરાકરણ કરવાનું હોય છે, કંઈ કંઈ આદર્શોનો સ્વીકાર કે અસ્વીકાર કરવાનો હોય છે, વ્યક્તિને સમાજ સાથે કંઈ સંબંધો સાધવાના હોય છે; અને આ બધાંમાં એને સાહિત્ય ઘણું જ ઉપયોગી નીવડે છે.

આપણું દૈનિક જીવન આપણને એકના એક ને શુષ્ક બનાવોથી ભરપૂર દીસે છે. પણ આપણને એમ થાય છે તેનું કારણ એ છે કે આપણે વસ્તુઓને ઉપરચોટીઆ રીતે જ જોઈએ છીએ. આપણે વ્યવહારમાં એવા મચ્યા પચ્યા હોઈએ છીએ કે બીજું કશું આપણને જણાતું નથી, પણ આવી શુષ્ક દૈનિક વસ્તુઓમાં પણ સાહિત્યના વિરલ સેવકો કંઈક સ્વર્ગીય તત્ત્વો જોઈ શકે છે અને જગતને તે બતાવી શકે છે; જગત્ ત્યાર પછી કબૂલ કરે છે કે 'વ્યવહારદૃષ્ટિ ખોટી ને આ બીજી દૃષ્ટિ ખરી. કવિઓ, નાટકકારો, નવલકથાકારો આપણને પ્રોત્સાહન આપી શકે છે તેનું કારણ આ જ છે. જે બનાવો-

ને ને જે જગતને એઓ જુએ છે, તેને જ આપણે પણ જોઇએ છીએ; ફેર આટલો જ છે કે એમની દૃષ્ટિ કલ્પના ને આદર્શોથી ભરપૂર હોય છે, ત્યારે આપણી દૃષ્ટિ સંકુચિત હોય છે, નિરાશામાં પણ એમને આશા કે આશામાં પણ નિરાશા, શુષ્કતામાં પણ એમને રસિકતા, ઐહિકમાં પણ એમને સ્વર્ગીય તત્ત્વો દૃષ્ટિગોચર થાય છે, ને આપણને તે નથી થતું. પડદા પાછળ શું છે તે એ ખરી રીતે જોઇને બતાવી શકે છે, જ્યારે દુનિયાનો મોટો ભાગ ક્યાં તો તેમ જોવા યત્ન જ કરતો નથી કે કરે છે તો સ્વાર્થદૃષ્ટિથી ને છેક જ વ્યવહારદૃષ્ટિથી તેમ કરતો હોવાથી ખરેખરૂં ગૂઢ સ્વરૂપ તે પારખી શકતો નથી; આદર્શો જીવનમાં ક્યાં હોય છે? તે તો સાહિત્યમાં જ હોય. છતાં આદર્શોમાં જ વધારે સત્ય અંશો છે એમ કોણ નહિ કહે? પ્રેમ, મૈત્રી, ન્યાય ઇત્યાદિનાં ઉદાહરણો સંસારમાં મળશે, પણ તે હજી જોઇએ તેવાં નહિ. તેનાં આદર્શભૂત ઉદાહરણો તો કોઇ કવિ કે નાટકકારની કલમથી જ અપાએલાં જણાશે, અથવા તો કોઇ ધર્મ કે નીતિના ઉપદેશકને મુખે જ સાંભળવામાં આવશે. અને કોણ કહેશે કે આવાં ઉદાહરણો કે ઉપદેશો-નાં તત્ત્વોમાં સત્ય વસ્તુ વધારે પ્રકાશ પામતી નથી? કોણ કહેશે કે વ્યવહારની વસ્તુઓને પણ અનેક રીતે પ્રોત્સાહન આપે એવી આ સાહિત્યની વાતો વધારે ખરી રીતે ઈશ્વરનું ભાન આપણને નથી કરાવતી? કોણ કહેશે કે તેમાં સત્ય નથી? સાહિત્યનો ફેલાવો પુસ્તક છપાતાં થયો ત્યારથી એટલો બધો થઇ ગયો છે ને એટલી બધી સસ્તી રીતે થાય છે, કે જે માણસ સાહિત્ય સાથે સહવાસ રાખે, તેને ઘેર બેઠાં સર્વ પ્રકારના મનુષ્યોની સોબત ને શિખામણ મળી શકે છે. કાર્લાઇલ કહે છે તે પ્રમાણે પુસ્તકોના લેખકો—અર્થાત્, ઉત્તમ પુસ્ત-કોના લેખકો જ ખરા ભવિષ્યવેત્તા છે, તેજ ખરા ધર્મગુરુઓ છે, ને પુસ્તકાલય એ જ આપણું વિશ્વવિદ્યાલય છે. ઉત્તમ સાહિત્યસેવક સમાજનો ને કુદરતનો પરીક્ષક હોય છે; એની ઝીણવટને લીધે એ જે ભવિષ્યદર્શન કરી શકે છે, તે અન્ય પુરુષો કરી શકતા નથી.

સાહિત્યસેવક જ આપણો ખરો ધર્મગુરુ છે. ધર્મગુરુનો ઉપદેશ એક હોય, ને કોઈ પ્રબળ વિચારકનો ઉપદેશ તેના પુસ્તકમાં આપણે વાંચ્યો હોય તે જો બીજો હોય, તો આપણે આ બીજા વિચારથી જ દોરવાઈશું, એ વિચારનો વિચારક જ આપણો ખરો ધર્મગુરુ બનશે. તેમ જ પુસ્તકાલયને વિષે પણ એવું છે. એક નાનું પણ વિવેકથી એકઠી કરેલી ચોપડીઓનું પુસ્તકાલય, એ જ આપણું ખરૂં વિશ્વવિદ્યાલય છે. આપણી શાળાના ગુરુઓ તો કહેવાના ગુરુઓ હોય છેઃ તેમના શિક્ષણના કરતાં પણ વધારે ઉંચું શિક્ષણ આપણને કોઈ પુસ્તકમાંથી મળ્યું, તો આપણે એ પુસ્તકના લેખકને જ ખરા ગુરુ માનવાના. આવા અનેક ગુરુઓનો સંગ્રહ હાલના સમયમાં એક પુસ્તકાલયની મદદથી કરી શકાય છે. કાર્લાઈલે યોગ્ય જ વિચાર દર્શાવ્યો છે કે પુસ્તકાલય એ જ આપણું ખરૂં વિશ્વવિદ્યાલય છે.

ખુલ્લું જ છે કે સાહિત્યરસિક પુરુષ જીવન પર જે શુદ્ધ પ્રકાશ પાડી શકશે તે અન્ય પુરુષો નહીંજ પાડી શકે; સાહિત્યરસિક પુરુષો આ વિશ્વની રંગભૂમિનો સૂત્રધાર તેને કેમ કાબુમાં રાખે છે તે જોવા તરફ હંમેશ પોતાની દૃષ્ટિ રાખશે. સાહિત્યરસિક પુરુષો વ્યવહારની શુષ્કતામાં પણ કંઈક અનેરી રસિકતા જોઈને અનુભવી શકશે. સાહિત્યરસિક પુરુષોને જીવનમાં કંટાળાના પ્રસંગો ઓછા આવશે, કારણ કે તેઓ વાચન, કે વાચન નહિ તો મનન, કે મનન નહિ તો ઉચ્ચ દૃષ્ટિથી નિરીક્ષણ કરવામાં હંમેશ ઉદ્યુક્ત હોય છેઃ તેમનાં જીવનમાં શૂન્યતાના પ્રસંગો બહુ ઓછા આવી શકશે. તેઓ જે ભૂમિકા પર વસે છે તે ભૂમિકા જ એવી ઉત્તમ હોય છે કે ત્યાંથી વ્યવહારજીવનની કટુતામાં પણ તેમને મધુરતા મળી આવે છે. ગરીબાઈમાં પણ તેમને સારા વિચારો ને ઉન્નત આત્માના આદર્શોની સંપત્તિ હોય છે. સંસારમાં હલકી સ્થિતિમાં પણ તેમને તેમની સ્વતંત્ર ભાવનાઓની ભવ્યતાને બળે ઉચ્ચતા જ હોય છે, જંગલમાં પણ મંગલ હોય છે, દુર્ભાગ્યમાં પણ સદ્‌ભાગ્યના અંશો હોય છે. સારાંશમાં જે કંઈ કંટાળો

આપે કે તકલીફ આપે તેવું હોય છે તે તેવું મટી જઈ સારી ભાવના-ઓને બળે સારૂં જ ગણાય છે, અને કોણ કહેશે કે સારી ભાવના-ઓને કેળવવામાં સાહિત્યરસિકતા બહુ જ અગત્યનો ભાગ નથી ભજવતી?

૧૯૧૭

## કનૈયાલાલ માણેકલાલ મુનશી

(૧૮૮૭— )

### રણજીતરામ

કેટલાંક મરણો ધરતીકંપ સમાં હોય છે; પૃથ્વી કાંપે અને ગગન-ચુંબી ગિરિરાજો ધરણીમાં સમાઈ જાય; યુગો થયાં વહેતી સરિતાઓ સુકાઈ જાય—આ બનાવોની વાત અનેકવાર કોઈ કહે પણ મનાય નહીં, નજરે જોઈએ પણ ખાત્રી થાય નહીં. રણજીતરામનું મરણ પણ એવું જ થઈ ગયું.

રણજીતરામ ગુજરી ગયા! ખબર પડતાં, કોણ માને? જે રણજીતરામ, એક વર્ષ પહેલાં રાત્રે હું ઘરમાં આવું કે બીજી પળે, બાળક અશોકને એક હાથમાં લઈ, બગલમાં જોનસન કે દ્વયાશ્રય રાખી કાવ્ય કે ઇતિહાસની અનેક ચર્ચા કરવા હસતે મુખે આવતા; જે આગલે દિવસે, સ્નેહભર્યા સ્મિતથી, મારા લેખોનું વિવેચન કરી નવી દિશાઓ દર્શાવી ગયા; જે મનુષ્યને જીવન એક મહાન સ્વપ્ન હતું, જેનો ઉત્સાહ શાંત તથા પ્રતાપી હતો, જેની વિદ્વત્તા અથાગ છતાં આડંબર વિનાની હતી, તે નર—વીર—મિત્ર—પ્રોત્સાહનના મહાસાગર—ગુજરી ગયા! વાત ખરી છતાં ખરી મનાતી નથી. ઘણી વખત એમ લાગે છે કે જુના ગુજરાતના કોઇ અર્ધનષ્ટ શિલાલેખની નકલ હાથમાં લઈ ઉઘાડા બારણામાંથી હસતે મોઢે તે આવી પહોંચશે. તે ગયા—અને સાધારણ કાઠીને પણ ટટાર રાખી, કોટનાં બટન ઉઘાડાં મુકી, ધીમી, સુરતી ચાલે ચાલીને ફરી તેને આવતા જોઈશું નહીં; તે ઉત્સાહ-

ભર્યું મુખ કદી હસશે નહીં; તે બુદ્ધિતેજે ચમકતી આંખો ફરીથી ઉત્તેજનથી, ચમકશે નહીં. તે ગયા—અને પાછળ, રડતી જનેતા, સંસ્કાર શાંત અને સંતોષી ભર્તાની સમાનગુણી ભગ્નહૃદય થયેલી ધર્મપત્ની છત્ર વિનાની અરુણા, અને આવા પિતાની કેળવણી વિનાનો સદ અપૂર્ણ અશોક મુકી ગયા. તે ગયા—અને રહેવામાં માત્ર રહ્યું—જે પા તેનાં આંસુ— જે લખે તેના સ્મરણલેખો—જે લાવે તેનાં સ્મરણો અને સદ્‌ગતના છુટાછવાયા લેખો, અને તેઓમાં રહેલા આદર્શો—મા અણખીલેલા પુષ્પની આછી સુવાસ. રહ્યું માત્ર ગુજરાતને શોચવા કે ક્રૂર વિધિએ એ પુષ્પ ખીલવા દીધું નહીં.

રણજીતરામના જીવનનો ઈતિહાસ બહુ લાંબો નથી. તે સુરતન વાલ્મિક કાયસ્થ હતા; તેમના પિતા અમદાવાદમાં ઇજનેર હતા; ત સન ૧૯૦૩ માં ગુજરાત કૉલેજમાંથી બી. એ. થયા; એક વર્ષ કૉલે જમાં ફેલો રહ્યા; પછી ઉમરેઠમાં માસ્તર બન્યા; પછી પ્રો ગજ્જ અને સર પ્રભાશંકર પટ્ટણીના ખાનગી કારભારી તરીકે સેવા કરી મરતી વખતે તે શેઠ નરોત્તમ મોરારજીના પુત્રના માસ્તર હતા આવા પુરુષો, જીવનના બનાવોથી નથી જીવતા—તેના આદર્શોથી જીવે છે તેને મોટા હોદ્દા મળ્યા નહીં; પણ જ્યારે જ્યારે સમય આવ્યો ત્યા ખાનગી નોકરીમાં જ રહી, ફુરસદ વધારે મળે, અને મુંબાઈમાં રોયલ એશિયાટીક સોસાયટીના પુસ્તકાલયનો લાભ મળે માટે, સારી નોકરીન તક ગુમાવી. મહત્ત્વાકાંક્ષા—ભાવના રાખવી—એ ઘણા કરે છે; મહ ત્ત્વાકાંક્ષા દૂર ઠેલી, ભાવનાને વળગી રહેવું એ તો વિરલા જ કરે.

રણજીતરામ વિદ્વાન હતા એ વાત તો જે જે ગૃહસ્થો એમન મદદ લઈ વિદ્વાનમાં ખપતા તે જ પુરવાર કરશે. ગુજરાતનાં ઐતિ હાસિક સાધનોનો એવો અભ્યાસી; ગુજરાતી સાહિત્યનો એવો નિરંત ભક્ત; યુરોપીય અર્વાચીન સાહિત્યનો એવો વાચક અને વિવેચક ગ હજુ જોયો નથી. કેટલાક એને સકારણ, જીવન્ત સર્વજ્ઞાનસંગ્ર (Living Encyclopaedia) કહેતા. ઘણીએ વખત અમે બેઠ

હોઈએ અને સાહિત્ય કે ઈતિહાસનો કોઇ ખાસ અભ્યાસી આવે; ભયંકર ભાષામાં વિદ્વત્તા દાખવે; શાન્ત, સાદા, સાધારણ દેખાતા રણજીતરામને ન છુટકે બોલાવે અને પા કલાકમાં નવા સિદ્ધાંતો, નવાં દષ્ટિબિંદુઓ શીખી દાન આપવા કરતાં લેવા બેસી જાય!

હમણાં હમણાં જ સદ્ગતે કૈં લખવા માંડયું હતું આપણે દુર્ભાગ્યે, કૈં બહુ લખી ગયા નહીં. તેઓ પોતાનું જ્ઞાન અધુરૂં માનતા; અને તે પુરૂં કર્યા વિના લખવું નહીં એવો તેઓને નિશ્ચય હતો. એ નિશ્ચય આપણને નડયો. ગુજરાતના ઉન્નતમાં ઉન્નત હૃદયના સાક્ષર વિદેહ થયા; પણ વારસા છુટું છવાયું લખાણ જ માત્ર મુકી ગયા. સાક્ષર તરીકે, ઘણે ભાગે, તેમણે નાટકો લખ્યાં, થોડી ટૂંકી વાર્તા અને એક અધુરી નવલકથા લખી, ગુજરાતના ઇતિહાસમાં કેટલાંક સાધનોનું સંશોધન કર્યું, ગુજ-રાતની એકતા વીશે કેટલાક નિબંધો અને સાહિત્ય, ઇતિહાસ, રાજ્ય-નીતિ, અને સામાજિક ઉત્ક્રાંતિ વીશે લેખો લખ્યા. તેમની ભાષામાં પ્રભાવ કરતાં વિશુદ્ધિ, તેમ જ સમૃદ્ધિ વધારે હતાં. કલામાં સર્જન-શક્તિ કરતાં વિવેચનબુદ્ધિ વધારે સ્પષ્ટ દેખાતી; નિરીક્ષણોમાં ભાવનાનાં દષ્ટિબિંદુ કરતાં ઐતિહાસિક દષ્ટિબિંદુને જ પ્રાધાન્ય મળતું. સાક્ષર કરતાં એ સાક્ષરોના પ્રેરક વધારે હતા. નામ દેવામાં માલ નથી; પણ મોટામાં મોટા આપણા કવિઓ અને લેખકો રણજીતરામના અનુમોદનની હોંસ રાખતા અને તેમની મદદની માગણી કરતા.

મને પોતાને એમની ખોટ ક્યારે પુરાશે તે સમજાતું નથી. ત્રણ વર્ષ પર જ્યારે એ મારી પાડોશમાં રહેવા આવ્યા ત્યારથી એમને અને મારે સારો સંબંધ બંધાયો. એમની મીઠી, ન પરખાય એવી વૃત્તિએ મારી લેખનપ્રવૃત્તિ, નિર્જીવ અને અપૂર્ણ છતાં, તેને ઉત્તેજી, તેને નવી દિશા દેખાડી. થોડા વખતમાં હું જે લખું તેના માટે એમના અભિપ્રાયની વાટ જોવાની મને ટેવ પડી. એ ન હોત તો હું મારી બીજી ઐતિહાસિક વાર્તા 'ગુજરાતનો નાથ' હાલની

રીતે લખત કે કેમ એ ખાત્રીથી કહી શકતો નથી. તે વાર્તા માટે જ્યારે જોઇએ ત્યારે એ સાધનો પુરાં પાડતા, જ્યારે જોઇએ ત્યારે એમનો વિચારશીલ અભિપ્રાય મને સુધારવા તૈયાર રહેતો. મને લાગવા માંડ્યું કે જે કૈં હું લખું તે મારું નથી—રણજીતરામનો પણ તેમાં ભાગ છે. લીટીએ લીટી તેના જ અનુમોદન માટે લખાતી ગઈ. એક પછી બીજી વ્યક્તિઓ જે નિર્માતી ગઈ તે એ પસંદ કરશે કે કેમ તે ધોરણે જ જન્મ પામી. તે અનુમોદન ગયું–તે પ્રેરણા ગઈ. એ લીટીઓ અણજોયેલી રહેવાની; અને જે જે પાત્રો નિર્માશે તે બધાં બીચારાં, જેને માટે સર્જાયાં તેને અભાવે શાબાશીની લાલસાએ વૈતરણીતટે, વ્હીલે મોઢે વાટ જોયા કરશે. રણજીતરામ પેલે પાર ગયા છે; તે પાછા નદી ઓળંગવાના નથી.

આ લાગણીઓ જો માત્ર મારી હોત તો લખત નહીં. તેમના અવસાન પછી ગુજરાતી સાહિત્યના ક્ષેત્રમાં કામ કરનારા અનેક જણો–કવિ, લેખક, અભ્યાસી, ચીતારા, વિવેચકને હું મળ્યો. બધાને આ જ પ્રમાણે લાગે છે; બધા આ જ પ્રમાણે પોતાની કૃતિઓનું સાફલ્ય ઓછું થએલું માને છે; બધાને એ ખોટ કદી નથી પુરાવાની એમ ખાત્રી છે. જે માણસ આવો સત્તાધીશ હતો તે એકલો સાક્ષર કેમ કહેવાય?

દરેક ક્ષેત્રમાં તે ઐતિહાસિક દૃષ્ટિબિંદુથી જોતા. ગુજરાતની રાજકીય બાબતોમાં તેમના મત પ્રમાણે બે વસ્તુ જરૂરની હતીઃ એક તો ઐતિહાસિક એકતાનું ભાન; અને બીજું એક સાહિત્યદ્વારા અંગ્રેજી અને દેશીરાજ્યના ગુજરાતની એકતાનતા. આ વીશે તેમણે ઘણો વિચાર અને કાઠીઆવાડમાં રહી ઘણો અનુભવ પ્રાપ્ત કર્યો હતો. અને એ વિચાર અને અનુભવની રૂપરેખા ગુર્જરસભા આગળ આવી હતી, જે મારા માનવા પ્રમાણે 'સમાલોચક'માં પ્રગટ થઈ હતી. સામાજિક બાબતોને પણ એવી જ નજરે તે જોતા. આપણી જુની પ્રણાલિકાઓ કેવાં કેવાં ઐતિહાસિક કારણોને લીધે ઉદ્ભવ્યા તેનો તે સતત વિચાર

કરતા. ન્યાતો, બ્રાહ્મણો, રીવાજો તરફ ભાવનાના દષ્ટિબિંદુથી તે નહોતા જોતા; તેમ જ પાશ્ચાત્ય સંસ્કૃતિના ભક્તો જે તિરસ્કાર બતાવે છે તેમાંથી તે મુક્ત હતા. ભૂત ગુજરાતનો સંપૂર્ણ ઈતિહાસ લખવાની એમના મનની ઉમેદ હતી; અને તેને માટે એમણે અથાગ શ્રમ વેઠી સાધનો ભેગાં કર્યાં હતાં. પણ એ ઉમેદ મનની મનમાં જ રહી ગઈ. આવાં આવાં દષ્ટિબિંદુથી, એમની ભાવના સાહિત્યમાં મૂર્તિમાન કરવા તે મથી રહ્યા હતા. સાહિત્યથી જ ગુજરાત ગૌરવ પામશે, અને તેથી રાષ્ટ્રીય અસ્મિતા પ્રગટશે એમ એમનો નિશ્ચલ સિદ્ધાન્ત હતો.

રણજીતરામ માણસ નહોતા—એક ભાવના હતા. ગુજરાતની રાષ્ટ્રીય અસ્મિતા (self-consciousness)ના એ અવતાર હતા; તેને જ માટે તે જીવતા, તેને જ માટે તેમણે ત્યાગવૃત્તિ ધારી, તેને જ માટે તે નવા નવા માણસોના સંસર્ગમાં આવવા ઝંખતા, તેને જ માટે તે ગમે તે વેઠી બધાને એ ભાવનાથી પ્રેરવા તે મથતા. તેમના હૃદયમાં એક જ વિચાર હતો; બંગાલની માફક આપણું સાહિત્ય ક્યારે સમૃદ્ધિવાન થાય—આપણી કળા ક્યારે વ્યક્તિત્વ પામે—આપણો ઇતિહાસ ક્યારે સજીવન થાય—આપણી રાષ્ટ્રીય અને સામાજિક સાનુકૂલતા ક્યારે સધાય—આપણી સંસ્કૃતિ ક્યારે વિજય પામે; અને આ બધાને પરિણામે નવાન ગુજરાત ક્યારે અવતરે. એમની નજર આગળ નવીન ગુજરાત સ્વપ્નું નહોતું, પણ એક જીવન્ત વ્યક્તિ હતી. એ બધાને પ્રેરતા તે એક જ લક્ષ્ય તરફ—ગુજરાતનાં ગૌરવ, એકતાનતા, અસ્મિતા તરફ. વિવિધતાથી ભરપુર ગામેગામના લેખકોના એ—આ ભાવનાના અવતાર—કેન્દ્રસ્થાન હતા. આ ભાવના પ્રસારવી એ એમના જીવનનો મંત્ર હતો. તેમણે સાહિત્યસભા કાઢી તેનો હેતુ એ જ અને સાહિત્ય-પરિષદની અસર બંગીય સાહિત્યપરિષદ જેવી સર્વવ્યાપી થઈ નથી એનો ખેદ તેમને હંમેશ થતો, તેનું કારણ પણ એ જ. તે વધારે જીવ્યા નહીં એ આપણું દુર્ભાગ્ય છે. બંગાલ, મહારાષ્ટ્ર, ને ઉત્તર હીંદુસ્થાને એકતાનતા અને અસ્મિતા સાહિત્યદ્વારા સાધી છે, જ્યારે આપણાં

હજુ ઠેકાણું નથી. એવી વખતે એ ભાવનાનો પરમ ભક્ત જાય એ ખોટ ભારે છે. રણજીતરામ જેટલે અંશે એ ભાવનાને જીવનમાં કોણે ઉતારી છે, કોણ ઉતારશે, અને બીજાં જીવનોમાં કોણ પ્રેરશે એ પ્રશ્નો હાલ તો ઉત્તર વગરના કહેશે.

જે ભાવનનો દીપ તેના જીવનમાં સદાય ઝગઝગતો રહેતો તેની જ્વલંત જ્યોતથી ચારે દિશા ચેતે ત્યારે જ તે જીવ્યા પ્રમાણ; અને આપણે તેને જાણ્યા પ્રમાણ. કદી પણ યજ્ઞ વિના મહાકાર્ય નથી; બલિદાન વિના યજ્ઞ નથી. એક બત્રીસલક્ષણાનું બલિદાન તો અપાયું; પણ તેનું સાફલ્ય ક્યારે સધાશે! જેને રણજીતરામની માફક ગુજરાતના ભવિષ્યમાં અમર શ્રદ્ધા છે તેને આવા વિલક્ષણ પુરુષનું અવસાન હઝારગણી હોંસ પ્રેર્યા વિના રહેનાર નથી. ગુજરાત આજ નજીવું ગણાય છે; તેના વાસીઓ અસ્મિતા વિનાના છે; તેનું સાહિત્ય પ્રતાપ-હીણ છે; છતાં તે નિર્વીર્ય નથી. ગુજરાત એક મહા વૃક્ષ છે. તેનાં મૂળોમાં શ્રી કૃષ્ણ પરમાત્માનો કર્મયોગ છુપાયો છે: તેની ડાળે દયાનંદો ને ગાંધીઓની કુંપેરો ફુટી છે. જાુઈના ઘાતકી સમુદ્રે એક ઉગતી કુંપેરનો નાશ કર્યો ખરો; પણ એક ગયે અનેક નહીં થાય? ભાવનામય બની રહેલા કર્મયોગીનું લોહી અહિરાવણનું હોય છે; તેનું એક ટીપું પડતાં અનેક અહિરાવણો પ્રગટ થયા વિના રહેતા નથી. અને જ્યારે એવા અનેક પાકશે ત્યારે ગુણવંતી ગુજરાતનું ગૌરવ સધાશે. જ્યારે વાણિજ્ય, સાહિત્ય, સંસ્કાર, અને સત્તાની માતા બની તે મહાલશે ત્યારે જ રણજીતરામ જેવાની કીંમત અંકાશે; ત્યારે જ કહેવાશે કે, જ્યારે ગુર્જરીનું માત્ર નામ જ હતું, જ્યારે તેના તેનુજો એકતા વિના તરફડતા હતા, જ્યારે તેની સેવા એ મુર્ખાઈ મનાતી, તેનું ગૌરવ સ્વપ્ન લેખાતું, તેનો પ્રતાપ કદી જોયો ન જણાતો તેવા ભયંકર, નિરાશાજનક સમયમાં પણ કેટલાક એવા વિરલા હતા કે જે જનનીના પાદ સેવી કૃતાર્થતા માનતા, તેના ગૌરવનાં સ્વપ્નાં

અનુભવી જીવન વિતાવતા, તેના ભવિષ્ય માટે ત્યાગવૃત્તિ ધારી તેને માટે પ્રાણુ અર્પવા તલસી રહેતા.

૧૯૧૭

## લોકમાન્ય

સત્તાધિકારી મરતાં સ્વાર્થસાધકો આંસુ સારે છે; સ્વદેશભક્ત મરતાં દેશ દુ:ખમાં ડુબે છે; પણ રાષ્ટ્રવિધાતા મરતાં વર્તમાન તેમ જ ભાવિ પ્રજા શોકે નિરાધાર બને છે. આવી નિરાધારતા આ રાષ્ટ્ર પર આવી છે. આપણી રાષ્ટ્રીયતાનો એક વિશ્વકર્મા વિદાય થયો છે; **બાલ ગંગાધર તિલક** વ્હીલા બનેલા સ્વદેશબાંધવોને છોડી અમરલોકમાં વિચરી ગયો છે.

ચાલીશ વર્ષ પૂર્વે તે **હીંદી** રાષ્ટ્રીયતાનો મંત્રપ્રેરક મહર્ષિ હતો. જ્યારે **બ્રીટીશ** રાજ્ય પર કેળવાયેલા **હીંદી** ફીદા થઈ રહ્યા હતા, જ્યારે તે ન્યાય ને સ્વાતંત્ર્ય પર જ રચાયું છે એમ તેઓ માની બેઠા હતા, જ્યારે **અંગ્રેજી** અમલદારો એમ સમજાવતા હતા કે **હીંદીઓને** સ્વાતંત્ર્યને પંથે ચડાવવા માટે જ તેઓ આ દેશમાં આવ્યા છે—ત્યારે આ મહર્ષિ, એકલો અડગ ઉભો હતો, અને વનરાજની ગર્જના કરી પ્રજાને દીક્ષા દીધી હતી, ' **आत्मन्येव आत्मना तिष्ठः** '.

પ્રજાના નેતાઓ હસ્યા, સરકારના સેવકો તિરસ્કાર કરવા લાગ્યા, અંગ્રેજી રાજ્યતંત્રની વિનાશક શક્તિઓ તેનું પ્રાબલ્ય સંહારવા બહાર પડી. છતાં તે નિશ્ચલ રહ્યો. તેની શ્રદ્ધા **હીંદીઓમાં** હતી. તેનો પ્રભાવ તેમના પ્રેમ પર રચાયો હતો. તેમના વિના કોઈની તેને પરવા ન હોતી. તે અદ્ભુત શક્તિઓનો અવતાર હતો—**ભારતમાતાનાં અનેક** તેજસ્વી કિરણોનું તે કેન્દ્રસ્થાન હતો. આર્યસંસ્કૃતિને રચનાર ને ઉદ્ધારનાર બ્રાહ્મણ વર્ણનો હતો. શિવાજી મહારાજની પ્રતાપી ભાવનાનો

તે પ્રતિનિધિ હતો. પેશવાઓની સામ્રાજ્ય સ્થાપવાની આકાંક્ષાનો તે વારસ હતો. અનેક મહારથીઓનું બળ તેના એકલામાં હતું.

ચાલીશં વર્ષ સુધી દારુણ યુદ્ધમાં તે ઉતર્યો. કદી ડગ્યો નહીં, કદી હીંમત હાર્યો નહીં, કદી નમતું આપ્યું નહીં. અપવાદ વેઠચો, તિરસ્કાર વેઠચો, કારાગૃહ વેઠ્યું. પણ તે હતો ત્યાં રહ્યો–ધીમે ધીમે હીંદ તેની મંત્રદીક્ષા લેતું ગયું.

તેનો પહેલો મંત્ર રાષ્ટ્રીય આત્મગૌરવ હતો. વિદેશી બીન-જવાબદારી સરકાર જોડે સહકાર એ તેને મન અકલ્પ્ય વસ્તુ હતી. હીંદી રાષ્ટ્રીય મહત્તા અતુલ હતી. જ્યાં સુધી સરકાર તે સ્વીકારે નહીં ત્યાં સુધી તેની જોડે સંબંધ કરી શકાય નહીં, એમ તેનું માનવું હતું.

દેશના શાંત સ્વતંત્ર યુદ્ધમાં તે સ્વીકારતો માત્ર પ્રજાનું જ બલ. કેટલાકને ખુશામતમાં શ્રદ્ધા હતી; કેટલાકને અરજીઓમાં વિશ્વાસ હતો. કેટલાકને કાઉન્સીલના વાદવિવાદે સ્વાતંત્ર્ય મેળવવું હતું; કેટ-લાકને અંગ્રેજી મુત્સદ્દીઓની મહેરબાનીથી રાજ્યતંત્ર હાથ કરવું હતું. તિલક માત્ર એક જ વસ્તુ પર ઝુઝતો–પ્રજાકીય બલનો વિકાસ આ તેનો બીજો મંત્ર હતો.

બંગાલના ભાગલા થયા ત્યાં સુધી તે એકલો હતો. બંગાલના ભાગલા પછી નવીન બંગાલે તેનો સંપ્રદાય સ્વીકાર્યો; યુરોપીય યુદ્ધની શરૂઆત થતાં કોંગ્રેસ તેને પંથે વિચરવા લાગી; યુદ્ધ પુરું થતાં આખા દેશે તેનું દષ્ટિબિંદુ સ્વીકાર્યું. ચાલીશ વર્ષ સુધી તે હીંદી રાષ્ટ્રીયતાનો આદ્યગુરુ રહ્યો. ગાંધીના જેવી ન સમજાય એવી, ન કળાય એવી આંતરશક્તિ તેની નહોતી; પણ નિડર, ચુસ્ત ને અડગ મુત્સદ્દીનો પ્રભાવ તેનો હતો. દરેક હથીયારનો ઉપયોગ, દરેક દાવની ખુબી તે રાજકીય ઉસ્તાદને આવડતાં; કેવી રીતે કયે રસ્તે તે મહાત થશે તેની તેના દુશ્મનને જરાએ ખબર પડતી નહીં અને બધાં હથીયાર, બધા દાવ હીંદી ગૌરવની વૃદ્ધિ કરવા માટે વપરાતાં.

તેની દરેક પ્રવૃત્તિનું અંતિમ લક્ષ્ય લોકની રાષ્ટ્રીય અસ્મિતા

હતું. તે માટે શિવાજીનો ઉત્સવ રચાયો—ગણપતિનાં સરઘસો યોજાયાં—'કેસરી' ની ગર્જનાઓ થઈ—હડતાળો પડી ને સંકેલાઈ—કોંગ્રેસ તુટી અને સંધાઈ—અંગ્રેજી મજુરપક્ષ હાથ પર લેવાયો, અને કોંગ્રેસ ડેમોક્રેટીક પાર્ટીની સ્થાપના થઈ. જીવનભર હીંદી લોકના પ્રભાવની પ્રતિમારૂપ તે રહ્યો. લોકો તેને પૂજતા, તેના ચરણની રજ માથે ચઢાવતા, તેની આરતી ઉતારતા, તેના નામનો જયઘોષ કરતા; અને તેમના ગૌરવને મૂર્તિમંત કરી તે દિશાઓ કંપાવતો. તેના માનસિક બળને માટે રાજકીય ક્ષેત્ર પુરતું નહોતું. તેણે મહારાષ્ટ્રીય સાહિત્યનો પુનરુદ્ધાર કર્યો; વેદના વારાના સમયનું સંશોધન કર્યું. ગીતામાં રહેલું રહસ્ય તારવી કાડ્યું. તે સાહિત્યકાર હતો, પ્રાચીન વિદ્યાનો અભ્યાસી હતો, વેદાંતી હતો. મહારાષ્ટ્રને તેનો વિયોગ અત્યંત સાલશે. પુનાનો પ્રતાપ ફરીથી પરવાર્યો. મહારાષ્ટ્રીય જીવનને સચેતન કરનાર સવિતાનો અસ્ત થયો.

પુનાના બ્રાહ્મણોનું પ્રાબલ્ય હવે ઈતિહાસમાં દટાઈ ગયું. હવે રાજકીય મુમુક્ષુઓ પ્રેરકમંત્રની આશા રાખતા પુના તરફ ફરશે નહીં; સરકારના પાગીયાઓનાં કાર્યક્ષેત્રમાં પુનાનું સ્થાન માત્ર નામનું જ રહેશે. શિવાજી મહારાજ ને નાના ફડનવીસના અમર અંશો પોતાની ત્રિપુટીની ત્રીજી વ્યક્તિને અમર લોકમાં પાછી આવતી જોઈ દેશના દુર્ભાગ્ય પર આંસુ સારશે. આ પ્રતાપી દેશભક્તનું એક ચિત્ર નજર આગળ ખડું થાય છે; અને ભવિષ્યના ઈતિહાસકારની નજર આગળ પણ તે જ રહેશે. પોતાને પ્રજાના પિતા માનનારાઓ, ધન ને આબરૂની સમૃદ્ધિમાં શાણાઓની સભા હીંદને નામે બોલતી. હીંદ, ખરું હીંદ તેમની છાયા નીચે, તેમનાથી અસંતુષ્ટ બની આ સભામાં પોતાની ઉર્મિઓ દર્શાવવા ઈચ્છતું, પણ કોઈ તેમ કરવા દેતું નહીં. એક તરફ હતા લોકસ્વાતંત્ર્યનો ઝુંડો પકડી સ્વાધિકારમાં પ્રમત્ત મહાપુરુષો; બીજી તરફ લોકની આંખની કીકી સમા લોકબળે બનેલા પ્રબળ લોકનાયકો. સવાલ એ હતો કે હીંદના પ્રતિનિધિઓ કોણ—આ મહાપુરુષો કે આ લોકનાયકો?

સુરત કોંગ્રેસના સમરાંગણની અદ્દભુત રચના કોણ વિસરી શકે? મહીનાઓ થયા વાતાવરણમાં વીજળી હતી. અવારનવાર તણખાઓ બહાર પડતા. દરેક જણ વિચાર કરતું કે આ કોંગ્રેસમાં થશે શું?

સર ફીરોજશાહ, સુરેન્દ્રનાથ વગેરે પ્રજામતના ઇજારદાર ગણાતા. કોંગ્રેસ તેમના હુકમે નાચતી. વર્ષોની સેવા ને વર્ષોની સત્તા—આ બે હક્કથી તેઓ પોતાનો શબ્દ તે જ બ્રહ્મવાક્ય એમ માની બેઠા હતા પાસે લોકમતનો સાગર ઘુઘવાટ કરતો, 'કેન્યુટો'ના આદેશની મશ્કરી કરતો હતો. આ સાગરના બે મહાતરંગો હતા. મહારાષ્ટ્રનાયક તિલક અને નવીન બંગાલનો વિધાતા અને નવી રાષ્ટ્રીયતાનો અવતાર અરવિંદ ઘોષ.

સર ફીરોજશાહને ફરમાને કોંગ્રેસ નાગપુરથી ડાહ્યા ગુજરાતના શાંત શહેર સુરતમાં આવી. ત્યાં ફીરોજશાહી હતી. ત્યાં કોની મગદુર હતી કે હીંદમાં પ્રસરતું નવું વાતાવરણ લાવી શકે? તિલક, અરવિંદ ને લજપતરાય પણ આવ્યા ને દિવસો પહેલાં વાતાવરણ તેજોમય કરવા લાગ્યા. બાલાજીના ટેકરા પરની સભાઓથી કોણ અજાણ છે?

જ્યારે કોંગ્રેસ મળી ત્યારે દરેકના જીવ ઉંચા હતા, દરેકની આંખો ઉત્સુકતાથી ભરેલી હતી. સ્વાગતકારિણી સભાના પ્રમુખનું ભાષણ વંચાતાં જ તોફાનનો ગડગડાટ થવા લાગ્યો. પ્રમુખની ચુંટણીની દરખાસ્ત થઈ—સુરેન્દ્રબાબુની ગર્જના ગાજી રહી—લોકસમૂહ ઘુઘવાયો—બુમરાણ થઈ રહી—'હા—ના' ના નાદો ગગન ભેદવા લાગ્યા.

સુરેન્દ્રબાબુએ પાકૃપાટવની અવધિ કરી પણ લોકમત પર અંકુશ મુકાયો નહીં; તિલક મહારાજ પ્રમુખની ચુટણીની દરખાસ્ત પર સુધારો મુકવા ઉઠ્યા.

સત્તામાં પ્રમત્ત બનેલા કોંગ્રેસના કાર્યવાહકોએ તેમને રોક્યા પણ તે રોકાયા નહીં. ચારે તરફ તોફાન ઉછળ્યું, ડંડા ઉછળ્યા,

ઘુમરાણ થઈ રહ્યું. વ્યાસપીઠ પર લોકસત્તાની ધ્વજા તેણે રોપી, બીન-જવાબદાર સત્તાનો કોંગ્રેસમાં અંત આવ્યો. લોકશાસનનો અંતે વિજય થયો.

વ્યાસપીઠ પર ઉભેલા બાલ ગંગાધરનું મુખ વિનાશ કાલે ઉગ્ર થયેલા ગંગાધર સમું મારા સ્મરણમાં રહી ગયું છે, અને ઇતિહાસકાર પણ તેને ચીતરશે એ જ બેહુદી સત્તાને સંહારનાર ધૂર્જટિરૂપે.

૧૯૨૦

## હાલના સાહિત્યમન્વંતરનો મનુ કવિ નર્મદ

આપણને નર્મદાશંકર વીશે બોલવાનો અધિકાર નથી. જેણે ત્રીસ વર્ષની ઉંમર પહેલાં બધી મહત્ત્વાકાંક્ષા છોડી સરસ્વતીની સેવાનું અસિધારાવ્રત લીધું, જેણે એ વ્રત આચરતાં ચાર આનાના દુધપૌવા પર દિવસો ગુજાર્યા, જેણે ન છુટકે નોકરી સ્વીકારતાં આંસું સાર્યાં, તે સાહિત્યસેવક નરરત્નની કીંમત આપણે કયાંથી આંકી શકીએ ? એને મન સાહિત્યની સેવા પ્રાણસમી હતી; આપણે ઘણાને તો તે માત્ર શોખ છે. આપણે તેની મહત્તા કેમ માપી શકીએ ?

નર્મદના જીવનના કઠણ પ્રસંગો જોઇએ છીએ, અને હાલના સમયનો વિચાર કરીએ છીએ ત્યારે આપણા સાહિત્યપ્રેમ તરફ તિરસ્કાર આવ્યા વિના નથી રહેતો. પચાસ વર્ષ પહેલાં એણે નિર્ધનતાનાં આકરાં વ્રત લીધાં; પચાસ વર્ષ પહેલાં એણે અંતરમાં એવી અમર આશા ધારી કે સાહિત્યનું અરુણું પ્રભાત ઝટ ઉગશે. અને છતાં આજે પચાસ વર્ષ પછી પણ, મુંબાઇની સમૃદ્ધિ ને સંસ્કાર છતાં—એવો સમય નથી આવ્યો કે જ્યારે એક પણ સાહિત્યક સરસ્વતીની સેવામાંથી જ પોતાના નિર્વાહ પુરતું પેદા કરે. દુધપૌવા પર રહેનાર નર્મદની બીકની

કીંમત કરનાર પચાસ વર્ષ પર હતા—આજે આ કઠણ યુગમાં તેવા કોઈ મળે કે કેમ એ સંશયની વાત છે. આ પ્રતિકૂલ પરિસ્થિતિએ કેટલા ઉગતા સાહિત્યકોને ડામ્યા હશે અને આજીવિકા મેળવવામાં તેમના આત્માની હરરાજી કરાવી હશે ?

ગુજરાતના જીવનમાં નર્મદનું સ્થાન મોટું છે. ગઈ દલપતજયંતીને પ્રસંગે મેં એ કવિને Last of Ancients કહ્યો હતો. આજે જેની જયંતી આપણે ઉજવીએ છીએ, તેને First of the Moderns કહેવો ઘટે છે.

આપણા આધુનિક સાહિત્યમન્વંતરનો એ મનુ હતો. આજના સાહિત્યના શોખીનને એ મનુની મુશ્કેલી ને શક્તિનો ખ્યાલ આવવો અઘરો છે. તે જન્મ્યો ત્યારે ગત મન્વંતરના પ્રભાવશાળી કવિરાજ દયારામ પોણોસો વર્ષની જઈફીમાં જીવન ગાળતા હતા. એ યુગનાં આંદોલનો ઝીલતા દલપતરામનો બાલ્યકાલ હતો. અંગ્રેજી કેળવણી ને વિચારોનો સંચાર થવા લાગ્યો હતો. જીવનમાં નવચેતને અનેરો ઉત્સાહ પ્રેરવો શરૂ કર્યો હતો. અને છતાં ગુજરાતમાં પિંગળ નહોતું, કોષ નહોતો, ગદ્ય નહોતું, આત્માનુભવનું કથન કરનારા કવિઓનો સંપ્રદાય નહોતો.

નર્મદે નવા સાહિત્યયુગના સ્રષ્ટાનું પદ સ્વીકાર્યું. એકલે હાથે તેણે ગુજરાતના પિંગળને સજીવન કર્યું. અનેક વર્ષો થયાં ફાંફાં મારતી પરિષદો ન સાધી શકી એવું કોષ રચવાનું ભગીરથ કામ તેણે એકલે હાથે કર્યું. કવિતાના ક્ષેત્રમાં જુસ્સો, ને પ્રેરણા આણ્યાં. તેણે અંતરના ઉમળકા અનિયંત્રિત ભાષામાં ઉચ્ચારવાનો કવિઓનો અધિકાર સિદ્ધ કર્યો. તેણે સમયનાં આંદોલનોને સચોટ ને પ્રતાપી ભાષામાં મૂર્તિમંત કર્યાં.

હાલનો જમાનો—બધી પૃથ્વી પર ગદ્યનો છે. શિષ્ટ ને પ્રતાપી ગદ્ય એ જ સંસ્કારી લોકની શોભા છે. ગુજરાતમાં—વેપારીની હુંડીઓ ને ચીઠીઓ બાદ કરીએ તો—ગદ્ય નિર્જીવ હતું. તે નિર્જીવ ગદ્યને નર્મદે

સજીવ કર્યું. જે ગદ્યથી ગાંધીજીએ ગુજરાતને ભવિષ્યના ઇતિહાસમાં અમર કર્યું તેનો પાયો નર્મદે પચાસ વર્ષ પર નાખ્યો.

તે કવિ હતો—ઉત્તમ પ્રકારનો. જુસ્સા ને ઝનુનમાં કાવ્યની કુમળી રેખાઓ તે ઘણીવાર કઠણ કરી દેતો. પણ એકેએક રસ ઉપજાવવાની તેની શક્તિ કૈં ન્યારી જ હતી. વાચકને તે વિધવાના દુઃખે રડાવતો, વીરની હાંકે ધસાવતો, ઋતુરાજના નિમંત્રણે નચાવતો—જરા કલાની દૃષ્ટિએ અયોગ્ય જુસ્સાથી, જોરથી, જીદથી. એની પીંછી પર ઘણી વખત રંગ ઘાડો થઈ જતો, પણ તેની કવિતામાં ડોળ નહોતો, કૃત્રિમતા નહોતી, અસર કરવાની ઉત્કંઠા નહોતી, સદૈવ તેની કવિતા તેના પ્રતાપી હૃદયના ધગધગતા ઉંડાણમાંથી લાવારસ નીકળતો હોય તેમ નીકળતી. અને એ ધગશ ન્યાયની, શૌર્યની, પ્રેમની, સ્વતંત્રતાની હતી; અસત્ય અને જુલમને તે પ્રજાળતી. સાહિત્ય રચવા માટે તેને પ્રયત્ન કરવો પડતો નહીં. તેની સંસ્કારી ને પ્રતાપી લેખિની-માંથી જે નીકળતું તે સાહિત્ય. સાહિત્ય સરજવું એ જ એના આત્માનો પ્રથમ ને સ્વાભાવિક આનંદ હતો.

નર્મદ ગુજરાતનો આદ્ય સાહિત્યક છે. નર્મદનું સ્થાન કવિ તરીકે મોટું છે, પણ સાહિત્યક તરીકે તેથી પણ મોટું છે.

૧૭૮૯માં ફ્રાંસમાં થએલા મહાવિપ્લવે ધર્મગુરુઓની સત્તા તોડી ત્યારથી સુધરેલા સમાજોનું ગુરુપદ સાહિત્યકોના હાથમાં આવ્યું. દરેક વિષયમાં, દરેક જાતની રીતભાતમાં, દરેક પ્રશ્નમાં સાહિત્યકની લેખિનીની સત્તા પ્રબલ થતી ગઈ.

'આ સંપ્રદાય મુશ્કેલીઓ છતાં હસ્તીમાં આવ્યો,' જોન મોર્લી ડીડેરોના જીવનચરિત્રમાં લખે છે, 'તેની અસર ઝપાટાબંધ પ્રસરી, તેણે ધાર્મિક સત્તાધારીઓનો સુનો પડેલો વારસો સંપૂર્ણ રીતે કબજે કર્યો. આ સંપ્રદાય કોનો હતો? આ સાહિત્યક કોણ? જીર્ણ કટાક્ષમય સૂત્રોથી કોઈ કટાક્ષકાર તેનું વર્ણન ભલે કરે; ભલે વિદ્યાપીઠોના ડાહ્યલાઓ એને સરસ્વતીસંપ્રદાયનાં રહસ્યો ખુલ્લાં કરતાં એક છીછરો

પાપી લેખે; ભલે સમાલોચનાની શુષ્કતામાં પોતાની રૂપાળી બુદ્ધિને લડાવ્યા કરનાર ને બુદ્ધિના ફક્કડાઇમાં મોજ માનનાર એને તિરસ્કારે; છતાં સામાજિક ક્રાંતિના સમયમાં સાહિત્યકે પોતાનું કર્તવ્ય બજાવવાનું છે. મહાન સુવ્યવસ્થિત વિચાર કરનારા જ્ઞાનીથી અને પ્રતાપી કલ્પનાત્મક સાહિત્યસ્રષ્ટાથી તેને નીરાળો ગણવાનો છે. તત્ત્વજ્ઞાનના વિશાલ વિચાર, કે કવિતાના દિવ્ય ઉલ્લાસ પર ચઢી તે વ્યોમમાં વિહરતો નથી પણ આ વિચાર ને ઉલ્લાસના કેટલાક વિભાગો, ને તેથી નીપજતા નાના મોટા વિચારો પ્રસારે છે....એને સર્વાંગી સિદ્ધાંત નથી, ઐતિહાસિક સંસ્કાર નથી; સફલ અભ્યાસ નથી; અને સચોટ, સર્વગ્રાહી, દૂરગામી એકાગ્ર નેમ નથી. એની પ્રવૃત્તિનું લક્ષણ તો પ્રસારકતા છે. સમાજને ગ્રહી શકે એવી છુટીછવાઈ ભાવના એ લોકપ્રિય કરે છે; સાહિત્યનાં જુદાં જુદાં સ્વરૂપોમાં એવા ભાવનાઓ રજુ કરી જમાનાનું ધ્યાન ખેંચે છે; દરેક આચાર, નીતિ, ને અભિપ્રાય પર છુટો છુટો અનુભવસિદ્ધ નિર્ણય રજુ કરી માણસોને દોરે છે.'

ગુજરાતમાં આ નવા સંપ્રદાયનો સ્થાપક **નર્મદ** હતો. જે સંપ્રદાયે ગુજરાતી સાહિત્યને સમૃદ્ધિવાન કર્યું છે, જે સંપ્રદાયમાં **મણિભાઈ** જેવા સૂક્ષ્મદર્શી જ્ઞાની અને ગોવર્ધનરામ જેવા સબળ કલાકારને પણ ભળવું પડ્યું, જે સંપ્રદાયે તોફાન ને દુઃખ વિના આપણું સામાજિક વાતાવરણ સ્વતંત્ર કર્યું ને ધર્મની ઝનુન વિના આપણી સાંસ્કારિક અસ્મિતા ફરી પ્રગટાવી—આ સાંપ્રદાયમાં **નર્મદ** પ્રથમ અને શ્રેષ્ઠ હતો.

**નર્મદ** 'સુધારક' હતો—અને પાછળથી તેના વિચાર બદલાયા. કેટલાક લોકો આ વર્તણુક માટે તેને દોષ દે છે; હું માનું છું કે આ વર્તણુક જ તેની મહત્તા સિદ્ધ કરી આપે છે. જ્યારે **અંગ્રેજી** કેળવણી દરેક સંસ્કારી યુવક લે છે ત્યારે તેની આંખો તેજથી અંધ થઈ જાય છે. તેને **અંગ્રેજી** પુસ્તકમાંના સિદ્ધાન્તો સોનામહોર જેવા લાગે છે; તેને પોતાના સંસારની રચના કઢંગી ને વિષમ લાગે છે. તેનામાં જો ઉત્સાહ હોય, વીરતા હોય તો તે પોતાના કઢંગી સંસારને

પાશ્ચાત્ય ધોરણે ઘસાવવા તલપી રહે છે. પણ જ્યારે તે પાશ્ચાત્ય સામાજિક વ્યવહાર જુએ છે, જ્યારે તેનાં રહસ્યો પારખે છે, જ્યારે તેનામાં સ્વસંસ્કારની અસ્મિતા પ્રગટે છે ત્યારે તેને ભાન આવે છે કે પરદેશી રીતિ અનુકરણીય નથી એટલું જ નહીં પણ ભયંકર છે. કૉલેજના વાતાવરણમાં, **મીલ**ના 'સ્વતંત્રતા'ના સિદ્ધાંતો વાંચતાં, ન્યાયશિરસ્તો પાપની પ્રતિમા લાગે છે, તેને તોડવાને મન આતુર બને છે. પણ પાશ્ચાત્ય વર્ણવિભાગ--વિષયલાલસા તૃપ્ત કરવાની સાધન સંપન્નતા પર રચાયેલો વર્ણવિભાગ–તે જુએ છે; **આર્યાવર્ત**માં શુદ્ધતા ને સંસ્કાર પર રચાએલા વર્ગવિભાગ સાથે સરખાવે છે–ત્યારે જ તેની ખાત્રી થાય છે કે,

स्वधर्मे निधनंश्रेयः परधर्मो भयावहः ।

**નર્મદ** વીર હતો, અને તે સમાજ સુધારવા મથ્યો. તે તત્ત્વદ્રષ્ટા હતો, અને તેને સ્વસંસ્કારમાં રહેલું રહસ્ય સમજાયું. એટલું જ નહીં, પણ પરસંસ્કાર વીસારી નાંખી, સ્વસંસ્કારને પુનર્જીવન આપનાર મહા ગુજરાતીઓની અનંતમાલા જે અનાદિકાલથી ચાલી આવે છે તેનો એ મણકો થઈ રહ્યો.

ઇતિહાસકાલની શરૂઆતથી ગુજરાતને નશીબે પરસંસ્કાર ઝીલવાનું, તેનું વિષ જેરવવાનું, સ્વસંસ્કારને સજીવન કરી સાંસ્કારિક અસ્મિતાની સ્થાપના કરવાનું મહાકર્તવ્ય લખાયું છે. કુશાવર્તના પણિકોએ આ પવિત્ર ભૂમિમાં આ પ્રયોગ શરૂ કર્યો તે **પરશુરામે** પુરો કર્યો. તોફાની **આર્યાવર્ત**માં **કંસમર્દન શ્રી કૃષ્ણે** આર્યસંસ્કાર ફરીથી સ્થાપ્યા, મધ્યકાલીન ઇતિહાસમાં **મૂળરાજ સોલંકી**એ પરસંસ્કારનું વિષ જેરવી ગુજરાતને સ્વત્વ આપ્યું. **મુસલમાનો**ના આક્રમણના ભણકાર વાગતાં **હેમાચાર્યે** પરસંસ્કારને દૂર રાખવા પાળ બાંધી; અને **હીરવિજયસૂરિ**એ ગુજરાતે સંઘરી રાખેલા આર્યસંસ્કારના બળથી બાદશાહ **જલાલુદ્દીન અકબર**ને વશ કર્યો. તેમ જ જ્યારે પાશ્ચાત્ય સંસ્કૃતિના ડંખથી ગુજરાત ઘેલું થયું ત્યારે **શંકર** સમા **નર્મદે** તે વિષ ગળે ઉતાર્યું–

જેરવ્યું, ને સ્વસંસ્કારનો રસ અનુભવ્યો. જે કેશવચંદ્રસેને બંગાળમાં કર્યું તે નર્મદે અહીંઆં કર્યું. રામકૃષ્ણ પરમહંસ ને સ્વામી વિવેકાનંદે ને આ પ્રાંતમાં સાહિત્યકોના શિરોમણિ મણિલાલ નભુભાઈએ કર્યું. અને બંગાલ ત્રીજું ડગલું લઈ, સાંસ્કારિક અસ્મિતાને સુદૃઢ કરી અરવિંદની પાછળ આગળ વધે તેના અનેક દશકો પહેલાં ગુજરાતે દયાનંદ સરસ્વતીને આખા હીંદમાં સ્વસંસ્કાર જગાવવા મોકલ્યા. અને આજે આર્યસંસ્કારનો પયગંબર યેરોડા જેલની મૌનાત્મક વ્યાસપીઠ પરથી સૃષ્ટિને એ સંસ્કારો શીખવી રહ્યો છે.

આ સાંકળમાં નર્મદ એક નાનોસુનો મણકો નથી. અને જ્યાં સુધી ગુજરાત ઇતિહાસમંદિર ગજવશે ત્યાં સુધી એ ખણખણાટ સંભળાશે.

૧૯૨૨

## પ્રેરકતા

સન્નારીઓની સભાને શીખ દેવાનો પ્રયત્ન પુરુષ કરે તો એ ધૃષ્ટતા ગણાય. પુત્ર તરીકે, ભાઈ કે મિત્ર તરીકે, પિતા કે વડીલ તરીકે તે સ્ત્રીનાં વચનોમાંથી ડહાપણનો ભંડાર ભેગો કરે છે; તેની સહાનુભૂતિનું બખ્તર સજી બહાર પડે છે. એ જો તમારે માટે બે બોલ કહી શકે તો તમારે માટે તો નહીં જ—માત્ર પોતાને માટે. આધુનિક પુરુષોની એક પ્રથમ યાચના વીશે હું બે બોલ કહેવા માગું છું. એ યાચના સ્વીકારવામાં જેટલું મોટમ તમારું છે, તેટલું જ યાચના કરવામાં અમારું છે. હીંદનો સ્ત્રીવર્ગ તે યાચના હજુ પુરેપુરી રીતે સમજ્યો નથી; નિર્બલતા દેખાઈ જાય એવી બીકથી પુરુષવર્ગ તેને ઉચ્ચારી શકતો નથી અને સમસ્ત પૃથ્વીમાં દેશના ગૌરવનો ડંકો વગાડવા તત્પર થએલા હીંદીઓમાં એથી મોટી ઉણપ રહીં જાય છે. એક અંગ્રેજી લેખક સ્ત્રીવર્ગના બે ભાગ કરે છે. એક વર્ગ દાસીનો—જે પુરુષની

સેવા પાછળ જીવન અર્પે, તેના વ્યક્તિત્વમાં પોતાનું વ્યક્તિત્વ શમાવી દે, અને મુંગે મોઢે અને ધૈર્યશીલ હૃદયે સંસારનો ભાર વહે તેનો, બીજો 'ડોલી'-ઢીંગલીઓનો, જેને પુરુષો શણગારી બહાર કાઢે, જેને હીરામોતીએ સાચવવા પાછળ સતત પ્રયત્ન કર્યા કરે, જેને હસાવવામાં ને ખેલાવવામાં પોતાનો ફુરસદનો વખત કાઢે તેનો. દરેક દેશના સ્ત્રીવર્ગમાં ઘણુંખરું આ બે જ વિભાગ દેખાય છે. 'દાસી' ફુલાય છે કે હું જીવનસર્વસ્વ અર્પી પુરુષને મદદ કરું છું. 'ડોલી' ધારે છે કે હું પૈસા ખર્ચ કરવાનું સાધન બની પુરુષના કોડ પુરું છું. આ બન્નેના મગજમાં ભ્રમણા છે. પુરુષ પોતાનાં સ્ત્રી સંબંધીઓ પાસે સેવાની કે શોખની આશા રાખતો નથી; તેને માત્ર દાસી કે ઢીંગલી જોઇતી નથી. દરેક સ્ત્રી સંબંધીમાં-માતા, પત્ની, ભગિની, પુત્રી કે મિત્રમાં-તે કાર્યપ્રેરક દેવી શોધે છે.

દરેક પુરુષ શિવાજી મહારાજની માફક ભવાનીને-પોતાના સ્ત્રી સંબંધીને-ચરણે પડી પ્રાર્થના કરી રહે છે. તેને માત્ર આશિષ નથી જોઇતી; તેને એકલી અમીદૃષ્ટિ નથી જોઇતી; તેને તો પ્રેરણારૂપી તેજસ્વી સમશેર જોઇએ છે, અને જ્યારે તેને ભવાની ન મળે કે તેની ભવાની તલવાર આપી ન શકે ત્યારે તે ઉંડી, જીવનરણમાં ઝંપલાવે છે-નિરાશામાં ને નિષ્ફલતામાં.

સ્ત્રી પુરુષના પરસ્પર વ્યવહારમાં આ દૃષ્ટિબિંદુ હંમેશાં વીસરાય છે. પરાપૂર્વથી પુરુષ એ દેવીભક્ત છે; અને સંસ્કારની પ્રગતિ જેમ થતી જાય છે તેમ આ ભક્તિમાં સંપ્રદાય મજબુત થતો જાય છે. સ્ત્રીઓ પોતાનાં સંતાનોની કુશળ માતા થાય, તેમનો કઠણ કે નીરસ સંસાર ચલાવે, સમાજસેવાનાં વ્રત લે, એ બધી આશા પુરુષો રાખે છે ખરા; પણ ખરેખરી યાચના તો સદાએ પ્રેરણા માટે તેઓ કરે છે. આ એક કલ્પનાવિલાસી લેખકની શબ્દરચના નથી; પણ અનેક હૃદયોના સમાગમ, અનુભવ ને નિરીક્ષણથી નિપજેલું સત્ય છે.

ઘણા પુરુષો શુષ્ક ને ધંધાર્થી લાગે છે; છતાં તેમનાં નીરસ

દેખાતાં અંતર સ્ત્રીની પ્રેરણા માટે જાણ્યે અજાણ્યે તલસે છે. કેટલાક સશક્ત અને પ્રતાપી દેખાય છે. છતાં તેમનાં દુર્જય હૃદયોગઢમાં એવાં બાકોરાં દેખાય છે કે જે સ્ત્રીની પ્રેરણા વિના પુરાતાં નથી. કેટલાક ભાગ્યશાળી ભલે નિર્બળ ને હીંમતહીણા હોય, પણ તેમના આત્માની અડગતા સિદ્ધ થાય છે કારણ કે કોઈક સ્ત્રીની અદ્‌ભુત પ્રેરણા તેમના અંતરને ઉત્તેજી રહેલી દેખાય છે.

મેં ઘણાએ એવા જોયા છે કે જેમણે હીંમતથી, ખંતથી, નિશ્ચલતાથી જીવન ખેડયું છે, મહત્તા કે કીર્તિ મેળવી છે, અને નાનાં-મોટાં કર્તવ્યો આદર્યાં છે. પણ ઘણાંને તેમનું જીવન લુખ્ખું લાગે છે; હીંમત નિશ્ચેતન લાગે છે. વિજય નીરસ લાગે છે. તેઓ ચારે તરફ માતાનો ભાવ, સ્ત્રીની ભક્તિ, બહેનનું હેત, પુત્રીનો પ્રેમ કે મિત્રની પ્રશંસા જુએ છે; પણ તેમાં પ્રેરકતા દેખાતી નથી. લોકો તેમનાં સુખની અદેખાઈ કરે છે; તેઓ પોતે પોતાનું અકથ્ય દુઃખ અંતરમાં જ શમાવે છે. તેમનાં હૃદયમાં લીલાલહેર નથી, પણ વેરાનની નિર્જનતા છે; તેમને માત્ર ભાવ કે ભક્તિ, હેત કે પ્રશંસાથી સંતોષ થતો નથી. તેમને પ્રેરણા જોઈએ છે. અને તેને અભાવે તે નિશ્વાસ નાખી, કર્તવ્યપરાયણતાના અનંત સાગરમાં ડુબી મરવા પ્રયત્ન કરે છે. એક સબલ સ્ત્રીની પ્રેરણાથી તેમનું જીવન ફુલ્યું ફાલ્યું હોત; તેના વિના એ યંત્રવત નિર્જીવ થઈ રહે છે.

તમે બધાં-કોઇ ને કોઈ સંબંધમાં-કેળવાએલા પુરુષોના સમાગમમાં આવ્યાં હશો અને જો જરા મહેનત લઈ તેમનાં આંતરજીવન જોશો તો દેખાતી કે છુપાએલી આ અભિલાષા જોયા વિના રહેશો નહીં. જેમ જેમ ગુજરાતી રગોમાં ઉત્સાહ પ્રસર્યો જાય છે, જેમ જેમ ગુજરાતની માનવતા ખીલે છે, તેમ તેમ આ પ્રેરણાની અભિલાષા અસંતુષ્ટ રહેતી જોઉં છું ત્યારે મને અવર્ણનીય ખેદ થાય છે.

હું ઘણા ઉગતા યુવકો જોઉં છું; નવા જમાનાની રસજ્ઞતા, રસિકતા તેમને રોમેરોમ ભરી હોય છે; રામચંદ્રજી સમાં પત્નીપરાયણતાનાં

વ્રત તેમણે લીધાં હોય છે. તે ઉભરાતા ભક્તિભાવથી પત્નીને અંતરના મહાસિંહાસન પર બેસાડી, તેને કાલ્પનિક ગુણો અર્પે છે. પણ વર્ષે બે વર્ષે દેવીમાંથી દૈવી પ્રેરણા મેળવવાની આશા તે ખુએ છે; સંસાર સોહામણો મટી સામાન્ય થાય છે; જુવાનીનાં સ્વપ્નાં નષ્ટ થાય છે; અને જીવનયુદ્ધમાં તેને ઉત્સાહ રહેતો નથી. આવા એક નહીં પણ અનેક દાખલા મેં જોયા છે.

તે જ પ્રમાણે દરેકની ઓળખાણમાં એવી કોઈ એક સ્ત્રી જડશે કે જેના તરફ પિતા, પતિ, ભાઈઓ, દેખીતા કારણ વગર વળે; જેનું પવિત્ર આતિથ્ય સ્વીકારવા અનેક મિત્રો ખેંચાઈને જાય; જેની પ્રેરકતાના પ્રભાવથી અનેક સંસારો સુધરે, અનેક પુરુષો અણધાર્યાં કાર્યો આદરે. રોમનબંધુઓ ગ્રેકાઈની માતા; કેસરભીના કંથની કોડીલી રજપુત વીરાંગના; નયનતેજે ઉત્સાહ ને શક્તિ પ્રેરતી કોઈ બીએટ્રીસ સમી સખી; જૈફીમાં પણ ઝનુન પ્રગટાવનાર કોઈ દેવયાની સમી પુત્રી—આ આદર્શમૂર્તિઓને પોતાના સંસારમાં મેળવવાને કયો પુરુષ તલસતો નથી? આવી સ્ત્રી કયા પુરુષની કલ્પનામાં રમી નથી રહેતી? જીવનમાં માતા, પત્ની, ભગિની, પુત્રી કે મિત્રસ્વરૂપે આવી સ્ત્રી મળે ન મળે એ નસીબની વાત; પણ આ સદ્ભાગ્ય મેળવવા વલખાં તો દરેક સંસ્કારી પુરુષો મારે છે; આવી પ્રેરણામૂર્તિ પ્રાપ્ત કરવી એ જ પુરુષોના જીવનનું ધ્યેય હોય છે. ઘણાં આ નિર્બલતા કબુલ કરશે નહીં; ઘણા પથ્થરની કોઈ મૂર્તિને સોને મઢી જેમ તેમ સંતોષ માને છે; કેટલાક વલખાં મારતાં અવળે માર્ગે ચઢે છે.

કવિ નાનાલાલે પ્રિયતમાની પ્રેરકતાનું એક અદ્‌ભુત શબ્દચિત્ર 'વસંતોત્સવ'માં આપ્યું છે તે દરેક સ્ત્રીસંબંધીની પ્રેરકતા માટે થોડા ફેરફાર સાથે વાપરી શકાય એમ છેઃ—

'કરૂણાભર્યાં કૃપાકટાક્ષ,
નિર્મલા વિલાસવૈભવ,
સ્નિગ્ધ કોમળું હૃદય,

સ્વર્ગગીત ગુંજતો આત્મા
અનંત વિશ્વનો સાર,
મધુર પ્રેમ, પ્રભુતા;
પ્રિયતમે ! તમારા નયનમાં,
મેં તે સહુ દીઠું છે.'

પણ આટલેથી કોણ સંતોષ પામે? એમાંથી પ્રેરણા ઝરવી જોઈએ. કવિ આગળ કહે છેઃ—

'તેમના આદેશ ઉકેલવા,
તે નયનના સંદેશ સમજવા;
તે જીવનની સૌભાગ્યશોભા છે.'

આ આદેશ ઉકેલાવવાની શક્તિ, આ સંદેશ સમજાવવાની કલા તે પ્રેરકતા, તે જ જીવનની સૌભાગ્યશોભા, તે જ દરેક પુરુષની યાચના, તે જ દરેક સ્ત્રીના દેવીપદની મહત્તા. અને જો ગુજરાતમાં ઉછળતા ઉત્સાહને મૂર્તિમાન કરી તેને ઈતિહાસમાં અમર સ્થાન અપાવવું હોય તો તમારું એ જ પરમ સાધન છે.

આધુનિક સ્ત્રીઓ આ સાધન વાપરશે નહીં કે વાપરતાં શીખશે નહીં ત્યાં સુધી આધુનિક સંસ્કારોને ઝીલી રહેલા પુરુષ હૃદયને સંબંધી થવાનો ને તેના પર સામ્રાજ્ય ભોગવવાનો તેમનો અધિકાર રહેવાનો નથી.

૧૯૨૩

# મટુભાઈ હરગોવિંદદાસ કાંટાવાળા

## ( ૧૮૮૦-૧૯૩૩ )

## સ્વ. સર ગોકળદાસ

અંગ્રેજ લોકોને ફ્રેંચો વેપારીઓની પ્રજા તરીકે ઓળખાવે છે, છતાં દરેક દિશામાં અંગ્રેજી પ્રજાએ સરસાઈ મેળવી છે; તેવી રીતે

ગુજરાતી પ્રજાને કેટલાક હિંદીઓ અને ખુદ ગુજરાતીઓ વેપારી પ્રજા તરીકે ગણી કાઢે છે, તથાપિ સાહિત્ય, કળા, શાસ્ત્ર, રાજકાર્ય જેવાં વેપાર શિવાયનાં ક્ષેત્રોમાં મહાન વ્યક્તિઓ ગુજરાતે હિંદને અર્પણ કરી છે. રણછોડલાલ છોટાલાલ, પ્રેમચંદ રાયચંદ ને નવરોજી ટાટા જેવા ગુજરાતમાં પાકે તેમાં નવાઈ નહિ; પરંતુ આધુનિક ગુજરાતમાં ગોવર્ધનરામ ત્રિપાઠી, ત્રિભુવનદાસ ગજ્જર ને દાદાભાઈ નવરોજી પેદા થઈ શકે, એ આપણી વેપારી પ્રજા માટે માનનો અને ગૌરવનો વિષય છે.

રાજદ્વારી ક્ષેત્રમાં હાલ મહાત્માજીની પ્રવૃત્તિને લીધે સારા સારા કામ કરનાર મોળા લાગે છે; પરંતુ એક વખતે સ્વ. સર ગોકળદાસ પારેખ આકળા પક્ષના ગણાતા હતા. એમણે બજાવેલી સેવાને લીધે મહાન ગુજરાતીઓના વર્ગમાં એમનું સ્થાન સદા રહેશે એટલું જ નહીં, પણ એમના ચારિત્ર્યના બળને લીધે એમનું સંભારણું એને મેળે જળવાઈ રહેશે. એ ખેડુતોના પિતા ગોકળકાકા તરીકે સર્વત્ર ઓળખાતા હતા, તે એમણે ખેડુતોને અણીને વખતે કરેલી મદદને લીધે. અંકલેશ્વર અને ઓરપાડ વગેરે તાલુકાઓમાં સરકારી મહેસુલ સખ્તાઇથી ઉઘરાવવાનું હતું, ત્યારે એમણે સરકારને તપાસ કરવાની ફરજ પાડી; અને સ્થળ ઉપર સતત હાજર રહી પોતે કરેલી ફરીઆદો ખરી પાડી આપી. એથી ખેડુતોને ઘણી રાહત મળી. તે પ્રસંગથી ગુજરાતે તેમની ધારાસભામાં કરેલી ચુંટણી સાર્થક થયેલી ગણાઈ; અને ધારાસભાનો હોલ ધ્રુજાવે એવી છટાદાર ગર્જના કરતાં આંકડા અને સાચી હકીકતના અભ્યાસની કિંમત અંકાતી થઈ.

હાલ અસહકારની મોટી મોટી વાતો થાય છે; પણ કેવે પ્રસંગે ખરો અસહકાર કરવો એ પણ ગોકળકાકા જાણતા હતા. જમીન મહેસુલનો નવો કાયદો મુંબાઇની ધારાસભામાં રજુ થયો, ત્યારે લોકપક્ષનો મુલત્વી રાખનારો સુધારો રદ જતાં લોકનિયુક્ત જે પાંચ સભાસદો ધારાસભા છોડી ચાલ્યા ગયા, તેમાં ગોકળકાકા પણ હતા.

પરંતુ માત્ર જશ ખાટવા કે નામનાની ખાતર સરકાર સામે થવું, એ એમના નિખાલસ અને વિશ્વપ્રેમી સ્વભાવની વિરુદ્ધ હતું. એને લીધે ખેડાના સત્યાગ્રહ વખતે જોકે શરૂઆતમાં એમણે જ એ પ્રશ્ન ઉપાડ્યો ને પ્રાથમિક તપાસ કરી હતી, છતાં સત્યાગ્રહની વાત થતાં એમણે કહ્યું હતું કે હિંદુસ્તાન હજુ એવી ઉથલપાથલ કરનારી પ્રવૃત્તિ માટે લાયક બન્યું નથી; કદાચ ખેડાનો સત્યાગ્રહ ફતેહ મેળવે, તોપણ એવું જોખમ ખેડવું બરોબર નથી. આ તેમનો અભિપ્રાય નાખી દેવા જેવો નહોતો, એ તે પછીના આપણા દેશના આજ સુધીના ઇતિહાસથી જણાશે.

ગોકળકાકાએ રાજકીય જીવન એકલાને મહત્ત્વ આપ્યું નહોતું; સાથે સાથે એમણે સંસારસુધારાને માટે પોતાથી બન્યું તેટલું કાર્ય કર્યું હતું. પરંતુ જેમ રાજકીય બાબતમાં એ સાવચેતી ને સમાધાની સ્વીકારતા હતા, તેમ સંસારસુધારાના માર્ગમાં એમનું પ્રમાણ એ બંને સૂત્રોને અનુસરતું થતું હતું. સુધારાનો મુખ્ય પાયો કેળવણી છે, તે ધ્યાનમાં રાખીને એમણે કેળવણીની સંસ્થાઓને તથા શિષ્યોને અવાર-નવાર નાણાંની ને સલાહરૂપી મદદ કરી હતી, અને તેમના વતનમાં હાઈસ્કૂલ ચલાવતા હતા. એમનું ઘર એ જાણે વિદ્યાર્થીઓનું વસતિગૃહ.

આ બધી સેવાઓ કરતાં વધારે કીમતી એમનું પરમાર્થી સાધુ જીવન હતું. તેઓ સાદાઈમાં હમેશ રહેતા, અને દિલની મોટાઈ રાખતા. જે કોઈ રડતું તેમની પાસે જતું, તે હસતું પાછું આવતું. સર્વને માટે દિલાસો ને દિલસોજી તૈયાર હોય; સર્વને માટે સલાહનું સ્થાન હમેશાં તેઓ ગણાતા. તેમનો સ્વર્ગવાસ પાકી વયે થયો છે, છતાં તેમના મરણને લીધે આજ ગુજરાત આંસુ સારે છે, ને તેમના કુટુંબના શોકમાં આખું ગુજરાત સમભાગી થાય છે. શબ્દના સાચા, દિલના ઉદાર અને મનના ઉદાત્ત ગોકળકાકા ચાલ્યા ગયા; તેમનું ઠામ ખાલી રહેશે, પણ તેમનું કામ સદા અમર રહેશે. એમના

નામને માટે બીજા સ્મરણની જરૂર નથી; ગુજરાતીઓના પ્રેમની અંજલિ બસ છે. ઈશ્વર એમને ચિરકાળની શાંતિ આપો. તથાસ્તુ !

૧૯૨૫

## બા

'બા' કેટલો મીઠો શબ્દ—કેટલી મીઠી ભાવના ! એના સ્વર્ગવાસથી થતું દુ:ખ, ગમે તેટલી વયે પણ સાલે. પ્રભુ ! એ દુ:ખ શા માટે અમને—માણસજાતને તેં આપ્યું હશે ?

બાનું જીવનચરિત્ર લખવાનું ન હોય. આર્ય સ્ત્રીનું જીવન પતિમાં અને કુટુંબમાં સમાઈ જાય—એ જ એના જીવનની ભવ્યતા ! કુટુંબની વ્યક્તિઓ જે કાંઈ કરી શકે, તે એની સેવાનું, એના ત્યાગનું, એની મહત્તાનું જ પરિણામ.

અમારી 'બા' આમ સંયુક્ત કુટુંબની ભાવનાનું મૂર્તિમંત સ્વરૂપ હતી. આ સંયુક્ત કુટુંબની વિરુદ્ધ હાલ ઘણું કહેવાતું હશે; પણ એ કુટુંબવ્યવસ્થાએ આર્યો માટે શું શું કર્યું છે, શુ શું કરવાની શક્તિ ધરાવે છે, તેનું એ સુંદરમાં સુંદર દૃષ્ટાંત હતી.

કુટુંબની દૂરમાં દૂરની વ્યક્તિ માટે તે સરખો પ્રેમ, સરખી કાળજી, સરખો ઊમળકા ધરાવતી; સાસુ, જેઠ, જેઠાણી, ભત્રીજી, ભત્રીજા, જમાઈ, દીકરાઓ, દીકરીઓ, વહુઓ, જમાઇઓ, ભાણેજો, ભાણેજીઓ, પૌત્રો, પૌત્રીઓ, ભાણેજ વહુઓ, ભાણેજજમાઈ ઓ, વહુવારુઓ, બહેનો, બહેન ભાણેજો, અભ્યાગતો, અતિથિઓ, મોસાળિયાં, પ્રપુત્રો, પ્રપુત્રીઓ, રસોઈઆ, ચાકરો, નોકરો, વસવાયાં, સૌની સરખી 'બા' થવાનું કામ મોટા કુટુંબમાં કેટલું વિષમ છે, તેની કલ્પના હાલના યુગના સંસ્કાર પામેલાને ભાગ્યે આવે.

પરંતુ એ સૌની બા થઈ શકતી. એ અસંખ્ય વ્યક્તિઓ હાલ

આંસુ સારે છે; એમને રડતાં મૂકી વલોપાત કરતાં રાખી એ ગઈ. પ્રભુ ઇચ્છા!

એ સાક્ષર નહોતી, તોપણ એણે સાક્ષર પતિને અને સાક્ષર પુત્રો તથા પુત્રીઓને પોષીને સાક્ષરતાને શોભાવી. સાક્ષરતાને અનુકૂળ થવું એ સાક્ષર હૃદય વિના ન સંભવે.

પતિએ કાઢેલી પહેલી કન્યાશાળામાં સ્ત્રીકેળવણીની શરુઆત કરવા મોટી ઉમરે કક્કો ઘૂંટવા જવું, અને પતિ–શિક્ષકની શિષ્યા જાહેર રીતે થવું, એ શીતેર વર્ષ ઉપર કેટલી હિંમતનું કાર્ય હશે?

અને એ આવડતથી દરેક મહિને અગાઉથી ઘરખર્ચનું બજેટ બનાવવું, તે પ્રમાણે ખર્ચ કરવું, હીસાબ રાખવો, ને શીલક વધારવી એ કાર્યકુશળતાની હદ નહીં?

પણ, 'અક્ષરજ્ઞાન એ કાંઈ કેળવણી નથી' એમ એ હમેશાં કહેતી; અને શીખવાડતી. 'ભણ્યાં પણ ગણ્યાં નહીં' એવાં સ્ત્રી-પુરુષો એને મન સંસારમાં નકામાં હોવાથી પોતાના દીકરા દીકરી-ઓને એ જ એનો સતત બોધ હતો. છતાં કેળવણી માટે એ હંમેશાં તેમને પ્રેરતી.

ગરીબાઈમાં આવી પડિયે છતાં ભૂખે ન મરિયે, એવી આવડત દરેકની હોવી જોઈએ એમ એ માનતી. સુખી પિયેરથી ગરીબ સાસરામાં તે આવી પડી: હોંશિયાર અને કેળવાયલા પતિ તથા તેવી જ સાસુ પામ્યાથી ગરીબાઈને એ પી ગઈ. પતિની આવકને રેંટિયો કાંતીને તથા ઘરકામ હાથે કરીને એ વધારતી ગઈ; રેંટિયાની એ શક્તિ હાલ રહી નથી; પરંતુ એની આવકથી પતિને ઊંચી કેળવણી મેળવવામાં સહાય મળી.

છેવટ સુધી સવારે ચાર વાગે ઊઠવું, પોતાનું ને બધાનું કામ તબિયત સારી હોય કે ન હોય, તોપણ હાથે કરવું, ને રાતે મોડાં સૂવું; હંમેશાં આમ ઉદ્યોગી રહેવું, ને નીરોગી રહેવું, તથા પ્રભુભજન પણ પરોઢિયે કરવું–એ એનું નિત્યકાર્ય.

અને ઉદ્યોગી રહેવું એટલે નકામું કામમાં પરોવાઈ રહેવું કે કામનો ઊકેલ નહીં એમ નહીં. ગરીબાઈમાં હોવાથી આવડત પુષ્કળ વધેલી. રસોઈમાં તે એક્કો. સાદામાં સાદી વાની ઓછામાં ઓછે ખરચે વધારેમાં વધારે સ્વાદિષ્ટ અને કળાયુક્ત તે બનાવી શકતી; એની રસોઈ જમવા સ્નેહીઓમાં પડાપડી થતી. અનેક કુટુંબી સ્ત્રીઓ એ બધું શીખવા તત્પર રહેતી એ કેમે નહીં વિસરાય.

ગૃહવિદ્યાનાં અનેક થોથાં એનાં જ્ઞાન અને અનુભવ આગળ નકામાં! અને એણે શીખવેલા સ્વચ્છતાના પાઠ આજ પણ દિલમાં કોતરાઈ રહ્યા છે.

અંગત સ્વચ્છતા આપણા દેશમાં નહીં જેવી છે. કોઈ છોકરું નાકમાં કે મોંમાં આંગળી ઘાલે, કાન દાંત ખોતરે, નાક નશીંકે, તે એને ન ગમે; હાથ ધોવડાવ્યા વિના ન જંપે. થૂંકીને ઘરના ખૂણા તે બગાડવા ન દે. જાળાં, ધૂળ, કચરો તે કદી એકઠાં થવા ન દે. પવિત્ર લીંપણની પવિત્ર ઓકળીઓ તેને હંમેશાં ગમતી. છીંકો આવે એવી તેજસ્વી સ્વચ્છતા હંમેશાં તે ચહાતી.

કસરતના પાઠ તે નાનપણથી આપતી; પણ ઘરકામ ભૂલીને પછી છોકરાં કસરત કરવા માટે અખાડા શોધે એ એને ગમતું નહીં. ઘરકામમાં જ શરીર કસવાનું તે સૌને–ખાસ કરીને છોકરીઓને–શીખવતી; છતાં છોકરાં રમતો રમે તે એને ગમતું.

કરકસર જેટલી જ સાદાઈ એને પ્રિય હતી. 'ત્રેવડ ત્રીજો ભાઈ' એ એ હંમેશાં યાદ કરાવે, તે સાદાઈ માટે. સાદાઈમાં પ્રભુ છે— એ એનું સૂત્ર. સાદું ખાવું, સાદું પીવું, સાદું પહેરવું, સાદું રહેવું ને સાદું જીવવું એ બધાનું કર્તવ્ય–એમ એ કહેતી. ઘેર ગાડી મોટર હોય તોપણ એ પગપાળાં છેવટ સુધી દર્શને જતી; રસોઇયા હોય તોપણ હાથે હંમેશાં કશું બનાવતી; નોકરો હોય તોપણ પોતાનું કામ પોતે કરતી; એ પાઠ જીવતો જાગતો કુટુંબમાં પ્રભુ કાયમ ઠસાવજો!

એ સાક્ષર નહોતી, પણ સાક્ષર હતી. રૂઢિપ્રયોગો તથા કહેવતોનો એ જીવતો જાગતો કોષ હતી; હાલરડાંનો મહાસાગર હતી. ટૂંકી વાતોનો ભંડાર હતી. બાળકો ગમે તેવાં રડતાં હોય, ને એ હાલરડું લલકારે કે બાળકો ચૂપ થાય; એવું કોઈને ન આવડે. તોફાન-મસ્તી કરતાં બાળકો એના એક શબ્દે શાંત થાય; રીસાયલાં એની વાતો ને ટહૂકાથી તુર્ત મનાઈ જાય.

વાંચનની ખામી દેશાટનથી, અનુભવથી અને સાક્ષરસમાગમથી એને રહી નહોતી. જૂની ઘરેડમાં ગામડામાં ઊછરેલી હોવા છતાં, એકી વખતે સામટા ત્રણ ત્રણ દીકરાને એણે કાળે પાણીએ મોકલ્યા; મહાજન બહાર રહેવાનું કબુલ કર્યું: અને નાતબહારથી–ધર્મબહારથી દીકરાએ વહુ આણી, તો યે ધર્મબહારની, કુલાચાર વિરુદ્ધના આચારવાળી વધૂને પણ સંપૂર્ણ રીતે અપનાવી લીધી.

ધર્મનું સંરક્ષણ કરવા તરફ વૃત્તિવાળી હોવા છતાં એ અતિશય ઉદાર હતી. મર્યાદામાં રહીને સુધારો કરવાની આથી કુટુંબીજનોને ફરજ પડતી.

અમે શું શું સંભારિયે? એ પ્રેમ, એ ઊમળકો ગયો; એ હેતાળ મુખ જોઈ આંખો ઠારવાનું ન રહ્યું. એ 'બા'નું છત્ર ગયું. પ્રેમાનંદે સાચું જ ગાયું છે, કે 'માત વિના સૂનો સંસાર.' આ અમારા સૂના સંસારમાં એ બાનું હેત અમે કદી ન વિસરીયે, એવું ઓ પ્રભુ તું કર!

પતિવહોણી સતી ન રહી શકી. પતિના સ્વર્ગવાસથી મૂઝાઈ, ઝૂરી ઝૂરીને એણે શરીર કૃશ કરી નાખ્યું. જેને આમ સતી થવું હોય, તેને કાયદાનો બાધ શી રીતે નડે? છ મહિના પણ પૂરા ન થયા ને એ ચાલી ગઈ. દંપતીએ ધારેલાં બે કુટુંબી મોટાં કામ બાકી રહેલાં તે પૂરાં થયાં; છેલ્લું કામ પુરું થયું, તે જ દહાડે એણે અમને કહ્યું: 'ભાઈ, હું હવે એક બે દહાડા છું.'

માયાથી અંધ એવા અમે એ કેમ સાચું માનિયે? પણ પૂરા

ચોવીશ કલાક ન થયા, ને એ બેભાન થઈ. છેલ્લી ઘડી સુધી કામમાં ને અમારી સેવામાં રહી. રીબાયા વગર સ્વાભાવિક રીતે એ સ્વર્ગ-વાસી થઈ.

જેવું ધન્ય જીવન હતું, તેવું જ ધન્ય મૃત્યુ તપસ્વિનીને આવ્યું. અમારે હવે શું ઇચ્છવું રહ્યું છે? એવું ધન્ય જીવન અને અંતે એવું ધન્ય મૃત્યુ આવો, એ જ બસ અંતરની ઇચ્છા!

## દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

## (૧૮૮૬– )

## લોકશિક્ષણ

પાણીમાં ઘીનું ટીપું નાંખીએ તો તે ઝટ સંકોચાઈ જાય છે. પણ ઘીને બદલે તેલનું ટીપું હોય તો તે પાણીના આખા પૃષ્ઠભાગ ઉપર ફેલાય છે. આ ભેદ તરફ આપણાં જૂનાં શાસ્ત્રોએ ઘણીવાર આપણું ધ્યાન ખેંચ્યું છે. શિષ્યની બુદ્ધિ સારી હોય તો ગુરુએ આપેલું થોડું જ્ઞાન પણ એ વ્યાપક કરી શકે છે. આવા શિષ્યને તૈલબુદ્ધિ એવું પણ નામ આપેલું છે. ન્યાયમૂર્તિ રાનડે અને સ્વામી વિવેકાનંદ જેવા વિદ્વાનોને આપણે તૈલબુદ્ધિ તરીકે ઓળખીએ છીએ. આ વિશેષણ જેમ વિદ્યાર્થીની બુદ્ધિ વિષે લાગુ કરી શકાય છે તેમ કેળવણીની પદ્ધતિને પણ લાગુ કરવું જોઈએ. આજે આપણે જે કેળવણી લઈ રહ્યા છીએ—પછી તે સરકારી હો કે અસરકારી—તે હજી તૈલકેળવણી થઈ નથી. ઘરનો એક છોકરો ભણતો હોય તો તેના ચેપથી ઘરના બધા સંસ્કારો સુધરવા જોઇએ, ઘરના બધાના જ્ઞાનમાં ઉમેરો થવો જોઈએ અને દુનિયા તરફ જોવાની દૃષ્ટિમાં ફેર પડવો જોઇએ. પણ આપણે શું જોઇએ છીએ? કેળવણીને લીધે કેળવાએલા અને અણકેળવાએલા વચ્ચે અંતર વધતું જ જાય છે

અને ભણેલા અને અભણ એવી બે પૃથક પૃથક ન્યાતો બંધાય છે. આ બે ન્યાતો વચ્ચે રોટીબેટીવ્યવહાર ભલે ચાલતો હોય પણ વિચારવ્યવહાર–જીવનવ્યવહાર–ભાગ્યે જ ચાલે છે. જ્ઞાન એ શક્તિ છે; જાતજાતની આવડતો એ શક્તિ છે. એ શક્તિનો ઉપયોગ કરી, **विदुषां जीवनं मूर्खाः** એ ન્યાયે આસપાસના લોકો ઉપર કાબૂ મેળવવો, તેમને પોતાના દાસ બનાવવા એ દુર્બુદ્ધિ આપણામાં જ્યાં સુધી હોય ત્યાં સુધી જ્ઞાનનો પ્રચાર થવાનો જ નથી. **इष्टैः सह भुज्यताम् ।** જે કંઈ સારું ખાઓ અથવા ભોગવો તે પોતાના ઇષ્ટ મિત્ર, સગાં–સંબંધી સાથે ભાગ પાડીને ખાઓ એ શ્રુતિની આજ્ઞાનો આપણે અનાદર કર્યો છે. આપણે એકલપેટા થઇ ગયા છીએ. તેથી કેટલાકની શક્તિ ભલે વળી ગઈ હોય, પણ આખો સમાજ તો પતિત દશામાં છે અને મહા વિદ્વાનોને પણ પતિત સમાજના પ્રતિનિધિ તરીકેની શરમ માથે લઈને ફરવું પડે છે.

આપણે ઘણી વાર કહીએ છીએ કે હિંદુ ધર્મમાં બધી વસ્તુ છે. દુનિયાની ફિલસૂફી અંજાઈ જાય એવો પ્રખર અદ્વૈતવાદ પણ આપણી પાસે છે, અને શીતળા માતા, બળિયાકાકા, ઝાડ, પશુ, સર્પ, વીંછી બધાની પૂજા પણ આપણે ત્યાં છે. પણ એ શું સૂચવે છે? એ એટલું જ સૂચવે છે કે દરેક માણસ પોતપોતાનું જ લઈને બેસી જાય છે. પાછળ પડેલા ભાઈને આગળ લાવવો, એના વહેમો દૂર કરવા, આપણને મળ્યું છે તે બધાને માટે પીરસી રાખવું–એની ધગશ આપણી પાસે નથી. ધર્મને નામે બીજા ઉપર જબરદસ્તી કરવી, બીજાને વટલાવવાનો પ્રયત્ન કરવો એ જેટલું નિંદ્ય છે તેટલું જ બીજાના વહેમો વિષે, બીજાના અજ્ઞાન વિષે અને બીજાની કફોડી સ્થિતિ વિષે બેદરકાર રહેવું એ પણ નિંદ્ય છે.

જે દિવસથી આપણે આપણા સમાજ વિષે બેદરકાર રહ્યા, તેમના આપણા સ્પર્શ વિષે બેદરકાર રહ્યા, ઉદાસીન રહ્યા, વાડા બાંધીને રહેવા લાગ્યા, તે દિવસથી જ આપણે બધી શક્તિ ખોઈ

બેઠા. અધર્મના અને જબરાઈના આપણે ભોગ થઈ પડ્યા અને હજી પણ એ દશા અનુભવીએ છીએ. આનો ઉપાય એક જ છે. કેળવાએલા મધ્યમ વર્ગ પાસેથી પાઇ પાઈ ભેગી કરી અથવા પૈસાદાર લોકોની ખુશામત કરી લાખો રૂપિયા એકઠા કરી ઉજળિયાત વર્ગને કેળવણી આપવી એ એનો ઈલાજ નથી. મફત આપીએ તોપણ જે વર્ગ કેળવણી ન લઈ શકે, પોતાનાં છોકરાંઓને નિશાળમાં મોકલવા જેટલી પણ નવરાશ જેમને મોંઘી પડે અને જેમને પેટનો ખાડો ભરવા પાછળ આખો વખત અને આખી બુદ્ધિ ખર્ચ કરવા પડે છે એ લોકોને જ્યારે આપણે કેળવી શકીએ ત્યારે જ આપણો સમાજ પગભર થવાનો છે-સજીવન થવાનો છે. આપણા ગરીબો કેળવણી પાસે નથી આવી શકવાના, કેળવણીએ જ એમની પાસે જવું જોઇએ. આપણી આજની સંસ્થાઓ દ્વારા તેમને કેળવણી મળવી મુશ્કેલ છે.

ગામડાંઓ અને શહેરોમાં આપણી જે કેળવણીની સંસ્થાઓ છે તે લોકશિક્ષણનું આ નવું કામ ઉપાડવા તૈયાર છે? અથવા સીધું એમ જ પૂછીએ કે ગરીબ, તજાયેલા અને તમામ જાતની આશા હારી બેઠેલા લોકોને અપનાવવાની પ્રેમભક્તિ અને હિંમત આજની કેળવણીમાં છે?

આજ સુધી દેશમાં જે કાંઈ લોકકેળવણી ફેલાયેલી છે તે નર્યા પંડિતોને આભારી નથી. નર્યા પંડિતો તો પોતાનાં શાસ્ત્રો પણ લોકોને માટે દુર્બોધ કરી મૂકે છે. તેમના ગ્રંથો જુઓ. કાં તો અત્યંત ટૂંકા અથવા તો મહાકાંતાર કરતાં પણ અફાટ અને અટપટા હોય છે. અત્યાર સુધીની કેળવણી તો ધર્મોપદેશકો અને સાધુસંતોના હાથે જ સધાઈ છે. તેઓનામાં वसंतवल्लोकहितं चरन्तः । अहेतुना अन्यान् अपि तारयन्तः । ની કારુણિકતા હોય છે. તેઓ પ્રેમથી પ્રેરાયેલા હોય છે. પ્રભુભક્તિનો સંદેશો હાથમાં લઇને ફરતા હોય છે. આજના આપણા જીવનધર્મમાં એ ધગશ છે કે નહિ અને આજની આપણી

કેળવણીમાં એ જીવનધર્મ છે કે નહિ એ જ મુખ્ય સવાલ છે. આ કામ કયી રીતે કરવું એ બહુ અઘરો સવાલ નથી. એ જીવનધર્મનો ઉદય કેમ થાય, લોકશિક્ષણની ઝંખના કેમ થાય એ જ મુખ્ય સવાલ છે.

૧૯૨૫

## રણ કે સરોવર

ઘટના નિયમિત થઈ એટલે શું એની અદ્ભુતતા મટી ગઈ? છ કલાક પહેલાં ક્યાંય પાણી દેખાતું ન હતું. ઉત્તરથી દક્ષિણ સુધી સીધો સમુદ્રકિનારો ફેલાયો છે. પશ્ચિમ તરફ જ્યાં આકાશ નમ્ર થઈ ધરતીનો સ્પર્શ કરે છે ત્યાં સુધી–ક્ષિતિજ સુધી–પાણીનું નામ ન મળે, એકે મોજું ન દેખાય. આ જ ક્ષણે આ સ્થાનને નવેસર જોનારને થાય કે આ કોઈ રણનો ભાગ હશે. વરસાદ પડીને ભીનો થયો લાગે છે; અથવા એને એમ થાય કે આ કોઈ જબ્બર કળણ છે, માત્ર એમાં ઘાસ નથી એટલું જ. દૃષ્ટિ પહોંચે ત્યાં સુધી સપાટ સીધી જમીન જોઈ કેટલો આનંદ થાય છે! આટલી સપાટ ભૂમિ તૈયાર કરાવવાનું એન્જિનિયરને સોંપીએ તો એને અનહદ મહેનત કરવી પડે. પણ આ તો કુદરતની કારીગરી. ઊંચા ઊંચા પહાડોમાં ભવ્યતા હોય છે, જ્યારે આવા સમતત પ્રદેશોમાં વિશાળતા, વિસ્તીર્ણ-તા હોય છે. આ વિશાળતાનું પાન કરવામાં મગ્ન હોઈએ એટલામાં દૂર ક્ષિતિજ ઉપર વહાણ જેવું કંઈક દેખાય છે. જમીન પર વળી વહાણ કેવું? એટલામાં દક્ષિણથી ઉત્તર સુધી ફેલાયેલી એક ભૂખરી લીટી ધીમે ધીમે જાડી થવા લાગી. એના પર વચમાં વચમાં ધોળી લહેરો દેખાવા લાગી. પાણીનું કટક આવ્યું. સેનાપતિના હુકમ પ્રમાણે એક–કતાર મોજાંઓ આગળ ધસવા લાગ્યાં. આવ્યું, આવ્યું, પાણી આગળ આવ્યું. અર્ધો પટ એણે વ્યાપી નાખ્યો. સૂરજ ચડતો જાય,

તાપ વધતો જાય, અને મોજાંનો ઉન્માદ પણ વધવા માંડે. શું આ મોજાં ઈશ્વરનું કંઈ અસાધારણ કાર્ય કરવા માટે ચાલતાં આવે છે? યમદૂત જેવાં નહિ પણ દેવદૂત જેવાં તો જરૂર લાગે છે. જંગલમાં વરુનાં ટોળાં ફલંગ ભરતાં કૂદતાં આવે તેમ મોજાંઓ વધવા લાગ્યાં. જ્યાં નીરવ ભીનું રણ હતું ત્યાં ઊછળતાં ગરજતાં મોજાંઓનો સાગર ફેલાઈ ગયો. ભરતી પૂરજોસમાં આવી. મોજાંઓ આવે છે અને કાંઠા પર અથડાય છે. જરાક તાકીને મોજાં તરફ કલાક, અડધા કલાક સુધી જોયા કરો, તરત મનમાં સ્ફુરી આવે છે કે આ મોજાં જડ નથી પણ સચેતન છે. એમનો પણ સ્વભાવધર્મ છે. જ્યાં જુઓ ત્યાં પાણી જ પાણી. તરવડનાં ઝાડ પાણીમાં ડોલવા લાગ્યાં. જાણે હમણાં ડૂબી જાય છે. મરજાદવેલ ઘણે દિવસે ભાણેજ મળવા આવ્યો છે એમ જોઈ સ્નેહભીની થઈ છે; અને મોજાંઓનો મદ તો ઊતરે જ નહિ. હાથીની પેઠે દોડે, અને કિનારા પર વપ્રક્રીડા અનુભવે. કેટલું અદ્‌ભુત દૃશ્ય! જમીન પર ઢોળાપ હોય, નીચાણ હોય અને પાણી નદીરૂપે વહેતું હોય ત્યારે એનું આશ્ચર્ય નથી લાગતું. નીચાણ તરફ વહેતું એ પાણીનો સ્વભાવધર્મ છે પણ સપાટભૂમિ પર જ્યાં પાણી ન હતું, ત્યાં વરસાદ કે રેલ વગર પાણી દોડતું આવે અને પાણીનું જાડું પડ જમીન પર પથરાતું જાય એ કેટલું આશ્ચર્ય? જ્યાં હમણાં જ આપણે દોડતા, ફરતા હતા ત્યાં પગ ન ઠરી શકે એવી સ્થિતિ શી રીતે થઈ હશે? આટલા ટૂંકા વખતમાં આવડો મોટો વિપર્યાસ! જ્યાં હવામાં હાથ હલાવતા અમે ફરતા હતા ત્યાં ઊછળતાં મોજાંઓ વચ્ચે હાથનાં હલેસાં ચલાવી તરવાનો આનંદ લૂંટીએ છીએ. આ ભરતીની ક્ષણે જો કોઈ માણસ નવેસર આવીને જુએ તો એને થાય કે ખારા પાણીનું આ છલકતું સરોવર હજારો વરસથી અહીં આમ ને આમ જ ફેલાયલું હશે. પણ જરાક ઊભા રહેવાની તસ્દી લઈએ અને જોઈએ તો આવડા મોટા મહાયુદ્ધ જેવા આક્રમણનો પણ અંત છે. પોતાની લીલા જેમ ફેલાવી, તેમ પાણી ખેંચવાનો

વખત આવ્યો લાગે છે. ઈશ્વરનું કાર્ય જાણે સમાપ્ત થયું, ઈશ્વરે જાણે પોતાની પ્રાણશક્તિ પાછી ખેંચી લીધી. હવે એક એક મોજું કિનારા તરફ દોડતું આવતાં છતાં પાણી પાછાં વળ્યાં છે એવું સ્પષ્ટ દેખાય છે. ચાલીએ, પાણી ખસવા લાગ્યું. દરિયાની પેલી પાર શું મોટો ખાડો પડ્યો કે એને પૂરવા આ બધું પાણી દોડતું જાય છે? અગ્રેસર મોજાંઓ પાછાં ફરતાં જોઈ પાછળથી આવેલાં મોજાંઓ અધવચ્ચે જ વિરસ થાય છે અને દોડતાં દોડતાં જ હસી પડે છે. સાગરના પાણીની ગણતરી કોણ કરે? એ શી રીતે મપાય? આટલાં પાણી આવ્યાં કેમ અને જાય છે કેમ? શું એને કોઈ પૂછનાર નથી? અથવા પૂછનાર છે તેથી જ આટલા નિયમથી આવે છે અને જાય છે? જેમ જેમ વધારે વિચાર કરીએ છીએ તેમ તેમ આ બધા બનાવની અદ્ભુતતા મન પર વધુ ને વધુ ઠસે છે. ભરતી અને ઓટ એ શી ચીજ છે, એનો શો ઉપયોગ છે, એ નહોત તો સમુદ્રનું શું થાત, સમુદ્રજીવન પ્રાણીઓના જીવનમાં શા શા ફેરફાર થાત, ચંદ્રને સૂર્યનું આકર્ષણ અને સાગરનું પૃથ્વીના પડથી છૂટાપણું વગેરે વાદો છે તો બરાબર, પણ આની પાછળ ઉદ્દેશ શો એ જાણવા તરફ જ મન વધારે દોડે છે. પણ એ જિજ્ઞાસા હજુ તૃપ્ત થઈ નથી.

જેટલી વાર સમુદ્રમાં ભરતીઓટ જોઈએ છીએ તેટલી વાર એ સરખી જ અદ્ભુત લાગે છે અને ઈશ્વરની સૃષ્ટિમાં જ્યાં ત્યાં એ જ્ઞાનમય પ્રભુ વિરાજે છે એની પ્રતીતિ થાય છે.

**सर्वं समाप्नोषि ततोऽसि सर्वः ।** એમ કહીને હૃદય એને પ્રણામ કરે છે. સૃષ્ટિ મહાન છે તો સરજનહાર કેવો હશે? એને કોણ ઓળખે? એને પોતાને પણ ઓળખવાની દરકાર હશે ખરી?

૧૯૨૭

## મધ્યાહ્નનું કાવ્ય

વેદમાં બપોરનું વર્ણન છે એવું તો કોઈ ઠેકાણે નહિ આવ્યું હોય. બપોર એક મોટું શિકારી કૂતરું છે અને તે આકાશમાં દોડે છે. એણે જીભ બહાર કાઢી છે. એમાંથી જ્વાળા નીકળે છે. એ કૂતરું કોનું કહેવાય ? સૂર્યનું કે એના દીકરાનું ? યમાજી ભાસ્કર હમેશાં કૂતરાં લઈને ફરે છે, પણ એને ચાર ચાર ડોળા હોય છે ! ભાસ્કરરાવ પાસેથી જ એને કૂતરાં મળેલાં હોવાં જોઈએ. પોતે બાર આંખવાળા એટલે ચારઆંખિયાં કૂતરાં એમની પાસે જ હોય.

બપોરને કૂતરાંની ઉપમા આપનાર નવો કવિ હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય છે. એના Feast of youth ( યૌવનની મિજબાની) નામના કાવ્યસંગ્રહમાં એવો જ ચિતાર છે. કવિ ત્રિભુવન ગૌરી-શંકર વ્યાસે પણ બપોરનું વર્ણન આપવાનો પ્રયત્ન કર્યો છે. જોકે આજની બપોર અનુભવ્યા પછી ઋતુસંહારમાં આવેલું ગ્રીષ્મનું વર્ણન ન ધ્યાનમાં આવે. બપોરના ત્રાસથી ત્રાસેલો ઉંદર નાગની ફેણાની છાયા શોધતાં પણ અચકાતો નથી. બીજી ક્ષણે દુર્વાસાનો ભાઈ વિશ્વામિત્ર યાદ આવે છે. એણે હરિશ્ચન્દ્રનું સત્ કસવા ખાતર ચંડ ભાનુને પ્રચંડ તપાવ્યો હતો. છતાં હરિશ્ચન્દ્રનું સત્ તો ઓગળી ન ગયું પણ કોમળ રોહિદાસ પણ એથી ન ચળ્યો.

એવા જ પ્રખર તડકામાં મારે નાનપણમાં એક વાર ઉઘાડે પગે દવા લાવવા જવું પડ્યું હતું. મ્યુનિસિપાલિટીના ફાનસના થાંભલાઓ અને ઘરની દીવાલો કંજૂસની પેઠે પોતાની છાયા પોતાના પગ તળે દબાવીને જ ઊભાં હતાં, એટલે મારા પગને આશ્રય ક્યાંથી મળે ? રસ્તા પરથી ગયેલાં પરોપકારી પશુઓએ છાણના પોદળા નાખ્યા હતા. એ આવે એટલે ક્ષણને માટે એના ઉપર જઈને ઊભો રહેતો. એની ઠંડક કેટલી મીઠી લાગતી ! પગે બાઝીને એનાં જો સુકાયેલાં છાણાં થાત તો જરૂર એ પાદત્રાણની ( ચંપલની )

ગરજ સારત. એવે વખતે છાણુ એ વસ્તુ ગંદી જેવી લાગતી નથી. સૂગ કે સૌન્દર્ય વસ્તુગત નથી પણ ભાવનાગત છે.

તે દિવસે તડકા ઉપર હું છેલ્લો ચિડાયો. ત્યાર પછી હું હંમેશાં તડકા ઉપર પ્રેમ જ કરતો આવ્યો છું. એ પરિવર્તન શાથી થયું એ જાણવું મુશ્કેલ છે. વખતે ત્રાટિકા નાટકમાં પ્રતાપરાવ પોતાની નવોઢા વધૂને તડકામાં ચાંદરણું કહીને લઈ જાય છે એની સાથેના સમભાવને લઈને થયું હોય તો કોણ જાણે! પણ એમ ન હોય. સાચે જ તડકાનો રંગ મને ખૂબ ગમે છે. કેટલીક વસ્તુઓ પ્રત્યે આપણે તટસ્થ નથી થઈ શકતા તેથી તેનું સૌન્દર્ય ગુમાવીએ છીએ. બિહારમાં તળાવ ઉપર લાલ રંગની લીલ બાઝે છે તેથી કેટલી અનેરી ગાલીચાની શોભા ફૂટે છે! પણ અંદર જવા જતાં તો પગ જ લપસે છે; અને વળી એ પાણી પીવા લાયક હોતું નથી. એનું સ્મરણ કરીને માણસ દીવેલિયું મોઢું કરે છે. માણસ ઉપયોગમાંથી ઊગરી ન જાય ત્યાં સુધી સૌંદર્યની શોભા સમજી ન શકે.

મારી દલીલ એ છે કે જે તડકામાં કુમળાં ફૂલો પણ ખીલે છે તે તડકાનો વાંક તમે શી રીતે કાઢી શકો? જે તડકો કેળનાં પેટમાંનું પાણી પણ લૂંટતો નથી તેને તમે ત્રાસદાયક કહો શાથી?

તડકો પૂર જોશમાં પડતો હોય તે વખતે આકાશની શોભા ખાસ જોવા લાયક હોય છે. ભેંસો દૂધ દેતી વખતે જેમ આંખ મીંચીને નિસ્તબ્ધ ઊભી રહે છે તેમ આકાશ તડકાની શેરો છોડતું ઊભું જ રહે છે. ન મળે વાદળાં, ન મળે ચાંદલો, ચાંદો હોય તોયે વાસી રોટલાના કકડા જેવો ક્યાંક પડ્યો હોય. બધે એક જ રસ ફેલાયેલો હોય છે. એને વીરરસ કહીએ કે રૌદ્ર? હું તો એને શાંત રસ જ કહું! શાંત રસ શીતલ જ શા માટે હોય? તપ્ત કેમ ન હોય?

ઉનાળાના દિવસો પરિણામે રમણીય હોય છે એવું પ્રમાણપત્ર આપવાની કશી જરૂર નથી. બપોરે પણ એ કાંઈ ઓછા રમણીય

નથી હોતા. માત્ર એ રમણીયતા પારખવાની આંખો જોઈએ છે. બસ એટલું જ. ખરે બપોરે જાણે રસ્તાઓ પહોળા થાય છે; ગામ ગામ વચ્ચેનું અંતર વધે છે; શહેરમાં હજીયે વધારે વસ્તી માઈ શકે એવો ભાસ થાય છે; અને જાણે ઈશ્વરની એ લીલા આગળ ચરાચર સૃષ્ટિ તો શું પણ માનવપ્રાણી પણ સ્તબ્ધ થઈ જાય છે.

તડકાની લહેજત પારખે છે એકલો પવન. એ સુખેથી ફાવે તેમ દોડે છે. નદીઓ પર પણ દોડે છે અને ટેકરીઓ ઉપરથીયે દોડે છે. સમુદ્ર હોય કે રણ હોય, એને દોડતાં જરાયે મુશ્કેલી પડતી નથી. એને કંઈ છાણાંનાં પગરખાં શોધવાં નથી પડતાં. એ જઈ જઈને વૃક્ષોને પૂછે છે, 'કેમ મજામાં છો ને?' ઊંઘણશી ઝાડો માથું ધુણાવીને જવાબ વાળે છેઃ 'કેમ નહિ? કેમ નહિ?' આકાશની સમડીઓ પણ તડકાના રસમાં મજા માણે છે. જરાયે ઉતાવળ કર્યા વગર ગોળ ગોળ ફરતી એ ઉપર ચડે છે અને નીચે ઉતરે છે. જાણે પ્રશાંત સાગરનાં યાત્રી વહાણો.

આવા તડકામાં જો મુસાફરીનો પ્રસંગ આવે તો શરૂઆતમાં ઘડી અધઘડી તકલીફ થાય તે ખરી, પણ એક વાર પરસેવો છૂટ્યો એટલે પછી એવો તો આનંદ આવે છે કે જાણે તળાવમાં નાહતા હોઈએ. હા, પગ તળે રેતી હોય તો પગનાં બિસ્કીટ થાય ખરાં, પણ એ વાંક કાંઈ તડકાનો નથી. **अन्यस्मात् लब्धपदो नीचो प्रायेण दुस्सहो भवति। रविरपि न दहति तादृक् यादृक् दहति वालुकानिकरः॥** માણસ ધારે તો એનો ઉપાય કરી શકે છે. રજપૂતાનાના લોકો જોડા પહેરે છે એમાં ઉપરની નાની જીભને ઠેકાણે મોરની કળા જેવું મોટું ચામડું જ બેસાડી દે છે. રેતીમાં ચાલતી વખતે રેતી તો ખૂબ ઊડવાની, પણ આ કળાને લીધે પગ બચી જાય છે. રજપૂતો એને શું કહે છે કોણ જાણે. અરસિક અંગ્રેજો તો એને Sand guard (રેતીરક્ષક) કહેવાના. હું તો એને ખાસડકળા કહું.

સવાર સાંજ કરતાં બપોરે આકાશનો રંગ કંઈક આછો હોય

છે એથી જ તડકો આટલો શોભે છે. ખગ્રાસ ગ્રહણ વખતે તડકો કાળાશ પડતો થાય છે, અને આકાશ પણ એવું ગમગીન દેખાય છે કે એને આશ્વાસન આપવા માટે તારાઓને પણ દોડી આવવું પડે છે. એના કરતાં તો ચોમેર ફેલાયેલું ફિક્કું આકાશ હજારગણું સારું. અને એમાં જો પાતળાં વાદળાં આવી જાય તો સંગેમરમરની શોભા જ જોઈ લો.

પણ તડકાનો આનંદ પ્રત્યક્ષ મળતો હોય તે વખતે શબ્દો લખવાનું પણ સૂઝવું ન જોઈએ. લાંબું લખીએ તો લેખિની પણ સુકાઈ જવી જોઈએ. પછી કવિ વિલિયમ કૂપર વિલાપ કરે તો પણ કશું લખાય નહિ.

શાંતિનિકેતનમાં ઉનાળાના દિવસો હતા. ખરે બપોરે કવિશ્રીને મળવા ગયો હતો. મેં એમને કહ્યું, ‘કઅવસરે આવીને આપને તકલીફ આપું છું.’ એમણે કહ્યું, ‘તમે પણ તકલીફ ઉઠાવી છેસ્તો.’ મેં કહ્યું, ‘ના, મને તો તડકો ગમે છે; હું તો એનો આનંદ લૂંટું છું.’ આ સાંભળતાં વેંત કવિશ્રી એકાએક પ્રસન્ન થયા અને કહે, ‘હેં, તમને પણ તડકામાં આનંદ આવે છે? હું તો ખૂબ તડકો હોય છે ત્યારે બારી આગળ આરામખુરસી નાંખીને લૂમાં નાહું છું. મને એમાં ખૂબ જ આનંદ આવે છે. પણ હું તો માનતો હતો કે એવો શોખીન હું એકલો જ છું.’ મેં બીતાં બીતાં વિનોદ કર્યો: ‘રવિને પોતાનો તડકો ન ગમે તો તે ક્યાં જાય?’

૧૯૩૦

## રાત્રિની સમૃદ્ધિ

કુદરતનાં રમણીય અને ભવ્ય દશ્યો જોવા માટે આપણે દૂર દૂરની મુસાફરી કરીએ છીએ. કોઈ કોઈ વાર એ રસ આપણી પાસે જીવનાં જોખમો પણ ખેડાવે છે. પણ જ્યાં છીએ ત્યાં જ

આપણી પૃથ્વી કરતાં અનંતગણી તેજસ્વી સૃષ્ટિ આપણે માથે ચળકતી છતાં એના સૌન્દર્ય તરફ નિહાળવાની ઘણાખરાને બુદ્ધિ પણ થતી નથી એ કેટલું આશ્ચર્ય ! કોહીનૂર જેવા હીરા પોતાની પાસે રાખવા માટે રાજાઓ કેટલા લડ્યા છે, લક્ષ્મીપુત્રોએ કેટલાં કાવતરાં કર્યાં છે ! પણ પૃથ્વીના કોઈ પણ રત્ન કરતાં જેમની કાન્તિ હજારગણી વધારે છે એવા આકાશના તારા પોતાના કરવા આપણે જરાસરખી તસ્દી નથી લેતા એ કેટલું આશ્ચર્ય ! જહાજમાં બેઠાં આપણા પગ તળેના સાગરનું ગાંભીર્ય ધ્યાનમાં આણી આપણે ગંભીર થઈ જઈએ છીએ, અને આપણને ગૂઢાતિગૂઢ વિચાર આવે છે. કોઈ પણ મહાસાગરની ઊંડાઈ જેની આગળ ગોષ્પદ સમાન પણ ન ગણાય એવા અનંત ગંભીર આકાશને માથા પર વિસ્તરેલું જોવા છતાં માણસ છીછરો ને છીછરો જ રહી જાય છે એ કેટલું આશ્ચર્ય !

પ્રાચીન કાળમાં તારાઓનું આપણને જ્ઞાન હતું એના કરતાં હજારગણું જ્ઞાન છેલ્લાં સો વરસમાં આપણે મેળવ્યું છે. પણ પ્રાચીન કવિઓએ તારાઓ વિષે જેટલું કાવ્ય લખ્યું છે તેનો હજારમો ભાગ પણ આજના કવિઓને સ્ફુર્યો નથી એ કેટલું આશ્ચર્ય છે !

અથવા આશ્ચર્ય શાનું ? માણસની કલ્પનાનાં સર્વોચ્ચ ઉડ્ડયનો જ્યાં થાકી જાય છે ત્યાં તારાસૃષ્ટિની પ્રથમ ઝાંખી શરૂ થાય છે. માણસની કલ્પનાશક્તિ કરતાં તારાઓનું વાસ્તવિક રહસ્ય દરેક રીતે ઊંડું છે. વિશ્વરૂપદર્શનથી અર્જુન જેટલો અસ્વસ્થ થયો એના કરતાં અધિક અસ્વસ્થ થવાનું કારણ ચૂપચાપ સળગતા રાતના તારા આપણને આપી રહ્યા છે. જ્યાં સુધી આપણે તારાઓના વિસ્તારની શોધ કરી ન હતી ત્યાં સુધી આપણને 'અનંત' શબ્દનો ખ્યાલ જ ન હતો. આકાશનું ઊંડાણ, તેમજ મનુષ્યહૃદયનું ઊંડાણ કાળના ઊંડાણ જેટલું જ અનંત છે એનો દરરોજ નવો નવો સાક્ષાત્કાર થતો જાય છે. અને આજના જ્ઞાન કરતાં આવતી કાલનું જ્ઞાન એકાએક હજારગણું વધતાં છતાં આપણે હજી જ્ઞાનસાગરના કિનારા

પર જ છીએ એમ કહેવું પડે છે. અને અંતે પ્રતીત થાય છે કે અનંતની યથાર્થ કલ્પના કરવા માટે પણ જ્ઞાનની આ શોધ અનંત કાળ સુધી ચલાવવી જોઈશે.

પ્રકાશની ગતિ એક સેકન્ડે એક લાખ, છયાશી હજાર, ચારસો વીસ માઈલની છે. મુંબઈથી ન્યુયોર્કનું અંતર જેમ આપણે ઈંચ, આંગળ કે દોરાથી માપતા નથી, માઈલથી માપીએ છીએ, તેમ પ્રકાશની ગતિનો વિચાર કરતી વખતે નાનામાં નાનો એકાંક (યુનિટ) માઈલનો ન ગણાતાં ઉપર બતાવેલી ગતિએ પ્રકાશ એક વરસ સુધી એટલે કે ત્રણ કરોડ, અગિયાર લાખ, ચાર હજાર સેકંડ સુધી દોડીને જેટલું અંતર કાપે તેટલા માઈલનો ગણાય છે. આ ૫,૭૯,૮૪૦ કરોડ માઇલનું અંતર એ તારાઓનું અંતર માપવાનો એક હાથ છે. આ અંતરને તારાજ્યોતિષમાં 'તેજોવત્સર' કહે છે. આકાશના મુખ્ય મુખ્ય તારા આપણે ત્યાંથી કેટલા દૂર છે એ ખગોળશાસ્ત્રીઓ માપી શક્યા છે. દક્ષિણ તરફના જયવિજય તારા આપણે માટે નજીકમાં નજીકના ગણાય. એ કેવળ ૪$\frac{1}{3}$ તેજોવત્સર દૂર છે. જ્યારે આજકાલ સવારે પૂર્વ તરફ પૂર જોશમાં ઊગનાર સ્વાતિનું અંતર ૧૩૬ તેજોવત્સર છે.

એનો અર્થ એ થયો કે સવારે ઊઠતાંવેંત સ્વાતિનો જે તાજગી ભર્યો પ્રકાશ આપણને મળે છે તેને સ્વાતિથી નીકળ્યે ૧૩૬ વરસ થયાં છે. સ્વાતિનો ફોટો લઈ જો એમાંથી ત્યાંની કંઇ મહિતી મળી શકતી હોય તો તે નાના ફડનવીસના વખતની અથવા ફ્રાન્સના વિપ્લવના વખતની માહિતી ગણાય.

રાત્રે ઉત્તર તરફ આપણે ધ્રુવને જોઈએ છીએ એ પ્રકાશ ૬૫ વરસનો વાસી છે. એટલે કે આજે રાત્રે જે પ્રકાશને ધ્રુવ તરીકે આપણે ઓળખીએ છીએ તે ગાંધીજીના જન્મના અરસામાં ત્યાંથી નીકળ્યો હતો, અને દર સેકંડે ૧,૮૬,૪૨૦ માઇલના પ્રચંડ વેગે દોડતો અહીં આવી પહોંચ્યો છે. તારાઓનો પ્રકાશ ઝબૂક ઝબૂક હાંફે છે તે અમસ્તો નહિ !

તારાઓના પ્રકાસમાં જો તારાઓ પરનું આખું દશ્ય આપણે જોઈ શકતા હોઈએ તો આપણને સેંકડો, હજારો અને લાખો વરસનો જૂનો ઈતિહાસ પ્રત્યક્ષ આપણી નજર આગળ ભજવાતો જોવા મળે. પૃથ્વીનું તેજ પણ બીજા ગૃહ કે તારા પર ચંદ્રની પેઠે દેખાતું હોય અને ત્યાંના લોકો એ પ્રકાશમાં અહીંનો આખો ઈતિહાસ જોઈ શકતા હોય તો આપણો જૂનો ઈતિહાસ પણ આજે પ્રત્યક્ષ ભજવાતો એમને દષ્ટિગોચર થવો જોઈએ.

આવા અદ્‌ભુત પ્રકાશની અખૂટ લીલા રોજ ને રોજ આપણને જોવા મળે છે, તો તેને વિષે આપણે સહેજસાજ જાણી લઈએ તો નિર્દોષ આનંદ મેળવવા ઉપરાંત, આપણે ઈશ્વરને જાણી શક્યા નથી એ ભાન પણ તાજું કરી શકીએ અને આપણા જીવનવ્યવહારમાં નમ્રતા અને ઉદારતા આણી શકીએ. શિયાળાના દિવસોમાં રાત્રે આઠ વાગ્યે અને સવારે ચારપાંચ વાગ્યે જ્યારે વ્યવહારના કામમાંથી આપણે મુક્ત હોઇએ છીએ ત્યારે જો આકાશ તરફ જોઈશું તો આપણને જાતજાતના, પૃથ્વી પર જેની કલ્પના ન થાય એવા આનંદો મળશે.

૧૯૩૨

## રાષ્ટ્રોદ્ધારક નવલકથા

‘ ઘરે–બાહિરે ’ એ નવલકથા ઉપર હું પ્રથમથી આફરીન છું. જ્યારે મેં એ પ્રથમ વાંચી, ત્યારે મારો દેશભક્તિનો આદર્શ બંગભંગ પછી દેશમાં જે રાષ્ટ્રીયતા જાગી તેને અનુસરીને જ ઘડાયેલો હતો. આ નવલકથા એ રાષ્ટ્રીયતાના દોષો બતાવવા માટે લખાયેલી છે. બંગભંગ પછીની હિલચાલમાં રવીન્દ્રનાથે પ્રથમ આગળ પડતો ભાગ લીધો. પાછળથી એમાંથી છટક્યા અને એ હિલચાલની નિંદા કરવા લાગ્યા. એ નિંદાનું જ આ એક ફળ છે એમ લોકો કહેતા હતા.

બંગભંગ પછીની હિલચાલ મને પ્રિય હતી. એ હિલચાલમાં કંઈ ખાસ શરમાવા જેવું છે, એમ તે વખતે મને લાગતું નહોતું, અને છતાં આ નવલકથા તે વખતે પણ મને અત્યંત ગમેલી. એક જણે તો એટલે સુધી કહ્યું કે આમાં જે સંદીપની ભૂમિકા છે, તે બાબુ બિપિનચંદ્ર પાલને ઉતારી પાડવા માટે લખેલી છે. લાલબાલપાલની તે વખતની ત્રિમૂર્તિ એટલે અમારી યુવકોની પૂજામૂર્તિ. બિપિનચંદ્ર પાલમાં દોષો હોઈ જ ન શકે એમ તે વખતે અમને લાગતું. ટાગોરની આ કલાકૃતિમાં પાલ ઉપર કંઈ પ્રહાર છે, એમ તે વખતે પણ હું તો જોઇ ન શક્યો.

ત્યાર પછી 'વાર્તાનો હેતુ અને વિષય' એ નિબંધ 'મૉડર્ન રિવ્યુ'માં મેં વાંચ્યો. આપણા મનના ધાર્મિક કે સામાજિક આદર્શોની કસોટી ઉપર બધી કલાકૃતિઓને કસવી એ તે વખતનો રિવાજ હતો. કેમકે લોકોને આદર્શમૂર્તિઓ જ તૈયાર કરવાનું સૂઝતું. અને પૂર્ણતા તો એકરૂપ જ હોઈ શકે એવી પણ માન્યતા ખરી. બુદ્ધ ભગવાન, મહાવીર, તીર્થંકરો અને એવી ધ્યાની મૂર્તિઓ જ્યાં જુઓ ત્યાં બધે એક જ જાતની હોય છે. આદર્શ મૂર્તિ કેવી હોવી જોઈએ એના નિયમો, માપો, પ્રમાણો આપણા પૂર્વજોએ ઘડી કાઢેલાં એટલે એ માપ હાથમાં લઈને લોકો મૂર્તિઓ તપાસે. અંતે જ્યારે બધી જ મૂર્તિઓ એકસરખી થવા લાગી ત્યારે એ મૂર્તિ કોની છે, કઈ વ્યક્તિની છે, તે બતાવવા ખાતર એ મૂર્તિના પગ તળે એનું વાહન કે લાંછન કોતરવાનો રિવાજ શરૂ થયો.

માર્ક ટ્વેને ક્યાંક મશ્કરી કરી છે—એક છાપાવાળા પાસે ઘરના ચિત્રનું એક જ બીબું હતું. એ બીબું શેકસપિયરના જન્મ વખતના ઘરનું પણ કામ આપતું અને નેપોલિયનના રાજમહેલનું પણ કામ આપતું. ઘરનો સંબંધ આવે કે એ બીબું આવવાનું જ. એવું આપણે કરી મૂકીએ તો તે આદર્શની પણ સેવા થાય છે કે કેમ એ વિચારવાનું છે. પૂર્ણતામાં પણ વિવિધતાને અવકાશ હોય છે, એ કોક વખતે આપણે સમજવું રહ્યું.

કાલિદાસનો દુષ્યંત આદર્શ શકુંતલાનું ચિત્ર દોરતાં કહે છે, કે ચિત્રમાં જે કાંઈ સારું ન જણાય તે સુધારતો જાઉં છું, છતાં શકુંતલાનું લાવણ્ય ચિત્રમાં બરાબર વ્યક્ત થતું જ નથી.

> यद्यत्साधु न चित्रे स्यात् क्रियते तत्तदन्यथा ।
> तथापि तस्याः लावण्यं रेखया किंचिदन्वितम् ॥

શું કાલિદાસનો દુષ્યંત પણ બુદ્ધમહાવીરની મૂર્તિઓ પેઠે જ એક મૂર્તિ ચીતરવા માગતો હતો ?

રવિબાબુ કહે છે કે કલાકૃતિને રસની દૃષ્ટિએ તપાસો, નહિ કે તમારા સનાતની સમાજના ઘૂંટી કાઢેલા આદર્શ પ્રમાણે.

આપણે બંને દૃષ્ટિ પ્રત્યે સમભાવ રાખીને કોઈ સાહિત્યગ્રંથને સામાજિક દૃષ્ટિએ પણ તપાસી શકીએ છીએ. સમાજમાં સારાનરસા અનેક જાતના લોકો હોય છે. દરેક જણ સમાજમાં રહી સમાજની સેવા લે છે અને પોતાના પુરુષાર્થ વડે સમાજની સેવા કે અસેવા કરે છે. રાષ્ટ્રપુરુષોનું જીવન કલાપૂર્ણ હતું કે નહિ, એની વિવેચના કોઈ કરતું નથી, પણ એણે સરવાળે સમાજની કઈ અને કેટલી સેવા કરી, એને હાથે કેટલી અસેવા થઈ, એની પ્રણાલી સમાજમાં ક્યાં સુધી અને કેટલે સુધી ફેલાશે, એમાંથી કેટકેટલા ફણગા ફૂટ્યા કે ફૂટવા જેવા છે, એ બધી બાજુનો વિચાર કરી એના જીવનનું મૂલ્ય આપણે આંકીએ છીએ.

ખરું જોતાં, ઉચ્ચ કલાકૃતિઓ—પછી તે સંગીતના રાગો હોય, શિલ્પની મૂર્તિઓ હોય, સ્થાપત્યના પ્રાસાદો હોય, સામાજિક તહેવારો અને ઉત્સવો હોય, નાનાં કે મોટાં કાવ્યો હોય કે સાહિત્યની અનેકવિધ કૃતિઓ હોય, એ બધી જીવતી વસ્તુઓ છે. ઐતિહાસિક પુરુષોનો જેમ આપણે વિચાર કરીએ છીએ, અને સમાજમાંનું એમનું સ્થાન નક્કી કરીએ છીએ, અને એમના પ્રત્યે કૌતુક, આદર, ભક્તિ, તિરસ્કાર, ઉપેક્ષા કે જુગુપ્સા કેળવીએ છીએ, તેમ જ

કલાકૃતિઓ પ્રત્યે પણ એમના જીવંતપણાને કારણે થયા વગર રહેવાનું નથી.

જો મારે શ્રાદ્ધ કે બ્રહ્મયજ્ઞ કરવો હોય, તો હું કેવળ સેનાપતિઓ, તત્ત્વવિવેચકો, ઋષિઓ, કવિઓ અને સંતોનું જ તર્પણ કરવા નહિ બેસું, પણ પોતાના વ્યક્તિત્વથી મારું અને મારા સમાજનું વ્યક્તિત્વ ઘડનાર સહિત્યકૃતિઓનું પણ હું અવશ્ય તર્પણ કરું. મારા પૂર્વજોએ પહાડો, નદીઓ, વૃક્ષો, પશુપક્ષીઓ અને આકાશના જ્યોતિઓ અને વાદળાંઓનું પણ તર્પણ કરેલું છે. સાહિત્યકૃતિઓને પણ જો હું પૂજ્ય પિતરોને સ્થાને કલ્પું તો એમાં હું કશું અજુગતું નથી કરતો.

*

મને પ્રથમથી જ લાગ્યું છે કે કવીન્દ્રે ‘ ઘરે–બાહિરે ’ લખીને હિંદુસ્તાનની, આપણા સમાજની અને આપણી રાષ્ટ્રીયતાની અસાધારણ અને ઉચ્ચ કોટિની સેવા કરી છે. બંગભંગના દિવસો અને તે વખતના આદર્શોનો આજે વિચાર કરતાં એમ જ કહેવું પડે છે, કે રવીન્દ્રનાથે આ એક મોટું વીરકર્મ કર્યું છે. ઉત્તેજિત થયેલા રાષ્ટ્રના પુરુષાર્થના ધોધમાં ચારિત્ર્યની મહાન શિલા થઈને ઊભા રહેવું એ કાંઈ સહેલી વાત નથી. બંગભંગ પછી અકળાયેલા તરુણ બંગાળે જે રસ્તો લીધો અને જે ઉત્પથ પરથી પાછો આણવા માટે મહાત્મા ગાંધીએ પોતાના પ્રાણ પાથર્યા તે આપણો આપણા સમયનો ઇતિહાસ આજે તપાસતાં નિઃશંકપણે આપણે કહી શકીએ કે ‘ ઘરે–બાહિરે ’ એ બહાર દેશથી ઘેર આવીને દુનિયાની સેવા કરનાર મહાત્મા ગાંધીને અનુકૂળ વાતાવરણ તૈયાર કરી આપનાર મોટી સેવારૂપ છે.

દેશ આગળ ધર્મ, ઈશ્વર, સત્ય, નીતિ, સદાચાર, ચારિત્ર્ય બધું ડૂલ છે, એમ કહેનાર લોકો એ નથી સમજતા કે દેશની ભક્તિ અને સેવા સાથે તેઓ દેશનું કેટલું ભારે અપમાન કરે છે. કોઈ દીકરી વૃદ્ધ માતાને જીવાડવા ખાતર અનાચારથી કમાણી કરે, તો

એ માતાને એવી રીતે જીવવું પસંદ પડે ખરું ? માતા ક્રોધ અને ઉદ્વેગમાં જ બગાસું ખાઈને મરી જશે. દેશ એટલે દેશાંતરને ચૂસી ખાનાર વેપાર—એમ આજનાં વેપારી રાષ્ટ્રો ભલે માને. પણ ખરું તો એ છે, કે દેશ એટલે દેશનું ચારિત્ર્ય, દેશનો જ્ઞાનરાશિ, દેશનો કલ્યાણકારી પુરુષાર્થ. દેશ એટલે પોતાના સમાજ મારફતે થતી માનવકોટિની અને આખા સૃષ્ટિજાતની સેવા. જેઓ દેશને પારકા લોકોના હાથમાં વેચી નાખે છે, અને જેઓ દેશને નામે સત્યનો કે ચારિત્ર્યનો દ્રોહ કરે છે, તે બંને દેશના દ્રોહી જ છે એ વસ્તુ પોતાની ઉજ્જવળ દેશસેવાથી જે જે દેશભક્તોએ સ્પષ્ટ કરી છે, તે બધાના માર્ગમાંના કેટલાક કાંટાઓ કાઢી નાખવાનું કામ રવીન્દ્રનાથે આ નાનકડી તારાની પેઠે ચમકતી નવલકથાદ્વારા કર્યું છે.

*

સંદીપ સાથે સરખાવી શકાય એવી કોઈ વિશિષ્ટ વ્યક્તિ તે વખતના જાહેર જીવનમાં હતી એમ આપણે જાણતા નથી. તે વખતનો કોઈ પણ આગેવાન સંદીપની ઢબે બોલતો કે વિચાર કરતો હતો એમ પણ બતાવી ન શકાય, અને છતાં રાષ્ટ્રીયતા જ્યારે ટ્રિટ્સ્કેના સ્ટેટ(રાજ)ની પેઠે પોતાને જ સર્વોચ્ચ ધ્યેય બનાવી મૂકે, **राष्ट्रात्परतरं नहि** એમ કહેવા લાગે, ત્યારે અમુક અમુક વ્યક્તિઓને જરૂર એમ થઈ જવાનું કે પોતાની ઇચ્છાઓ અને વાસનાઓ એ પણ રાષ્ટ્રકલ્યાણનું જ એક અંગ છે. The state is above God and religion એવી માન્યતા અને I am the state એ લાગણી એક બીજા સાથે ભળ્યા વિના રહે નહિ. દુનિયાભરના અસંખ્ય આગેવાનો આ બંને વૃત્તિના ભોગ થયેલા આપણે જોઈ શકીએ છીએ. સંદીપ એ કેવળ બંગાળની તે વખતની ઉન્મત્ત રાષ્ટ્રીયતાના પ્રતિનિધિ નથી, પણ દુનિયાભરમાં દેખાતા અસંખ્ય સંદીપોનો એ પ્રતિનિધિ છે.

માણસમાં જ્યારે આત્મવંચના ઘૂસી જાય છે—અને એવા

પ્રસંગો ડગલે ને પગલે આવે જ છે—ત્યારે પોતાની ક્ષુદ્ર વાસનાઓ લાગણીઓ, ઈર્ષ્યાઓ અને ચીડોને પણ એ મોટું ગૌરવભર્યું રૂપ આપી દે છે. સંદીપ અને વિમલા બંને પ્રથમથી એ જ્વરથી પીડાયેલાં છે. અમૂલ્યમાં એ રોગ પેઠો નથી અને છતાં એ રોગની બધી ભાવનાઓ એને પણ ઘેરી રહી છે. બિચારો નિખિલ નીરોગી છે, એ જ એનો ગુનો. નિખિલની માતા અને એનું આખું કુટુંબ એ તો પલટાતા જમાનાનું વાતાવરણ છે. એ ધરતી વગર નિખિલ, વિમલા અને સંદીપનાં ચિત્રો ઉઠાવદાર ન દેખાય. એ વાતાવરણ વિમલાનું ચિત્ર બહાર આણવા માટે જેટલું જરૂરનું છે એથી યે નિખિલને બધી બાજુએથી વ્યક્ત કરવા માટે અધિક જરૂરનું છે.

કવિએ નિખિલને પણ આદર્શ પુરુષ તરીકે નથી ચીતર્યો એ એમની ઉચ્ચ કલા સૂચવે છે. આપણાં આદર્શ ચિત્રો માનવી મટી જાય છે, અનુકરણમૂર્તિ મટીને પૂજામૂર્તિ બની જાય છે. એ સંકટમાંથી નિખિલને બચાવી રવિબાબુએ મોટી સામાજિક સેવા કરી છે. નિખિલનું સ્વભાવચિત્રણ નજર આગળ ખીલતાં મને તો કેટલીયે વાર 'અંકલ ટોમ્સ કૅબિન'માં આવેલા સેન્ટ ક્લૅરનું સ્મરણ થાય છે. સેન્ટ ક્લૅરને ન્યાય આપવો છે, ભલું કરવું છે, પણ એ મોટા ઘરની સમૃદ્ધિમાં ઉછરેલો. એને કશી ઉતાવળ નથી. હશે, કરીશું એમ કરતાં કેટલું યે કામ એ બગડવા દે છે. સુધારકમાં જે વેગ અને ધગશ જોઈએ છે, તે એનામાં મોટે ભાગે સૂતેલાં જ હોય છે. અને એ તેજ વૃત્તિઓ હંમેશાં વાપરવાની ટેવ નહિ એટલે જ્યારે કટોકટીની ઘડી આવી જાય છે, ત્યારે એ જે વીરકર્મ કરવા ઉદ્યત થાય છે, તેમાંથી જોઈતું ફળ નીપજતું નથી, પણ એ પોતાનું જ બલિદાન આપી છૂટે છે. નિખિલનું પણ એવું જ કંઈક થઈ જાય છે.

કેટલીક ઉચ્ચ સાહિત્યકૃતિઓમાં નાયક નાયિકા, ઉપનાયક ઉપનાયિકા વગેરે પાત્રો ઉપરાંત એક પાત્ર મંગલમૂર્તિ તરીકે હોય છે. મહાભારતમાં અર્જુન, ભીમ, ધર્મ, દુર્યોધન, દુઃશાસન, દ્રૌપદી આદિ

પાત્રોને નાયક નાયિકાનું સ્થાન આપી શકાય. શ્રીકૃષ્ણ, વ્યાસ, ભીષ્મ, વિદુર, કુંતી એ બધી મંગળમૂર્તિઓ છે. કૃષ્ણ અને ભીષ્મ પુરુષાર્થ-વીર છે, એટલે એટલે દરજ્જે એઓ તટસ્થ મંગલમૂર્તિ ખરાં જ. વિક્ટર હ્યુગોના 'લા મિઝરેબલ'માંનો બિશપ ઑવ ડી મંગલમૂર્તિ છે. વાર્તાની શરૂઆતમાં જ એ જરાક આવે છે. કથાનાયક અનેક ઉત્કટ રસોની મૂર્તિ છે, નવલકથા પણ કંઇ નાનીસૂની નથી, છતાં એ બિશપની છાયા આખા કથાનક ઉપર પડેલી દેખાય છે. મંગલમૂર્તિઓના એવા અનેક દાખલાઓ આપી શકાય. 'ઘરે–બાહિરે'માં નિખિલનો ગૃહ-શિક્ષક ચંદ્રનાથ બાબુ એ એવી મંગળમૂર્તિ છે. એને કેવળ છાયા કે વાતાવરણરૂપ જ રહેવાનું પસંદ પડે છે. પણ નિખિલના ચારિત્ર્ય-સંગીતનો એ તંબૂરો છે. એના પોતાના જીવનમાં ક્યાંય આરોહ અવરોહ દેખાતા નથી. પોતાની સ્થિતિથી એને પૂરતો સંતોષ છે. નિખિલના કૌટુંબિક જીવનમાં જે અનેક પલટાઓ થાય છે, તે બધા 'અવિચળ મંગળ નત નયને અનિમેષે' એ જોયા કરે છે. કોકવાર શંકા જાય છે, કે પુરુષાર્થ કરતાં પરીક્ષણ નિરીક્ષણની જ એના સ્વભાવની પ્રધાનતાની અસર નિખિલ ઉપર પડી હશે, અને તેથી જ નિખિલના સ્વભાવમાં રહેલી દીર્ઘસૂત્રીતા દૂર નહિ થઈ હોય.

*

એક જણે કહ્યું છે કે સત્ય કરતાં અર્ધસત્યમાં જુસ્સો વધારે હોય છે. જે પૂર્ણ હોય છે, જે શુભ હોય છે, જે સત્ય હોય છે, તે શાંત સુંદર હોય છે. એનામાં પોતાની શક્તિનું પૂર્ણ ભાન હોવાથી એક પ્રકારની ધીરજ પણ હોય છે, તેથી જ એ આક્રમણ નથી કરતું, એનામાં વિજય મેળવવાનો, પોતાનું રાજ્ય જમાવવાનો અભળખો નથી હોતો. સ્ત્રીનું મુગ્ધ હૃદય એ સમજી ન શકે ત્યાં સુધી આ અર્ધ-સત્યના સ્વાર્થી પ્રેમના અને કપટના છૂપા નાટકના ધસારા આગળ એ તણાઈ જાય છે. સંદીપ એ જાણે છે અને એનો પૂરેપૂરો લાભ લે છે. ટાગોરના જ 'રાજા' (ધિ કિંગ ઑવ ધિ ડાર્ક ચેમ્બર)

નાટકમાં રાણી રાજાને ચાહે છે, પણ એનું સ્વરૂપ જોઈ શકતી નથી, ઓળખી શકતી નથી, કેમકે એ સાચો રાજા છે. અને તેથી એ ચંદ્રિકોત્સવમાં નજરે પડેલા નકલી રાજા (imposter king)ને વશ થઈ જાય છે. આકર્ષણ એ જુદી વસ્તુ છે અને સમાધાન એ જુદી વસ્તુ છે. નિખિલનો પ્રેમ જેટલો ઊંડો છે તેટલી જ એની સ્વાતંત્ર્યનિષ્ઠા પણ અનન્ય છે. આટલી સ્વાતંત્ર્યનિષ્ઠા વગર અને પ્રેમની ધીરજ વગર સ્ત્રીજાતિનો ઉદ્ધાર થવો અશક્ય છે, એમ શું કવિ સૂચિત કરવા માગે છે? નિખલિને વિમલાનો પ્રેમ સંપૂર્ણપણે મળ્યો હતો પણ એ ઘરની દિવાલોની અંદર જ. એને બાહિરે આણી બધા જોખમમાંથી એને પસાર કરાવી જ્યારે એને એ ફરી પ્રાપ્ત કરે છે ત્યારે જ એ પ્રેમજીવન સત્ય બને છે શાકુન્તલના દુસ્યન્તે અનુભવ્યું કે મફત મળેલું સહેજે ખોવાઈ જાય છે, તપઃપૂત હૃદયે મેળવેલું જ ખરી કમાણી બની સ્થાયી થઈ જાય છે. આમ પુરુષોની કસોટી કરવી એના કરતાં સ્ત્રીને આકરી કસોટીમાંથી પસાર કરાવવી એ કલાની દૃષ્ટિએ અઘરું કામ છે. પણ ટાગોરને એ કલા પૂરેપૂરી હાથ આવી છે. 'ચોખેર બાલી'માં પણ એણે એ અજમાવી છે અને અહીં પણ અજમાવી છે—અહીં વિશેષ સફળ રીતે.

કૌટુંબિક તેમ જ સામાજિક જીવનનો આટલો સમર્થ ચિતાર બહુ ઓછા સાહિત્યગ્રંથોમાં જોવાને મળે છે. કવિએ 'ઘરે–બાહિરે' એ નામ પોતાની કૃતિને અન્વર્થક આપ્યું છે.

*

પોતાના તરફથી આખી વાર્તા સળંગસૂત્ર કહેવાને બદલે કથાનાં મુખ્ય પાત્રોને મોઢેથી પોતપોતાની વાત વીતક અને વિચારવમળ મૂકીને ગ્રંથકારે અસાધારણ કલાવિધાન સાધ્યું છે. સરકસમાં જેમ દોડતા ઘોડામાંના એક ઘોડા ઉપરથી બીજા ઘોડા ઉપર કુશળ સ્વાર ઝટ કૂદી શકે છે અને ઘોડદોડને જરાય રોક્યા વગર વિવિધ આનંદ મેળવે છે અને આપે છે, તે જ રીતે કવિએ અહીં સાધ્યું છે. 'પ્રેમનો દંભ'માં ટોલ્સ્ટૉયે દેશવટો ભોગવનાર પ્રેમી ગુનેગારને મોઢે જેમ પોતાની વાત રેલવેને વેગે કહી સંભળાવવાની કળા યોજી છે, તે જ રીતે પણ

તેથી યે વિશેષ કળા વાપરી ટાગોરે પોતાની નાટયકુશળતા અહીં વ્યક્ત કરી છે. આમ કરવાથી જ નિખિલ અને સંદીપ વચ્ચેનો ફેર એક શબ્દ પણ ખરચ્યા વગર એ બતાવી શકયા છે. અને નિખિલ અને સંદીપ વચ્ચે વિમલા કેમ ઝોલાં ખાય છે એ પણ આ રીતે જ ઉત્તમ-માં ઉત્તમ રીતે બતાવી શકાયું છે.

અને છતાં યે આમાં ખાસ કળા છે એમ પણ કેમ કહેવાય? માણસજાતનો સ્વભાવ જ નવરાશના વખતમાં પોતાની સાથે બોલવાનો અને પોતાનો એકરાર વિચારબદ્ધ અને ભાષાબદ્ધ કરવાનો હોય છે. આધુનિક મનુષ્યનો એ સ્વભાવ જ થઇ ગયો છે. એમાં રહેલી ખૂબી પારખી કળાના કામમાં એનો ઉપયોગ કરવો એમાં જ લેખકનું માહાત્મ્ય છે.

*

સંભવ છે કે ટાગોરની બધી કૃતિઓમાં આ ચડી જાય. કાવ્યનાં મોતી તો આ નવલકથામાં એમણે છૂટે હાથે વેર્યાં છે. મનુષ્યસ્વભાવ-ના પરીક્ષણના નાનામોટા અરીસા જ્યાં ત્યાં ઝગમગે છે, અને છતાં સંસ્કારપૂર્ણ સાદાઈ ઉપર આક્રમણ થયાનો ક્યાંય અનુભવ થતો નથી. અખંડ વહેતો રસપ્રવાહ અને આર્યકળાને છાજે એવો સંયમ શરૂથી આખર સુધી બરાબર દેખાઈ આવે છે. પોતાના જ જમાનાના વાતાવરણમાંથી આટલી કલાપૂર્ણ કૃતિ નીપજાવવી એ તો લોકોત્તર કવિનું જ કામ છે.

જે હિલચાલમાં પોતે મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો, જેની સાથેના મતભેદને લીધે પોતાને નિવૃત્તિ સેવવા પડી, એ હિલચાલના વાતા-વરણની તટસ્થ રીતે સમીક્ષા કરી સમર્થ અને નિર્દોષ કલાકૃતિ ઉપજાવવી એ કંઇ સહેલી વસ્તુ નથી.

કલાનો મારો આદર્શ એ છે, કે એમાં તાદાત્મ્ય અને તાટસ્થ્ય એ બંને પરસ્પર વિરોધી લાગતી ઉત્કટ વૃત્તિઓનું સંપૂર્ણ મિલન થવું જોઈએ. અનાસક્ત કર્મયોગમાં જે આદર્શ અભિપ્રેત છે, તે જ ઉચ્ચ કલામાં પણ છે. તાદાત્મ્ય અને તાટસ્થ્યના કીમિયાથી જ જીવન અને કલા બંને સર્વોચ્ચ કોટિએ પહોંચી શકે છે. આ જ એક સર્વોચ્ચ

રસસિદ્ધિ છે. એવી રસસિદ્ધિ જે કવિએ કરી બતાવી એને વૈરાગી રાજા ભર્તૃહરિની વાણીમાં આપણે નમન કરીએ:

जयन्ति ते सुकृतिनो रससिद्धाः कवीश्वराः ।
नास्ति येषां यशःकाये जरामरणजं भयम् ॥

## જીવનતીર્થ હરદ્વાર

ત્રિપથગા ગંગાના ત્રણ અવતાર છે. ગંગોત્રી અથવા ગોમુખથી માંડી હરદ્વાર સુધીની ગંગા તે એનો પ્રથમ અવતાર. હરદ્વારથી પ્રયાગરાજ સુધીની ગંગા તે એનો બીજો અવતાર. પ્રથમ અવતારમાં એ પહાડના બંધનમાંથી શિવજીની જટામાંથી મુક્ત થવા મથે છે. બીજા અવતારમાં એ પોતાની બહેનપણી યમુનાને મળવા તલસે છે. પ્રયાગરાજથી ગંગા યમુનાને મળીને પોતાના મોટા પ્રવાહ સાથે એ સરિત્પતિ સાગરમાં વિલીન થવાને ઝંખે છે એ એનો ત્રીજો અવતાર. ગંગોત્રી, હરદ્વાર, પ્રયાગ અને ગંગાસાગર એ ગંગાપુત્ર આર્યોને માટે મોટામાં મોટાં તીર્થસ્થાનો છે. જેમ ઉપર ચડીએ તેમ તીર્થનું માહાત્મ્ય વધારે એમ મનાય છે. એક રીતે એ સાચું પણ છે. પણ મારે મન ભારતજાતિ માટે અત્યંત આકર્ષક સ્થાન હરદ્વાર જ છે. હરદ્વારમાં પણ પાંચ તીર્થો પ્રસિદ્ધ છે. દરેકનું માહાત્મ્ય પુરાણકારોએ શ્રદ્ધા ને રસથી વર્ણવ્યું છે, પણ એ કશું મહત્ત્વ જાણ્યા વગર પણ માણસ કહી શકે છે કે 'હરિકી પાયડી'માં જ ગંગાનું માહાત્મ્ય કહો તો માહાત્મ્ય અને કાવ્ય કહો તો કાવ્ય અધિક દેખાઈ આવે છે.

એમ તો દરેક નદીમાં કાવ્યમય ભૂમિભાગ હોય જ છે. ગંગાને કિનારે હરદ્વાર કરતાં અધિક રૂપાળાં સ્થાનો ન જ હોઈ શકે એમ કહેવાનો આશય નથી. 'હરિકી પાયડી'ની આસપાસ બનારસની શોભાનો સોમો ભાગ પણ ન જડે; છતાં અહીં કુદરત અને માણસ એક બીજાના વેરી ન થતાં એમણે ગંગાની શોભાને વધારવાનું કામ

સહકારથી કર્યું છે. ગંગાનો એ સાદો, સ્વચ્છ પ્રવાહ, મંદિર પાસેનો એ દોડતો ઘાટ, ઘાટ તળેનો નાનો સરખો વાંકોચૂંકો ધરો. આ બાજુ હજારો લોકો સુખેથી બેસી શકે એવો પટ જેવો ઘાટ અને પેલી બાજુ નાનકડા બેટની ગરજ સારે એવો કકડો અને બે બાજુને સાંધનાર જૂનો પુલ. એ બધું જ કાવ્યમય છે. કાંઠાનાં મંદિરો અને ધર્મશાળાનાં સાદાં શિખરો એમાંનું એકેય ગંગા તરફ ચોટેલું આપણું ધ્યાન પણ ખેંચતાં નથી અને છતાં એ બધાં ગંગાની શોભામાં ભળે એવાં જ છે. બનારસના બજારમાં બેસતા આળસુ પોઠિયા જુદા અને શાંતપણે વાગોળતા અહીંના પોઠિયા જુદા. અહીં ગંગામાં ક્યાંય કાદવનું નામ ન મળે. જ્યાં જુઓ ત્યાં એકબીજા સાથે અનંતકાળથી અથડાઈને ગોળમટોળ થયેલા સફેદ પથરાઓ જ જોઈ લેવા.

'હરિકી પાયડી'માં સૌથી આકર્ષક વસ્તુ તરફ આપણું ધ્યાન જતું નથી. આપણે એની કેવળ અસર અનુભવીએ છીએ. અને એ છે અહીંની હવા. હિમાલયનાં દૂર દૂરનાં હિમાચ્છાદિત શિખરો પરથી જે પવનો દક્ષિણ તરફ વાય છે તે પહેલવહેલાં અહીંની મનુષ્ય વસતિને જ સ્પર્શે છે. આટલો પાવન પવન બીજે ક્યાંથી મળે? હરિકી પાયડી પાસે પુલ ઉપર ઉભા થાઓ એટલે ફેફસાંમાં અને હૈયામાં કેવળ આહ્લાદ જ ભરાઈ જાય છે, ઉન્માદકારી નહિ પણ પ્રશમકારી.

જેટલી વાર અહીં આવ્યો છું એટલી વાર એને એ જ શાંતિ, એને એ જ આહ્લાદ અને એને એ જ સ્ફૂર્તિ અનુભવી છે. મુંબઈની ચોપાટી સાથે કેટલાક લોકો આ ઘાટને સરખાવે છે. આત્યંતિક વિરોધનું સાદૃશ્ય આ બેમાં જરૂર છે. અહીં યાત્રીઓ માછલાંઓને આહાર આપે છે તો ત્યાં માછીઓ આહાર માટે માછલાંઓને પકડે છે.

હરિકી પાયડી જોવી હોય તો સાંજે સૂર્યાસ્ત પછી જવું. ચાંદરણું છે કે નહિ એનો વિચાર કરવાની જરૂર નથી. ચાંદરણું હશે ત્યારે એક જાતની શોભા મળશે, નહિ હોય ત્યારે બીજી. એ બેમાં જે પસંદગી કરવા બેસે તે કલાપ્રેમી નથી. સંધ્યાકાશમાં એક પછી

એક તારાઓ પ્રગટે છે અને નીચેથી એક પછી એક સળગતા દીવાઓ એમને જવાબ દે છે, એ આખા દૃશ્યની ગૂઢ શાંતિ મન ઉપર કંઈક અદ્‌ભુત અસર કરે છે. એટલામાં મંદિરમાંથી ટીંગટાંગ ટીંગટાંગ વાગતી ઘંટડીઓ આરતી માટે નોતરે છે. આ ઘંટાનાદને જાણે અંત જ નથી. ટીંગટાંગ ટીંગટાંગ ચાલ્યા જ કરે છે. અને ભક્તો જાત જાતની આરતી ગાયાં જ કરે છે. પુરુષો ગાય છે, સ્ત્રીઓ ગાય છે, બ્રહ્મચારીઓ ગાય છે અને સંન્યાસીઓ પણ ગાય છે, સ્થાનિક લોકો ગાય છે અને પ્રાંત પ્રાંતના યાત્રીઓ પણ ગાય છે ! કોઈ કોઈને ગણકારતું નથી; કોઈ કોઈનાથી અકળાતું નથી. દરેક જણ પોતાના ભક્તિભાવમાં તલ્લીન. સનાતનીઓ સ્તોત્રો ગાય છે. આર્યસમાજીઓ ઉપદેશ કરે છે. શીખો ગ્રંથસાહેબના એકાદ મહોલ્લામાંથી આશા દિ વાર લલકારે છે. ગોરક્ષાપ્રચારકો તમને અહીં સમજાવે છે કે દુનિયામાં સફેદ રંગ છે કેમકે ગાયનું દૂધ સફેદ છે; ગાયના પેટમાં તેત્રીસ કરોડ દેવ છે; ફક્ત ત્યાં પેટપૂરતું ઘાસ નથી. કેટલાક નાસ્તિકો આ મેદનીનો લાભ લઈ ઈશ્વર ન હોવાનું પ્રમાણસર સિદ્ધ કરી આપે છે અને ઉદાર હિંદુધર્મ એ બધું સદ્‌ભાવપૂર્વક ચલાવવા દે છે. ગંગામૈયાના વાતાવરણમાં કોઈનો જ તિરસ્કાર નથી; બધાંનો સત્કાર છે. ભગવાં કપડાં પહેરીને પોતે મુક્ત હોવાનો ડોળ કરનારા મુક્તિફોજના મિશનરીઓ પણ જો આવતી કાલે ઊઠીને અહીં હિંદુ ધર્મનો વિરોધ પ્રચારે તો આપણા યાત્રાળુઓ એમને શાંતિથી સાંભળશે અને કહેશે કે ભગવાને જેવી બુદ્ધિ આપી છે તેવું બિચારા બોલે છે; એનો વાંક શો ? હિંદુસમાજમાં દોષો અનેક છે અને એ દોષોને લીધે હિંદુસમાજે ઘણું વેઠયું પણ છે, પરંતુ ઉદારતા, સહિષ્ણુતા અને સદ્‌ભાવ એ હિંદુસમાજની ખાસિયત દોષરૂપ નથી જ. ઉદારતાને લીધે હિંદુસમાજે ઘણું વેઠયું છે એમ કહેનારા હિંદુધર્મની જડ જ કાપી નાખે છે.

હજી પેલો ઘંટ ચાલે છે અને આરતીની વેળા હજુ વહી ગઈ નથી એમ આળસુ લોકોને કહી એમને મનખાનું કલ્યાણ કરવા કરગરે છે.

અને પેલી બાળાઓ, જાણે પોતાના ભાગ્યની પરીક્ષા કરતી હોય તેમ, ખાખરાના પાંદડાના મોટા મોટા પડિયામાં ફૂલો વચ્ચે ઘીના દીવાઓ રાખી એમને પ્રવાહમાં છોડી દે છે, અને તરત એ પડિયા હોડીની પેઠે ડોલતા ડોલતા, ખોળાની અંદર રહેતી જ્યોતિનું મહત્ત્વ જાણે જાણતા હોય તેવી રીતે ડોલતા, જીવનની સફર આરંભે છે. ચાલી, એ જીવનયાત્રા ચાલી. એક પછી એક, એક પછી એક, દીવાઓ પોતાના ભાગ્યને પ્રવાહમાં છોડી દે છે. મનુષ્યજીવનમાં વ્યક્તિઓનું થાય છે તેમ આ દીવાઓનું પણ થાય છે. કોઈ અભાગિયા, યાત્રાની શરૂઆતમાં જ પવનને વશ થઈ જાય છે અને ચોમેર વિષાદ ફેલાવે છે; કેટલાક ભારે આશા દાખવી નિરાશ કરે છે; કેટલાક આજન્મ માંદલાની પેઠે ટગુમગુ કરતાં દૂર સુધી પહોંચે છે; કોઈ કોઈવાર બે પડિયા પાસે પાસે આવીને એક બીજાને ચોંટી જાય છે અને પછી એ જોડહોડી દંપતીની પેઠે લાંબી લાંબી મુસાફરી કરે છે. એમને ગોળ ગોળ ફરતા જોઈ મનમાં જે ભાવ પ્રકટ થાય છે તે વ્યક્ત કરવા કઠણ છે. કેટલાકની તો જીવનજ્યોતિ .હોલવાઈ જાય તે પહેલાં જ તેઓ દૃષ્ટિ આડે થઈ જાય છે. મૃત્યુ અને અદૃષ્ટ બંને મનુષ્યજીવનના છેલ્લા અધ્યાય છે. આ બે આગળ કોઈનું કશું ચાલતું નથી, અને તેથી જ માણસને ઈશ્વરનું સ્મરણ થાય છે. મરણ ન હોત તો વખતે સ્મરણ પણ ન હોત.

હિંમત હોય તો કો'ક દિવસ સવારે ચાર વાગ્યે ઊઠી એકલા એકલા આ ઘાટ ઉપર આવીને બેસો; જુદી જ જાતના ભક્તો તમને અહીં દેખાશે. ત્રણ વાગ્યાથી માંડીને સૂર્યોદય સુધી વિશેષ લોકો જ અહીં આવવાના. વાજિનીવતી ઉષા સૂર્યનારાયણને જન્મ દે છે અને તરત વ્યવહારુ દુનિયા આ ઘાટનો કબજો લે છે. તેમ થાય તે પહેલાં જ આપણે અહીંથી ખસી જઈએ તે સારું. આકાશના તારાઓ પણ રાજી થશે.

૧૯૩૬

# વિજયરાય કલ્યાણરાય વૈદ્ય

## (૧૮૯૭-)

## કલાવિવેચનની એક ગૂંચ

### ૧

ગયાં બે ચરણ દરમિયાન કલાવિવેચનના એક સ્વરૂપે વિવેચકો અને વાચકોનું ધ્યાન સારા પ્રમાણમાં રોક્યું છે. એ સ્વરૂપ તે, કલાને નીતિભાવના સાથે સંબંધ હોવો જોઈએ કે નહિ, તેની ચર્ચાઓ છે. કાં તો માત્ર તેજઃપ્રધાન, કાં તો ઉકળાટભરી, નહિ તો ધીર અને વિદ્વત્તાયુક્ત, એવી એ ચર્ચાઓ હતી. એ સર્વનું સારતત્ત્વ દોહવાની અહીં જરુર નહિ પડે, કેમકે વિવાદકોમાં ખરું કોણ ને ખોટું કોણ તેની પરીક્ષા કરવા માટે આજની પ્રવૃત્તિ નથી, પરંતુ, કલાના પ્રસ્તુત સ્વરૂપની ચર્ચા હમણાં સવિશેષ જોર અને ગંભીરાઈથી ચાલે છે એ પ્રસંગને નિમિત્ત ગણીને, આ વિષયમાં વારંવાર પડી જતી ગૂંચ ઉકેલવાનો પ્રયાસ કોઈ રીતે પણ શક્ય છે કે કેમ તેનો ફક્ત વિચાર કરવા ધારણા છે. અને જેમ દોરાની ગૂંચ ઉકેલવા માટે આપણે તેને વધારે ચોળતા કે તાણતા નથી પણ ઝીણી નજર અને નખાળી આંગળીઓને ઉપયોગમાં લઈને, કિસ્મત યારી આપે તો સફલ થઈએ છીએ, તેમ આ બાબતમાં પણ, થએલી ચર્ચાને વ્યક્તિવાર વધુ ચોળવાને બદલે સૂક્ષ્મતાની અને શાંત વિચારરૂપ અણીની સહાયતાથી તેનું નવેસર નિરૂપણ કરવાથી હેતુ થોડોઘણો પણ સરવાનો સંભવ વધારે છે, એવી આશાથી પ્રેરાઈને જ આ વિષયને આ વખતે અગ્રલેખ માટે પસંદ કર્યો છે.

કલા એટલે શું? તેનું ધ્યેય શું? તેનું પ્રભવસ્થાન કયું અને કેવા પ્રકારનું છે? કલ્પક ઊર્ફે કલાકારનું માનસ કેવી રીતે કામ કરે છે? એ માનસની કુદરતી સામગ્રીઓની અને કેળવણીની કેવી પ્રતિક્રિયા

તેની કૃતિ પર થાય છે?–આ અને આમાંથી ઉદ્ભવતા બીજા નાના પ્રશ્નો સંબંધી આપણા મનમાં જેટલી વધારે ચોખવટ પહેલેથી હશે તેટલી આપણી વિચારણા વધારે સુગમ થશે; એટલે. બહુ વિગતથી છૂટક પ્રશ્નવાર ચર્ચા કર્યા વિના પણ તે સર્વમાંનું તત્ત્વ જેમાં આવી જાય એવું થોડું નિરૂપણ આરંભમાં કરી લેવું ઠીક પડશે.

કલાની સર્વ પ્રતિષ્ઠિત વ્યાખ્યાઓ તેના સ્થૂલ સ્વરૂપને-કલાની કૃતિને–અનુલક્ષીને આપવામાં આવી જણાય છે. આ પદ્ધતિ એક દૃષ્ટિએ સાવ ખરી અને સ્વાભાવિક છે, કેમકે આખરે તો ભાવકને (વાચક, પ્રેક્ષક, શ્રોતાને) કલાની ઓળખ સ્થૂળ સાધન દ્વારા જ થઈ શકે છે. પણ કલ્પકનું પોતાનું દૃષ્ટિબિંદુ વિચારીએ ત્યારે કલાના સૂક્ષ્મતમ તત્ત્વ પર ધ્યાનને એકાગ્ર કરવું એ વધારે વાસ્તવિક અને ન્યાયયુક્ત છે. કલ્પકના માનસનું પૃથક્કરણ કરવું એ જરા પણ સહેલું કામ નથી, છતાં સહૃદય વિવેચક એ કરવાનું માથે લે તો તેને એટલું તો તુરત માલૂમ પડે કે ખરી કલા એટલે કલાની કૃતિ નહિ–મૂર્તિ ચિત્ર કે કાવ્ય નહિ–પણ, પારણાથી ચિતા લગી સહચારિણી રહેનાર એવી કલ્પકના જીવમાં વસતી કોઈક વસ્તુ કે શક્તિ છે. એ વસ્તુને બીજા કોઈ ઉચિત શબ્દને અભાવે ‘કલાશક્તિ’ એવું નામ આપીશું. એ શક્તિ કલાકારનો સાથ ક્ષણભર પણ છોડતી નથી, એટલે એ તેનું સાચામાં સાચું જીવિત ઠરે છે. તેનું જીવનદર્શન પણ એ શક્તિને પ્રતાપે જ ઘડાય છે. વિશ્વનાં મહાતત્ત્વો, પ્રવર્તમાન સમાજદશા, ગૃહ અને શાળામાં મળતી કેળવણી, સાંસારિક સંબંધોના લાભાલાભ સર્વમાંથી એટલું જ કલાકારને ખપે છે જેટલું તેની કલાશક્તિ તેને પીરસી શકે: એ સિવાયના કશાનો પણ લોભ રાખવાની સુદ્ધાં તેનામાં તાકાત નથી, તો પછી મેળવવાની તો ક્યાંથી જ હોય? કલાશક્તિ આમ કલાકારને, બહુધા તેને પોતાને અગમ્ય રહેતી રીતો વડે, અહર્નિશ ઘડતી હોય છે. એ શક્તિની રીતો તેને અગમ્ય હોય છે, પણ શક્તિના તેને થતા અનુભવોનું તેવું નથી. રીતોને, કલાશક્તિની

ક્રિયાપ્રક્રિયાને, તે સુરેખપણે જોવા સમજવા અસમર્થ છે, પણ એ શક્તિના પ્રભાવે કરીને રસનાં જે તીવ્ર સંવેદનોનો પોતે ભોક્તા થાય છે, તેને અનુભવવાં એ તો કલાકારને મન સંપૂર્ણ મોક્ષની દશા છે. ખરું પૂછો તો, તેના ચિત્તમાં નિવાસ કરતી કલાશક્તિ વડે કરીને સાધતી આવી દશા એ જ તેની કલા છે, બીજી નહિ. એ દશાને તે, પાષાણ રંગરેખા કે શબ્દદ્વારા સાકાર કરવા માંડે છે ત્યારે, સર્જનની ક્ષણે, તેના અંતરમાંના રસપ્રવાહની ભરતી તો કૈંક ઊતરી પણ હોય છે. (સરખાવો: શેલીકૃત 'ડીફેન્સ ઑફ પોએટ્રી'ની છેલ્લેથી દસમી કંડિકા.) આ કારણથી જ કોઈ પણ કલ્પક પોતાના સૂક્ષ્મતમ દર્શનને કદી પણ સંપૂર્ણ આવિર્ભાવ તો પમાડી શક્યો જ નથી. અને પાષાણાદિ સ્થૂલ સાધનો જેમ એક પક્ષે તેના ભીતરને સતાવતા ઉછાળાઓમાંથી તેને છૂટકારો બક્ષે છે, તેમ બીજે પક્ષે, એ સાધનો તેની કલાશક્તિને પૂરે અંશે ઝીલવા નાકૌવત હોય છે. આ છેલ્લી હકીકત પુરવાર કરે છે કે કલાની સ્થૂલ કૃતિ અસલ કલાશક્તિનો કેટલોક પરિચય કરાવવામાં ઉપયોગી છે, પણ એ કૃતિ જાતે કલા નથી.

૨

ત્યારે, કલાકૃતિ એ કલા નથી. સર્જનસમયની કલાકારની મનોદશા-જે આલંબનાદિ વિભાવોથી ઉત્તેજિત થાય છે તે દશા–પણ, કલાસંવેદનનું એ તીવ્ર સ્વરૂપ હોવા છતાં, એટલી ને એકલી જ, કલા નથી. પણ કલાકારના હૃદયમાં જે શક્તિ અમર સરિતાને રૂપે વહે છે-કોઈ વાર ભરચોમાસાની સાગર સમાન ઘૂઘવતી, તો કોઈ વાર શરદનાં નિર્મળાં નીરે મન્દ વહેતી; કોઈ વાર શિશિરની શીતલતા ધારીને પણ સુમન્દ સર્યા કરતી, તો કોઈ વાર ગ્રીષ્મની નિશ્ચલવત્ કૃશાંગી સરિતા: પણ નિરંતર વહેતી, નિરંતર રસજળે કરીને આર્દ્ર રહેતી સરિતા–તે કલા છે. અને સરિતા જેમ ઋતુઋતુના સંસ્કાર પામે છે, એ સંસ્કારોથી મુક્ત રહેવાનું તેનાથી બનતું નથી, તેમ કલાશક્તિનું પણ સમજવું. કલાશક્તિમાં અમુક તત્ત્વો પહેલેથી જ

કુદરતબળે પ્રાણરૂપ બની વણાયલા હોય છે એ ખરું, પણ એ તત્ત્વો પોષાય છે અને ખીલે છે એ તો તેની પર જગતભરમાંથી પડતા સારાનરસા સંસ્કારોથી; અથવા એમ કહીએ કે બાહ્ય સંસ્કારો જેમ આન્તર તત્ત્વોને ઘાટ આપે છે તેમ તત્ત્વો પણ, પોતાના સ્વભાવાનુસાર, સંસ્કારોમાંથી એટલું જ ચૂસે છે જેટલું પોતાને પ્રિય હોય, અનુકૂળ હોય, પ્રાણપ્રદ બનતું હોય. કલાના બંધારણમાં આમ આ બેઉ વાનાં ગાઢ, પ્રબળ અસર કરનારાં હોય છે અને એ બેમાં નીતિભાવના જેવીજેટલી હોય, તેવીતેટલી નીતિમાન કે અનીતિમાન કલા નીવડે છે.

પણ—નીતિ એટલે શું?

નીતિની વ્યાખ્યા બાંધવાનું આ સ્થાન નથી. આપણા કામ માટે કોઈ ચોકઠાબંધ કે લોકપ્રિય વ્યાખ્યાની જરુર પડે તેમ પણ નથી. એટલું સમજી લઈશું તો બસ છે કે કલાની માફક નીતિ પણ સ્થૂળ કૃતિનો નહિ એટલો સૂક્ષ્મ અનુભવનો વિષય છે. કાન્ટે જ્યારે કહ્યું કે વિશ્વમાં બે વસ્તુ મને સૌથી ઉન્નત જણાઈ છે—માનવહૃદયમાં અધિરાજ્ય ભોગવતો નીતિસિદ્ધાંત અને રાત્રિની 'નક્ષત્રતારાગ્રહસંકુલા' એવી વ્યોમસૃષ્ટિ—ત્યારે, નીતિ કેવળ અનુભવગમ્ય છે એ વાતનો નિર્ણય સુસ્પષ્ટતાથી અપાઈ ગયો. આ અનુભવવાદને મનુષ્યના અનીતિમય બાહ્ય આચરણથી બાધ નથી આવતો. જૂઠું બોલનાર કે ચોરી કરનાર માણસ એ પ્રવૃત્તિઓ ક્ષણિક નબળાઈને વશ થઈને જરા અચકાતાં કરતો હોય, કે એ ધંધામાં સારી રીતે પળોટાઇ જવાથી નિઃસંકોચ તેમાં મંડ્યો રહેતો હોય—ગમે તે સંજોગમાં—તેને તેનું અંતઃકરણ ડંખવાનું તો ખરું જ. ડંખ પહેલા દાખલામાં વરતાશે; બીજામાં નહિ વરતાય કે અતિઝાંખો વરતાશે. વરતાય ત્યારે જાણવું કે નીતિસિદ્ધાંત હજી ભાનમાં છે; ન વરતાય ત્યારે, બેભાન બન્યો છે. નીતિની ભાવનાને આ રીતે નિરપેક્ષ દૃષ્ટિએ વિચારીએ, ત્યારે તેનું અસ્તિત્વ આપણે સ્વીકાર્યા વિના ચાલતું નથી. એવો સ્વીકાર એક વાર વિચારપૂર્વક

કરીએ ત્યારે, નીતિ તો કેવળ સમાજની બીકે પળાય છે, નીતિશાસ્ત્રીઓ સમાજ છિન્નભિન્ન ન થાય માટે વ્યવહારૂ ડહાપણની નજરે જ નીતિમાન થવાનું ફરમાવે છે,–વગેરે વાદો આપોઆપ ઓગળી જાય છે. આપણને ગમે કે નહિ, આપણાથી પૂરતા પ્રમાણમાં આચરાય કે નહિ, આપણે ભલે તેને ઉવેખવા ચાહીએ, છતાં નીતિભાવના આપણને એવી સુદૃઢ વરેલી છે કે છૂટાછેડાની વાત જ નકામી છે.

હવે પ્રશ્નની એક બીજી બાજુ વિચારીએ.

નીતિની ભાવનાનું અસ્તિત્વ તો છે, પણ તેના પ્રયોગનું શું? એ ભાવનાને વશ થઇને મનુષ્યો વહેવારમાં નીતિમાન થાય છે એ જેમ હકીકત છે, તેમ, તેની નાફરમાની સેવીને અનીતિમાન થાય છે, એ પણ હકીકત છે. શાથી આમ બને છે એવો સવાલ પૂછીશું તો, પાપ અને અનિષ્ટનું મૂળ શું છે? એ વધારે ગંભીર સવાલ તરફ આપણે ખેંચાઇશું; અથવા, મનુષ્યસ્વભાવનું બંધારણ જ એવું છે, વિધિનો રચેલ અકળ સૃષ્ટિક્રમ જ આ સ્થિતિને આણે છે, એવો કોઇક જવાબ મળશે. પણ એ અવાંતર બાબતોમાં ઊતર્યા વિના અહીં જે કૈં પ્રસ્તુતતાથી કહી શકાય તે આટલું: નીતિનું અનુસરણ તેમ જ અનનુસરણ, એ બંનેનું પણ અસ્તિત્વ જગતમાં છે જ. પોતાની વૃત્તિઓ સ્પૃહાઓ અને લક્ષ્યોના અમુક સમૂહને માણસ અનુસરે ત્યારે એ નીતિ-વાળો થાય છે અને તે જ વસ્તુઓના એક બીજા, જુદા સમૂહને તે અનુસરે ત્યારે અનીતિવાળો થાય છે. અનુસરણોના આ બંને પ્રકાર, કલાશક્તિનાં ઉપર કહ્યાં તે તત્ત્વો તથા સંસ્કારો પર પોતાનો પ્રભાવ પાડે છે. કલાનાં અંતર્ગત તત્ત્વો કોઈ વાર કલાસર્જક વ્યક્તિના સ્વભાવગત અનીતિ–પ્રેમથી રંગાય છે, તો કોઈ વાર સમાજજીવનનાં અનીતિમાન દૃશ્યો કે શ્રવણો કે વાચનો તેની કલાશક્તિ પાસે એવા સંસ્કારો ઝીલાવે છે જેને લીધે કલાકારનું માનસ સ્વયમેવ અનીતિપ્રેમી બને. એથી ઉલટું, કલાકારનો સહજ નીતિપ્રેમ તેની કલાશક્તિને નીતિરત રાખે છે અને નીતિમાન સમાજ જોડેનો સંપર્ક તેના સંસ્કારોને નીતિલક્ષી બનાવે છે.

૩

આગળ વધ્યા પહેલાં, ગયા બે ખંડોના વિવેચનનો સંક્ષેપ નજર સામે આણીએ એટલે સુગમતા થશે.

( ૧ ) કલા એ પ્રથમતઃ કલ્પકનામાં સૂક્ષ્મ દેહે જીવનારી એક શક્તિ છે, એ દેહ કુદરતે બક્ષેલાં અમુક તત્ત્વો, અને સંસારમાંથી એ તત્ત્વો પર પડતા સંસ્કારો, એ બે મળીને બંધાય છે.

( ૨ ) નીતિભાવના પોતે તો સ્વયંભૂ અને સ્વતંત્ર છે. સમાજની ખુશીખફગી પર તે નભતી નથી. પણ એ ભાવના વહેવારમાં ઉતારવાનો પ્રયોગ કરવામાં માણસ સફળ કે નિષ્ફળ જાય છેઃ એવો સફળ માણસ કલાવાન બને ત્યારે, તેની કલાનાં તત્ત્વો અને સંસ્કારો નીતિમાન હોવાથી, તે કલામાં પણ નીતિ આપોઆપ પ્રવેશે છે; એથી ઉલટા સંજોગોમાં અનીતિ પ્રવેશે છે.

કલાની જે ભાવના આ લેખમાં સ્વીકારાઈ છે, તે પ્રમાણે, કલાનું ધ્યેય શું ? એ પ્રશ્ન આપણા મનનનું ત્રીજું બિંદુ બનશે.

'યશસે અર્થકૃતે ... ... કાન્તા સંમિતતયોપદેશયુજે' એ શ્લોકમાં જે ધ્યેય વર્ણવાયું છે, તે તો કલાનો સ્થૂલ રૂપે આવિષ્કાર થયા પછી જ તેને વાજબીપણે લાગુ પાડી શકાય તેવું છે. પણ ત્યાર પહેલાંનું શું ? કલાવાન રસનું જે અનાવિષ્કૃત સંવેદન માણે છે તે કયા ધ્યેયની સિદ્ધિ કાજે હોય છે ? આનો જવાબ, "કલાશક્તિના પરિપૂર્ણ ઉલ્લાસથી અનુભવાતી નિરવધિ સંતૃપ્તિ કાજે" એટલો જ આપી શકાય. ( વધારે પરિચિત ભાષા વાપરીએ તો સૌંદર્યનો ઘણો ઉત્કટ અનુભવ થવાથી જે આનંદ આવે છે, તે આનંદ મેળવવો એ —કલાકારના પોતાના દૃષ્ટિબિંદુથી-કલાનું ધ્યેય છે. પરંતુ સૌન્દર્ય અને આનંદ જેવા શબ્દો કલાવિવેચનમાં ઘણી વાર નિરર્થક ગૂંચવાડો અને ધુમ્મસ ઉત્પન્ન કરે છે, તેથી અહીં તેને વાપર્યા નથી. ) એ સંતૃપ્તિની પળે કલાશક્તિની જોડેનું કલાવાનનું તાદાત્મ્ય એટલું તો નિરતિશય હોય છે કે, તે લોકમાન્ય નીતિશાળી કલાવાન હોય યા

તો લોકપ્રિય અનીતિશાળી કલાવાન હોય, પણ, પોતાના કલાનુભવમાં નીતિ છે કે નથી તેનું કશું ભાન તેને રહે એ વાત જ, તેના માનસની રચના અને વ્યાપાર બરાબર વિચારતાં, અશક્ય લાગે છે. આમ હોવા છતાં, પોતાનો અનુભવ નીતિભાવનાનો તાબેદાર છે કે નહિ એ વાતના ચિંતન કે ચિંતા માટે તે નાલાયક બની ગયો હોવા છતાં, એ પળે જે કલાનુભવ તેને સંતૃપ્તિ અર્પતો હોય છે, જેમાં તે મસ્ત બનીને રાચતો હોય છે,તે તો તેની કલાશક્તિમાં રહેલાં નીતિભર્યાં કે અનીતિભર્યાં તત્ત્વો અને સંસ્કારોથી રંગાયલો હોય છે જ. તાત્પર્ય એટલું કે પરિપક્વ માનસવાળો કલાકાર પોતાની પ્રકૃતિના બળે કરીને એટલો કલાલુબ્ધ થાય છે, કલામાં એટલો તદાકાર થાય છે, કે પોતે નીતિની સનાતન ભાવનાને અનુસરીને ધન્યતાને વરતો હોય 'તેનાથી તે અજાણ રહે છે, તેમ જ એ ભાવનાથી ચ્યુત બનીને પાપી ઠરતો હોય તેનાથી પણ અજાણ રહે છે. એક જ વાક્યમાં કહીએ તોઃ કલા વસ્તુતઃ નીતિની અવિરોધી હોય કે વિરોધી હોય તો પણ, કલાવાનને પોતાને લાગે-વળગે છે ત્યાં લગી તો, અવિરોધી હોવાથી તે ઉચ્ચતર કલા બનતી નથી ( કેમકે આવી કલામાં રહેલી નીતિ નહિ પણ તેનું કલાપણું તેને ઉચ્ચ બનાવે છે ), અને વિરોધી હોવાથી તે નીચ કલા બનતી નથી ( કેમકે એ કલામાં રહેલી અનીતિ તેના સ્વયં-સ્થિત કલાપણાને હરી શકતી નથી. ) કલાનો કટ્ટો વેરી દુનિયામાં એક જ હોઈ શકેઃ અ-કલાપણું.

છેલ્લી કંડિકા પછી વાચકને કદાચ લાગ્યું હશે કે આપણે 'કલા ખાતર કલા'ના દુષ્પ્રખ્યાત વાદની લગોલગ આવી પહોંચ્યા છીએ. પણ તેમ નથી. તેનાં કારણોઃ પહેલું તો એ કે એ વાદ કલાના વિષયમાં નીતિની વાત ઉચ્ચારવા જ દેતો નથી, નીતિભાવનાનું અસ્તિત્વ જ જાણે કલાચર્ચા પૂરતું નકારે છે, ત્યારે આપણે તો કલાવાનની નીતિ તેની કલા પર અસર કર્યા વિના રહેતી નથી, એવું સ્પષ્ટપણે કબૂલ કર્યું છે. આપણી સંસ્થિતિ ખરી રીતે એ છે કે વિશ્વરચનાને ધ્યાનમાં

લેતાં, વિશ્વની સર્વ વસ્તુઓમાં નીતિઅનીતિ બેઉનો સંભવ છે, તેમ કલાવિષયમાં પણ એ સંભવને નરી સિદ્ધાંતદૃષ્ટિએ તો જરૂર સ્વીકારવો; વધુમાં, કલાવાનના ચારિત્રાનુસાર એક સંજોગમાં નીતિ કલામાં અનિવાર્ય છે, તો બીજા સંજોગમાં અનીતિ અનિવાર્ય છે. આપણે કલાચર્ચામાંથી નીતિને ઉથાપવી નથી, પણ અનીતિનો અંધ વિરોધ કરવાને બદલે, અનીતિ પણ કલાનું કલાપણું ટાળ્યા વિના વિશ્વમાં પ્રવર્તતી એક બળવાન વસ્તુ હોવાને લીધે, તેને નિઃસંકોચ ઘટતો ન્યાય આપવો છે. બીજું એ કે કલા–ખાતર કલાવાદીઓ કલાના સ્થૂલ પ્રકારને જ મહત્ત્વ આપીને પૂજતા જણાયા છે; એ સ્થૂલને જ પોતાનું ધ્યેય કલ્પી બેઠા છે, ત્યારે આપણે તો હજી સ્થૂલ કૃતિરૂપે અવતાર લેનારી કલાની તો વાત જ કરી નથી. કલા કલાકારને પોતાને જે સૂક્ષ્મ સંતૃપ્તિ અર્પે છે તેને જ આપણે ખરૂં ધ્યેય માન્યું છે. એવી તૃપ્તિમાં પ્રકૃતિસિદ્ધ નિર્મળ નીતિભાવના ઘણીખરી વાર હોય છે તેની ના નહિ. રસસમાધિ યોગસમાધિને મળતી કહેવાઈ છે તે આ જ કારણથી. પણ અમારું કહેવું એટલું જ છે કે આપણે પ્રગલ્ભ બ્રહ્મયોગીને જેમ નીતિઅનીતિના ભેદો પીગાળી નાંખીને, તેની પાર જઈ ને, નિર્મલતમ દર્શન–બ્રહ્મદર્શન–કર્યાની સંતૃપ્તિનો અધિકારી થવાની છૂટ આપીએ છીએ, તેમ રસ-યોગીને પણ જીંદગીમાં કોઈ કોઈ વાર તો પ્રગલ્ભતા કેળવવાની છૂટ, કેવળ સ્થૂલ દૃષ્ટિવાળાને કલામાં નજરે ચઢતી કલેતર ચીજોથી ડર્યા વિના તેને પીગાળીને તેની પાર જઇને વિશુદ્ધ રસદર્શન કર્યાની સંતૃપ્તિ ભોગવવાની તેની અધિકારિતા, સ્વીકારવી : તે પોતે પોતાના દૈવી અધિકાર અને વિભૂતિઓને પ્રતાપે જ્યારે નિર્ભય અને સત્યલોભી અને આત્મબલિષ્ઠ છે, ત્યારે આપણે પણ–તેની અમુલખ કલાશક્તિનો પ્રસાદ પામવાના મહેચ્છુ એવા આપણે પણ–થોડાઘણા તો નિર્ભય, થોડાઘણા તો સત્યલોભી, થોડાઘણા તો આત્મબલિષ્ઠ થવું ઘટે.

૪

આ ખંડમાં અસૂક્ષ્મ ભૂમિકા પર ઊતરીને થોડા વિચાર અને થોડી ચોખવટો કરવાની છે.

કલા એ પ્રથમતઃ કલ્પકમાં રહેલું ‘ કૈંક ’ છે એ વાત તો ખરી, પણ એ વાત બીજી એક વાત વિના અધૂરી રહે છે. તે બીજી વાત તે આઃ કલ્પકમાંની કલાને ભલે અપૂર્ણતાથી પણ સ્થૂળ આવિર્ભાવ પામ્યા વિના ચાલતું નથી. જેમ શુદ્ધાદ્વૈતને પણ ‘ એકોઽહં બહુ સ્યામ્ ’ ઉચ્ચારતાં ઉચ્ચારતાં અશુદ્ધ, દ્વૈતમય એવાં સ્થૂલ બ્રહ્માંડોને રૂપે આવિષ્કાર પામવાની તૃષ્ણા રહે જ છે, જેમ અછેદ્ય અદાહ્ય અકલેદ્ય અશોષ્ય એવા આત્માને પણ કેવળ એ આત્મસ્વરૂપના નિજાનંદે જ મસ્ત રહેવું ગમતું નથી, પણ છેદ્ય અને કલેદ્ય, દાહ્ય અને શોષ્ય એવા શરીરનો આશરો આત્મસિદ્ધિ માટે લેવાની એષણા રહે જ છે, તેમ કલ્પકસ્થ સૂક્ષ્મ કલાશક્તિને પણ કલાકૃતિરૂપે અવતર્યા વિના ચેન પડતું નથી. અને એવો અવતાર થાય, જે અમૂર્ત ભાવના હતી તે મૂર્ત વસ્તુ બને, ત્યારે કલા સાથેના નીતિના સંબન્ધ–અસંબન્ધને લગતી એક નવી મુશ્કેલી સામી આવે છે. હવે પ્રશ્ન કલાશાસ્ત્ર અને નીતિશાસ્ત્રનો જ નથી રહેતો, સમાજ રચવાના શાસ્ત્રનો અને થોડે અંશે પ્રચારશાસ્ત્રનો પણ બને છે. કેવી રીતે બને છે, એ ટૂંકામાં જોઈએ.

અશરીરિણી કલાશક્તિ રંગનું કે પથ્થરનું, શબ્દ કે સ્વરનું શરીર ધારણ કરે એટલે એ કલાકૃતિ કહેવાય છે. શક્તિ જો નીતિવર્ણી હોય, તો કૃતિ પણ તેવી જ ઘડાય છે; નહિ તો, અનીતિવર્ણી ઘડાય છે. આ પ્રત્યેક ઘાટનો સમાજની સાથેનો સમાગમ, ઘાટના સ્વભાવ પ્રમાણે, સમાજ પર એક કે બીજા પ્રકારની અસર કરે છે. પણ એ એમાંથી હરકોઈ પ્રકારની અસર થાય તેમાં, અસર થવાની ક્રિયા શરૂ થાય અને ચાલુ રહે ત્યારે, જેમ એક તરફથી કલામાંની નીતિ કે અનીતિ સમાજને સારો કે માઠો બનાવે છે, તેમ, સમાજમાં ભરેલું નીતિબળ કે અનીતિબળ પણ, કલામાંથી પોતે શું ગ્રહણ કરવું અને કેટલું ગ્રહણ કરવું, તે નક્કી કરે છે. એ ક્રિયાપ્રતિક્રિયામાં ત્રણ જાતના સંયોગનો સંભવ છે: ( ૧ ) સમાજનું નીતિદર્શન પ્રબળ છતાં ઘણું સંકુચિત હોવાથી તે માત્ર નીતિમાન કલાને વધાવે; અને અનીતિમાનનો ઘોર વિરોધ કરે. ( ૨ ) સમાજનું નીતિદર્શન ઘણું પ્રબળ હોય, એટલું

બધું નિશ્ચલ અને આત્મવિશ્વાસુ હોય, કે તેને નીતિવાળી કલા તો ગમે જ, પણુ પોતાની સામે અનીતિમાન કલા આવે ત્યારે પોતાની ભેદક આર્ષદૃષ્ટિ વડે તે સમાજ, કલામાંના નીતિવિરોધી તત્ત્વથી ડર ખાધા વિના તેને પહેલાં તો છૂટું પાડે અને પછી તેને અવગણે, ગૌણુ ગણે કે પીગાળી નાંખે, અને અને તેમાંના શુદ્ધ કલાતત્ત્વનો જ પુરસ્કાર કરે. ( ૩ ) સમાજનું નીતિદર્શન એટલું ઝાંખું અને મેલું હોય કે અનીતિવાળી કલામાંથી પણુ તે કલા કરતાં અનીતિ જ વધારે સ્વીકારે. આ સ્થિતિમાં સમાજનું સર્વતોમુખી પતન એટલું મોટું હોય કે નીતિની પવિત્રતા અનુભવવા તો તે નાલાયક હોય જ, પણુ કલાની રસસમાધિમાં રાચવાની તેની શક્તિ પણુ બહેર મારી ગઇ હોય. આવા સમાજમાં નીતિમાન કલા કાં તો દેખાડો કરવા સારુ પૂજાતી હોય અથવા, તદ્દન ઉવેખાતી હોય. સમાજના આ ત્રણુ પ્રકારોને અનુક્રમે ચોખ-લિયો, આત્મનિષ્ઠ અને પતિત એવાં વિશેષણોથી ઓળખવા ઠીક પડશે. ચોખલિયો સમાજ અનીતિમાન કલા વિશે કશું પણુ સાંભળવાની જ, તેને કશામાં પણુ લેખવવાની જ ના પાડશે; નીરક્ષીરવિવેકી આત્મનિષ્ઠને એવી કલામાંનું નર્યું-નીતર્યું કલાપણું ખપશે, અનીતિ નહિ ખપે; અને પતિતને ખપશે તે એમાંની અનીતિ જ, બીજું કૈં નહિ. અલબત્ત એટલું ખરૂં કે દુનીઆનો સમાજ જુદે જુદે વખતે બહુધા ત્રીજી કે પહેલી અવસ્થામાં અથવા એ બેનાં મિશ્રણુ જેવો હોવાનો, એટલે વચલી અવસ્થાને પોતાનું સ્વરૂપ પ્રકાશિત કરવાની તક બહુ થોડી રહે, અને તેને સમજનાર ને મૂલવનાર કોઇક જ નીકળે. વળી આત્મનિષ્ઠતા સમાજમાં હશે ત્યારે પણુ, તે આખા સમાજમાં નહિ પણુ તેના અમુક સુવિકસિત વર્ગમાં જ હશે. તે વર્ગ જેટલી સૂક્ષ્મતાથી, ચોખવટથી અને ઊંચી કર્તવ્યબુદ્ધિથી પ્રજાને કળાની નિર્મળ ભાવનાઓ સમજાવી શકે તેટલે અંશે જ કલાના પ્રશ્નો નીતિના પ્રશ્નો સાથે ગૂંચવાઇ જતા અટકે. તે સિવાય લોકદળ તો— અને તેને પ્રામાણિકપણે, અંધપણે કે સ્વાર્થદૃષ્ટિથી બહેકાવનારા

ચોખલિયા કે પતિત વિવેચકો પણ—આ વિષયનું મર્મગ્રહણ કર્યા વિના, નીતિ એ સઘળા સંજોગોમાં શેઠાણી અને કળા હરહંમેશ તેની ચાકરાણી જ હોય એવી રીતે વાતો કરવાના અને પરિણામ ઘણે ભાગે એ આવવાનું કે નીતિમાન કળાના પણ કળાતત્ત્વને પ્રજા કદાચ વીસારી નાંખશે; નીતિ પર જ વધુ પડતો—નીતિને પોતાને પ્રાણઘાતક નીવડે તેટલો—ભાર મૂકશે; અને કલાનો ઉપયોગ થશે તો તે પણ એવા એવા લુખ્ખા નીતિબોધ માટે કે જેથી નીતિ કળાની હણનાર તો ઠરે જ, પણ જગતના જીવનમાત્રની-ચેતનમાત્રની હણનાર પણ ઠરે.

૫

હજી એક—અને હાલને કાજ છેલ્લી—વાત તો વણસ્પર્શી રહી છે: નીતિ પરત્વે કલાકાર પોતે સમાજ જોડે કેવી સંસ્થિતિમાં છે, તેની વિચારણા.

કલા જ્યારે, આ લેખમાંના પ્રથમ સિદ્ધાંતાનુસાર શક્તિદશામાં હોય, કૃતિદશારૂપે આવિર્ભાવ પામી ન હોય, ત્યારે તો તેમાંની અનીતિ તરફ પણ અણગમો આવવાપણું સમાજને હોતું નથી. કલામાંની નીતિ—અનીતિ એ કલાકારના પોતાના આત્મા પર તો અસર કરે જ, પણ સમાજને સમસ્ત સમાજ તરીકે, તેની સાથે સ્નાનસૂતક નથી. (અહીં એટલું હળવે સાદે ઉમેરી લઈએ કે કલાકારના એ આંતરજીવન માંહેની નીતિ કે નીતિના અભાવ માટે સમાજ પોતેજ અમુક અંશે જવાબદાર હોય છે, કેમકે જેવા સારા કે નરસા સંસ્કાર સમાજની મધ્યમાં રહીને કલાકારના ચિત્ત પર છપાયા હશે, તેવી સારી કે નરસી તેની કલાશક્તિ બનશે-જો કે એટલું ખરું કે એ સંસ્કારગ્રહણ શુભ બને કે અશુભ, તેનો બાકીનો આધાર કલાકારના ભાગ્યયોગ પર અને ગ્રહણમાં તેણે વાપરેલી વિવેકબુદ્ધિ અને મનોબળ પર પણ રહેશે.) પણ કલા એક વાર આવિષ્કૃત થાય અને કલાવાનના ઘરની બહાર જાય, એટલે તરત સમાજનાં સકળ ચક્રમહાચક્રો તેને આગળ ધપાવવા સારુ અથવા તો ચગદવા સારુ ગતિમાં મુકાય છે.

કલા આ તબક્કે પહોંચે ત્યારે તેમાં પ્રચારનું તત્ત્વ દાખલ થાય છે. નીતિરંગી કલાકારને એ તત્ત્વનો લાભ મળશે અને અનીતિરંગીએ તેને લીધે શોષવું પડશે, એ તો દેખીતું છે. અલબત્ત ચોખલિયા સમાજમાં જ આમ થશે. પતિત સમાજમાં સ્થિતિ એનાથી ઉલટાશે. અને આત્મનિષ્ઠમાં બેઉ પ્રકારની કલાનો સત્કાર થશે.

આ રીતે, જેવો સમાજ, તેવું તે સમાજમાં કલાનું પ્રચારકામ. એ દશામાં કલાકારે શું કરવું? તેણે ચોખલિયા સમાજની ખુશામત કરવા ખાતર જ નીતિમાન કલા સરજવી?—પોતાનું ખરું વલણ અનીતિ તરફ હોય તો પણ? કે, પતિત સમાજમાં પોતાને વસવાનું આવ્યું હોય, તો એવા સમાજની પ્રીતિ સંપાદન કરવા ખાતર, પોતાના નીતિલક્ષી કલાદર્શનની વિરુદ્ધ જઈને, અનીતિમાન કલાનો આશરો લેવો? ટૂંકમાં, તેણે બાહ્ય સંજોગોને વશ થવું કે આંતર-પ્રેરણાના વાહક થવું?—આ સંકુલ અને વિકટ પ્રશ્નો કંઈક ગહન, સવિસ્તર ચર્ચા માગી લે તેવા છે. પણ તેવી ચર્ચામાં ઊતર્યા વિના પણ આપણી ગૂંચ ઉકેલવાના પ્રયાસ પૂરતો નિર્ણય તો આ રીતે કરી શકાય. (૧) જો કલાકૃતિમાં અનીતિનું તત્ત્વ એ રીતે અણાયું હોય, કે તેમાંનું કલાતત્ત્વ ગૌણ બને, જો કૃતિનું સાધ્ય જ અનીતિ હોય, અને સાધન કલા હોય, તો એ કૃતિને સમાજમાં ફેલાવવા બાબત કોઈ પણ તરેહનો વજૂદવાળો બચાવ કલાકારથી રજૂ થઈ શકશે નહિ. એ પોતે અનીતિમાં રાચનારો છે, કલાની તેને ખરી રીતે પડી નથી, તેથી જ તે આમ અનીતિને રૂપાળી કરી દેખાડવામાં પ્રવૃત્ત થયો છે એમ કહી શકાય. (૨) જો કલાકૃતિમાંના અનીતિ-તત્ત્વની ચિકિત્સા ('ટ્રીટમેંટ') એ રીતે થઈ હોય કે કર્તા પોતે અનીતિમય વસ્તુ પરત્વે નિષ્કામ કે નિષ્કામપ્રાય હોય, કલા જ તેનું સાધ્ય અને અનીતિ માત્ર સાધન હોય, તો તેને વિવેકી સમાજે બેગુનાહ ઠરાવવો જોઈએ. (સરખાવો: ઑલ્બ્રાઈટકૃત 'શૉર્ટ સ્ટોરી') આ બીજા પ્રકારનો કલાવાન એકાક્ષ ચોખલિયા સમાજને

હાથે હંમેશ નિન્દાવાનો અને પતિતોની અંધપૂજા પામવાનો. તેની ખરી પારખ, ગમે તેવા સમાજમાં પણ વસતા આત્મનિષ્ઠો શિવાય બીજા કોઈને હાથે અશકય છે. વળી આટલું પણ ધ્યાનમાં રાખવાની જરૂર છે કે પહેલા પ્રકારનો કલાવાન ખરી રીતે કલાકાર નહિ પણ અનીતિકાર છે. જે રસસમાધિ અને કલાશક્તિનું નિરૂપણ આપણે પહેલા ખંડમાં કર્યું છે, તેનો અનુભવ તેને હોતો નથી. સમાધિ તેને કોઈ પણ જાતની લાધતી હોય, તો તે માલિન્યસમાધિ. આમ, જે ચિત્તમાં રસને જ પ્રાધાન્ય નથી, તેનો રસચર્ચામાં ઝાઝી ગંભીરાઈથી–તેનાથી બીહીવા કે તેને નિંદવા પણ–વિચાર જ શાને કરવો ? પણ આવા હીન કલાવાનને આપણે નીતિઅનીતિનો સમાનદૃષ્ટિએ ઉપયોગ કરનાર શુદ્ધતમ કલાલક્ષી કલાવાન સાથે ભેળવી નાંખવો ન જોઇએ. આ કલાલક્ષી કલ્પક સર્જનક્ષણે કલામાં એટલો લીન હોય છે કે તેની દ્વારા, સંસ્કારબળે કરીને, નીતિઅનીતિ સાધનરૂપે વપરાતાં હોય છે એ વાપર પ્રતિ પણ તે પોતે તો બેફામ બનેલ હોય છે. એ તો, પોતાની કૃતિને લીધે જગતમાં અનીતિ ફેલાય તે વિશે જેમ બેપરવા હોય છે, તેમ નીતિ ફેલાય તો તેવા નીતિના ફેલાવ તરફ પણ ઉદાસીન હોય છે. તેને આપણે "અનીતિ મા પ્રસાર" એમ કહેવું એ નકામું છે, તો "નીતિનો બોધ આપ" એમ ફરમાવવું પણ નકામું છે. પણ આ બાબતમાં સમાજથી એટલું થઇ શકે કે કલ્પકની કલાશક્તિ નૈતિક ભાવનાઓથી પોષાયા કરે એવી સમાજની સર્વાનુમતે ઈચ્છા હોય, તો એ ઇચ્છાને પાર પાડવાનો સર્વોત્તમ માર્ગ એ જ છે કે સમાજનું જ વાતાવરણ દંભી નહિ પણ જીવંત નીતિથી સભરભર્યું રાખવું, એટલે કલ્પકની મનોવૃત્તિ પર જે સંસ્કારો પડે તે સાચી રીતે નીતિપરાયણ જ હોય. એવું વાતાવરણ વધુમાં વધુ પ્રાબલ્ય ધરાવતું હોય ત્યારે પણ, કૃતિમાં અનીતિનો ઉપયોગ માત્ર સાધનલેખે–એ અનીતિમાં રાચ્યા વિના–કરનાર કલાકાર તો નીકળવાનો જ: જેમકે, 'સરસ્વતીચંદ્ર' તથા 'જયા અને

જયંત 'ના કર્તાઓ પર નીતિપ્રધાન વાતાવરણવાળા સમાજના સંસ્કારો પડ્યા છે એ દેખીતું છે; આમ છતાં, પહેલામાંનો જમાલવાળો પ્રસંગ અને બીજામાંનો નૃત્યદાસી અને તીર્થગોરવાળો પ્રસંગ–એ બંને નીતિપોષક નહિ પણ અનીતિના સ્પષ્ટ સૂચક તો છે જ. એ પ્રસંગોનો ચોખલિયાઓ વિરોધ કરે કે પતિતો તેનાથી અવમાર્ગે દોરવાય, પણ આત્મનિષ્ઠો તો તેને અનિવાર્ય જ ગણશે; કર્તાઓ એ પ્રસંગો કોઇ કલેતર અનુચ્ચ હેતુ સાધવા પોતાની કૃતિઓમાં નથી આણતા, એમને હાથે એ અણાઈ ગયા છે, એટલું સમજશે; કૃતિમાં તેનું સ્થાન ખસેડી કે બદલી શકાય તેવું નથી એ પણ સ્વીકારશે. સંક્ષેપમાં કલાની પ્રકૃતિ જો એક પાસ એવી નથી કે તે સર્વ સંજોગોમાં નીતિની રૂઢ એકતરફી ભાવનાની તાબેદારી ઉઠાવવા તત્પર થઈ શકે, તો બીજી પાસ, એ પ્રકૃતિનો અનીતિને ભજવાથી પણ મોક્ષ થતો નથી. વિશ્વક્રમને, તે જેવો છે તેવો વાંચવા મથવું એ કલ્પકની દુર્દમ એષણા છે; અને હમેશાં એવું જ બને છે કે તેનું વિશ્વદર્શન તેજસ્વી અને વિશદ હોય ત્યારે તેનું કલાદર્શન પણ, જગત જેને અનીતિ કહે છે તેને અજાણે ઉપયોગમાં લેતું છતું, ખરેખરી સંગીન નીતિથી તો અભિન્ન જ રહે છે. એ સ્વરૂપે તેને સમજવું એ હરેક કલાપ્રેમી અને કલાવિવેચકનો ધર્મ છે.

કલાવિવેચકની એક ગૂંચઃ આ શબ્દોથી આપણે લેખનું મથાળું બાંધેલું. લેખને અંતે ગૂંચ પૂરેપૂરી ઉકલી છે, એવો ખોટો દાવો નહિ કરીએ. માત્ર, ઉપરનું લખાણ આ વિષયને લગતી સ્થિતિ શું છે તે યથાવત્ રજૂ કરી શક્યું હોય અને જે કોઈ વધુ વિચારથી ગૂંચ ઉકેલવા ઉદ્યુક્ત થાય તેમને માર્ગદર્શન આપવામાં સહાયભૂત થાય, તો એ થોડું સંતોષપ્રદ નથી.

**અનુલેખ**

ઉપર મુજબ લેખ પૂરો કરીને એક મિત્રને તે વંચાવ્યો. ત્યારબાદ એમની સાથે જે ચર્ચા વિષય પરત્વે થઇ તેમાંના મુદ્દા તથા

એ ચર્ચાથી સ્વતંત્રપણે લેખકને સૂઝયા તે મુદ્દા, હાલ તો પ્રશ્નાકારે જ અહીં ઉતારવાનું બની શકે તેમ છે. પ્રશ્નોમાંના કેટલાકના ઉત્તર પરોક્ષ રીતે ઉપલા લેખમાં પણ શોધનારને જડશે; અને બાકીના વધુ વિચાર માટે ખોરાક પૂરો પાડશે. પહેલાં મિત્રવાળા પ્રશ્નો લઈએ.

૧ કલાકારના સાલ્લામાં છુપાયલો અનીતિકાર પોતાના અનીતિ-પ્રચાર માટે કલાને સાધન બનાવીને જે અનુભવ લે અથવા તો કૃતિ રચે તે કલા કહેવાય ખરી?

૨. લેખમાં નીતિ અને કલાનું ભિન્નત્વ-એકની એક જ કૃતિમાં કલા હોય પણ નીતિ ન હોય એવી સ્થિતિ-વહેવારુપણે શકય છે ખરી?

૩. અનીતિમિશ્ર કલા તરફ સમાજે જે સીધું નિરપેક્ષ વલણ રાખવું જોઈએ તે કયું, એ વાત લેખમાંથી કેમ સ્પષ્ટ થતી નથી?

૪. અનીતિમય કલાની કેટલીક જવાબદારી લેખક સમાજ પર નાંખે છે, તે વાજબી છે?

હવે લેખકના પોતાના પ્રશ્નો:

૧. નીતિવિચારમાં આપણે કલાને અગ્રસ્થાન આપતા નથી, તો કલાવિચારમાં નીતિને શા માટે આપવું?

૨. જ્ઞાનને ખાતર જ જ્ઞાન, સેવાને ખાતર જ સેવા, "વર્ચ્યુ ઇઝ ઇટસ ઓન રીવૉર્ડ"—આમ આપણે સિદ્ધાન્તો સ્થાપીએ છીએ, તેવા અર્થમાં તો "કલા–ખાતર-કલા" એમ કહી શકાય ને?

૩. કલા કાન્તાની માફક ઉપદેશ આપનારી હોવી જોઈએ એમ કહીને મમ્મટાદિએ હાથ ધોઈ નાંખ્યા છે એવો એક પ્રતિષ્ઠિત મત છે. એ માનનીય મતદારોને આટલું પૂછી શકાય: મમ્મટે જ પહેલા ઉલ્લાસમાં ધ્વનિકાવ્યનું જે દૃષ્ટાંત આપ્યું છે, તેમાં તો ઉપદેશને બદલે અનીતિનું ઉઘાડું સૂચન છે, તેનું શું?

૧૯૨૭

# રામનારાયણ વિશ્વનાથ પાઠક

## (૧૮૮૭– )

## 'વિરાજવહુ'

એક દૃષ્ટિએ જોતાં 'વિરાજવહુ' સૃષ્ટિમાં પ્રવર્તતા કર્મના સાર્વભૌમ નિયમનું, બીજા શબ્દોમાં કહીએ તો સૃષ્ટિ પર ચાલતા નીતિના સામ્રાજ્યનું નિદર્શન છે. નવલકારની સૃષ્ટિમાં દરેક પાત્રને પોતાના કર્મનું ફળ મળી જાય છે. આખી નવલકથામાં સૌથી પ્રચંડ કર્મ કરનાર વિરાજ પોતે છે. યુધિષ્ઠિર જેમ આખા સત્યપ્રિય જીવનમાં એક વાર સત્યથી ચ્યુત થયા હતા તેમ તે પોતાના સતીધર્મથી ચ્યુત થાય છે અને તેને માટે તેને જે ફળ ભોગવવું પડે છે તેમાં જ આખી નવલકથાનો કરુણ રસ નિષ્પન્ન થાય છે. વિરાજનું સૌંદર્ય અસામાન્ય હતું. સ્ત્રીઓ પણ તેના સૌંદર્યથી મુગ્ધ થતી. સળગતા ચૂલાનો પ્રકાશ વિરાજના મોં ઉપર પડેલો જોઈ ઘરની ચાકરડી સુંદરી જે એક દિવસ રૂપાળી હતી અને અભિમાની હતી તે પણ બોલી હતી, 'સાચેસાચ મા, તમારા જેવું રૂપ મેં મનુષ્યનું કદી નથી દીઠું.' તેનો ભોળો પતિ તેનો 'સમસ્ત દેહ અને મન ભગવાને કોઈ રાણીને યોગ્ય ઘડ્યાં' છે એમ માનતો. અને ગામના જમીનદારનો વંઠેલ પુત્ર, જે કલકત્તામાં નિરંકુશ જીવન ગાળી અહીં આવેલ હતો તે તો વિરાજને પ્રથમ જોઈ મનુષ્યનું આવું રૂપ હોય એમ પણ માની ન શક્યો. એ વિરાજ સતીધર્મથી જરા ચ્યુત થતાં તેના પર શું શું વીત્યું! પોતાના પાપનું ભાન આવતાં તેણે નદીના પૂરમાં ઝંપલાવ્યું અને પછી કેટલાએક દિવસે તેને ભાન આવ્યું ત્યારે તે દવાખાનામાં હતી. તેની ડાબી આંખ ગઈ હતી, અને ડાબો હાથ ખોટો પડી ગયો હતો. સાજી થવાની રજા મળતાં તેણે જ્યારે પ્રથમ જ અરીસો માગી મોં જોયું ત્યારે 'અનહદ ઘૃણાથી તેનો ચહેરો આપોઆપ બદલાઈ ગયો. આરસી

આઘી મૂકી બિછાનામાં મોં ઘાલી તે ગંભીર કરુણ સ્વરે રોઈ પડી. માથું મુંડન કરેલું જોયું—તેના કાળા વાદળ શા વાળ કયાં ગયા? આવું મોં કોણે આવી રીતે તોડી ફોડી નાખ્યું? પેલાં કમળપત્ર જેવાં નેત્ર કયાં ગયાં? કાચા સોના જેવો વર્ણ કોણે હરણ કરી લીધો? ભગવાન આ તેં શો ભયંકર દંડ દીધો છે? જો કોઈવાર પાછાં મળાય તો આ મુખ શી રીતે બતાવાશે?' તેણે ભિખારીની જિંદગી શરૂ કરી. પતિના ખોળામાં માથું રાખી મરવાની તેની આકાંક્ષાથી પ્રેરાઈ તે મુસાફરી કરવા માંડી ત્યાં તેને ક્ષય થયો, અને તે આકાંક્ષા છેવટ પૂરી થઈ ત્યાં સુધી અને તે સિવાય તેનું જીવન કેવળ દુઃખની જ પરંપરા રહ્યું.

પણ વિરાજનો આ રીતે પ્રથમ ઉલ્લેખ થતાં વિરાજને અને શરદબાબુને બન્નેને અન્યાય થાય છે. માટે જ અમે વિરાજની ધર્મ-ચ્યુતિ યુધિષ્ઠિરના અસત્યકથન જેવી આખા જીવનમાં એક વિરલ અપવાદરૂપ કહી છે. વિરાજ કોઈ સામાન્ય નહિ પણ ખરેખર મહા-સતી હતી. નીલાંબર અને વિરાજનો પ્રેમ અપ્રતિમ હતો. બાળપણના નિર્દોષ કાળમાં તે બહુ સ્વાભાવિક રીતે અંકુરિત થયો હતો. વિરાજ સાસરે જ ઊછરેલી હતી. જુવાનીમાં પણ તે પ્રેમ એટલી જ સ્વા-ભાવિક રીતે મર્યાદામાં પણ સંપૂર્ણ સ્વતંત્રતાથી સ્વચ્છ ઝરા જેવો હાસ્યવિનોદમાં કલકલ વહેતો આપણે જોઈએ છીએ. થોડાં અવ-તરણોથી પ્રસ્તાવના લાંબી થવાનો ભય નથી. નાની બહેન હરિમતિએ ગાય દોહ્યા પહેલાં વાછડી છોડી દીધેલી તે પ્રસંગે

વિરાજ—એને તો મારવી ઘટે છે.

નીલાંબર—ના. નોકરડીને દૂધવાળાને ત્યાં મોકલી દૂધ મંગાવવું ઘટે છે......તમે યે તો એક દિન એટલી ઉંમરે માનું પંખી ઉડાવી દીધું હતું. પાંજરાનું બારણું ખોલીને તમે યે માન્યું હતું કે પાંજરાનું પંખી ઊડી નહિ શકતું હશે. યાદ આવે છે?

× × ×

વળી

વિરાજ—નીચ વર્ણના લોકની જેમ હવે તો તું તાં પણ કરવા લાગ્યા ?

નીલાંબર—અરે મનમાં રહેતું નથી. બાળપણાની ટેવ જવા માગતી નથી. યાદ છે, તારા કેટલા કાન અમળાવ્યા છે ?

વિરાજ—યાદ કેમ નહિ ? હું નાનકડી મળી એટલે મારા ઉપર તમે કાંઈ જુલમ કરવાનો બાકી રાખ્યો છે ? પિતાજીની ચોરીથી માતાજીની ચોરીથી મારી પાસે તમે કેટલી યે વાર હુક્કો ભરાવ્યો છે ? તમે કાંઈ ઓછા શેતાન છો ?

નીલાંબર—આજે પણ એ બધું યાદ છે ? પણ તું જાણે છે કે તે જ વખતથી તને હું ચાહતો આવ્યો છું.

વિરાજ—જાણું છું; પણ બસ કરો, પૂંટિ આવી.

અને આ પ્રેમ જેટલો સુખમાં ઉલ્લાસમય છે તેટલો જ વિપત્તિમાં દૃઢ નીકળે છે. હરિમતિના વિવાહમાં રોકડા હતા તે ગયા, વિરાજના અંગનાં ઘરેણાં ગયાં, જમીન ગીરો મુકાઈ, લેણદારો આંટા ખાવા લાગ્યા, વરસ વરસને ખાય એવાં આવવા લાગ્યાં ત્યારે વિરાજે વાળુ કરવાનું છેક છોડી દીધું, અને ચાંડાળોની છોકરીઓ પાસેથી શીખી માટીનાં ઢાળિયાં તૈયાર કરી વેચવા લાગી. શરમની મારી સ્વામી એ વાત ન જાણે માટે તે આ કામ ઉજાગરો કરી મોડી રાતની શરદીમાં કરતી. આ સ્થિતિમાંથી છૂટવા નીલાંબરે કલકત્તા જઈ કમાવા વિચાર કર્યો અને વિરાજને મોસાળ જવા કહ્યું. પણ ગાડી આવી ત્યારે વિરાજ જઈ શકી નહિ. 'પથારીમાંથી ઊઠી તેમનું મોં જોયા વિના મારો એકે દિવસ ન જાય.'

અને આ પ્રેમની શ્રદ્ધા તેમના આત્માના અગાધ ઊંડાણ સુધી ગયેલી છે—

વિરાજ—એક વાત પૂછવા માગું છું, સાચો જવાબ દેશો ?

નીલાંબર—શી વાત ?

વિરાજ—વારુ હું કાળીકૂબડી તો નથી ના?

નીલાંબર—ના.

વિરાજ—જો કાળીકૂબડી હોત તો તમે મને આટલી ચાહત ખરા?

નીલાંબર—બાળપણથી એક પરમ સુંદરીને જ ચાહતો આવ્યો છું એટલે હવે શી રીતે કહી શકું કે તે કાળીકૂબડી હોત તો હું શું કરત?

વિરાજ—હું કહું તમે શું કરત? ગમે તેમ હોત તો યે મને હમણાં ચાહો છો તેમ જ ચાહત.

નીલાંબર નિઃશબ્દ જોઈ રહ્યો.

વિરાજ—તમને વિચાર થાય છે કે મેં કેમ જાણ્યું-કેમ?

નીલાંબર—હા તે જ વિચાર થાય છે કે તેં કેમ જાણ્યું?

વિરાજ—મારા મને કહી દીધું. હું તમને જેટલી જાણું છું તેટલા તમે યે તમને પોતાને નથી જાણતા. માટે જાણું છું કે મને તોપણ તમે આવી જ રીતે ચાહત. જે અન્યાય છે, જે કરવામાં પાપ રહેલું છે, તે તમે કદી કરી શકો એમ નથી.

નીલાંબર ચૂપ રહ્યો.

વિરાજ—આંસુ કેમ?

નીલાંબર—તને શી રીતે ખબર પડી?

વિરાજ—તમે ભૂલી કેમ જાઓ છો કે હું નવ વર્ષની પરણી છું? ભૂલી કેમ જાઓ છો કે તમને પરણ્યા પછી મેં તમને મારા કર્યા છે? તમને તમારા શરીર ઉપર હાથ ફેરવવાથી શું ખબર પડતી નથી કે હું તે શરીરમાં ઓતપ્રોત થઈ ગયેલી છું?

વાંચનારને કદાચ આ જગાએ વિચાર થશે કે સદ્‌ગુણ કે પ્રેમ, બન્ને એક જ છે, આટલો સ્વભાનવાળો હોવાથી જરા અસ્વાભાવિક નથી બનતો? જરા અસુંદર નથી થતો? આપણા સંસારમાં અનેક વિષમતાઓમાં એક સુંદર તત્ત્વ એ છે કે પ્રેમ બુદ્ધિ સાંસરો નીકળી સ્વભાનની છાયાથી ઝાંખો નથી પડી જતો. અને એ એક સુંદર

તત્ત્વ આર્યમહિલામાં રહેલું આ વિચક્ષણ નવલકાર કેમ ન સમજી શકયો ? શેકસપિયરની કલમથી આળેખાએલી પોર્શિઆમાં આ પ્રેમભાન પશ્ચિમના ટીકાકારોને પણ અરોચક લાગ્યું છે તો, તદ્દન સ્વાભાવિક સ્થિતિમાં પોષાયેલો વિરાજનો પ્રેમ આટલો સ્વભાનવાળો કેમ ? પ્રેમીઓ વચ્ચે આ વિચિત્ર વાતચીત શી ?

વિરાજનું આખું પાત્ર વિચિત્ર છે એ જોતાં આ વિચિત્રતા કળાવિધાનમાં સ્ખલન નથી જ લાગતી; પણ તે તો હજુ આગળ કહેવાનું છે. પણ અહીં યાદ રાખવું જોઈએ કે વિરાજના જીવનમાં એક એવો પ્રસંગ બન્યો છે જેથી તેના સમસ્ત જીવનમાં ક્ષોભ થયો છે. જમીનદારના દુરાચારી પુત્ર રાજેન્દ્રકુમારે તેના પર કુદૃષ્ટિ કરી છે. તેની સમસ્ત દૈવી સંપત્તિને આ બહારની દુષ્ટતાથી આઘાત પહોંચ્યો છે. તેની અતિ નાજુક રસવૃત્તિથી તે આ વાત પતિને કહી શકતી નથી. મનમાં ને મનમાં તે ખૂબ વિચાર કરે છે. આ જ વિચારમાં તે પતિને પૂછે છે કે ખરાબ સ્ત્રી કેવી હોય. 'તેઓ શું કરે, શું વિચારે, શું ખાય, કેમ સૂએ બેસે . . . હમણાં હું તમારી સાથે બેસીને વાત કરું છું તેમ જ બેસી તેઓ જેની તેની સાથે વાત કરતી હશે ?' આ વિચારો તો વિરાજના મનની સપાટી ઉપરના થોડા જ છે. તેનું સમસ્ત માનસસર અતિ ક્ષુભિત થયેલું છે.

દુષ્ટતાના આ જ આઘાતમાં તેને ફોસલાવવા આવેલી સુન્દરીના હાથનું પાણી તે સ્વીકારતી નથી અને જૂની નોકર હોવા છતાં તેને પતિની રજા લેવા પણ ન રોકાતાં કાઢી મૂકે છે. આ વિચારમાં જ, આ જ પુણ્યપ્રકોપના વેગમાં જ તે આપણને ન સમજાય એવાં અવળાં આચરણ કરે છે. આથી જ તેનો પતિ તેના સૌંદર્યનાં વખાણ કરે છે ત્યારે, તેને તે સૌભાગ્ય ન માનતાં પ્રચંડ તિરસ્કારથી ધિક્કારી કાઢે છે.

'તમે ધારો છો કે આ વાત સાંભળી હું રાજી થતી હઈશ ? . . . . ના, એવું જે બોલે તેનું હું મોં યે જોવા નથી ઇચ્છતી ! રૂપ, રૂપ, રૂપ ! સાંભળીને મારા કાન પાકી ગયા છે. પણ બીજાની

વાત તો સમજ્યા કે જાણે તેમની આંખ તો આની ઉપર જ વધારે પડે છે. પણ તમે? તમારી સાથે તો નાનકડી હતી ત્યારથી રહી આવડી મોટી થઈ છું. તમે પણ શું રૂપ સિવાય બીજું કશું મારામાં જોતા નથી? રૂપ જ મારામાં સૌથી અમૂલ્ય વસ્તુ છે શું? તમારે મોઢે શી રીતે આવી વાત ઊપડે છે? હું તે શું રૂપનો વેપાર કરું છું કે તેથી તમને ભોળવી રાખવા ઇચ્છું છું?'

પણ વિરાજનો સ્વભાવ સમજવામાં હજુ મુસ્કેલીઓ આવે છે. આવી સતી શી રીતે ધર્મચ્યુત થઈ? અને તે પણ એ દુરાચારી રાજેન્દ્રકુમારના સંબંધમાં? જેને તેણે સુંદરી મારફત ઘાટ પર આવવાની મનાઈ કરી હતી; જેની કુદૃષ્ટિને લીધે વિરાજને પોતાનું રૂપ પણ અકારું થઈ પડ્યું હતું; જે રાજેન્દ્રને તેણે પોતે એકવાર ધમકાવી ધૂળ ભેગો કરી નાખ્યો હતો! અને તે પણ રાજેન્દ્ર પાસે વિરાજ પોતે જાય છે! આ શી રીતે બન્યું તે તો માત્ર શરદબાબુ જ પોતાની અદ્ભુત શૈલીથી બતાવી શકે. અમને ખાત્રી છે કે નવલકથા વાંચી રસજ્ઞ વાંચનાર સમજી શકશે કે આપણી દુનિયાના જ કેવળ સ્વાભાવિક બનતા બનાવોથી જ આ વાર્તા આ મહાન વિનિપાત સુધી આવે છે. અમે માત્ર તે સર્વ બનાવોની પાછળ રહેલા અને એ બનાવોથી વ્યક્ત થતા વિરાજના માનસિક વ્યક્તિત્વ તરફ જ ધ્યાન ખેંચવા માગીએ છીએ.

વિરાજ કોઈ અસામાન્ય વ્યક્તિ છે. તે માત્ર પોતાના દૈહિક સાન્દર્યમાં જ અસામાન્ય નથી, તેની માનસિક ઘટના પણ અસામાન્ય છે. એ સૌન્દર્ય સાથે તેને પતિ માટે કેટલો કોમલ ભાવ હતો તે તો વાર્તાની શરૂઆતમાં જ ધ્યાન ખેંચે છે. પણ વિરાજની કાયામાં બીજી એક વસ્તુ હતી — તે તેની બેહદ હિમ્મત. ધણીના તાવને માટે અનેક દેવ દેવીઓની માનતા રાખનારી અને ઉપવાસ કરનારી માણસનો કે સાપનો કે ભૂતપ્રેતનો ભય જાણુતી પણ નહોતી. સુંદરીને રજા આપી તે ભર અંધારે પાણી ભરવા ચાલી ગઈ હતી, અને તેણે

ઘર છોડયું તે મેઘલી અંધારી રાત્રિનું ભયંકર દૃશ્ય તો વાંચનારની નજર આગળથી ખસવાનું નથી. તેના સ્વભાવમાં આપણે કોઈ અતુલ દૃઢતા જોઈએ છીએ, અને તે બુદ્ધિપૂર્વક પ્રાપ્ત કરેલી નથી પણ જન્મસિદ્ધ જ છે. બાળપણામાં 'મેં ઇષ્ટ દેવતાની સામે સોગંદ લીધા હતા કે અસુખની વાત કદી તમારા આગળ ન કરવી. તે સમ આજ સુધી તોડયા નથી.' અને આ દૃઢતા જેટલો જ કે તેથી યે વધારે પ્રબલ તેના મનનો વેગ છે. એક વખત તેનું મન વેગમાં ચડયું તો એ વેગમાં જે આવે તેને તે ઘસડી જતું. એ વેગ ઉપર તેને પોતાને કાબૂ રહી શકતો નથી. આ જ વેગ અને આ જ દૃઢતાના યોગથી તે અસંભવિત લાગતાં અનેક કામો કરી નાખે છે. અને જેમ માણસમાં અનેક ભિન્ન ભિન્ન પ્રકૃતિઓ રહેલી હોય છે તેમ આ દૃઢતા અને બલની સાથે તેનામાં કોઈ સૂક્ષ્મ નાજુકતા રહેલી છે. પાપને માટે કોઈ ઝીણી સૂગ રહેલી છે. રાજેન્દ્રની દુષ્ટતાના આઘાતથી આત્મા અસ્વસ્થ થયો તે છતાં આ જ સૂગને લીધે તે ખરી હકીકત ઠેઠ સુધી **નીલાંબર**ને કહી શકતી નથી.—નથી કહી શકતી તેમાં પતિનો વહેમ નથી, પતિની બીક નથી પણ આ દુષ્ટતાની સૂગ છે. તેના સમસ્ત પ્રેમમાં આ નાજુકાઈ રહેલી છે, જે દરેક સ્ત્રીમાં સ્વાભાવિક હોય છે, અને જે વિરાજમાં તેના આત્મબલના પ્રમાણમાં અતિ તીવ્ર હતી. આ જ નાજુકાઈથી તે પતિને ખરાબ ભાત પીરસી શકતી નથી, ન પીરસી શકવાનું કારણ કહી શકતી નથી, અને છતાં આ નાજુકાઈ ઘવાતાં થતા ક્રોધના આવેગમાં પતિનું અપમાન કરી નાખે છે. આ ઉપરાંત તેનામાં એક બીજી વિચિત્રતા છે. ઘણાં બળવાન અને આવેશવાળાં માણસોમાં આપણે કોઈ વિલક્ષણ નબળાઈ જોઈએ છીએ. મોટા સેનાધિપતિઓ દેડકા બિલાડીથી બીતા સાંભળ્યા છે. વિરાજને આવી વિચિત્ર ટેવો હતી; વિરાજે જાતે જ એક વાર કહ્યું હતું કે **નીલાંબર** તેનો હાથ પકડતો કે તેનો ક્રોધ ક્યાંયે ઊડી જતો. અને આવી જ બીજી માનસિક ટેવ એ હતી કે તેના શરીર

પર માર પડે તે તરફ તેને અતિશય ઘૃણા–તિરસ્કાર હતો. બાળપણમાં તેના પતિએ એક વાર વિરાજના અસુખની વાત માની ન હતી અને બારણું ન ઉઘાડવા માટે મારવા લીધી તે ઉપરથી તેણે અસુખની વાત જ કદી ન કરવાનો નિશ્ચય કરી દીધો હતો. પતિને કવેણ કહેવાઈ જતાં તેણે પાછા આવી બારણું ઠોકયું ત્યારે—વિરાજ ભયભીત થઈ ગુપચુપ બારણા પાસે આવીને ઊભી રહી, નીલાંબર ઉતાવળો થઈ બોલ્યો: ‘ઉઘાડની, વિરાજ.’ વિરાજ જાણે રોઈ દેશે એવે મૃદુ સ્વરે બોલી, ‘મને મારો તો નહિ! મારો તો!’ નાની વહુ મોહિનીનું સૌજન્ય, સરળતા, પતિભક્તિ સર્વ એને સમજાય છે પણ તે પતિની સપાટનો માર કેમ ખમી રહી તે તેનાથી નથી સમજાતું. ‘એ અપમાન મારાથી ન સહેવાય.’

અને તે વિનિપાતની રાત્રે શું શું બન્યું હતું? વિરાજનો ઢાઢિયાં બનાવવાનો ધંધો ભાંગી પડ્યો છે. અને નીલાંરઅને આ વિપત્તિઓનો માત્ર એક જ ઉપાય જડ્યો છે—ગાંજો પીવાનો. તે વિરાજને તાવમાં તડફડતી મૂકી ગયો છે અને ત્રણ દિવસ સુધી પાછો આવ્યો નથી. છતાં વિરાજ પોતાની સ્થિતિ ભૂલી કાંપતી કાંપતી દીવો કરી વરસતે વરસાદે સામે શોધવા જાય છે. અને પહેલા ખબર એ સાંભળે છે કે નીલાંબર કોઈ બુઢ્ઢા ડોસાની મરણપથારી પાસે દિવસો ગાળે છે. પતિને આવતો સાંભળી તેને માટે એવી ઘોર અંધારી રાત્રે તે ચાંડાલને ત્યાં ચોખા માગવા જાય છે. નીલાંબર તે મોડી રાતે ક્યાં જઈ આવી તેનો ખુલાસો માગે છે. ખાતા પહેલાં એવી શરમની વાત ખુલી ન કરવા વિરાજ ‘ઘાટે’ એમ જવાબ આપે છે, અને નીલાંબરની આંખો ગાંજામાં ઘેરાયેલી જોઈ ‘આજે ખાઈને સૂઈ જાઓ, કાલે સાંભળજો’ એમ વીનવે છે. ત્યારે નીલાંબર સાંભળ્યા પહેલાં તેના હાથનું પાણી પણ હરામ કરે છે; વધારે ટપાટપી ચાલતાં વિરાજના રાજેન્દ્ર સાથેના પ્રસંગનું આળ મૂકે છે. વિરાજ વધારે બોલતાં નીલાંબર પાનનો ખાલી ડબો તેના માથા પર

જોરથી ફેંકે છે અને વિરાજને લોહીલોહાણ કરે છે. વિરાજ બૂમ પાડી ઊઠી 'મને મારી!' અને નીલાંબર છેલ્લે કહે છે 'તારું મોં મને ન બતાવ, કુલટા! કાળું કર.'

વિરાજ ક્રોધના આવેશમાં ઘેલી બને છે. પોતાના મનના વેગમાં જ તે પોતાનો તાવ, નબળાઈ સર્વ વીસરી જાય છે. સવારમાં પતિનું મોં જોવાની તેની અનિરુધ્ય ઇચ્છા, પતિના ખોળામાં મરવાનો તેનો છેલ્લો લોભ સર્વ એ મનના વેગમાં તણાઈ જાય છે. તે ઘાટ પર આત્મઘાત કરવા જાય છે. ત્યાં વીજળીના ચમકારામાં રાજેન્દ્રનો ઘાટ જુએ છે અને પતિથી પરાઙ્મુખ ઘસડતા વેગમાં પડેલા તેના મનમાં વીજળીના ચમકારા પેઠે રાજેન્દ્ર પાસે જવાનો નિશ્ચય થાય છે, જે સુંદરીને તેણે રાજેન્દ્રની ગુપ્ત સિફારસ કરવા માટે કાઢી મૂકી હતી તે જ સુંદરીની મારફત તે રાજેન્દ્ર પાસે જાય છે. તેના મછવામાં બેસે છે. પણ રાજેન્દ્રને પ્રત્યક્ષ દેખાતાં તેનું પતિનિષ્ઠ મન ફરી ભડકે છે અને કારમી હાય મારી તે નદીમાં ઝંપલાવે છે.

આ સર્વ વસ્તુસ્થિતિ વાંચતાં વિરાજનું કાર્ય સ્વાભાવિક દેખાય છે એટલું જ નહિ પણ વાંચનાર ઊલટો કથાકારનો પ્રશ્ન કરવા પ્રેરાય છે, 'આવા માનવમાત્રને દુઃસહ થઈ પડે એવા પ્રસંગે થયેલી આટલી નાની ચ્યુતિ માટે આવો ભીષણ દંડ?' પણ આ દંડ દેવામાં કથાકાર જેટલું કૌશલ તેટલો જ માનવસ્વભાવનો અભ્યાસ બતાવે છે. કોઈ જગાએ વિરાજના ઉપરની આપત્તિઓ સ્પષ્ટ સજા તરીકે દેખાતી નથી. જેમ તેના સ્વભાવનાં અનેક બળોથી તે મહા આવેગમાં આવી વિષમ કાર્યો કરે છે તેમ જ તે જ આવેગથી તે નદીમાં પોતાની મેળે પડતું મેલે છે. પાણીમાં પડવાની માંદગીથી તે વિરૂપ બને છે પણ પોતાનું શિયળ રક્ષવાને તેણે જ એ પાણીનો આશ્રય લીધો હતો. તેના મનના આવેગના પ્રમાણમાં જ પરિણામો પણ પ્રબળ આવે છે. અને વિરાજના મનનું બળ દુષ્ટતા તરફની સૂગ, મનનો આવેગ એ સર્વ જોતાં વિરાજે પોતે ન મળ્યું હોત તો આથી પણ

વધારે દુઃખ સજામાં માગી લીધું હોત. દુઃખ એ જ પાપનું આશ્વાસન છે. અને એ સજા છતાં પણ જગતમાં તેને માટે કરુણા જ રહેલી છે. તેનું અતુલ રૂપ નષ્ટ થયું છે પણ દૈવી હાસ્ય ક્યાં જતું રહ્યું છે જેનાથી તે છેવટ ઓળખાય છે? તેનાથી અકર્મ થઈ ગયું છે પણ નીલાંબરનાં તેના ઉપરનાં શ્રદ્ધા-પ્રેમ ક્યાં જતાં રહ્યાં છે? તે અનેક દુઃખમાં પતિથી વિખૂટી પડી છે પણ પતિના ખોળામાં માથું મૂકી મરવાની તેની એક ઇચ્છા ક્યાં અપૂર્ણ રહી છે? જગતે તેને અસતીનો અપવાદ આપ્યો પણ સતીપણાની ખાત્રીરૂપ તેણે જે વરદાન માગી લીધું હતું તે પૂર્ણ થઈ તેને પોતાને સતીત્વનું આશ્વાસન ક્યાં અપ્રાપ્ય રહ્યું છે? તેની વિપત્તિઓ સ્વાભાવિક લાગે છે, તેનો છુટકારો દૈવી લાગે છે.

અને જગતની યોજનામાં રહેલ દુઃખનું, તપનું ફળ આપણે સાક્ષાત્ કરી શકીએ છીએ. વિરાજમાં અનેક સદ્‌ગુણો સાથે કાંઈ અસહ્ય અભિમાન હતું. એ અભિમાન જ તેના મનોવેગનું કારણ હતું—પોષક હતું અને તેથી આત્મવિકાસને બાધક હતું. નાની વહુ મોહિનીની ઋજુતા, નિરભિમાનતા જોઈને વિરાજ મનમાં જ બોલે છે 'આ જોઈને તો શીખ વિરાજ!' પણ પોતાના અભિમાનમાં તે શીખી શકતી નથી. તે અભિમાન તે નીલાંબરથી જુદી પડતાં છોડી શકે છે. નીલાંબરને વિરાજ જેવી વહુનો વિયોગ કાંઈ જેવું તેવું દુઃખ નહોતું. વિરાજ જેવી વહુને આળ ચડાવીને કાઢી મૂકતાં નીલાંબરને માથે પણ ઓછું દુઃખ નથી પડ્યું અને એ ભોળો બ્રાહ્મણ તો તરત જ પશ્ચાત્તાપમાં પડે છે. રાજેન્દ્ર ખરી સતીનાં દર્શન માત્રથી જ સીધો થઈ જાય છે. રહી જાય છે માત્ર એક સુંદરી. જે વિરાજની નોકર છતાં રાજેન્દ્રના પૈસા લઈ વિરાજને ફોસલાવવા પ્રયત્ન કરે, જે નીલાંબર તરફ ભાવ થતાં તેને પૈસા આપે, નિતાઈની મશ્કરી કરે, અને છતાં વિરાજને રાજેન્દ્રને ત્યાં મૂકવા જાય, આવીને માટે દુઃખે ય નથી અને પરિશુદ્ધિ ય નથી. નીલાંબર પણ શુદ્ધ થઈ મરે છે પણ સુંદરીને માટે આ ભવમાં આરો નથી.

ગૌણ પાત્રોમાં મોહિની અતિ સુંદર પાત્ર છે. કથાકાર આપણને વિરાજનું આંજી નાખે એવું રૂપ અને માત કરી નાખે એવો બલવાન સ્વભાવ બતાવે છે. આપણે જાણીએ છીએ કે જગતમાં એ વિરલ છે. પણ તેટલું જ સ્પષ્ટ બતાવે છે કે સામાન્ય ગણાતી, કાંઈ પણ આકર્ષક કે અસાધારણ વ્યક્તિત્વ વિનાની, મોહિનીમાં વિરાજને પણ સ્પૃહણીય ગુણો છે. જગતની મહાન વ્યક્તિઓ મહત્તાને લીધે નિદ-ર્શનરૂપ છે ત્યારે સાધારણ જણાતી વ્યક્તિઓ પણ તેમના ગૂઢ સદ્‌ગુણો માટે આદરણીય છે. એ બન્ને સત્યોની સરખી અગત્ય કથાકાર આપણને પ્રત્યક્ષ કરી આપે છે.

૧૯૨૪

## ધૂમકેતુ

(૧૮૯૨– )

## મહત્ત્વાકાંક્ષાઃ પુરુષાર્થ

જીવન ઘડવામાં, એટલે જીવનનું ધ્યેય સમજવામાં ઘણી વખત. મહત્ત્વાકાંક્ષા પર વધારે પડતો ભાર મૂકવામાં આવે છે. મહત્ત્વાકાંક્ષા સિદ્ધ કરવા માટે જરૂર પુરુષાર્થની જ પડે છે, પરંતુ મહત્ત્વાકાંક્ષા એ પુરુષાર્થનું હલકામાં હલકું રૂપ છે. મહત્ત્વાકાંક્ષી પુરુષ, વિજયની ટોચ પરથી પડ્યા પછી, પરાજયનો પછાટ સહન ન કરી શકે. પુરુષાર્થી એવો પછાટ સહન કરીને ફરી ફરીને ઉભો થશે. સિંહ અને વાઘને મુકાબલે કરોળિયામાં પુરુષાર્થ વધારે છે.

મહત્ત્વાકાંક્ષામાં ધ્યેય તરિકે 'વિજય'ને જ સ્વીકારેલો છે : એમાં પરાજયને સ્થાન નથી : ગમે તે ભોગે વિજય પ્રાપ્ત કરવો જ, એવી ચીવટ ને એને માટે સતત પરિશ્રમ એ .મહત્ત્વાકાંક્ષાનાં ખાસ દષ્ટિબિંદુઓ છે.

પુરુષાર્થમાં, પરિશ્રમ એ પ્રધાન વસ્તુ છે. વિજય મેળવવા માટે ને વિજય મળે તેવી રીતે ઉદ્યોગ કરવો એ દષ્ટિબિંદુ હાજર છે, છતાં તે સર્વસ્વ નથી : એમાં પરાજયને પણ સ્થાન છે: ને મહત્ત્વાકાંક્ષાને મન જેટલી વિજયની કિંમત છે, તેટલી જ, બલ્કે, તેથી વધારે કિંમત પુરુષાર્થીને મન પરાજયની છે. એ વિજયને માટે જ મથે છે: પરંતુ પરાજય માટે એ તૈયાર જ હોય છે. મહત્ત્વાકાંક્ષી, પરાજયના પડછાયાથી પણ ધ્રૂજે છે: એક વખત હાર્યા પછી તેના પ્રાણમાંથી હીર ખેંચાઈ જાય છે: તેનામાં હુમલો કરવાનું બળ છે, બીજાને હંફાવવાની ત્રેવડ છે, ઘાને રોકવાની શક્તિ છે. પણ પડેલો× ઘા સહન કરવાનું તેજ નથી. એ અનેક મુશ્કેલીઓમાંથી પોતાનો માર્ગ કરે છે, ખડકના ખડક વીંધી ઉંચે ચડે છે, અનેક ટેકરા ને ડુંગરા ઓળંગતો, પર્વતને મથાળે જઈને ઉભો રહે છે. પણ જો ત્યાંથી પડે તો પછી પછાટ સહન કરવાની શક્તિ એનામાં નથી: એણે બધી શક્તિ પોતાના ધ્યેય માટે જ વાપરી છે. એનામાં શકિતનો સંગ્રહ છે, શકિતનું ઝરણું નથી. શકિત ખૂટચે એ બે બદામનો બની જાય છે: જ્યારે પુરુષાર્થ તો પોતાના ઝરણમાંથી, થોડું થોડું જીવનમાં સીંચ્યે જ જાય છે. મહત્તાની ખરી પરીક્ષા મહત્ત્વાકાંક્ષાની સિદ્ધિથી નહિ, પણ પુરુષાર્થથી જ થવી ઘટે છે. પરિસ્થિતિ, સમય, ને બીજાં અનેક અદશ્ય કાર-

× કર્ઝન ઘણો વિચિક્ષણ અને મહત્ત્વાકાંક્ષી રાજદ્વારી પુરુષ હતો. ઈંગ્લાંડના મુખ્ય પ્રધાન થવાની એની મહત્ત્વાકાંક્ષા પર છેલ્લો ફટકો પડચો. તે વખતનું આ ચિત્ર જોવા જેવું છે :

'સાડા ત્રણ વાગે સંદેશો આવ્યો કે મી. બૅાલ્ડવીન માટે સમ્રાટે નિશ્ચય કર્યો છે ત્યારે કર્ઝન શૂન્ય જેવો—વિહ્વળ વ્યગ્ર બની ગયો. એનું જીવન–સ્વપ્ન જાણે ભાંગી ગયું. અવગણનાની અસહ્ય વેદનાથી તે ખુરશીમાં જઇ પડચો. લેડી કર્ઝને તેને સાંત્વન આપવા પ્રયત્ન કર્યો. પણ તે રડતો હતો—કર્ઝન રડતો હતો. ધ્રૂસ્કાં ભરી ભરીને રડતો હતો.

એનામાં ઘા સહન કરવાની તાકાત ન હતી. મહત્ત્વાકાંક્ષી પોતાનું સ્વપ્ન છિન્ન–ભિન્ન થતું જૂએ પછી ટકી શકતો નથી. Curzon : Harold Nicolson

શોને લીધે, બે પુરુષો સરખો શ્રમ કરે છતાં, એકને સિદ્ધિ વરે ને એકને સિદ્ધિ ન પણ વરે! સિદ્ધિ વરેલો પુરુષ જ વિજયી છે એમ ન કહી શકાય. વખતે પરાજયમાં જ ખરો વિજય હોય.

પશ્ચિમની સંસ્કૃતિની ખાસ અસર મહત્ત્વાકાંક્ષામાં છે : પૂર્વનો જેવો છે તેવો સંદેશ પુરુષાર્થ માટે છે. પુરુષાર્થમાં એક પ્રકારનો કોઈ પણ દિવસ ન થાકે એવો ભવિષ્યવાદ–આશાવાદ છે. મહત્ત્વાકાંક્ષા નિરાશાને હાંકી કાઢે છે : જીવનને વેગ આપે છે : તેને ઉદ્યોગી બનાવે છે : આગળ ધસતું કરે છે : પણ તે તેના ઉપાસકમાં અનેક પરાજય સહી લેવાનું નૈતિક બળ ઉત્પન્ન કરી શકે નહિ. ઘણા વખત બિસ્માર્કની સિદ્ધિ કરતાં સ્ટેઈનનો પુરુષાર્થ જ વધારે મહત્ત્વનો હોય છે: મહત્ત્વાકાંક્ષા સિદ્ધ કરવાને માટે જ જેણે શ્રમ લીધો છે, તે ઘણી વખત, પોતાની સ્થિતિ સાચવી શકતો નથી : મહત્ત્વાકાંક્ષા સિદ્ધ કરવા માટે જીવનનું બળ વાપરી નાંખ્યા પછી એ સિદ્ધિનો ખરો રસ માણવાની શકિત રહેતી નથી. અને એટલા જ માટે એ વધુમાં વધુ રસ માણવાની ભૂખમાં, કાંઈ જ ભોગવી શકતો નથી. નહુષને મહત્ત્વાકાંક્ષાએ જે ભૂખ આપી તે ભૂખથી જ એ મર્યો : મહત્ત્વાકાંક્ષી છેવટ સુધી ભૂખ્યો હોય છે. પુરુષાર્થી હમેશનો તૃપ્ત રહે છે. મહત્ત્વકાંક્ષામાં નૈતિક બળ નથી : પુરુષાર્થ અચૂક નૈતિક બળનું જ પરિણામ છે.

જ્યાં સુધી વિશ્વામિત્રમાં મહત્ત્વાકાંક્ષા સિદ્ધ કરવાની જ ધગશ હતી, ત્યાં સુધી એણે કરેલો પરિશ્રમ, પરિશ્રમ તરીકે પ્રશંસાપાત્ર છતાં, જીવનનું બળ આપવા માટે કરેલો એક પ્રકારનો અખતરો જ હતો, જ્યારે એણે મહત્ત્વાકાંક્ષાને તજી અને પુરુષાર્થની મહત્ત્વાકાંક્ષાના પગથિયા રૂપે નહી પણ સ્વતંત્ર રીતે ઓળખાણ કરી, ત્યારે જ તે બ્રહ્મર્ષિ બન્યા. મહત્ત્વાકાક્ષી વિજયને જીવનના કરતાં મહાન માને છે. પુરુષાર્થી વિજયને જીવનનો અકસ્માત ગણે છે. મહત્ત્વાકાંક્ષી હાર્યા પછી જીવંત મૃત્યુ ભોગવે છે; પુરુષાર્થી હાર્યા પછી જ ખરું જીવન શરૂ કરે છે. જીવનનું ધ્યેય મહત્ત્વાકાંક્ષા નહિ, પણ પુરુષાર્થ જ હોઈ શકે.

વળી મહત્ત્વાકાંક્ષામાં ઈર્ષ્યાની જરાક પણ છાયા આવે છેઃ મહત્ત્વાકાંક્ષા એક પ્રકારનો માનસિક રોગ છે : મહત્ત્વાકાંક્ષામાં ભૂખ છે, કામ છે. પુરુષાર્થ નૈતિક બળ છે, તે સદ્‌ગુણ છે, અને તેથી જ સાચા ધર્મની માફક હરકોઈ સ્થિતિમાં એના ભજનારને જાળવી શકે છે.

કોઈ પણ પ્રજાને બચાવવી હોય, તો તેને દેવા જેવો સંદેશો છે, તે મહત્ત્વાકાંક્ષી થવા માટેનો નહિ, પણ પુરુષાર્થી બનવા માટેનો. પૃથ્વીના છેડા સુધી વિસ્તરે તો પણ મહત્ત્વાકાંક્ષી પ્રજા તૃપ્તિ પામે નહિ. એની મહત્ત્વાકાંક્ષા એની વિશાળતા કરતાં પણ વધે. પરિણામે એ પડે ને ભાગે, ઝાડની વધુ પડતી વધી ગયેલી ડાળી ફસકાઈ જાય છે તેમ, બહુ જાડો મનુષ્ય ક્ષયના જંતુ પોષે છે તેમ.

પુરુષાર્થ એટલે ઉદ્યોગઃ અને મહત્ત્વાકાંક્ષા સિદ્ધ કરવા માટે પુરુષાર્થનો જ ખપ પડે છે. એટલું છતાં, પુરુષાર્થ મહત્ત્વાકાંક્ષા કરતાં વધે કેમ? અને બન્ને વચ્ચે ભેદ જ કયાંથી હોઈ શકે?

સતત ઉદ્યોગ કરતા સંચા કરતાં મનુષ્યના હાથનો જેને સ્પર્શ થાય છે તે ઉદ્યોગ એક પ્રકારે જૂદો જ તરી આવે છે. તેવી જ રીતે, પુરુષાર્થનું શુદ્ધમાં શુદ્ધ સ્વરૂપ લેવામાં આવે તો, મહત્ત્વાકાંક્ષા મેલ રૂપે ગળણીમાં જ રહી જાય અને શુદ્ધ પુરુષાર્થ તરત તરી આવે. એ વાત સાચી છે કે ઉદ્યોગ વિના મહત્ત્વાકાંક્ષા સિદ્ધ થાય નહિ, પણ પુરુષાર્થ એટલે ઉદ્યોગ, એવા સાધારણ અર્થમાં લઈને એ શબ્દની મહત્તા ભાંગી નાખવાની કાંઈ જરૂર નથીઃ પુરુષાર્થ એ કર્મ-યોગ માટે જ વાપરી શકાય તેવો સુંદર શબ્દ છે. અને એ અર્થમાં જ એને રાખવાની જરૂર પણ છે.

મહત્ત્વાકાંક્ષામાં ખરી રીતે સાચા મનુષ્યને અપમાન લાગવું જોઈએ. મહત્ત્વાકાંક્ષી થવું એ કાંઈ જીવનની ઉંચી સ્થિતિ નથી, પુરુષાર્થી થવું-વિજય ને પરાજયથી પર-પુરુષાર્થની ખાતર પુરુષાર્થ કરવો, એ જીવનની સાચી સ્થિતિ છે. વિજયના નાનકડા માપથી જીવનને માપવાનું શીખવામાં, ઘણી વખત મનુષ્ય સાચું જીવન હારી

બેસે છે. એવા મહત્ત્વાકાંક્ષી મનુષ્યને મન, વિજયનાદ કરતો સિકંદર અને વિજયઘોષ કરતો નેપોલિયન જ સર્વસ્વ લાગે છે. બરફની હાડ ગાળી નાખે તેવી પથારીમાં, પોતાના વહાલી બહેનને હુંફ દેવા માટે સૂતેલો, અને પોતાના કરતાં પોતાની બહેનને માત્ર બે જ મિનિટ વધારે જીવાડવા માટે પોતાનો કોટ વારંવાર એને વિંટાળતો, કોઈ ખેડુતનો ગરીબ છોકરો, આવા મહત્ત્વાકાંક્ષી મનુષ્યને મન હિસાબમાં આવી શકતો નથી : પહેલામાં એને ભવિષ્ય, ચારિત્ર, ઈતિહાસ, યુગબળ દેખાય છે, બીજામાં ગરીબી: બીજું કાંઈ જ નહિ.

ખરી રીતે જીવનનું ધ્યેય ફેરવવા માટે, જેટલી જરૂર મહત્ત્વાકાંક્ષાના સંદેશની છે, તેના કરતાં વધુ જરૂર પુરુષાર્થનો ખરો અર્થ આપવાની છે. વિજયથી જ જીવનનું માપ કાઢવાની જે બુરી પ્રથા ચાલી રહી છે તેને લીધે અત્યારની દુનિયામાં મહત્ત્વાકાંક્ષા શબ્દની કિંમત ઘણી વધી પડી છો ખરી રીતે ગણીએ તો એ શબ્દની કિંમત ખોટી અંકાય છે. એ આંકણી પણ જૂની[1] ઐતિહાસિક પદ્ધતિને જ આભારી છે. અર્જુન મહત્ત્વાકાંક્ષી હતો: એકલવ્ય પુરુષાર્થી હતો. એકલવ્ય પોતાના મૂળ સ્વરૂપમાં મહાભારતના યુદ્ધમાં આવ્યો હોત તો કદાચ અર્જુન તેને જીતી પણ શકત નહિ. પુરુષાર્થ જીવનને વધારે સુંદર ને સરસ બનાવે છે. પુરુષાર્થથી મેળવેલા જીવન-

૧. રાજવાડેએ મરાઠી ઇતિહાસ પ્રસિદ્ધ કર્યા પહેલાં અને ઘણે ઠેકાણે તો એ ઇતિહાસ પ્રસિદ્ધ થયા પછી પણ પાણીપતના ત્રીજા યુદ્ધના સેનાપતિ સદાશિવ ભાઉ વિષે ખોટા ખ્યાલ ચાલ્યા જ કરે છે: ઉદ્‌ગીરના યુદ્ધમાં વિજય મળવાથી એને અભિમાન થયું હતું કે એ પહેલી વાત. એણે મલ્હારરાવ હોલ્કરની શિખામણ માની નહિ, અને શિવાજી મહારાજની પેઠે યુદ્ધ ન કર્યું એ એ બીજી વાત. એના પતનમાં એ બન્ને વાતો કારણરૂપ ગણાય છે. હવે ખરી રીતે ભાઉએ જે રીતે લડાઈ કરવાનો નિશ્ચય કર્યો તે રીત જ સાચી હતી. અને તેમાં જ અફઘાનો સામે ટકી શકાય તેમ હતું. એ હાર્યો તે બાલાજી બાજીરાવ પરણવાની ધામધૂમમાં પડી છેવટ સુધી મદદે ન આવ્યો તેને પરિણામે.

ની સિદ્ધિ આત્માની જ બની રહે છે: એને કોઈ લૂંટી શકતું નથી: એટલે જ મહત્ત્વાકાંક્ષાની માફક તુરત વિજયમાં પડી જવાની ધમાલથી, પુરુષાર્થી દૂર ટકી શકે છે.

મૃત્યુની મીઠાશ પુરુષાર્થી જ અનુભવી શકે—એટલે કે તે નમાલાની માફક કાંઈ કારણ વિના મરવામાં મહત્તા માને તેમ નહિ, પણ ધ્રુવની શોધખોળમાં, આઉટ્રામ પોતાના સાથીઓનાં જીવન બચાવવા માટે મોટે મળસ્કે ઉભો થઈને લંગડાતો તંબુમાંથી બહાર જઇ, બરફના કોઈ સુંદર પહાડની ઓથમાં નિરાંતે હમેશ માટે સૂઈ ગયો, ને પોતાના સાથીઓને પોતાની માંદગીના કારણથી બરફમાં રોકાઈને જાન ગુમાવતાં રોકી શકયો, એવી જાતના વીર મૃત્યુને ભેટવામાં આનંદ માને. એ ઉંડા સંતોષને લીધે, આઉટ્રામ મૃત્યુની છેલ્લી ઘડીએ દુશ્મંનને પણ પીગળાવે તેવું અમર હાસ્ય મોં ઉપર મૂકતો ગયો. તે પુરુષાર્થી કરી શકે, મહત્ત્વાકાંક્ષી નહિ. મહત્ત્વાકાંક્ષી તો એમાંથી ઉગરીને વર્તમાનપત્રમાં ફોટો આપવા માટે તનતોડ મહેનત કરતો હોય. હવે સવાલ આટલો જ છે; 'મહત્ત્વાકાંક્ષા કે પુરુષાર્થ ?'

૧૯૩૪

# સૌ. લીલાવતી મુનશી

(૧૮૯૯—)

## મીરાંબાઈ: એક દૃષ્ટિ

સુંદરીઓ સદા રસિકતાની પ્રત્યક્ષ મૂર્તિ સમી ગણાય છે, અને કવિતા રસિકતાનો પ્રગટ આવિર્ભાવ મનાય છે. કવિને મન સુંદરી ને કવિતા ઘણુંખરૂં સરખાં જ પ્રિય હોય છે. રસિક હૃદયનો આનંદ કવિતાના સ્ફુરણમાં કે સુંદરીનાં દર્શન સમયે ઘણુંખરૂં એક જ પ્રકારનો હોય. સૌંદર્ય કવિતાનો વિષય છે; કવિતા સૌંદર્યનો સ્ફોટ

કરવા સરજાએલી છે, અથવા સૌન્દર્યદર્શનથી લોભ પામતી રસવૃત્તિનું પ્રગટ સ્વરૂપ કવિતા છે; અને સર્વ સૌન્દર્યનો સાર તો સુંદરી જ છે. કવિતા જ્યાં સૌન્દર્યપોષક સનાતન ભાવોને ગાતી નથી ત્યાં કવિતા કવિતા નથી રહેતી.

કવિતા અને સુંદરીનો આવો નિકટ સંબંધ છતાં કવિતા ગાતી સુંદરીઓ કોણ જાણે કેમ સંસારમાં બહુ થોડી જ નજરે પડે છે. પોતામાં રહેલા સૌંદર્યના પોતે જ દ્રષ્ટા ન થઈ શકાય એ કારણ તો ન હોય ? પોતામાં રહેલા સૌંદર્યનું અજ્ઞાન અને બહારનું સૌંદર્ય જોવાની અશક્તિ એ બે કારણોએ કવિતા અને સુંદરીને ઘણુંખરૂં દૂરનાં દૂર રાખ્યાં છે. સુંદરીઓને જોવા વિચારવાના સંકુચિત પ્રદેશ, સંસારનાં બંધનો કે ભોગ્યદશામાં રહેલી પરતંત્રતા કે પરને અનુકૂળ થવામાં સ્વત્વના વિકાસનો વિનાશ, એ બધાં પણ આ દશા આણવામાં કારણભૂત ગણી શકાય. માણસ પોતાનું વ્યક્તિત્વ વિકસાવી પછી તેનું સમર્પણ કરે અને વ્યક્તિત્વ વિકસ્યા પહેલાં જ એનું દાન દઈ દેવાય, એ બે સ્થિતિ વચ્ચે બહુ ફેર છે. એકમાં સૌંદર્યદર્શનની શક્તિની પરાકાષ્ઠાએ પહોંચાય છે, અને તેમાં જ માણસ સ્વત્વ ખોઈ વિલીન બને છે. બીજામાં તો એ દર્શન કરવાની શક્તિ જ આવતી નથી, અથવા બીજરૂપે હોય તો એ સ્વત્વ ખોતાં એ શક્તિનો એ વિનાશ થાય છે. સ્વત્વના ભાન વિના સૌંદર્યદર્શનની શક્તિ વિકસતી નથી. દેવમંદિરમાં વિકસેલાં પુષ્પ ચઢે તો સુવાસ અને શોભા સધાય તેમ વિકાસ પામેલા વ્યક્તિત્વના સમર્પણથી જ સૌંદર્ય અને રસનાં ઝરણ વહે અને મહત્તા પમાય. પુષ્પની અને વ્યક્તિત્વની અણવિકસી કળીઓમાંથી શું શું થઈ શકે તેનાં સ્વપ્નો કોઈ કવિ ભલે રચે; પણ એ બધા સંભવો ક્વચિત જ શક્ય બને છે.

કવિતા ગાતી સુંદરીઓ બહુ ન સર્જાવાનું એક બીજું પણ કારણ છે. પહેલાં સંસ્કાર પામવા એ જનસમાજનો સામાન્ય વારસો ન હતો; પણ શ્રીમંત અને ઉચ્ચ ગણાતાં કુળોમાં જ એને માટે સગવડ

અને સમય હતાં. સામાન્ય જનસમાજમાંથી પુરુષો સંસ્કારી પાકતા; કારણ કે, એ લોકો સંસ્કારની શોધમાં બહાર જઈ શકતા; પણ. સંસ્કારી કુટુંબોમાં એ સ્ત્રીઓની સંસ્કારમર્યાદા તો ઘરની દિવાલ જેટલી જ ગઈ હતી. સંસ્કાર વિના સૌંદર્યદર્શન થતું નથી અને સૌંદર્ય-દર્શનને મર્યાદાઓ પ્રાપ્ત થતી નથી. જ્યાં જ્યાં સ્ત્રીઓની આસપાસ રચાએલો આ કોટ તૂટયો છે કે તેમણે પોતાને હાથે તોડયો છે ત્યાં ત્યાં જ સ્ત્રીઓ પોતાના આત્માના પરિમળ પ્રસારવા શક્તિમાન થઈ છે. દ્રૌપદીએ એ કોટ તોડયો, અને પુરાણકાળમાં એ અદ્વિતીય સ્થાને વિરાજી રહી. નૂરજહાંએ એ તોડયો, અને ભારતમાં બીજી નહિ એવી અપૂર્વ સામ્રાજ્ઞી તરીકે એ પ્રકાશી રહી. મીરાંએ એ તોડયો અને સદીઓ થયાં લોકહૃદયના ઊંડા તંતુઓને હલાવનારી એ પ્રેરણામૂર્તિ બની રહી.

**મીરાં**નું જીવન અને કવિતા એ આવા મહા પ્રયત્નનું પરિણામ છે. બાલપણથી જ **મીરાં**નું મન સંસારમાં રાચેલું ન હતું. અત્યંત પ્રેમભાવના વેગથી એની આંતરવૃત્તિ રંગાએલી હતી. આ વૃત્તિ ભક્ત પિતામહને ત્યાં બાળપણમાં પોષાઈ. વૈધવ્યે એને જીવનમાં વણવાની તક આપી. મહારાણીપદ અને રાજકુળે એના સંસ્કારો વિકસાવ્યા, અને પ્રતિકૂલતાઓ સામે ઝઝુમતાં ટકવાની તાકાત અને માનેલા આદર્શનો સાક્ષાત્કાર કરવાનો ઉત્સાહ આપ્યાં; અને આ બધાના પરિણામે એના વિકાસ પામેલા વ્યક્તિત્વે આદર્શની પાછળ આત્મ-સમર્પણ કરી ચિરંજીવતા મેળવી.

**મીરાં**ની કવિતા અને જીવનને એક બીજાંથી જૂદાં ન પાડી શકાય. એના જીવનરસના નિર્ઝરણમાંથી એક કવિતા બની છેઃ એના કવિતાના રસપ્રવાહમાંથી એનું જીવન રચાયું છે; અને એ બંને–એનું જીવન અને એની કવિતા–એક બીજાંથી એટલાં અભિન્ન છે કે,એમને છૂટાં પાડતાં બંને સામાન્ય થઈ રહે.

સૈકાઓ થયાં આ સ્ત્રીનું આકર્ષણ હજુ ઊતર્યું નથી. અને એણે

કરી હોય તેથી એ ઘણી કવિતાઓ એને નામે ગવાઈ છે. કોઈ પણ સારૂં કાવ્ય ગમે એનું હોય છતાં એ એને નામે ગાવામાં લોકોને આનંદ આવે છે. **મીરાં**ની લોકપ્રિયતાનાં મૂળ આટલાં ઊંડાં કેમ ઊતર્યાં હશે ?

એની લોકપ્રિયતાનાં એક નહિ પણ ઘણાં કારણો છે. લોકો પોતે ઘણી સામાન્ય રીતે જીવે છે; પણ કોઈકના જીવનની અદ્‌ભુતતામાં એમને ઘણો રસ પડે છે; અને તેમાંએ આ તો સ્ત્રીજાતિ, રાજકુળમાં જન્મેલી, મહારાણીપદને માટે નિર્માએલી; એવી સ્ત્રીના જાદુ લોકહૃદય ઉપર કેમ ન ચાલે? એનો પ્રતાપ ગિરધરલાલના સાક્ષાત્કારને ચમત્કાર કરવાની માન્યતા ઉપર રચાયો છે. એની શ્રદ્ધાની અવિચલતાથી એનો પ્રભાવ ફેલાયો છે. ઉપરાંત પ્રવાસને લીધે એનું ભાષાજ્ઞાન વધ્યું, અને ઘણી ભાષામાં કવિતા રચવાની એની શક્તિએ એને ઘણા પ્રાંતોમાં પરિચિત કરી. હજારો વર્ષોથી આર્યહૃદયને આકર્ષનારો કહાન અને તેથી એ સનાતન પ્રેમ એણે પ્રિયતમાભાવે ગાયો; અને તે એ પંડિતાઈનું પ્રદર્શન કરાવીને નહિ, પણ લોકોના નિત્યજીવનના પ્રસંગોમાં રસિકાનો ઊમળકો પૂરીને. એની લોકપ્રિયતાનાં આ બધાં કારણો છે; અને જનહૃદયની એક સ્વાભાવિક નિર્મલતા—મહા પદવીવાન જન સાથે પરિચયથી વર્તવાનો સંતોષ—એ પણ એક કારણ ગણવું હોય તો ગણાય એવું છે.

પણ હરિની અને લોકોની લાડલી **મીરાં**નાં કાવ્યોને માત્ર કાવ્યો તરીકે જ જોતાં એમાંનાં ઘણાં કાવ્યો સામાન્ય છે એમ કહેવાની હિંમત કોઈ કરે તો તેમાં ધૃષ્ટતા લેખી શકાય એવું નથી. **મીરાં**નાં મૂળ કાવ્યો કેટલાં છે એની જ પૂરી પ્રતીતિ અત્યારે તો કોઈને થતી નથી. એનાં હાલ જે કાવ્યો પ્રસિદ્ધ છે એમાંથી એનાં પોતાનાં કેટલાં હશે એ વિશે સંશોધકોના ઘણા જૂદા જૂદા મતો છે. ઘણી વાર એનાં જૂદાં જૂદાં કાવ્યોમાં માત્ર એકની એક જ વસ્તુ એને

કહેવાની હોય છે; અને **મીરાં**ને નામે પ્રચલિત કાવ્યોમાં તો ગ્રામ્યતા પણ ઘણી વાર દેખાય છે.

અને દોષો દેખાડવાથી **મીરાં**ની કવિતાનું મૂલ્ય ઊતરી જતું નથી. એને કહેવાની એક જ વાત છે, અને એનું જ્ઞાન પરિમિત છે, તેથી એનાં કાવ્યોમાં વિવિધતા કરતાં લાલિત્ય અને કોમળતા વધારે આવ્યાં છે.

પણ એનામાં વિવિધતા નથી, એમ તો કોઈથી ન કહેવાય. એણે સંન્યાસ લીધો છતાં શૃંગાર ગાયો. એણે તપસ્વિની થઈને રસિકતા પોષી. વિરાગિની છતાં રાગ-પ્રેમની ધૂન એણે જગાવી. સંસાર છોડ્યો છતાં સંસારીના સર્વ ભાવોથી એણે ગિરધરલાલને ગાયો અને આ બધાં પરસ્પરવિરોધાભાસી મિશ્રણોએ એની કવિતામાં એક જૂદો જ રસ અને પ્રફુલ્લતા આણ્યાં છે. **મીરાં**ની કવિતામાં વિશાળતા નથી, એ દોષ એના જ્ઞાનની સાંકડી સીમાઓને લીધે આવ્યો છે, એના હૃદયનો નથી. હૃદયે એના ભાવોમાં પ્રબળતા આણી; જ્ઞાને એની દિશાઓને મર્યાદિત કરી. **મીરાં** જ્ઞાની નથી. જ્ઞાની હોવાનો એનો દાવો નથી. અંતરપ્રેરણાથી જડે એટલું જ્ઞાન એને સ્વયંભૂ સ્ફુર્યું છે. **મીરાં** એટલે ડહાપણ નહિ; એ તો માત્ર ઊર્મિઓની પરંપરા.

**મીરાં** એટલે સત્તા નહિ પણ પ્રેમનો દોર, અને વિલાસ નહિ પણ શોભા. **મીરાં**માં ગહનતા નથી પણ રસિકતા અને ભાવ છે. યૌવનને એના ગીતમાંથી ઉલ્લાસ જડે છે. પ્રૌઢ વયમાં રસવૃત્તિને એ કરમાયા વિનાની રાખે છે. વૃદ્ધ અંતરમાં એનાથી અતિ વૃદ્ધતા આવતી અટકે છે. એના સૂરમાં લહેજત અને સનાતન ઈશ્કનો પુકાર છે. **મીરાં**ના ભજનના સૂરમાં બુદ્ધિનો અને સ્થિતિનો ભેદ સર્વથા ભૂલાઈ ગયો છે, અને બુદ્ધિમાન કે અજ્ઞાન, ગરીબ કે તવંગર સૌ એનાં ભજનો ગાતાં રસનિમગ્ન બની રહે છે.

મુક્તિના બધા માર્ગોમાં વૈષ્ણવ ધર્મમાં ભક્તિમાર્ગનો મહિમા વધારે ગાયો છે, અને તેને પરિણામે સાહિત્યમાં અને તે દ્વારા લોક-

હૃદયોમાં ભક્તિનું સામ્રાજ્ય વધારે અંશે પ્રવર્તી રહ્યું છે. આપણે ત્યાં જ્ઞાનીઓ પાકતા, પણ તેમાંનો મોટો ભાગ વિતંડાવાદ કે દિગ્વિજયના મોહમાં શુદ્ધ જ્ઞાનના અખંડ આનંદને ભૂલી જતો. લોકોને એમની વિદ્વત્તાના આડંબરમાં સમજણ પડતી નહિ; અને એમની ચર્ચાઓના અખાડા સાઠમારી જોવા જેટલો રસ પૂરો પાડતા.

કવિ અને ભક્ત ઘણી વાર એક અર્થમાં વપરાતા, અથવા ભક્ત હોય તે જ ઘણુંખરું કવિ થતા. વૈષ્ણવ કવિઓમાં કૃષ્ણ કે રામને સમૂળગા ન ગાયા હોય એવો કવિ ભાગ્યે જ કોઈ મળી આવશે. ભક્તિ એ જ આદર્શ મનાતો, અને એ દ્વારા શ્રીકૃષ્ણસ્વરૂપમાં સમાવાની ભક્તોની ઊંડી વાંચ્છના હતી. એ વિગ્રહભર્યા કાળમાં જ્ઞાનદ્વારા આવતી તર્કપરંપરા કરવાની કોઈને ફુરસદ કે ઈચ્છા ન હતાં. જ્ઞાન પામવાનાં સાધનો પણ ઓછાં હતાં, અને તેથી શ્રદ્ધાથી પળાય તેવી સહેલી મુક્તિનું આકર્ષણ સૌને વધારે થતું.

**મીરાં**નો આદર્શ પણ આવો પ્રેમલક્ષણા ભક્તિનો જ છે. અંતઃપુરના અંધારામાં અને એવા અશાંતિ અને વિગ્રહના સમયમાં જ્ઞાનમાર્ગ એને માટે શક્ય જ ન હતો. નૈસર્ગિક બુદ્ધિનો ચમકાર તો એનાં પદોમાં સ્થળે સ્થળે દેખાઈ આવી એની સરળ કવિતાને શણગારે છે.

આદર્શ ભક્તિદ્વારા એ માનવ આત્માનો સાક્ષાત્કાર કરે છે, અને તેટલે અંશે એ મહત્તા પ્રાપ્ત કરે છે. એવી મહત્તાનું માપ પણ આદર્શના પ્રમાણ ઉપરથી મપાય છે. ગિરધરલાલની પાષાણમૂર્તિમાંથી આદર્શઘેલી **મીરાં**એ પ્રભુત્વ પ્રગટાવ્યું, ને એ પોતે એ પ્રભુત્વને પામીને અમર થઇ. એની કવિતાનું બળ પણ એમાં રહેલા શબ્દોમાં નથી પણ એ શબ્દોની પાછળ દીપતી એની ભક્તિજ્યોતમાં છે.

**મીરાં**ની કવિતામાં બીજું એ ઘણું ઘણું છે; એમાં પ્રણયઘેલી સ્ત્રીની ધૃષ્ટતા છે અને નવોઢા સમી આતુરતા છે. મોહનવરને ગાતાં એ મોહના બને છે. ગિરધરને એ ગોપીભાવે ગાય છે. વિરહની

વેદનાનું તીવ્ર ભાન છતાં મિલનની આશા એને કદી છૂટી નથી; પણ એની આશા તો નિત્યપરિચિત ભાવોથી પૂરાય એવી લાગે છે. **મીરાં**નો કહાન ગોપીઓમાં રાસ રમનારો છે, વૃંદાવનની ગાયો ચારનારો છે, મોરમુકુટ ધારનારો છે, દહીંમાખણને ચોરનારો છે, ગોવર્ધનને ધરનારો છે, પનીહારીઓને સતાવનારો છે, વેણુને વગાડનારો છે, ને ઘેલી વ્રજનારીઓની આશા પૂરનારો છે. વૈભવે એને સતાવી છે તેથી વૈભવી શ્રી કૃષ્ણને એ બહુ સંભારતી નથી; વિગ્રહો જોઈ એ કંટાળી છે તેથી મહાભારતના મહાબાહુ શ્રીકૃષ્ણને ભજવાનું એને બહુ આકર્ષણ થતું નથી. **મીરાં**નું મન એના વેણુનાદે મોહ્યું છે. શ્રીકૃષ્ણનાં શસ્ત્રોના ખડખડાટ તો એ સ્વામીભાવ હોવાથી જ સહી લે છે.

સ્ત્રીકવિઓમાં પ્રથમ અને અજોડ એવી આ ભક્તકવયિત્રીનાં ગીતના રણકાર સૈકાઓ થયાં સંભળાય છે છતાં હજુ વીસરાયા નથી; અને કોણ કહેશે કે એ કદીએ વીસરાશે?

૧૯૨૬

## પાર્વતી

નગરાજ **હિમાલય**ની દુહિતા **પાર્વતી** આર્યજીવનમાં ઘણું મહત્ત્વનું સ્થાન ભોગવે છે. બાળાઓ ઊગવા માંડે ત્યારથી ગૌરીમા (ગોરમા) ને સારો વર અને અખંડ સૌભાગ્ય આપવા વિનવે છે. **શંકર**ભકતો ભોળાનાથની સ્તુતિ કરતાં ઉમાને રીઝવવાનું ચૂકતા નથી. **સંસ્કૃત** કવિઓ નાટક લખે તો 'રીસાળ **પાર્વતી**જીને મનાવતા **મહાદેવ** અમારૂં રક્ષણ કરો' એમ કહ્યા વગર નાટક શરૂ કરતા નથી.

કોઈવાર એમની કલ્પના ઘણી ઊડે ત્યારે જટામાં વસતી **ગંગા** માટે કળે કળે પૂછતાં **પાર્વતી**નું ચિત્ર ઘણી ખૂબીથી તેઓ તૈયાર કરે છે. નાનાં બાળકોને વાર્તા કહેવાય તેમાં **પાર્વતી**જીની હઠથી કોઈક ગરીબ બ્રાહ્મણનું ભલું કરવા અણગમતે મને ઊભા રહેતા

અને પાછળથી પાર્વતીને શીખામણ આપતા શિવજીની વાત આવ્યા વિના ભાગ્યે જ રહે.

આશીર્વાદ આપતાં 'શંકરપાર્વતી જેવી અખંડ જોડ રહેજો' એવાં માતામહીઓનાં વેણ સાંભળી કાન પવિત્ર ન કર્યા હોય એવી દૌહિત્રી કોઈક જ હશે. જગતના પ્રલયના અધિષ્ઠાતા પિનાકપાણિને વશ રાખનાર સાદાં ભોળાં પાર્વતીને ભીલડીરૂપે કે કૈલાસ પર વિહાર કરતાં કલ્પવાં એ કવિહૃદયનો એક અનેરો આહ્‌લાદ છે. એની આસપાસ ભવ્યતા છે ને સાદાઈ છે, અદ્‌ભુતતા (Romanec) છે ને આર્યાનું નિખાલસપણું છે.

પાર્વતી આટલાં પૂજ્ય છે, કારણ કે આર્યસ્ત્રીના સર્વ ભાવો એમનામા સંપૂર્ણપણે ને સર્વરૂપે દેખાય છે. ગળામાં સર્પ અને કપાળે ભસ્મ ચોળનાર સ્મશાનમાં રહેનારા અને ભૂતોથી ઘેરાએલા મહાદેવજીની અનન્ય ભાવે પતિભક્તિ કરતાં ગૌરીમામાં ગમે તેવા પતિમાં દેવત્વ માનવાની આપણી આર્યભાવનાનાં સર્વાંગ દર્શન થાય છે.

દક્ષ પ્રજાપતિને ત્યાં યજ્ઞમાં જતી વખતે હઠ કરતાં ઉમાદેવીમાં આપણી સ્ત્રીઓના જેવી જ પીયરમાં જવાની ઉત્સુકતા નથી દેખાતી? પતિનું અપમાન પિતાની પાસેથી એ ન સહન કરનાર દેવીમાં પવિત્રતાનો સાત્ત્વિક ક્રોધ સંપૂર્ણરૂપે પ્રગટે છે. પ્રેમના સૂત્રે બંધાયેલા ભગવાન રુદ્રની પાસે નાની નાની હઠ લેતાં ભગવતી, પતિની બહારની મહત્તાથી અજાણ છતાં જીવનસમર્પણ કરી નિર્ભયતા અને સહચારના હક્ક પ્રાપ્ત કરેલી આર્યસ્ત્રીની મોટી આવૃત્તિસમાં લાગે છે.

ભીલકન્યા રૂપે યોગીના ચિત્તમાં વસતી સાક્ષાત રસિકતાની મૂર્તિસમાં એ લાગે છે. કઠણ હૃદયના પુરુષ જેવા રુદ્રને કોમળ કરતી શક્તિસમાં પાર્વતી છે. એ કઠિનતામાં કોમળતા સર્જાવવાની સ્ત્રીશક્તિને લીધે જગત આજસુધી ટકી રહ્યું છે. પાર્વતીની એ શક્તિનો ઉપયોગ જે દિવસે ભૂલાઈ જશે ત્યારનો સમય તે પ્રલયકાળ.

પરંતુ ક્યાં એ પાર્વતી શિવજીની શક્તિઓના આવિર્ભાવરૂપે

નથી દેખાતાં; પણ સદા પ્રેરકસમાં જ દેખા દે છે. એમાં એ આપણી એક માન્યતાનું આછું સૂચન છે. પત્ની પતિને દોરનારી નહિ પણ અદૃશ્ય રહી પોતાનું બળ દેખાડયા વિના પ્રેરનારી જ થઈ શકે-એ માન્યતા ઉપર આર્યસંસાર ઘડાએલો છે. સ્ત્રીઓનું પ્રેરકબળ જો ખૂટી નહિ જાય તો કદાચ ટકી પણ રહેશે.

પાર્વતીનું એક ચિત્ર કુમારસંભવમાં છે: જેને મહિષાસુરમર્દિનીનાં દર્શન કરવાં હોય: જેને ચંડીને કલ્પવી હોય: જેને એને શક્તિસ્વરૂપે જોવી હોય; એમને માટે એને શોધવાનું એ સ્થાન નથી. ત્યાં એ ત્રણ ભુવનની માતા કે તેજના સ્ફુલિંગો વેરનારી નથી. ત્યાં એ સરલ અને ભોળી બાળા છે; નિર્દોષ અને સુકુમાર મુગ્ધા છે; ત્યાં એ પ્રેયસી છે, નવોઢા છે, ગૃહિણી છે, પતિવ્રતા છે, અનુકૂળ પત્ની છે.

કવિઓને મન પાર્વતી એક મનોહર કાવ્યનો વિષય છે: આપણે મન તો આર્યોના ગૌરવને પ્રેરનારી ને રક્ષનારી દેવી છે. શક્તિરૂપે એ સર્વ જગતમાં વ્યાપેલી છે. પત્નીભાવની એ સાક્ષાતમૂર્તિ છે. અસુરો એનાથી કાંપે છે. યોગી એનાથી બળ પામે છે.

એનું ઐશ્વર્ય સૌથી જૂદી જાતનું છે; અને એથી એની તુલના કોઈની સાથે ન કરી શકાય. યોગીની વિભૂતિથી એ લેપ પામે છે. સર્પોની સાથે એ રમત કરે છે. પ્રિયતમના મસ્તક પરની ચંદ્રલેખા એના મુખ પરની સુરખી વધારે છે. જગદ્વંદ્ય મંદાકિની એના સ્વરૂપથી શરમાઈ, જટામાં જ સંતાઈ રહે છે. અબધૂતના ચિત્તની એ અધિષ્ઠાત્રી છે.

પાર્વતી એટલે બુદ્ધિના સહચારને યોગ્ય સખી નહિ, પણ ભાવનાઓ દ્વારા રાજ્ય કરે એવી પત્ની. એને તર્ક આવડતો નથી. બુદ્ધિની ગુંચવણમાં એ કદી ઊતરતી નથી. જગતના આદિથી તે અંત સુધી 'પતિનામ'નો એક જ જાપ એ જપ્યા કરે છે. પતિદ્વારા અથવા પતિને માટે એ સર્વ વસ્તુઓમાં રસ લે છે. એના ધ્યાનમાં એટલી એકાગ્રતા હોય છે કે એને લીધે એ ઘણી દુર્લભ વસ્તુઓ સહેજમાં સાધ્ય કરે છે.

પાર્વતી એટલે મૂર્તિમાન આર્ય સ્ત્રી. ભાગ્યવાનોના ગૃહમાં પાર્વતીના અંશ સદા એ અવતાર લે છે. વેલીસમી એ વીંટળાઈ વળે છે. શ્રદ્ધા દાખવી એનું સ્થાન એ દૃઢ કરે છે; એની નમ્રતા જ એને રક્ષા અને પૂજાને પાત્ર બનાવે છે, એના નાના નાના તપનો સરવાળો યોગીઓના તપ કરતાં ઊતરતો થતો નથી.

પાર્વતીનું ગૌરવ લક્ષ્મીજી કરતાં જૂદા જ પ્રકારનું લાગે છે. ગર્ભશ્રીમંતોની અને પોતાના ગુણોથી જ મહાસ્થાને પહોંચેલા પુરુષોની પત્નીઓમાં જે જાતનો ફેર હોય એવો ફેર આ બંને મહાદેવીઓ વચ્ચે પણ લાગે છે.

લક્ષ્મીજીનો વિચાર કરતાં એને જો માનુષીરૂપ આપીએ તો સુંદર અને થોડાબોલી, જૂની ખાનદાનીમાં ઊતરી આવતી, સ્વાભાવિક સંસ્કારિતા દેખાઈ આવતી, ધીમા ડોલનમાં એ સ્વાભાવિક લાલિત્યનો ભાસ કરાવતી જેને અંગ્રેજીમાં 'laud' કહીએ એવા કશા એ દેખાવ વગરની છતાં તોર અને દમામને ઘણી ખૂબીથી દેખાડતી, સાદાઈના પડમાંથી શોભાનો ભાસ કરાવતી, બહારના જગતના દુઃખની અજ્ઞાનતાથી સંતોષી ને સુખી દેખાતી કોઈ શ્રીમંત પત્નીનું ચિત્ર દૃષ્ટિ આગળ ખડું થાય છે.

પાર્વતીજીનું ચિત્ર એનાથી જરા જૂદી જાતનું દોરાય. દરિદ્રતા અને દુઃખ જેણે જોયાં હોય એવા મહાપુરુષની એ પત્ની છે. જગત જેનાથી થરથર કંપે એવા યોગીની એ અર્ધાંગના છે. બાળકવયમાં શ્રીમંતાઈનાં સુખ એણે પિતાને ત્યાં અનુભવ્યાં છે, એટલે એનાથી એ એ છેક અજાણ નથી. સ્ત્રીસ્વભાવને સુલભ રસિકતા કૈલાસનાં શિખરોમાં ફરતાં એ જરૂર અનુભવતાં હશે. ગર્વ વિનાની એમની સુંદરતામાં એક પ્રકારની અભિનવતા અને પ્રફુલ્લતા એ જરૂર હશે; પણ એમને જોઇને માણસ મોહી નહિ જાય; પણ માન આપવાનું જ મન કરે.

એમની સુંદરતા દૂર ખસવા દેતી નથી. પણ પાર્વતીજીમાં

લક્ષ્મીજી સમી ભભક નહિ હોય, પણ ઉદારતા ને અંતરનાં અમી તો જરૂર વધારે પ્રમાણમાં હશે. આર્ય હૃદયમાં પાર્વતીનું સ્થાન કોઈપણ દેવો કરતાં ઊતરતું નથી.

## 'સૌરાષ્ટ્ર'તંત્રીમંડળ

### વર્તમાનપત્ર

જે દિવસે રાજાઓને દંડનારાં ઋષિકુલોનો લોપ થયો અને પ્રજાનાં પુણ્ય-પાપનો હિસાબ માગનારા ધર્મપાલો સ્મશાને સૂતા, તે દિવસે કોઈ સાધુપુરુષના પ્રાણમાં પ્રભુએ પ્રેરણા ફુંકી હશે કે 'વર્તમાનપત્ર સરજો. માનવજાતિના ધર્માધર્મની નોંધ રાખો. જગતનાં ઝેરી જંતુઓને હવા પ્રકાશ આપીને સંહારી નાખો. માર્ગ-ભૂલ્યાંને મશાલ બતાવો. સતના માર્ગીઓનું શૂરાતન ચડાવો. દુનિયાની ચોકી કરતા કરતા આઠે પહોરની આલબેલ પોકારો.'

એવાં દોહ્યલાં વ્રત આ જગત પર ઉતર્યાં. એની પ્રથમ દીક્ષા લેનારા થરથર્યા હશે. વર્તમાનપત્રી એટલે તો વ્રતધારી, દીક્ષાધારી: ધર્મયુદ્ધનો યોદ્ધો: એને ઝંપ નહિ ને એના યુદ્ધનો અંત નહિ. એને તો દસે દિશ પોતાની સમશેર વીંઝવાની. મિત્રો એને તજી જાય. આજનાં વ્હાલાં આવતી કાલે એનાં વેરી થાય, એના સત્યના ખડગને ભાંગી નાખવા અસતના સાથીઓ ઘેરો ઘાલી ઉભા હોય. પાપના પૂજારીઓ ડોળા ફાડી એને કહેતા હોય કે મારા દેવને પુષ્પો ચડાવ, નહિ તો ખુવાર કરીશ. પ્રલોભનના ઉપાસકો આર્વાને લલચાવે કે આટલું છુપાવ-ગજવાં ભરી દઈશ. પાખંડ પુણ્યનો વેશ પહેરીને આવે, સેવાને નામે 'સ્વ-સેવા'ની જાહેરાતો કરવા ફોસલાવે. અને નિષ્ફળ જાય તો? એના ડંખ કેવા ઝેરીલા!

વર્તમાનપત્ર એટલે દેવાલય. પણ જમાનો વેપારનો આવ્યો. દેવ-મંદિરમાં દુકાનો બેઠી. વર્તમાનપત્ર એટલે સુવર્ણ-તુલા. આજે એમાં પસ્તી જોખાય છે. વર્તમાનપત્ર એટલે ધર્મનાં ખડગ, અને સત્યનાં સમરાંગણો. આજે એ ખડગો સગવડ મુજબ ખેંચાય છે ને બીડાય છે. ખાંડાની ધાર પર ચાલનારા મોતીલાલો અને ટિળકો મરી ખૂટયા છે. ચિંતામણિઓ પણ વિરલ બનતા જાય છે. દેવાલયના પવિત્ર ધૂપદીપ હોલવાતા જાય છે. સત્યના અવાજને સ્વાર્થની વિષભરી હવા ગુંગળાવી રહી છે. રૂપીઆના રણકાર સાથે તાલ દેતી કૈંક લેખિનીઓ નૃત્ય કરી રહી છે. ચાહે તે સંપ્રદાય, રાજા, ધર્મગુરુ કે ધનિક અનેક વર્તમાનપત્રોની કટારોને ખરીદી શકે છે ને ન ખરીદાય તેવાને ખુવાર કરવાનાં સાધનો ધરાવે છે.

બીજી બાજુ ગામડામાં, નેસડામાં, ઝુંપડામાં, ખેતરોમાં ને જંગલોમાં વસનારી એ પ્રજા : એ અંતઃપુરોની અબળાઓ, નિશાળોના છોકરાઓ ને સમગ્ર પીડિતજનો વર્તમાનપત્રને પોતાનું કોઈ તારણહાર સમજી, દેવદૂત સમજી, અરે કંઈ નહિ તો થોડી દયા ખાનાર ને થોડો દિલાસો દેનાર બાંધવ સમજી એને ખોળે પોતાનાં આંસુ ઠાલવે છે.

એવે વખતે વર્તમાનપત્રનું–સાચા દીક્ષિતનું કર્તવ્ય શું ? ટોળામાં ભળી જઈ ઓથે ઉભા રહી જવું ? કે જૂદા પડીને ટોળાના ચંચુ-પ્રહાર ખાઈ ખાઈ જાન કાઢી દેવો ? સત્ય અને પ્રભુનો સત્વર સરવાળો કરી કાઢવો ? કે પરિણામોની ત્રિરાશી પંચરાશી ગણવા બેસવું ? જીવન-મૃત્યુની ગણતી કયાં સુધી કરવી ? વર્તમાનપત્રકારિ-ત્વના અમુક વાડાએ કાઢેલાં ફરમાનો સામે શિર ઝુકાવવું ? કે એ સ્વાર્થી ફરમાનોના ભંગ દાખવી તેઓના ગોળીબારમાં વીંધાઈ જવું ?

## ભાષણો દઈ ભાગી ન જાઓ.

મોડા મોડા પણ આપણને સમજાયું કે આપણી માતાની આપણે શહેરોમાં નકામી શોધ કરી· એ તો ઉભી ઉભી પેલાં ખેત·

રોમાંથી સાદ કરે છે. માતૃભૂમિનો સંદેશો લઈને આજે સંખ્યાબંધ તરુણો ગામડાંનો ઉદ્ધાર કરવા છૂટયા છે. કોઈ સેવાસમિતિ, કોઈ ધર્મમંડળ, કોઈ રાજદ્વારી સભા, એ બધાં આ અજ્ઞાન ગામડીયાઓ ઉપર આજે ભાષણોની વૃષ્ટિ વરસાવતાં તૂટી પડયાં છે, અને હેરત પમાડે એવા ગહન ગહન ઉપદેશો દઈને પાછાં ચાલ્યાં આવે છે.

ભાષણો સાંભળી સાંભળીને ગામડીયાઓ એક બીજા સામે તાજુબ નજરે નિહાળી રહે છે. અગર ઉદ્‌ગારો કાઢે છે કે 'વાહ વાહ! ભાષણ દેનારો ગજબાણ!' આથી વધુ તેઓ ભાગ્યે જ સમજી શકે છે. આવી પ્રવૃત્તિઓનો શો અર્થ? આપણે કેવળ હેરત પમાડીએ છીએ.

ગામડાં કાંઈ ભાષણોને અભાવે કે નવી સંસ્કૃતિને અભાવે ભાંગી પડ્યાં એમ નથી. ઓછાબોલા ગામડીયાનાં જીવન–રહસ્ય જુદાં જ છે. એનું અબોલ જીવન બે પ્રદેશ ઉપર પથરાયેલું છે, કર્માલયમાં, અને ધર્માલયમાં. ગામનો ખેડુ ખેતરોમાં તલ્લીન છે. લુહાર સુતાર પોતાની કોડમાં જામેલ છે. વેપારી પોતાની દુકાન પર, અને આખો સ્ત્રીવર્ગ ઘરસંસારમાં જીવનસંગ્રામ કરે છે. આ બધામાં વાક્–પટુતાને સમય નથી. વૃત્તિઓના પછાડા વિરલ જ હોય છે. કારણ સહુ પોતપોતાની હદમાં ચુપચાપ મહેનત કરી રહ્યા હોય છે.

ગામડીયાઓનો વિસામો રહ્યો ધર્માલયોમાં; સાધુસંતોને મુખે વંચાતાં રામાયણ, મહાભારત કે ભાગવતમાં; રાત્રીભરનાં ભજનકીર્તનોમાં; અને ચારણભાટની વાર્તાઓમાં.

ધર્માલયોએ ગામડાંઓને સાબૂત રાખવા કેવી કેવી સેવા બજાવેલી છે! દૂર દૂર દેશના બાવાઓ આવીને પોતાનું જીવન ગ્રામ્ય જીવનની અંદર ઢલવી દેતા. એક લંગોટી ભર રહ્યે રહ્યે પણ, સંસારીને ય શરમાવે એવી વ્યવહાર–કુશળતાથી દેવાલયને ચલાવ્યે જતા, ઘાસનો એકેક પૂળો ભેળો કરીને ગૌવાઓ નભાવતા, દેવાલયની ચોપાસ ન્હાનકડી ફુલવાડી રચીને તેનાં ફળ ફુલ પ્રભુજીને પ્રસાદમાં ધરી, બાળકોને

રીઝવતા. લંગોટીને વળી ભય શો ? ગામનો અમલદાર હો, અમીર હો, યા અદનો ખેડુ હો. પણ એ બધાને બાવાજીની ભ્રકૂટિનો ભારે ભય રહેતો,

ધીરે ધીરે બાવાઓ સંયમહીન થયા, પેખ્યા, સખાવતોને જોરે વિલાસી બન્યા; શ્રદ્ધાળુ ગામડીયો તો એ બધું સહતો ગયો. પણ એક દિવસ શહેરમાંથી સુધારક છૂટયો, તે એ ગામડીયાની ભાવના ઉપર વજ્ર-હથોડો મારી એને ધર્માલયથી વિમુખ બનાવી ગયો.

ધર્માલયોની બદી કાઢવા છતાં આપણે ગ્રામ્ય-હૃદયની અંદરથી ઈશ્વરને ન્હસાડી મેલ્યા, એવું તો બની ગયું નથી ને? ગામડીયાની કમાણીમાંથી એક હિસ્સો પ્રભુજીના કામમાં જતો, એનું મન ભર્યું રહેતું, ઈશ્વર તરફની ભક્તિ-ભાવના એને જગતનાં સંકટોની વચ્ચે શુદ્ધ ને બલશાળી રાખતી, એ બધું હવે ગામડાંઓની અંદરથી રજા લેતું જણાય છે. કારણ કે એની એક પ્રકારની સંસ્થા ઉપરથી શ્રદ્ધા ઉઠાડવા જતાં, આપણે બીજી કોઈ ધર્મસંસ્થા એ શ્રદ્ધાને આશરો લેવા આપી ન શકયા.

આજે આપણે ગામડાંઓને સામાજીક સુધારાનાં અને રાજ્ય-દ્વારી આંદોલનનાં મેદાનોમાં ઘસડવા માગીએ છીએ. ગામડાંઓને રાત્રીશાળાઓ, અંત્યજશાળાઓ, પુસ્તકાલયો, ને સેવકમંડળો આપવા લાગ્યા છીએ. શહેરનો વેપારી શહેરમાંથી જેમ શહેરી જીવનના વિલાસની કે જરૂરીઆતની ચીજો લઈને ગામડામાં વેચવા બેસે તેવું આપણે પણ કરવા લાગ્યા છીએ. આ બધા તો પરદેશી છોડવા છે. અજાણી જમીનમાં એનાં મૂળ બાઝે નહિ, ઉલ્ટું આસપાસના વાવેતરને એનું ઝેર વણસાડી દેશે.

ગામડાંઓને નવા યુગની ચમક આપવા આજ ઠેર ઠેર મહેનત થઈ રહી છે, પણ ચમક લાગતી નથી. એ સમુદાયના હૃદયમાં એક પલવાર વેદના જાગે છે. આવેશના માર્યા એ લોકો થોડીએક ભાંગ-ફોડ કરી બેસે છે. પણ ચિરકાળ નભી રહે એવું કોઈ નવું જીવન

ખડું કરી શકતા નથી. ગાંધી મહારાજને નામે તો મુડદાં પણ ખડાં થાય છે. સ્વરાજફંડમાં અક્કેક પાવલું ઘણાના હાથમાંથી પડશે, પણ એ પાવલાની પાછળ પેલી અમર ઈશ્વરી ભાવના કયાં ? શ્રદ્ધા કયાં ? શી રીતે સમજાવી શકશો કે આ ચારઆની તેઓના કલ્યાણ માટે જ ખરચાવાની ? આપણે તો ત્યાં ને ત્યાં ઉભાં ઉભાં એક પહોંચ ફાડી આપવાની છે. પલવારમાં આપણે આખી ચળવળના નોખા નોખા ત્રાગ સાંધીને શી રીતે બતાવીશું ? ખાદીનાં માત્ર કીર્તનો સંભળાવ્યે સામો રેંટીયાનો નાદ શરૂ નથી થવાનો. આપણે લોકજીવનના રંગમાં રંગાઈ ગયા છીએ ખરા ? આપણે જુલ્મની વેદનામાં સદા સળગ્યા કરીએ, રાત દિવસ કેવળ ખુવારીની વાર્તામાં મશ્ગૂલ રહીએ, દેશનું દુઃખ નિહાળીને એક હાસ્ય કરવામાં પણ આપણે પાપ સમજી લઇએ, આપણા મોં ઉપર આશા કે ઉલ્લાસનું નૂર ન દેખાય, આપણી વાતોમાં વિનોદનો લગારે આભાસ પણ ન આવે, ખાદી કે સ્વદેશ કે સેતાની સરકારનાં ગીતો સિવાય બીજાં કોઈ ગીતો લલકારવા આપણો કંઠ તલ્પી ન ઉઠે; આપણે બળ્યા-ઝળ્યા, સોગીયા, ને શુષ્ક ! 'તમારા દેશને માટે" એ જ આપણી એક રાગિણી ! ધોળી ટોપીવાળા આ રીતે કદી પણ ગામડાના હૈયાંને જગાડી નહિ શકે.

તમારી બગલથેલીમાં એવું કાંઈ લઈને તમે આવ્યા છો કે જે લોકોને નચાવી શકે ? ઘડીભર આ સૃષ્ટિનું ભાન ભૂલાવી શકે ? રસમાં તરબોળ બનાવી શકે ? તમારાં નગરકીર્તનોમાં દસ બાર જુવાનોની કવાયત થાય છે, દુર્બળ સ્વરે ગીતો ગવાય છે. એ બધું તો માત્ર વેઠ જેવું. એમાં હૃદય નથી ગાતું. ગગનભેદી કોઈ અમર રાગિણી નથી ઉઠતી. તમે શેરીએ શેરીએ એક નિર્જીવ દશ્ય ખડું કરી શકો છો, પ્રજાનો સૂર નથી ખેંચી શકતા.

અને હમણાં તાજેતર મહિમામંડિત બનેલું પેલું ઢસા ગામ. ગોપાળદાસજીએ એ પ્રાણહીન ને કજીઆખોર ગામને આજે પાગલ

બનાવ્યું તે શી રીતે ? એણે આધે ઉભા ઉભા લોકોને ઉપદેશો ન દીધા. એ તો પ્રજાની વચ્ચોવચ ઘરબાર કરીને જામ્યા. એણે ખુદ પ્રજાના હૃદયમાંથી જ પ્રજાની મૃતપ્રાય સમૃદ્ધિઓને સજીવન કરી બહાર ખેંચી. એની રાસમંડળીએ લોકોને ચકચૂર બનાવ્યા. ગોપાળદાસજી પહેલા ઘાયલ, પહેલા ભક્ત ને પછી દેશભક્ત.

એવા ઘાયલ આજ ગુજરાત કાઠિયાવાડમાં ઘણાયે હશે. એવો એકેક ઘાયલ, એકેક પાગલ, એકેક મસ્તીખોર, આજ એકેક ગામડાના કાળજામાં જઈને બેસી જાય, તો જ ગામડાનો અમર આત્મા જવાબ દેશે. ઉપદેશ દેવા જશો તો એ આત્મા ઝોકાં ખાવાનો.

લોકોને મરેલા સમજીને આપણે નવું જીવન આપવા ઉપડયા છીએ. લોકો આપણી સીકલ સામે જોશે. આપણા શરીરબળ સામે નજર કરશે. આપણી બોલી તપાસશે. આપણો સ્વભાવ ખુશમિજાજી છે કે ઉદાસ એ જોશે. આપણે પોતે જીવતા છીએ કે મુડદાલ એની સાબીતી આપણે પહેલવહેલી દેવી જ પડશે. જીવન એટલે કેવળ ગાંધીજીકી જય નહિ, કેવળ ખાદીનો પોષાક નહિ, કેવળ સ્વદેશાભિમાનનાં ભાષણો નહિ, કે નહિ કેવળ રેંટીઓ. જીવનનું ઝરણું તો વિધવિધ પ્રદેશો ઉપર નાચતું, કુદતું, ઘડી વેગ કરતું, તો ઘડી વિસામો લેતું, ઘડી પહોળો પટ ખેંચતું, તો ઘડી પ્રવાહને પાતળો કરી નાખતું, ઘડી મેદાનોમાં તો ઘડી ખીણોમાં, કલકલ અવાજ કરતું દોડયું જાય છે.

એવા જીવનનો સ્વાદ આપણે લોકોને ચખાડી શકશું ? આપણે પોકાર કરીએ કે બ્રાહ્મણો ઉતરી ગયા. સાચા બ્રાહ્મણ બનીને એકાદ ગામડામાં બેસી જવાની આપણી હિંમત છે ? આપણે અવાજ ઉઠાવીએ કે ગામડીયાઓને એનો વેપારી ચૂસે છે. સાચો વેપારી બનીને કોઈ સ્વયંસેવક એકાદ ગામડું સંભાળી લે એમ છે ? આપણે ગામડાના બાવાઓનો અપરાધ જોઈએ. સાચા બાવા બનીને ધૂણી ધખાવવાની કોઈને તાલાવેલી લાગી છે ? સચ્ચાઈનો આદર કરવા

ગ્રામ્ય હૃદય પોતાનાં દ્વાર ખુલ્લાં મેલીને બેઠું છે. પરંતુ સચ્ચાઈ તો માત્ર ભાષણ કરીને જ ચાલવા માંડે છે.

પરંતુ રે ! આપણે તો વર્ત્તમાનપત્રોના ભૂખ્યા, સભાસમિતિઓના જીવડા. આપણે જાણીએ કેવળ હેરત પમાડવાનું. એક પ્રભાતે જાગીને જોશું ત્યારે આપણી અનાથતા આપણને જ હેરત પમાડવાની. મરી ફીટવાની જંખના તો નવા-યુગના ઘણા જુવાનોમાં છે. હવે તો જીવી જાણવાનું કોઈ શીખવે ? મારવા કરતાં જીવવું મુશ્કેલ છે. સાચા મરનારને જીવતર આકરૂં નથી લાગતું; મીઠું જ લાગે છે. સાચો લડવૈયો લડાઈમાં જતાં જતાં પણ ચોરે બેસીને કસુંબાના આનંદની પ્યાલીઓ ઉડાવી શકે છે. કલકત્તાની એક વિરાટ સભામાં રાજ્યદ્વારી બાબતો ઉપર લોકોને ભાષણ દઈને ત્યાં ને ત્યાં બીજી જ ઘડીએ ગાંધીજી પોતાના ખોળામાં એક બાળકને રમાડતા હતા; રમાડતાં રમાડતાં એ ન્હાની કન્યાના મ્હોં ઉપર ચુમીઓનો વરસાદ વરસાવ્યે જતા હતા. એક તરફથી એ સાધુ સેનાપતિની રણહાક સાંભળી સ્ત્રીઓના અંગ ઉપરથી સોનારૂપાના અલંકારો ઉતરતા હતા, મહમદઅલી અને મોતીલાલજી સભાને ગજવી રહ્યા હતા; ત્યારે બીજી બાજુ એ વિરાટ અને વામન વચ્ચે, એ પરમ અને પરમાણુની વચ્ચે ગાંડીતૂર મસ્તી જામી હતી. જે હસી નથી શકતો તે રડી શું જાણવાનો હતો ? જે રમાડી ન શકે તે રડાવી પણ નહિ શકે.

ગામડાંઓ કહે છે કે 'આવો ને તમારા સમસ્ત જીવનની પિછાન આપો. અમારા માનમાં તમારી વાણીને ડુબાવી દ્યો. તમારૂં આસન અમારાથી ઉંચે કોઈ માચડા ઉપર ન રાખો. અમે જે ધરતી ઉપર બેઠા છીએ ત્યાં જ બેસો-ભાષણ દઈને દૂર ભાગો મા !'



## પ્રહરી

પ્રજા-જીવનના પ્રહરીઓ સૈકે સૈકે આવે છે અને અખંડ ઉજાગરા કરી પહેરા ભરે છે. એને ઋષિ કહીએ, આચાર્ય કહીએ, કે

પેગમ્બર કહીએ! વિરાટના પડછાયા જેવા, ‘ ડોલતા ડુંગર ’ જેવા, આકાશના ખંડ જેવા, આયુષ્યે, દેહે, વાણીએ અને ચારિત્રે કરી તેઓ આખી સદી ઉપર પોતાની ભવ્ય નીલિમા વિસ્તારી મૂકે છે. કલા, સાહિત્ય, ધર્મ, કે રાજદ્વાર : તમામ વચ્ચે ખડી થયેલી ખોટી દિવાલોને તોડી પાડી, બુદ્ધિવંત કુટિલતાએ જડબેસલાખ કરેલા જૂદા જીવન-વિભાગોની પાળો લોપી નાખી, કૃત્રિમતાની કુંડીઓમાં રૂંધાએલાં નીરને તેઓ અરસપરસ વહેતાં મૂકે છે. એકી જ સાથે એ કલાકાર, સાહિત્યકાર, સમાજશાસ્ત્રી ને ધર્માચાર્યોનું ચતુર્વિધ સ્થાન શોભાવી, પ્રજાને પ્રેરણાના પ્યાલા ભરી ભરી પાય છે.

ગઈ તા. ૨૮ ઑગસ્ટ ૧૯૨૮ની તિથિએ એવા એક પુરુષવરની શતાબ્દી હતી. જગતનો એક પણ દેશ એવો નહિ હોય કે જે એના શતાબ્દી–ઉત્સવથી વંચિત રહ્યો હશે; કેમકે એના ચિંતનના ઓળા ખંડેખંડમાં પથરાયા હતા. એ મહર્ષિનું નામ કાઉન્ટ લીઓ ટૉલ્સ્ટૉય. ઈ. સ. ૧૮૨૮ના ઑગસ્ટ માસની ૨૮મી તારીખે રુશિયાની ઝારશાહી રૂપ ઘોર અંધારી રાત્રિમાં એનો જન્મ થયો અને આખી ૧૯મી સદી પર પોતાની મહોજ્જ્વલ વિચારણા પાથરી દઈ, વીસમી સદીના અરુણોદયને વંદના કરી એણે ૧૯૧૦માં દેહલીલા સંકેલી. વીસમી સદીનો આ અરુણોદય આણવામાં જગતના જેટલા મહાપુરુષોનો હાથ છે, તેમાં ટૉલ્સ્ટૉયનું સ્થાન ઘણું ઉંચું છે.

જમાનાજૂની ઝારશાહીનાં જુલ્મ–ચક્રો સમાં જે રુશિયન ઉમરાવકુલો, તેમાંના જ એક કુલમાં એનો જન્મ થયો : જુવાનીમાં એણે ઝારના જ લશ્કરનો લડવૈયો બની મોટા રક્તપાતોમાં ભાગ લીધો : હત્યાઓ કરી : લંપટતાના આનંદો પણ ઘણા ઘણા લીધા : મદિરાપાન પણ ઘણાં કીધાં. લક્ષ્મીની છોળોમાં ન્હાયા જ કર્યું: જુગાર ખેલવામાં પાછું ન જોયું. દુનિયાના તમામ દુર્ગુણોમાં એણે આળોટી લીધું. અને પછી એનું પરિવર્તન પણ તેવું જ પ્રચંડ બની ગયું. એ પવિત્ર પતિ બન્યો, ગરીબ ખેડુ બની ગયો, જુગાર કે દારૂ

તો શું પણ બીડી યે ત્યજી દીધી. અને 'દેશ-રક્ષા' શબ્દની ઓથે ચાલી રહેલા નિર્દોષ પ્રજાજનોના હત્યાકાંડો સામે-એટલે કે 'લડાઇ' સામે એણે પોતાની કલમ ચલાવી. એણે નીપજાવેલા આંસુભર્યા સાહિત્યે ઝારશાહીના પાયા ધોવાનું કામ તો આજથી અરધી સદી પૂર્વે શરૂ કરી દીધું હતું.

એનું સાહિત્ય એટલે શું? પુસ્તકોની સંખ્યા નહિ. માત્ર પાત્રોનું કલાવિધાન કે વાણીનું લાલિત્ય નહિ. નવરાશની ક્ષણોમાં કોઈ રમ્ય પ્રકૃતિ–સ્થાન પર બેસીને એણે સાહિત્ય નથી સરજ્યું. એણે કલમ ઉપાડી, અવિરત ચલાવી, જીવતાં સુધી લખ્યા જ કર્યું; કેમકે એનાથી લખ્યા વગર રહેવાતું નહોતું. એના આત્માની અંદર ઉગ્ર મંથન ચાલતું હતું. રુશિયાના ખેડુ–જીવનમાં ઊંડે પાતાળે ઉતરી જઈને ટૉલ્સ્ટૉય એની સમસ્યાઓ ઉકેલવા દિવસ રાત મથતો હતો. આ દુ:ખ શા માટે? સ્ત્રી–જીવનની વેદનાઓ શી શી? પ્રજાજીવનમાં દાંપત્ય કેમ ગુંચવાડે ચડયું છે? આ કેળવણી બાળકોના અંતરમાં જીજ્ઞાસાની તરસ જગાવવાને બદલે સ્વતંત્ર વિચારણાને અને કુતુહલ–વૃત્તિને રૂંધે છે કાં? રુશિયાના ખેડુત જેના નામ પર આસ્થા રાખી અસહ્ય તાપ વેઠે છે અને વિપત્તિઓ સામે ટક્કર ઝીલી જેને વિશ્વાસે ખંત સાથે મીઠી બાથ ભરી લ્યે છે, એ 'પ્રભુ' કોણ છે? શું છે? જ્ઞાનની આ મૌલિક સમસ્યાઓનો ભેદ પામવા માટે ટૉલ્સ્ટૉયે વિજ્ઞાનશાળાઓ તેમ જ ધર્મ-મંદિરો, બન્નેનાં બારણાં ખખડાવ્યાં. પૂર્વ પશ્ચિમની શાસ્ત્ર–પોથીઓ ઉથલાવી. સત્ય શું?–એની શોધ લેવા માટે એ વલોવાઈ જતો; એને કયાં યે ઝંપ ન વળ્યો. અમીરાત, સ્ત્રીબાળકો, વગેરે બધું તજ્યું. એનું જીવન એક અખંડ ધખતી વેદી સમ બની રહ્યું.

આમાંથી નીપજેલું સાહિત્ય તે સાચું સાહિત્ય. રુસ સમાજના જીવન–પ્રશ્નો આલેખતી એની નવલકથાઓએ પ્રજાના પ્રાણમાં અપૂર્વ વિપ્લવ જગાવ્યો, કેમકે એમાં ટૉલ્સ્ટૉયના પ્રાણનો સાચો પડઘો

ાતો. ધર્મ, કેળવણી, કલા, વગેરે બધાં ક્ષેત્રોમાં એના વિચારોના
ાંચકા લાગ્યા. સાહિત્ય અને કલા જો જીવનની ફિલ્સુફી ન ચર્ચે,
ંચી જીવનવાટ ન બતાવે, ગરીબોનાં આંસુ ન લુછે, તો સાહિત્યકલા
ા ખપનાં છે? કલા, સાહિત્ય કેવળ નિરપેક્ષ મોજની વસ્તુઓ
ની સાધનસંપન્ન મનુષ્યોને થોડો આનંદ કરાવે, તો તેની જરૂર નથી.
ોતાને ઘેર યુરોપનો એક મશહુર ગવૈયો શાસ્ત્રીય નિયમાનુસાર એક
ાડંબરી સંગીત કરે, તે કરતાં જો પોતાના ખેતરમાં કાપણી કરતી
જૂરણોએ પોતાની સાસરેથી આવતી દીકરીના સન્માનનું ગાયેલું
ીત વધુ મધુર, વધુ કર્ણપ્રિય હોય, તો પેલા શાસ્ત્રીય સંગીતનું કેટલું
ૂલ હોઈ શકે? કલા ક્યાં છે? હજારો મજૂરોનાં લોહી ચૂસતાં
ંચાકામ વડે ઝગારા મારતી રંગભૂમિઓમાં? કે ગ્રામ્ય જનતાના
ઋતુ-ઉત્સવોમાં?

આવા આવા પ્રશ્નો મહર્ષિ ટોલ્સ્ટોય આપણાં સાહિત્ય, કલાની
ામે ધરી ગયો છે. એની સામે દુનિયાનો મતભેદ ખડો છે. કલા
ાહિત્ય પરત્વે ટોલ્સ્ટોયની વિચારણા ઘણી કાચી, ઘણી ભૂલભરેલી
ને ઘણી સંકુચિત બની ગયાનો આક્ષેપ જગતના શાણા કલાભિજ્ઞોએ
ણ મૂકેલો છે. એ વિવાદાસ્પદ પ્રશ્ન પર અભિપ્રાય આપવાનો અધિકાર
ાપણો ન યે હોય. પરંતુ કલા કુદરત વચ્ચેના આજે વધી પડેલા
ૈમ્યને શમાવવા માટેના ટોલ્સ્ટોયના પ્રયત્નની સચ્ચાઈની અવગણના
ા આજ પણ થઈ શકે તેમ નથી. કલાના અભ્યાસી ભાઈશ્રી
નૈયાલાલ હરદેવરામ વકીલ સાચું જ કહે છે કે: Tolstoy was
, prophet of art and not a pamphleteer. કલાને એણે
ાપામાં ચર્ચવાનો ચુંથો બનાવી નહિ, પણ કોઈ પેગમ્બરની રીતે
ોક-જીવનમાં નીતરતી કરી મૂકી. એનો પેગામ એ જ હોઈ શકે, કે
ોકજીવનને વિશુદ્ધિમય, રસભર્યું, હળવું ને પ્રભુગામી બનાવે તે જ
લા. સ્વાભાવિક જીવનમાંથી વિખૂટી પડી રંગભૂમિ પર ઝગમગે તે
લા ન હોય.

ટૉલ્સ્ટૉય-શતાબ્દીની તિથિ આપણી સન્મુખ એક જ સર્વોપરિ મંત્ર ધરે છે : કે સાહિત્ય કલાને ફુરસદીઆ વિલાસની વસ્તુ બનતી અટકાવી, આ સડી જતા ને ઘરેડમાં પડી પીસાતા પ્રજાજીવના વિપ્લવનું શસ્ત્ર બનાવો. કેવળ લીલા ખેલવાની, કૌતકની, સમાજને ઘડીભર ચોંકાવી સંક્ષુબ્ધ કરી મૂકવાની જાદુઈ લકડી અને લેખિની પીંછી વચ્ચેનો ભેદ પિછાનો. જનતાના ઉંડાં મંથનોને ઉચ્ચારણ આપો. લોકજીવનની સમસ્યાના ઉકેલ આણો. એમાથી ક્રાંતિ ઉદ્ભવશે. ક્ષુદ્રતા પ્રતિ અસંતોષ પ્રગટશે. પ્રજા-જીવનના સાચા પ્રહરીઓનું એ જ કર્તવ્ય છે.